मैत्री राज्यवती त्वयि त्वयि कृपो मत्सरः स्व पुत्र

स्वं मूर्या त्व च सत्सरणुण कुसुमगण किंवा बहु ब्रूमहे ।

श्रीमन्त्रीश्वर ! नूनमीश्वरकल्पमयुक्तस्य ते युष्मते

बालेन्दु चिसुखके रचयितुं त्वचोऽस्य क प्रभुः ' ॥

આ પદ્ય સાંભળી મહામાત્ય વસ્તુપાલ આનંદ પામ્યો અને મુનિ બાલચંદ્રના આચાર્યપદ મહોત્સવમાં ૧૦૦૦ દ્રમ્મ વાપર્યા.

કવિ સોમેશ્વર અને હરિહર વગેરે સમકાલીન વિદ્વાનો મહામાત્ય વસ્તુપાલને વસંતપાલ કહીને બોલાવતા હતા, તેથી મહાકવિ આ બાલચંદ્રે વસંતવિલાસ નામે મહાકાવ્યની રચના કરી, જેમાં મહામાત્ય વસ્તુપાલ અને પોતાની સંપૂર્ણ જીવનકથા ગૂંથી છે

આ૦ બાલચંદ્ર વૈદર્ભીરીતિના આલેખક છે તેથી અપરાજિતે તેમને વૈદર્ભીરીતિના સર્વોત્તમ કવિ તરીકે બિરદાવ્યા છે તેમણે સં૦ ૧૨૯૮ લગભગમાં વસંતવિલાસ મહાકાવ્ય (સર્ગ ૧૪) સં૦ ૧૨૭૭માં 'કરુણાવજ્રાયુધ નાટક' (અંક ૫) સં૦ ૧૨૪૭–૪૮માં મહાકવિ આસડની વિવેકમંજરી ઉપર ટીકા, તેમજ ઉપદેશકંદલી ની ટીકા અને પ્રાસંગિક શ્લોકો વગેરેની રચના કરી છે તેમણે કરુણાવજ્રાયુધનાટકમાં રાજા વજ્રાયુધ અને કબૂતરની ઘટના વર્ણવી છે મહામાત્ય વસ્તુપાલના શત્રુંજયતીર્થના ઉત્સવમાં આ નાટક ભજવાયું હતું[1]

## ૯ રાજગચ્છ પટ્ટાવલી

માળવાની ઉજ્જૈની નગરીમાં ભ૦ શાંતિનાથના દેરાસરમાં એક

૧. જૈન સાહિત્યમાં ઘણા નાટકોના ઉલ્લેખો મળી આવે છે. રાજપ્રશ્નીયસૂત્ર માં ૩૨ નાટકો, પુષ્પિકાસૂત્ર માં ૩૨ નાટકો, ત્રિષષ્ટિ માં રત્નપાલ નાટક, આષાઢાભૂતિ નાટક ઉત્તરાધ્યયનસૂત્ર અ૦ ૧૩ ગા ૧૪ અ૦ ૧૮, ગા ૧૪ માં મધુકરીગત તથા સૌભાગ્યવિના ઉલ્લેખો મળે છે તેમજ આ૦ નન્નસૂરિનું રામાયણ આ૦ શીલાંકના મહાપુરિસચરિય માં વજ્રવિધિ વિબુધાનંદ નાટક આ૦ મેઘપ્રભનું ધર્માભ્યુદય નાટક આચાર્ય અભય નાટકસમય, પ્રબુદ્ધ નાટક વગેરે પ્રસિદ્ધ પ્રાચીન નાટકો છે. આ નાટકો ઘણાંયે સારી રીતે ભજવાતાં હતાં.

ગુરુપાકમંડલ છે જેમાં વચ્ચે ૧ અને બન્ને બાજુના પરિકરમાં ચાર-ચાર એમ આઠ એ રીતે કુલ નવ ગુરુમૂર્તિઓ છે જેમાં આ પ્રકારે શિલાલેખ છે—

(१) सं १२२२ ज्येष्ठ सुदि १२ बुधे श्रीभद्रेश्वरसूरि, श्रीजयसिंह(ह)सूरि-श्रीहेमहर्षसूरि-(२) श्रीभुवनचंद्रसूरि-श्रीदेवचंद्रसूरि-श्रीजिनेश्वरसूरि-श्रीजिनदेवसूरि-(३) श्रीजिनचंद्रसूरि-श्रीशांतिप्रभसूरि ॥ अमीषां मूर्ति पं मर पंरमगिना (४) कारापिता प्रतिष्ठिता श्रीवर्द्धमानसूरिभि ॥ शुभं भवतु ॥

(જુઓ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૧૮ ૨૧૯ પૃ ૩૧)

આ શિલાલેખના આ ભદ્રેશ્વરસૂરિ વગેરે આચાર્યો ક્યા ગચ્છના હતા અને ક્યારે ક્યારે વિદ્યમાન હતા તેનો નિર્ણય કરવાનું કોઈ સ્પષ્ટ પ્રમાણ મળતું નથી; પણ અનુમાનથી કંઈક તારવીએ છીએ.

વિક્રમની બારમી શતાબ્દીમાં (૧) રાજગચ્છના આ૦ ચંદ્રસૂરિના પટ્ટધર સં ૧૧૮૫, (૨) સંવેગિ વડગચ્છના આ પદ્મસૂરિના પટ્ટધર સં૦ ૧૧૮૭ અને (૩) વડગચ્છના આચાર્ય વાદિદેવસૂરિના પટ્ટધર સં ૧૨૨૬ એમ ત્રણ ભદ્રેશ્વરસૂરિઓ થયા.

જો આ શિલાલેખ રાજગચ્છના આ ભદ્રેશ્વરસૂરિનો હોય તો અનુક્રમે (૧૧) આ ભદ્રેશ્વર, (૧૨) આ જયસિંહ, (૧૩) આ હેમહર્ષ (૧૪) આ ભુવનચંદ્ર, (૧૫) આ દેવચંદ્ર, (૧૬) આ૦ જિનેશ્વર, (૧૭) આ જિનદેવ, (૧૮) આ જિનચંદ્ર, (૧૯) આ શાંતિપ્રભ અને (૨ ) આ વર્ધમાન—એ રીતે પટ્ટપરંપરા બને.

બીજી રીતે તપાસીએ તો નક્કી છે કે આમાંના ઘણા આચાર્યો તેરમી શતાબ્દીના સમકાલીન આચાર્યો છે

આ ગુરુપાકમંડલ પં૦ નરચંદ્રગણિએ કરાવ્યું છે અને આ૦ વર્ધમાને તેની પ્રતિષ્ઠા કરી છે[1]

---

૧ હમીરગઢ તીર્થના જિનાલયોમાં આ ભદ્રેશ્વરસૂરિ સં ૧૨૧૯ આ સર્વાનંદસૂરિશિષ્ય આ વર્ધમાનસૂરિ સં ૧૩૪૧ નાં નામો મળે છે

## ૧૦ રાજગચ્છ પટ્ટાવલી (દેવેન્દ્રશાખા)

૯ આ૦ દેવભદ્રસૂરિ
૧૦ આ૦ ચન્દ્રસૂરિ
૧૧ આ૦ ભદ્રેશ્વરસૂરિ

૧૨ આ૦ વર્ધમાનસૂરિ—આ આચાર્ય કોની પાટે થયા તે સંબંધી સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી.

૧૩. આ૦ જિનચન્દ્રસૂરિ—તેઓ આ૦ વર્ધમાનના શિષ્ય હતા અને આ૦ ભદ્રેશ્વરના પટ્ટધર હતા. આ૦ હરિભદ્રસૂરિના હાથે તેમને આચાર્યપદ મળ્યું હતું તેમને (૧) આ૦ સર્વદેવ, (૨) આ૦ કનકપ્રભના શિષ્ય આ૦ પદ્મદેવ, (૩) આ૦ ચન્દ્ર (બીજા)ના શિષ્ય આ૦ શ્રીદેવ અને (૪) આ૦ જયસિંહને આચાર્યપદ આપ્યું હતું

(૧૪) આ૦ ભુવનચન્દ્રસૂરિ—તેઓ આ૦ જિનચન્દ્રના શિષ્ય હતા. તેમણે તારંગાતીર્થમાં સં૦ ૧૩ ૪ સં૦ ૧૩ ૫માં શેઠ ધનચન્દ્રના પુત્ર શેઠ થાહડના પુત્રો ભુવનચન્દ્ર તથા પદ્મચન્દ્રે બનાવેલી ભ૦ અજિતનાથની બે કાઉસગ્ગિયા પ્રતિમાઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરી હતી. આ પ્રતિમાઓ આજે તારંગાતીર્થ અને પાલનપુરના મોટા દેરાસરમાં બિરાજમાન છે

૧૪ આ૦ જયસિંહસૂરિ—તેમણે સં ૧૨૧૫માં શરદ્ ઋતુમાં પાલી નગરમાં શેઠ સાધારણના ઘરમાં રહી, વાચક ઉમાસ્વાતિના 'જંબૂદ્વીપસમાસ'ની વિનેયજનહિતા ટીકા રચી છે તેમજ સં ૧૨૧૫માં આ૦ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના 'ક્ષેત્રસમાસ'ની ટીકા (ગ્રં૦ ૩૦૦૦) રચી છે મલ્લગચ્છના આ૦ જયસિંહે સં૦ ૧૨૮૦માં ખંભાતમાં વીરવસહિકામાં સરસ્વતીદેવીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી.

## ૧૧ રાજગચ્છ પટ્ટાવલી (દેવેન્દ્રશાખા)

૯ આ૦ દેવેન્દ્રસૂરિ

૧૦ આ૦ ધર્મસૂરિ—તેમનું બીજું નામ આ ધર્મઘોષ પણ મળે છે

૧૧ આ૦ મુનિચંદ્રસૂરિ

૧૨. આ૦ રત્નાકરસૂરિ—તેમણે સં૦ ૧૩૪૨ના પોષ વદિ ૯ને બુધવારે આહિલ્લવાડના પલ્લીવાલ ઠ૦ દેહાના પુત્ર સાધુ પેથડે કરાવેલી આ અજિતનાથસ્વામીની પ્રતિમાની અંજનશલાકા કરી હતી; જે પ્રતિમા આજે શત્રુંજય મહાતીર્થના નવા આદીશ્વર ભગવાનના દેરાસરના રંગમંડપમાં ડાબી તરફ ભદ્રાસને વિરાજમાન છે.

## ૧૨ રાજગચ્છ પટ્ટાવલી (ભરતશાખા)

૯ આ૦ શીલભદ્રસૂરિ—તેમની પાટે પાંચ આચાર્યો થયા હતા.

૧૦ આ૦ ભરતેશ્વરસૂરિ—તેઓ પ્રામાણિક પુરુષોમાં અગ્રણી હતા.

૧૧ આ૦ વૈરસ્વામી સૂરિ—તેઓ આ૦ શીલભદ્રના શિષ્ય હતા; પરંતુ આ૦ ભરતેશ્વરની પાટે આવ્યા હતા. તેમણે સં૦ ૧૨૧૨ના મહા સુદિ ૧૦ને બુધવારે આજૂવીર્યમાં મોટી પ્રતિષ્ઠા કરી હતી. (જુઓ, 'અર્બુદ પ્રાચીન જૈન લેખસંદોહ' લેખાંક ૧૫૯ ૧૬૦ ૧૬૧)

૧૨. આ૦ નેમિચંદ્રસૂરિ—તેમણે મ્લાહ્મવતનું ખંડન કર્યું હતું

( જુઓ, માણિક્યચંદ્રકૃત પાર્શ્વનાથચરિત્ર પ્રશસ્તિ; પ્રભાપ્રકાશ સટીકની ટીકા પ્રશસ્તિ.)

૧૩. આ૦ સાગરચંદ્રસૂરિ—તેમના અમીસમા ઉપદેશથી નાડોલના રાજા કેલ્હણદેવ (સં૦ ૧૨૨૧ થી ૧૨૪૯) તથા બીજા રાજાઓ જૈન બન્યા હતા. (પ્ર૦ ૪૩) તેમણે ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ વિશે વર્ણનાત્મક ગ્રંથો રચ્યા છે નિર્વૃતિકુલના ગચ્છનાયક આ૦ ગોવિંદસૂરિના પટ્ટધર આ૦ વર્ધમાનસૂરિએ સં૦ ૧૧૯૭માં રચેલા ગણરત્નમહોદધિ (મુદ્રિત પૃ૦ ૧૪૭)માં તેમનું એક પદ આ પ્રકારે આપ્યું છે. (વિવિધગચ્છીય પટ્ટાવલીસંગ્રહ, પૃ૦ ૧૯ શ્લોક : ૯૭)

द्रव्याश्रयाः श्रीनरसिंहदेव ! गुणाः कणादेन महर्षिणोक्ताः ।
त्वया पुनः पण्डितदानशौण्ड ! गुणाश्रयं द्रव्यमपि व्यधायि ॥

(જુઓ, જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પારા. ૩૬૨)

સંભવ છે કે, તેમની પાટે આ૦ મલયેન્દુ થયા હોય.

(રાજગચ્છ પટ્ટાવલી, શ્લો૦ ૮૯, ૯૦).

૧૪. આ૦ માણિક્યચંદ્રસૂરિ—તેઓ આ૦ સાગરચંદ્રસૂરિના ગુરુભાઈ હતા છતાં આ૦ સાગરચંદ્રને ગુરુ તુલ્ય માનતા હતા.

નાગેન્દ્રગચ્છીય આ૦ ઉદયપ્રભસૂરિના શિષ્ય આ૦ જિનભદ્ર લખે છે કે, આ૦ માણિક્યચંદ્રસૂરિ વડકૂપ (વ ગા)માં સ્થિરવાસ કરતા હતા. મહામાત્ય વસ્તુપાલે ખંભાત જઈ તેમને ત્યાં પધારવા વિનંતિ કરી; પરંતુ આચાર્યશ્રી ત્યાં ગયા નહિ તેથી મહામાત્યે બે શ્લોક લખીને તેમને મોકલ્યા—

उच्चैर्योऽस्त्रप गतिं कुर्वन् गर्वोद्गारगरुत्मति ।
वटकूपकूपमध्ये निवसति माणिक्यचन्द्रगुरुः ॥
मध्ये संगमे प्रदर्शी द्विविदग्धजनचक्रमेऽप्यमितगुणपरः ।
वटकूपकूपमध्ये निवसति माणिक्यचन्द्रगुरुः ॥

આચાર્યશ્રીએ તેનો ઉત્તર પણ શ્લોક દ્વારા આપ્યો—

गुणान्वेषणमग्नानां वस्तूनां दूरं विपाटयन् ।
वंशपार्श्वस्थितिर्न्यस्ता र विद्वन् ! विलम्ब्यते ॥

(જુઓ, નવો ત્રિષષ્ટિશલાકાચરિત્ર અ. ૧૨)

મહામાત્યે ગુજરાતમાં આવીને ખંભાતમાં તેમની પોશાળની વસ્તુઓ ચોરાવી લઈ ગુપ્તિન રૂપે મુકાવી દીધી. આચાર્યશ્રીએ ફરક્રમ જઈ મહામાત્યને જણાવ્યું કે સંઘમાં તમારા જેવા મોટા પુરુષો વિદ્યમાન હોય છતાં પોશાળમાં આવો ઉપદ્રવ કેમ થયો?

મહામાત્યે વંદન કરી સુખશાતા પૂછીને જણાવ્યું કે 'આપને અહીં પધરાવવા માટે જ મેં કર્યું છે.' મહામાત્યે હસીને આવો ઉત્તર વાળ્યો ને બધી વસ્તુઓ પાછી આપી. મહામાત્ય મુખપૂજન કરી ત્યારે

## ૧૩ રાજગચ્છ પટ્ટાવલી (ધર્મઘોષગચ્છ)

૯ આ૦ શીલભદ્રસૂરિ—તેમની પાટે આ૦ ધનેશ્વર, આ૦ ચંદ્ર, આ૦ ભરતેશ્વર, આ૦ ધર્મઘોષ અને આ૦ સર્વદેવ થયા હતા.

૧૦ આ૦ ધર્મઘોષસૂરિ—તેમનુ બીજુ નામ આ૦ ધર્મસૂરિ પણ મળે છે. તેઓ વ્યાકરણના પારગામી, ન્યાયશાસ્ત્રના નિષ્ણાત, સૂત્ર-અર્થના સમર્થ વ્યાખ્યાતા અને અપૂર્વ બુદ્ધિવાળા હતા. તેઓ છ ઘડીમા ૫૦૦ શ્લોક મુખપાઠ કરી શકતા હતા. તેઓ મહાવાદી હતા. તેમને અંબિકાદેવી પ્રસન્ન હતી. તેમણે નાગોર, શાકંભરી અને અજમેરની રાજસભામા વ્યાખ્યાનો આપ્યા હતા અને ત્યાંના રાજવીઓ તેમજ જનતા ઉપર પ્રભાવ પાડ્યો હતો. નાગોરનો રાજા આલ્હણ (નાડોલનો રાજકુમાર સ૦ ૧૧૬૭ થી ૧૨૧૮), શાકંભરીના રાજાઓમાં અજયરાજ જેણે અજમેર વસાવ્યું, રાજા અર્ણોરાજ જેણે પોતાની પુત્રી જલ્હણા (ચંદ્રલેખા) ગૂર્જરેશ્વર કુમારપાલને પરણાવી હતી (મૃત્યુ સ૦ ૧૨૦૮) ચોથો વિગ્રહરાજ (સ૦ ૧૨૧૨ થી ૧૨૨ ) વગેરે રાજાઓ આ૦ ધર્મઘોષસૂરિને ગુરુદેવ તરીકે માનતા હતા. તેમણે અજમેરમા રાજા અર્ણોરાજની સભામાં દિગંબર વાદી ગુણચંદ્રને હરાવ્યો હતો.[1] બીજા ઘણા વાદોમા વિજય મેળવ્યો હતો. તેમના ઉપદેશથી પ્રતિબોધ પામી અજમેરના રાજા વિગ્રહરાજે (વીશલદેવે) જૈનધર્મ અંગીકાર કર્યો હતો. પોતાના રાજ્યમા અગિયારશ વગેરે તિથિઓમા અમારિ પળાવી હતી. અજમેરમા મોટો રાજવિહાર બંધાવી, તેમા ભ૦ શાંતિનાથની મોટી

1 વાદિચન્દ્ર ગુણચન્દ્રમવિજેતા ભૂપતિત્રયવિબોધવિધાતા ।
ધર્મસૂરિરિતિ નામ પુરાઽઽસીદ્ વિશ્વવિશ્વવિદિતો મુનિરાજઃ ॥૧॥
( જૂઓ, રાજગચ્છ પટ્ટાવલી અર્બુદ પ્રાચીન લેખસંદોહ લેખાંક ૧)

ગુણચન્દ્રદિગમ્બરમિતિ ... ગ્રાવ ... ।
... ધર્મઘોષસૂરિઃ ॥
(—રાજગચ્છ પટ્ટાવલી, શ્લો૦ ૭ ૮ વિવિધગચ્છીય પટ્ટાવલીસંગ્રહ)

જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી, તેના કળશ-દંડ ચડાવ્યા હતા અને તેની ધ્વજા પણ અરિસિંહ અને આલ્હણરાજને સાથે રાખીને પોતે જ બાંધી હતી. આ સ્થાનનો મુસલમાનોએ નાશ કર્યો, જે સ્થાન અત્યારે "અઢાઈ દિનકા ઝોપડા" એ કૌતુકી નામથી ઓળખાય છે.

આ સિવાય આચાર્યશ્રીના ઉપદેશથી રાજા વિગ્રહની માતા સુહવ દેવીએ સાગકુપુર વગેરે ૧૦૫ સ્થાનોમાં શ્રી પાર્શ્વનાથજી વગેરેનાં જિનાલયો બનાવ્યાં હતાં. સં૦ ૧૧૮૧ કે સં૦ ૧૧૯૧માં ફલોધિ પાર્શ્વનાથ પ્રકટ્યા ત્યારે તેમના પ્રાકટ્ય ઉત્સવમાં આ ધર્મઘોષ સૂરિ ત્યાં હાજર હતા. તેમણે સં. ૧૧૮૬માં 'ધમ્મકપ્પદ્દુમો' તથા સં૦ ૧૧૮૬ના માગશર શુદિ ૫ના દિવસે 'ઋદ્ધિમપરિગ્રહપ્રમાણ' બનાવ્યા છે. મંગલસ્તોત્ર (શ્લો૦ ૧૫) પાર્શ્વનાથસ્તોત્ર (શ્લો. ૧૧) રચ્યા છે.

ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહે તેમની ઘણી પ્રશંસા કરી હતી.

**ધર્મપ્રચાર—**

આચાર્યશ્રીએ બ્રાહ્મણ, માહેશ્વરી વૈશ્ય અને ક્ષત્રિયોને ઉપદેશ આપી જૈન બનાવ્યા હતા. વહીવંચાની વહીઓમાં લખ્યું છે કે સં૦ ૧૧૨૯માં તેમણે ગુડિયાઠના બ્રાહ્મણોને જૈન બનાવી નાહરના પરિવારનું નહાર ગોત્ર સ્થાપ્યું હતું. સં. ૧૧૩૨માં વણુથલીના ચૌહાણ રાજા પૃથ્વીપાલ વગેરેને જૈન બનાવ્યા. તેના સાતમા પુત્ર સુરાનો પુત્ર સાહારણ, જે વહાણવટું ખેડતો હતો. તેના પરિવારનું વાણવટુ ગોત્ર સ્થાપ્યું, સં. ૧૧૩૨માં અજયનગર પાસે જોધા નગરના પવાર રાવ, સુર અને તેના નાનાભાઈ સાંકલાને જૈન બનાવ્યા, અને તેમના પરિવારનું સુરાણાગોત્ર તથા સાંખલાગોત્ર સ્થાપ્યું, જેમનો સુરાણાગચ્છ બન્યો. એ જ રીતે આચાર્યશ્રીએ નવા નવા જૈનો બનાવી તેમનાં મીઠડિયા, સોની, ઉસતવાલ, ખટોર વગેરે ગોત્રોની સ્થાપના કરી હતી. એકંદરે આ ધર્મઘોષસૂરિના ઉપદેશથી ઓસવાલોમાં ૧૫ અને શ્રીમાલીમાં ૩૫ નવાં જૈન ગોત્રો બન્યાં. તે બધા

ધર્મઘોષગચ્છના શ્રાવકો હતા. આ૦ ધર્મઘોષની ગાદીએ તપાગચ્છના શ્રીપૂજ્યનું બેસવું છે એટલે ધર્મઘોષગચ્છના સૌ ગોત્રો તપગચ્છને માને છે અજમેરમાં મહેતાઓએ બનાવેલું તપાગચ્છનું ભ૦ પાર્શ્વનાથનું જિનાલય છે

શાકંભરીનો મહામાત્ય ધનદેવ આ૦ ધર્મઘોષસૂરિનો પરમભક્ત હતો. તેમના પુત્ર કવિ યશશ્ચંદ્રે 'મુદ્રિતકુમુદચંદ્રનાટક' વગેરે ચાર નાટકોની રચના કરી છે

તેમણે (૧) આ૦ રત્નસિંહસૂરિ, (૨) આ૦ યશોભદ્ર અને (૩) આ૦ સમુદ્રઘોષ વગેરે ૨૦ શિષ્યોને આચાર્યપદ આપ્યું હતું તેમનાથી 'ધર્મઘોષગચ્છ'નો આરંભ થયો.

આચાર્યશ્રીએ ધર્મઘોષગચ્છની સુરક્ષા માટે પોતાના સાધુઓ શિથિલ ન થાય તે માટે અને સંપૂર્ણ વ્યવસ્થા માટે ૧૬ શ્રાવકોની એક શ્રમણોપાસકસમિતિ બનાવી હતી જેમની દેખભાળમાં શુદ્ધિ અને સંગઠનનું કામ સારી રીતે ચાલતું હતું

આ૦ ધર્મઘોષસૂરિ બીજા યુગના ૧૮મા યુગપ્રધાન આચાર્ય હતા. તેમનો યુગપ્રધાનકાળ વીર સં૦ ૧૫૨૦ થી ૧૫૯૮ હતો.

(જુઓ, પ્ર૦ ૯, પૃ૦ ૧૯૭)

૧૧ આ૦ રત્નસિંહસૂરિ—તેઓ આ૦ ધર્મઘોષસૂરિના પટ્ટધર હતા. તેમનાં બીજાં નામો આ૦ રત્નાકર અને રત્નકીર્તિ પણ મળે છે તેઓ આ૦ સમુદ્રસૂરિના શિષ્ય હતા. તેમણે પ્રાકૃતમાં 'પાર્શ્વનાથસ્તવન' (ગ્લો૦ ૭) રચ્યું છે

તેમણે સં૦ ૧૨૪૮માં આ૦ મહિનકુલક (ગાથા : ૨૫), આત્માનુશાસનકુલક (ગાથા ૫૬) આ૦ માનુશાસ્તિકુલક (ગાથા ૨૫), ઉપદેશકુલક (ગાથા : ૨૬) ગુર્વાશિષનકુલક (ગાથા : ૩૪) પરમસુખદ્વાત્રિંશિકા (ગાથા : ૩૨) પર્યંતારાધના (ગાથા : ૧૬), 'મનોનિગ્રહભાવના (ગાથા : ૪૬), ભાવકર્ણભિનદભાવના, સંવેગા મય (પ્રાકૃત, ગાથા ૧૧૨), સંવેગામૃતપદ્ધતિ (સંસ્કૃત, શ્લો૦ ૪૩) 'સંવેગરંગમાલા (ગાથા ૪ ) 'ગુરુસ્તુતિકુલકો ૩૭ રચ્યા છે

(જુઓ, જૈન ગૂર્જર કવિઓ, ભા૦ ૧, પૃ૦ ૭૪)

૧

૧૨. આ૦ દેવેન્દ્રસૂરિ—તેમના શિષ્ય પં૦ કનકપ્રભે પં૦ ઉદયચન્દ્રગણિની પ્રેરણાથી સિદ્ધહેમલઘુવ્યાકરણ ઉપર 'ન્યાસસારોદ્ધાર' નામે ટીકા રચી છે.

૧૩. આ૦ રત્નપ્રભસૂરિ

૧૪ આ૦ આણંદસૂરિ—તેમણે આબૂતીર્થમાં વિમલવસહીમાં સં૦ ૧૨૯૯માં કુલધરના પુત્રોએ ભરાવેલ શ્રી નેમિનાથની પ્રતિષ્ઠા કરી હતી.

૧૫ આ૦ અમરપ્રભસૂરિ—તેમના ઉપદેશથી સોમસિંહે સં૦ ૧૩૪૪ના માગશર સુદિને રવિવારે કલ્પસૂત્ર લખાવ્યું હતું.

૧૬ આ૦ જ્ઞાનચન્દ્રસૂરિ—

तावत् कविर्नवकविर्विधानदक्षो
वादीपरो भवति तावदसत्प्रवादात् ।
यत्काऽपि तावदमुनोपमशक्तिरासीत्
ज्ञानेन्दुराजि कुशलादिसमिते यावत् ॥

(વિવિધગચ્છીય પટ્ટાવલી સંગ્રહ પૃ૦ ૧૮,
રાજગચ્છીય પટ્ટાવલી શ્લો૦ ૭૨)

અલ્લાઉદ્દીન ખીલજીએ સં૦ ૧૩૬૮માં આબૂતીર્થના જૈન મંદિરોને તોડી નાખ્યા હતા. આ જ્ઞાનચન્દ્રના ઉપદેશથી મંડોવરના શેઠ ગોસલ તથા શેઠ મહણસિંહના પુત્રો શા૦ બીજડ તથા લાલિગ વગેરેએ વિમલવસહીની બધી દેરીઓનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને આચાર્યશ્રીએ તેમાં સં૦ ૧૩૭૮ના જેઠ સુદિ ૯ ને સોમવારે જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી. આ આચાર્ય સં૦ ૧૩૯૪ સુધી વિદ્યમાન હતા.

૧૭ આ૦ મુનિશેખરસૂરિ—તેઓ મોટા વાદી હતા. આ આચાર્ય વિમલવસહીના સં૦ ૧૩૭૮ના જીર્ણોદ્ધારની પ્રતિષ્ઠા સમયે હાજર હતા. તેમની સં૦ ૧૩૮૬માં બનેલી મૂર્તિ મળે છે.

૧૮ આ૦ સાગરચન્દ્રસૂરિ—તેઓ સં૦ ૧૪૩૨માં વિદ્યમાન

હતા.[1] મોટા વ્યાખ્યાતા હતા. રાજગચ્છની આ૦ ભટ્ટેશ્વરની પર પરામાં આ૦ નેમિચંદ્રની પાટે આ૦ સાગરચંદ્ર, આ૦ માણેકચંદ્ર થયા હતા. (જૂઓ, પ્ર૦ ૩૫ પૃ૦ ૩૬, ૩૭) તેમનાથી આ આચાર્ય જુદા હતા. તેમના મીઠા ઉપદેશથી ૫૦ કેલ્હણ વગેરે જૈન થયા.

(જૂઓ, રાજગચ્છ પટ્ટાવલી, શ્લો૦ ૮૭)

૧૯ ભ૦ મલયચંદ્રસૂરિ—તેમના સં૦ ૧૪૬૧ સં૦ ૧૪૮૯ના પ્રતિમાલેખો મળે છે ખંભાતના ભ૦ પાર્શ્વનાથના દેરાસરમાં (૧) ભ૦ મેરુચંદ્ર, (૨) ભ૦ મલયચંદ્ર અને (૩) ભ મુનિતિલકની સં૦ ૧૪૯૧માં બનેલી મૂર્તિઓ છે તેઓ વિદ્વાન, બુદ્ધિમાન, નિરીહ હતા. તેમની કીર્તિ બહુ ફેલાઈ હતી. (રાજગચ્છ પટ્ટાવલી)

તેઓ ચમત્કારી હતા. તેમની પાટે આ૦ વિજયચંદ્ર થયા હતા, જેમના ઉપદેશથી જીરાવલાતીર્થમાં સં૦ ૧૪૯૩ના ભાદરવા વદિ ૭ને ગુરુવારે ભ૦ પાર્શ્વનાથના દેરાસરની વીશમી દેરી બની હતી.

૨૦ ભ૦ પદ્મશેખરસૂરિ—તેમના સં૦ ૧૪૮૦ના કાર્તિક વદિ ૧૦ સં૦ ૧૪૯૧, સં૦ ૧૫૧ ના પ્રતિમાલેખો મળે છે

સંભવ છે કે તેમનું બીજું નામ ભ૦ મેરુચંદ્ર હોય. ભ મેરુચંદ્ર માટે (જૂઓ, પ્ર ૩૫, પૃ૦ ૩૮)

૨૧ ભ૦ પદ્માનંદસૂરિ—મુનિ શ્રીક્ષમારત્ને સં૦ ૧૫૪૫ના કાર્તિક સુદિ ૩ના રોજ આ નેમિચંદ્રસૂરિની ઉત્તરાધ્યયન ની ટીકા આચાર્યશ્રીના ઉપાધ્યાય ભાવશેખર માટે લખી, આ ટી ભ પદ્મશેખરનો સં ૧૫૩૭નો પ્રતિમાલેખ મળે છે સં ૧૫૩૧ માં ધર્મઘોષગચ્છમાં આ૦ લક્ષ્મીસાગરસૂરિ થયા હતા. (માલપુરાનો લેખ)

૨૨. ભ૦ નંદિવર્ધનસૂરિ—તેમનો સં ૧૫૭૧ના મહા વદિ ૫ને શુક્રવારનો પ્રતિમાલેખ મળે છે

૨૩. ભ૦ નયચંદ્રસૂરિ—તેમણે ભ પદ્મશેખરસૂરિના સમયે

૧. સં ૧૪૮૪માં આ મતિતિલકસૂરિ, સં ૧૫૨૩માં ભ મહેન્દ્રસૂરિ, ત્યારે આ શાલિભદ્રસૂરિ સં ૧૫૨૩માં થયા હતા.

૧૨. આ૦ રવિપ્રભસૂરિ—

मभिरूपसम गङ्गागौरमवर्लिखकीर्त्यम ।

सन्तु महसां पात्र जाता रविप्रमसूरय ॥१॥

તેઓ દરેક સભાઓમાં કીર્તિ પ્રાપ્ત કરતા.

(—પ્રવચનસારવિષમપદાર્થાવબોધ)

૧૩ આ૦ ઉદયપ્રભસૂરિ—તેમણે આ૦ નેમિચંદ્રસૂરિના 'પ્રવચનસારોદ્ધાર નું ટિપ્પન, વિષમપદાર્થાવબોધ (ગ્રં૦ ૩૨૦૩), આ૦ શિવશર્મના પંચમકર્મગ્રંથ નું ટિપ્પન અને 'પ્રાચીન કર્મગ્રંથો ના ટિપ્પનો રચ્યા છે

આ૦ મુનિચંદ્રસૂરિ અને પં૦ ગુણચંદ્રગણિએ 'વિષમપદાર્થાવબોધ નું ટિપ્પન રચવાની પ્રેરણા આપી તેનું સંશોધન કર્યું અને પ્રથમ આદર્શ લખ્યો હતો.[1] (—વિષમપદાર્થાવબોધ ટિપ્પન)

## ૧૫ રાજગચ્છ પટ્ટાવલી (ધર્મઘોષગચ્છ)

૧૦ આ૦ ધર્મઘોષસૂરિ

૧૧ આ૦ યશોભદ્રસૂરિ—તેમની પાટે આ૦ રવિપ્રભ, આ૦ દેવસેન થયા હતા.

૧૨ આ૦ દેવસેનગણિ—તેમના ઉપદેશથી સં૦ ૧૨૧૫ના ચૈત્ર સુદિ ૮ના રોજ ગિરનારતીર્થમાં ભ૦ નેમિનાથના મોટા દેરાસરનો જીર્ણોદ્ધાર થયો હતો.

૧૩ આ૦ પૃથ્વીચંદ્રસૂરિ—તેમણે 'કલ્પસૂત્ર' ઉપર ટિપ્પન રચ્યું છે

૧૪ આ૦ જયચંદ્રસૂરિ—તેમણે સં૦ ૧૩૪૩ના મહા વદિ ૧ ને શનિવારે જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી.

(જૂઓ, પ્રભાસપાટણનો પ્રતિમાલેખ)

---

1. આ ગ્રંથ ખંભાતમાં પ્રાચ્ય જૈન વિદ્યાભવનના શ્રી શાંતિનાથ જ્ઞાનમંદિરમાં છે જે સં૦ ૧૧૩૬ ના વ૦ ૬ ને બુધવારે તપાગચ્છના ગચ્છ ગણી ભેંસાણે પોતે લખ્યો છે.

## ૧૯ રાજગચ્છ પટ્ટાવલી (ધર્મઘોષગચ્છ)

૯ આ૦ શીલભદ્રસૂરિ

૧૦ આ૦ ધર્મઘોષસૂરિ—તેમની પાટે વીશ આચાર્યો થયા. આ૦ મુનિરત્નસૂરિ અમમચરિત્ર માં ચંદ્રગચ્છીય આ૦ ચંદ્રપ્રભ અને આ૦ ધર્મઘોષનો પરિચય આપી તેમનાથી પટ્ટાવલીની શરૂઆત કરે છે.

૧૧ આ૦ સમુદ્રઘોષસૂરિ—તેઓ આ૦ ધર્મઘોષના પ્રસિદ્ધ પટ્ટધર હતા. માળવાના વિશિષ્ટ પંડિતોમાં તેમની ગણના થતી હતી. તેઓ અનેક વિદ્વાનો અને અનેક મુનિવરોના વિદ્યાગુરુ હતા. તેમણે ધારાનો નરવર્મદેવ (સં. ૧૧૬૧ થી ૧૧૯ ) ગોહૂક—ગોધરાનો રાજા અને ગુજરાતનો રાજા સિદ્ધરાજ જયસિંહ (સં. ૧૧૫ થી ૧૧૯૯) વગેરેની રાજસભામાં પોતાના ત્યાગ અને વિદ્વત્તાથી સન્માન મેળવ્યું હતું. તેમની પાટે ત્રણ આચાર્યો થયા. (૧) આ૦ સુરપ્રભ, (૨) આ૦ મુનિરત્ન અને (૩) આ૦ તિલકપ્રભ. આ૦ સુરપ્રભ મોટા વિદ્વાન હતા, મહાકવિ હતા અને માળવામાં વિશેષ પ્રસિદ્ધ હતા. તેમની પાટે આ૦ જિનેશ્વર વગેરે ત્રણ આચાર્યો થયા હતા.

૧૨. આ૦ મુનિરત્નસૂરિ—તેઓ વ્યાકરણ, સાહિત્ય, છંદ, નિરુક્ત, ન્યાય, જ્યોતિષ અને સિદ્ધાંતના પારગામી હતા. તેમણે આ૦ સુરપ્રભની પાટે આ૦ જિનેશ્વરને તથા પોતાની પાટે આ૦ જિનસિંહને સ્થાપ્યા હતા. પાટણનગરીમાં શ્રીમાળી ભંડારી યશોધવલ શ્રેષ્ઠી હતો, તે ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહના ખજાનાનો મંત્રી હતો. તેને જગદેવ નામે વિદ્વાન પુત્ર હતો. કલિ૦ સ૦ આ૦ શ્રીહેમચંદ્રસૂરિએ જગદેવની કવિતાથી પ્રસન્ન થઈને તેનું બાલકવિ એવું બીજું નામ રાખ્યું હતું. બાલકવિ જગદેવ મોટો થતાં ધર્મ ઘોષગચ્છની શ્રમણોપાસક સમિતિનો અધ્યક્ષ બન્યો હતો. બાલકવિને આ૦ મુનિરત્નસૂરિ પ્રત્યે અવિહડ પ્રેમ હતો. આ૦ મુનિરત્નના ઉપદેશથી પ્રતિબોધ પામેલ રાજજ્યોતિષી કુમારદેવનો પુત્ર મંત્રી નિન્નો, ગગન ભટ્ટ અને બાલકવિ એ ત્રણે જૈનધર્મની ઉન્નતિમાં ઘણો રસ લેતા

હતા. બાલકવિ જગદેવે તો ઉજ્જૈનમાં રાજા નરવર્માની રાજસભામાં (સં૦ ૧૧૬૧ થી ૧૧૯૦)માં શૈવવાદીને હરાવ્યો હતો. આચાર્યશ્રીએ સં૦ ૧૨૫૨માં પાટણમાં બાલકવિ જગદેવની વિનતિથી "અમમચરિત્ર" રચ્યું અને પાટણમાં શ્રીશાંતિનાથના દેરાસરના ઉપાશ્રયમાં વ્યાખ્યાન કરી વાંચી સંભળાવ્યું. કવિ કુમાર, પૂર્ણપાલ, યશ:પાલ, બાલકવિ જગદેવ એ પંડિતસભાના ત્રણ વડાઓએ અને ૫૦ મહાનંદે તેનું સંશોધન કર્યું હતું. ગૂર્જરેશ્વરના ઉદ્યોતનના પુત્ર મંત્રી ઉદયરાજના પુત્ર પંડિત સાગરચંદ્રે તેની પ્રથમ પ્રતિ લખી અને આ૦ જિનસિંહે તેની પ્રશસ્તિ રચી છે.

૧૩. આ૦ જિનસિંહસૂરિ—તેમણે સં૦ ૧૨૪૫માં ગુરુપરંપરાપ્રશસ્તિ (શ્લો૦ ૩૩) રચી "અમમચરિત્ર"ની પાછળ જોડી છે. (જુઓ, અમમચરિત્ર)

## ૧૭ રાજગચ્છ પટ્ટાવલી

૯ આ૦ શીલભદ્રસૂરિ—તેમની પાટે પાંચ આચાર્યો થયા. તેઓમાં ગચ્છપતિ આ૦ ધર્મઘોષસૂરિ હતા.

૧૦ આ૦ સર્વદેવસૂરિ—તેઓ ભાલેજમાં શ્રીમહાવીરસ્વામીના દેરાસરમાં વ્યાખ્યાન વાંચતા હતા, ત્યારે દેવીએ આવી તેમના હાથની વજ્રપાટે રક્ષા કરી હતી. તેમની પાટે આ૦ ચંદ્રપ્રભ અને આ૦ જયસિંહ વગેરે થયા.

૧૧ આ૦ ચંદ્રપ્રભસૂરિ—તેઓ મોટા તપસ્વી હતા. તેમને સ્તંભન પાર્શ્વનાથનો અધિષ્ઠાયક પ્રત્યક્ષ હતો.

૧૨ આ૦ જિનેશ્વરસૂરિ—તેઓ અત્યંત શાંત, સમતાવી અને સર્વ વિદ્યામાં નિષ્ણાત હતા. તેમનું લલાટ તેજસ્વી હતું.

૧૩ આ૦ રત્નપ્રભસૂરિ—તેઓ વિદ્વાન હતા.

૧૪ આ૦ માનતુંગસૂરિ—તેમણે ત્રિપુરાગમ માંથી ઉદ્ધરીને

स्वतंत्र सूत्रग्रंथ अने तेनी स्वोपज्ञ टीका रची छे. तेमणे सं. १३३२ महा वदि ५ना रोज त्रिपुरा-सरस्वतीनी कृपाथी राजगच्छना गुण देवसूरिए सं० १३४२मां रचेला 'सिंहल सयरिय' ना आधारे श्री श्रेयांसनाथचरित्र (ग्रं : ५१२४) रच्युं छे. राजगच्छना वृद्ध मुनि गुरु आ प्रद्युम्नसूरिए तेनुं संशोधन कर्युं हतुं.

(जुओ, श्रीश्रेयांसनाथचरित्रप्रशस्ति)

## १८ राजगच्छ पट्टावली

९ आ० शीलभद्रसूरि

१० आ० सर्वदेवसूरि

११ आ० जयसिंहसूरि—राजगच्छनी देवेन्द्रशाखामां आ जयसिंह थया, (जुओ, प्र ३५, पृ ३५) ते तेमनाथी जुदा हता.

१२ आ० देवेन्द्रसूरि—तेमनी पाटे श्रा चंद्रप्रभ, आ यशोदेव, आ श्रीचंद्र अने आ जिनेश्वर थया.

१३. आ० श्रीचंद्रसूरि—तेमणे सं १२१४ना आसो वदि ८ने बुधवारे पाटणमां कर्पूरपटाधिपना पुत्र सोमेश्वरना घरमां बीजे मासे वसतिस्थान रची, तेमना कुटुंबीओनी प्रार्थनाथी 'सनत्कुमारचरित्र' (ग्रं : ८ ) रच्युं तेनी पहेली प्रति पं हेमचंद्र गणिए लखी हती. श्रीचंद्र मुनिए (आ श्रीचंद्रे) सम्राट् मूलराज सोलंकीना (सं १२३२थी १२३४) राज्यकाळमां पाटणना शेठ सज्जन पोरवाड (सं० ११५५)ना पुत्र कृष्णना परिवार माटे अपभ्रंश भाषामां कथाकोश (संधि : ५३) नामे ग्रंथ रच्यो छे.

निर्वृतिगच्छ—

निर्वृतिकुलनो परिचय प्रक० १४ पृ० ३१मां आपी गयो छे. तेमां विशेष हकीकत आ प्रकारे छे—

निर्वृतिगच्छना आचार्योए विक्रमनी दसमी, अगियारमी तथा

આસ્મી સદીમા દિયાણાતીર્થનું[1] ભ૦ મહાવીરસ્વામીનુ દેરાસર, ભ૦ શાતિનાથનુ દેરાસર તથા લોટાણાના દેરાસરમા જિન પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી. કેટલાએક શિલાલેખો નીચે મુજબ છે—

સ૦ ૯૯૯ના અષા૦ સુદિ ૬ના રોજ ગોષ્ઠીઓએ નિર્વૃતિ ગચ્છમાં જિનપ્રતિમા ભરાવી હતી.

સ૦ ૧૧૩૭ના જેઠ વદિ ૫ના રોજ નિર્વૃતિકુલના આ૦ આમ્રદેવે મોક્ષ માટે જિનપ્રતિમાયુગલ બનાવ્યુ

સ૦ ૧૧૭૪ના જેઠ વદિ ૪ના રોજ આ૦ આમ્રદેવે લોટાણાના ચૈત્યમા ગો... ... પોરવાડે ભરાવેલા ભ૦ વર્ધમાનસ્વામીની પ્રતિષ્ઠા કરી હતી વગેરે વગેરે. (જૂઓ, જૈનસત્યપ્રકાશ, ક્રમાક : ૧૫૭)

નિવૃતિગચ્છમા સ૦ ૧૧૫૦ મા દ્રોણાચાર્ય અને સુરાચાર્ય થયા. (જૂઓ, પ્ર૦ ૩૮મુ)

નિવૃતિગચ્છના મહાધ્વજ આ૦ અભયદેવ (અભયદેવસૂરિ અમૃતદેવસૂરિ)ના શિષ્ય ચક્રપ્રભ મહત્તરે સ૦ ૧૧૨૭માં દેયાવડ (દિયાણા) નગરમા શિષ્ય વીરદેવની વિનતિથી વિજયચદ્રચરિય રચ્યુ છે

નિવૃતિગચ્છના આ૦ અમરદેવે સ૦ ૧૨૭૧મા 'સુભાષિતરત્નાકર' રચ્યો છે

સ૦ ૧૩૮૯ મા આ પાર્શ્વદત્ત થયા હતા.

રાજગચ્છ પટ્ટાવલીમા લખ્યુ છે કે, નિવૃતિગચ્છમા પાવડસૂરિ થયા. આ ગચ્છ વિચ્છેદ ગયો છે (—વિવિધગચ્છીય પટ્ટાવલી, પૃ૦ ૬૨)

## નિર્વૃતિગચ્છ—કામ્યગચ્છ—

આ૦ ગોવિંદસૂરિ (આ વિષ્ણુસૂરિ), આ૦ વર્ધમાનસૂરિ સ૦ ૧૧૯૭,

---

૧ દિયાણાતીર્થ—

श्रीमत्पुरातिमसमहितविराजमानपर्व्रत्तौ
ग्रामोऽस्ति श्री दियवणाभिख्या प्रसिद्ध ।
श्रीवर्धमानजिननायकपुण्यगृह—
प्रासादराजरुचिवारितभूमिभागम् ॥

દિયાણાતીર્થના શિખર કે રૈયણ, લ્હાવટ વગેરે નામ છે (જૂઓ, શ્રી પ્રશસ્તિસંગ્રહ, પ્ર ન ૩૯ ४८ ४९ ११ )

આ મહેશ્વરસૂરિ સ્વ સ ૧૧૦૦, આ૦ સર્વદેવ સ૦ ૧૧૦ માં નિર્વૃતિકુલના પ્રામ્યગચ્છમાં થયા હતા.

(જૂઓ, પ્રક ૩૮ પ્રાચીનજૈનલેખસંગ્રહ ભા૦ ૨ પૃ ૪૭૪)

વિદ્યાધરગચ્છ—

વિદ્યાધરગચ્છનો પરિચય પ્રક ૧૪ પૃ ૩૦૫, ૩૦૬ માં આવી ગયો છે વિશેષ પરિચય આ પ્રમાણે છે—

## વિદ્યાધરગચ્છની પટ્ટાવલી

૧ આ૦ સંગ્રામસૂરિ—તેઓ વિદ્યાધરકુલના હતા. તેઓ વ્યાકરણ, કાવ્ય, અલંકારના વિદ્વાન હતા, મહાકવિ હતા. રાજગચ્છના આ અભયદેવ તથા દિગંબરાચાર્ય અકલંકના ન્યાયગ્રંથોના પ્રખર અભ્યાસી હતા. આ હરિભદ્રસૂરિના ગ્રંથોના વિશદ પાઠી હતા. વૈશેષિક મીમાંસા, ન્યાય, સાંખ્ય અને બૌદ્ધદર્શનના શાસ્ત્રોને પચાવ્યા હતાં. તેમણે સ ૧ ૧૪ કે સ૦ ૧ ૧૮ માં શત્રુંજયતીર્થમાં એક મહિનાનું અનશન કરી સ્વર્ગગમન કર્યું તેમના શ્રેય માટે ત્યાં ગઢ પર પુંડરીકસ્વામીની પ્રતિમા બની. તે પ્રતિમાલેખમાં આ આચાર્ય શ્રીને વિદ્યાધરકુલનભસ્તિલક બતાવ્યા છે

૨ આ જયસિંહસૂરિ—તેઓ મહાવિદ્વાન હતા.

૩ આ૦ ચંદ્રદેવસૂરિ—તેમણે નાગોરમાં અભ્યાસ કર્યો હતો. તેમણે આ હરિભદ્રસૂરિનું સ્તુત્યાત્મક શ્લોકપંચક રચ્યુ છે, જે પ્રસિદ્ધ છે  (જૂઓ, પ્રક૦ ૧૪ પૃ ૩ ૬) જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૧૩૯ પ્રક૦ ૩૪, પૃ ૫૬૭)

૪ પં૦ પાર્શ્વનાગગણિ—તેઓ સૈદ્ધાંતિક આ ચંદ્રદેવના શિષ્ય હતા. તેઓ સ ૧૨૨૮માં વિદ્યમાન હતા.

વિદ્યાધરગચ્છ-કાસહૃદગચ્છ—

કાસહૃદગચ્છ એ વિદ્યાધરગચ્છનો પેટાગચ્છ છે. બૃહદ્ગચ્છના આચાર્ય દેવસૂરિ સ૦ ૧૨૫૪માં પદ્મપ્રભચરિત્ર માં લખે છે—

उच्चानागरी विज्जाहरी य वइरा य मज्झिमिल्ला य ।
एयासिणं साहाणं को जाणइ सव्वनामाणि ॥२३॥
विज्जाहरसाहाए गुप्फगुच्छ व्व सव्वसुमणमणहरणा ।
आसिहर कासहरिया मुणिमहुअरपरिगया दुन्नि ॥२४॥

ઉચ્ચાનાગરી, વિદ્યાધરી વજ્રી અને મધ્યમા એ કોટિકગણની શાખાઓ છે આ પ્રમાણે બીજી પણ ઘણી શાખાઓ નીકળી છે એનાં નામો પણ કોઈ જાણતું નથી. બ્રહ્મોદ્ધાર અને કાસહૃદ આ બે ગચ્છો વિદ્યાધરશાખાના છે જે પુષ્પગુચ્છની જેમ સૌ સજ્જનોના મનને હરણ કરનારા અને મુનિરૂપી ભમરાઓથી શોભાયમાન છે

જૈન સંઘે આબૂની આસપાસમાં શત્રુંજય, ઉજ્જયંત, શત્રુંજયાવતાર, ભગવાન મહાવીરની ઉપસર્ગભૂમિ વગેરે સ્થાપનાતીર્થો સ્થાપ્યાં છે તેમ બ્રાહ્મણોએ પણ અવિચ્છિન્ન બદરીકાશ્રમ, દ્વારિકા, મદુઆડી, વશિષ્ઠાશ્રમ, બ્રહ્માપુનગર, કાશી વગેરે સ્થાપનાતીર્થો બનાવ્યાં છે આબૂની નીચે કાસહૃદ ગામ છે તેની ત્રણે બાજુએ આબૂનો ત્રીકોણ પ્રદેશ શોભે છે બ્રાહ્મણો આ સ્થાનને લઘુકાશી કહે છે બ્રાહ્મણો બતાવે છે કે મારવાડ કે ગુજરાતના લોકો કાશી એટલે દૂર જઈ ન શકે તેઓ અહીંની યાત્રા કરી કાશીયાત્રાનું પુણ્ય મેળવી શકે છે. આ રીતે આ સ્થાન તીર્થધામ છે કાસહૃદની બહાર મોટી નદી છે જે ગંગા કહેવાય છે તેના કાંઠે શિવાલય છે તેને વિશ્વનાથનું મંદિર કહે છે. અહીં કરવત લેવાનું સ્થાન પણ સ્થાપન કરેલું છે. અહીં એક સમયે ઘણા મઠો હતા, તેમજ સંસ્કૃત ભાષાનું પઠન પાઠન પણ ચાલતું હતું

કાસહૃદ એ જૈનોનું પણ મહત્ત્વનું સ્થાન છે એ કાસહૃદગચ્છની ઉત્પત્તિનું નગર છે

વિદ્યાધરકુલ અને વિદ્યાધરશાખા એ પ્રાચીન જમાનાના શ્રમણપ્રવાહો છે. આ૦ પાદલિપ્ત, આ૦ સિદ્ધસેન દિવાકર, આ૦ હરિભદ્ર, આ૦ સંગમ, આ૦ વજ્રસેન વગેરે ઘણા પ્રભાવક મુનિવરો આ શાખામાં

મેલો રચ્યા છે ઉપા૦ નરચંદ્ર આચાર્ય થયા. આ૦ નરચંદ્રના ગુરુભાઈ પં૦ ગુણભદ્ર થયા. આ૦ નરચંદ્રની પાટે તેમના શિષ્ય આ૦ રત્નપ્રભ સં૦ ૧૪૧૮ માં વિદ્યમાન હતા.

કાસહ્રદગચ્છના આ૦ દેવચંદ્રસૂરિના શિષ્ય ઉપા૦ દેવમૂર્તિએ સં૦ ૧૪૭૧ માં 'વિક્રમચરિત્ર' (સર્ગ : ૧૪) રચ્યું.

સં૦ ૧૩૩૦ માં કાસહ્રદગામમાં 'શ્રીશાંતિનાથચરિત્ર'ની પ્રતિ લખાયેલી છે તેની પુષ્પિકામાં લખ્યું છે—

શેઠ ધનદાકે કાસહ્રદના ભ૦ આદિનાથના દેરાસરમાં ભ૦ આદિનાથની નવી મૂર્તિ શુદ્ધ દ્રવ્યથી ભરાવી, તેને મૂળનાયક તરીકે બેસાડી.' (શ્લો૦ ૨૮)

અહીં મધ્યયુગમાં ભ૦ આદિનાથ, ભ૦ નેમિનાથ તથા ભ૦ મહાવીરસ્વામીનાં ત્રણ દેરાસરો હતાં. આજે અહીં ભ૦ આદિનાથનું ભવ્ય અને વિશાળ મંદિર ઊભું છે. આ મંદિરનું શિખર દૂર દૂરથી નજરે પડે છે.

કાસહ્રદગચ્છના પ્રમાણો વિક્રમની ૫ દરમી સદીના અંત સુધીના મળે છે. ત્યાર પછી એ અંગેનો કોઈ નોંધપાત્ર ઉલ્લેખ મળતો નથી.

(જુઓ, પ્રશ્નશતકવૃત્તિ, મંત્રી નીનાની
વંશાવલી જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૧૪૫)

રાજા શિલાદિત્યના સમયે યવનોએ વલભીપુરને ભાંગ્યું ત્યારે ત્યાંના જિનપ્રાસાદની પ્રતિમાઓ જુદે જુદે સ્થળે મોકલવામાં આવી. આસો સુદિ ૧૫ના દિવસે ભ૦ મહાવીર શ્રીમાલનગરમાં, ભ૦ આદિનાથ કાસહ્રદમાં, ભ૦ પાર્શ્વનાથ હારીજમાં અને વલભીનાથ શત્રુંજયતીર્થમાં પધરાવવામાં આવ્યા હતા. (જુઓ, પુરાતનપ્રબંધસંગ્રહ, પૃ૦ ૮૩)

વિદ્યાધરગચ્છ—નાગિલગચ્છ—

વિદ્યાધરકુલના નાગિલ અને કાસહ્રદ એમ બે પેટાગચ્છોના નામો મળે છે.

उच्चानागरी विज्जाहरी य वइरा य मज्झिमिल्ला य ।
पुषासिनं साहाणं को जाणइ सव्वणामाणि ॥१३॥

એવા સ્થાનથી પાલી બહાર ચાલ્યા ગયા હશે પણ પછી ગૂર્જરેશ્વર કુમારપાલે પ્રજાને આત્વન આપી પાલીને પૂર્વસ્થિતિમાં લાવવા ધ્યાન આપ્યું હશે. આ પ્રસંગ બન્યા પછી ગુજરાતીઓ પાલીમાં આવીને વસ્યા હોય એમ જણાય છે એ સ્થળ આજે પણ ગુજરાતી કટરા નામથી પ્રસિદ્ધ છે તે પછી પાલી ઉપર એ જ શતાબ્દીમાં બીજી વાર પણ આફત ઉતરી.

દિલ્હીના બાદશાહ શાહબુદ્દીન ઘોરીએ ભારત ઉપર ત્રણ વાર આક્રમણ કર્યું હતું તેણે હીજરી સ. ૫૭૪ (વિ૦સં૦ ૧૨૩૪)માં ગિઝનીથી મુલતાન થઈ સીધા ગુજરાત ઉપર સવારી મોકલી અને કુતબુદ્દીન ઐબકે સં૦ ૧૨૫૪મા ગુજરાત ઉપ ફરી વાર સવારી કરી.

(જુઓ, પ્ર૦ ૪૪ દિલ્હીના બાદશાહો)

આ સમયે શાહબુદ્દીને કે કુતબુદ્દીને પાલી ભાગ્યુ હતું તેમાં મુસલમાન સેનાએ એવો ક્રૂર વર્તાવ કર્યો કે પાલીની બ્રાહ્મણ, મહાજન, વૈશ્ય વગેરે હિંદુ પ્રજાએ સદાને માટે પાલીનો પણ ત્યાગ કર્યો અને બીજે જઈને વસવાટ કર્યો. તેઓ જુદા જુદા શહેરમાં જઈને વસ્યા. પાલીથી ઉચાળો ભરી જનારી આ પ્રજા પાલીનું પાણી હરામ કરીને ગઈ તે આજે પણ તેના વંશજોમાંથી પાલી જાય તો ત્યાંનું પાણી પીતા નથી. તેમના વંશજો પલ્લીવાલ કે પાલીવાલ નામથી આજે પણ પ્રસિદ્ધ છે

આ પલ્લીવાલવંશની વસ્તુઠિયા વગેરે અનેક શાખાઓ છે

પલ્લીવાલગચ્છ—

આ પાલીનો એક શ્રમણગચ્છ હતો, પણ તેની ઉત્પત્તિના ઇતિહાસની કોઈ વિશ્વસ્ત પટ્ટાવલી મળતી નથી; પરંતુ શિલાલેખોના આધારે તારવી શકાય છે કે વડગચ્છના આ૦ ઉદ્દ્યોતનસૂરિએ સં૦ ૯૯૪મા આબૂની તળેટીમા ટેલીગ્રામની પાસે એક મોટા વડના ઝાડ નીચે પોતાના પં૦ સર્વદેવ, પં૦ પ્રદ્યોતન, પં૦ માનદેવ, પં૦ મહેશ્વર વગેરે ૮ શિષ્યોને એકીસાથે આચાર્ય બનાવ્યા. તે પૈકીના આ૦ ઉદ્દ્યોતનસૂરિના શિષ્યો સં૦ ૧૧૪૪ના મહા સુદિ ૧૧ સુધી પ્રદ્યોતન-

विज्जाहरसाहाए गुणगुरु ग्ग सम्मगुमगमग्गणे ।
जाणिन्द वासरिया मुणिमगगणिणो तुमि ॥१२४॥

(સં૦ ૧૨૫૪ માં દેવસૂરિનું 'પઉમચરિય')

જાલોદ્ધરગચ્છના આ૦ ગુણભદ્રસૂરિના ઉપદેશથી જાલોદ્ધરગચ્છના શ્રીવત્સ શ્રાવક આમ્રદેવના પુત્ર પાલ્હણે નદી દુર્ગપદ વ્યાખ્યાની પ્રતિ સં૦ ૧૨૨૧ના બીજા શ્રાવણ સુદિ ૩ ને સોમવારે લખાવી. (—જૈનપુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા : ૬૦)

જાલિહરગચ્છનાં બીજાં નામો જાલિધર, જાલોદ્ધર, જાલિહર અને જાલોર વગેરે છે. મતલબ છે કે આ ગચ્છનું ઉત્પત્તિસ્થાન જાબાલિપુર, જાલોર, જાલ્હાપદ્રનું કે જાલ્હણી (જાયલી) હોય.

## જાલિહરગચ્છની પટ્ટાવલી

૧ આ૦ બાલચંદ્રસૂરિ

૨. આ૦ સર્વાનંદસૂરિ—તેમણે 'પાર્શ્વનાથચરિત્ર' રચ્યું.

૩ આ૦ ધર્મઘોષસૂરિ—તેઓ વિદ્યાધરગચ્છમાં થયા. તેમનું બીજું નામ ધર્મસાર પણ હતું. તેમની પાટે આ૦ રત્નસિંહ થયા. ગૂજરાતના મંત્રી વિમલશાહે તેમના જ ઉપદેશથી સં૦ ૧ ૮૮માં આબૂ પહાડ પર વિમલવસહી બનાવી, જૈનતીર્થની પુન: સ્થાપના કરી.

૪ આ૦ દેવસૂરિ—તેઓ આ૦ સર્વાનંદના શિષ્ય હતા. તેમણે આ૦ દેવેંદ્ર પાસે ન્યાયશાસ્ત્ર અને આ૦ હરિભદ્ર પાસે સર્વ સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો હતો. તેમણે સં૦ ૧૨૫૪માં વડ્ડાવલ્લિપુરમાં 'પઉમચરિય'ની રચના કરી છે.

૫. આ૦ હરિભદ્રસૂરિ—તેમની પાટે આ૦ ચંદ્રસિંહ અને આ૦ હરિપ્રભ થયા. આ૦ હરિપ્રભ પોતાને આ૦ દેવસૂરિના સંતાનીય બતાવે છે. તેમના સં૦ ૧૩૩૧ સં૦ ૧૩૩૬ના પ્રતિમાલેખો મળે છે (જુઓ, પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨, લેખાંક ૪૮૩ ૪૮૪ ૪૫૮)

૬ આ૦ ચંદ્રસિંહસૂરિ—તેમનું નામ પવિત્ર મનાતું હતું. તેમના ગુરુભાઈ આ૦ હરિપ્રભ મોઢજ્ઞાતિના હતા. તેમના આગ્રહથી

ગચ્છ ના નામથી ઓળખાતા હતા.

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ ભા૦ ૨ લેખાંક : ૩૯૭)

આ પ્રદ્યોતનસૂરિના શિષ્ય આ૦ ઇન્દ્રદેવસૂરિએ પલ્લીના પૂર્ણભદ્ર વીરના જિનપ્રાસાદમાં એક જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. આ ઇન્દ્રદેવસૂરિથી સં૦ ૧૧૧૫ મા પલ્લીનગરના નામથી પલ્લીવાલગચ્છ બન્યો. (—પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨, લેખાંક ૩૯૧)

આ ગચ્છના પ્રદ્યોતનગચ્છ પલ્લીગચ્છ પલ્લીવાલગચ્છ, પલ્લકીય ગચ્છ પાલિતાણગચ્છ વગેરે નામો મળે છે.

આ ગચ્છમાં મોટે ભાગે ક્રમથી કે આડમથી આ૦ શાંતિસૂરિ, આ૦ યશોદેવસૂરિ, આ૦ નન્નસૂરિ, આ૦ ઉદ્યોતનસૂરિ આ નામો ગચ્છનાયકના રખાતા હશે, કારણ કે શિલાલેખોમાં આ રીતે નામો મળે છે.

પલ્લીવાલ એ વનવાસીગચ્છની પરંપરામાંથી ઊતરી આવેલો શ્વેતાંબર જૈનગચ્છ છે. નાડોલાઇજી અને મહાવીરજી એ પલ્લીવાલ ગચ્છનાં પ્રસિદ્ધ જૈનતીર્થો છે.

પરંતુ આ૦ મહેશ્વરસૂરિની પરંપરાના યતિ ભેમરાજજી સં૦ ૧૫૯૧ ના મહા વદિ ૧૧ ને ગુરુવારની, બિકાનેરના શ્રી ગજરાજજી નાહટાના સંગ્રહની, આચારાંગસૂત્ર ની પ્રતિના અંતે લખે છે કે—પલ્લીવાલગચ્છ એ પાર્શ્વનાથ સંતાનીય અને ભ૦ મહાવીરસ્વામીની શાખામાં થયેલો ગચ્છ છે.

સંભવ છે કે ભ૦ પાર્શ્વનાથના સંતાનીય ઉપકેશગચ્છમાં અને કોરંટગચ્છમાં આ૦ કક્કદેવ, આ૦ નન્નસૂરિ એવાં નામો મળે છે તે નામસામ્યથી ઉક્ત યતિવરે આવી કલ્પના કરી હશે.

આ સિવાય પલ્લીવાલ ચિંતામણિશાખા ની સં૦ ૧૬૭૫ સુધીની એક પ્રાકૃત પટ્ટાવલી મળે છે. તેમાં એને શ્વેતાંબરગચ્છ બતાવ્યો છે અને પટ્ટાવલીકારે પોતાને ભ૦ મહાવીરસ્વામીના સીધા વારસદાર બતાવવાનો પ્રયત્ન કર્યો છે.

આ પટ્ટાવલીમાં કેટલાંક નામો ઐતિહાસિક છે. જ્યારે કેટલાંક નામો એવાં છે કે જેમનું અસ્તિત્વ નક્કી કરવા માટે વિવિધ પ્રમાણો,

પ્રશસ્તિઓ અને શિલાલેખોના આધારે તપાસ કરવી પડશે. તે પટ્ટાવલી આ પ્રકારે છે—

## પડિવાલ ચિંતામણિ શાખા પટ્ટાવલી

(૧) ગણધર સુધર્મસ્વામી, (૨) ગ૦ જંબૂસ્વામી, (૩) ગ૦ પ્રભવસ્વામી, (૪) આ૦ શય્યંભવસ્વામી, (૫) આ૦ યશોભદ્ર, (૬) આ૦ સંભૂતિવિજય, આ૦ ભદ્રબાહુ (૭) આ૦ સ્થૂલભદ્ર. અહીં સુધીમા નિહ્નવો થયા. તેનું વર્ણન વૃદ્ધ પટ્ટાવલીકારે આપ્યું છે, તેમાંથી જાણી લેવું

(૮) આ૦ મહાગિરિ, આ૦ સુહસ્તિ સ્વ૦ વીર નિ૦ સં૦ ૨૯૧

(૯) આ૦ મહાગિરિ શિષ્ય આ૦ બહુલ સ્વ૦ વીર નિ૦ સં૦ ૩૨૫.

(૧૦) આ૦ ઉમાસ્વાતિ, સ્વ૦ વીર નિ૦ સં૦ ૩૨૫.

(૧૧) આ૦ શ્યામાચાર્ય સ્વ૦ વીર નિ૦ સં૦ ૩૩૬

(૧૨) આ૦ શાંડિલ્ય—તેઓ વીર રાજાના પુત્ર હતા. સ્વ૦ વીર નિ૦ સં૦ ૩૯૯ અહીં સુધીની આ પરંપરા ઐતિહાસિક છે (તેમના પરિચય માટે જૂઓ, પ્રક૦ ૮, પૃ૦ ૧૮૦–૧૮૨)

(૧૩) આ૦ ગુપ્ત—તેઓ સુભોજ રાજાના પુત્ર હતા.

(૧૪) આ૦ વૃદ્ધવાદી.

(૧૫) આ૦ સિદ્ધસેન દિવાકર, સ્વ૦ વીર નિ૦ સં૦ ૫ ૭

(૧૬) આ૦ નાગહસ્તિ—તેઓ રાજકુમાર હતા. સ્વ૦ વિ૦ સં૦ ૮૯.

(૧૭) આ૦ નરદેવ—સ્વ૦ વિ૦ સં૦ ૧૨૫ (મેડતામાં).

(૧૮) આ૦ સુરસેન—સ્વ૦ વિ૦ સં૦ ૧૩૭

(૧૯) આ૦ ધર્મકીર્તિ—સ્વ૦ વિ૦ સં૦ ૨૧૦

(૨ ) આ૦ ધર્મઘોષ, (૨૧) આ૦ નિર્વૃતિ

(૨૨) આ૦ ઉદ્દત્ત, (૨૩) આ૦ ચન્દ્રશેખર.

(૨૪) આ૦ સુઘોષ, સ્વ૦ વિ૦ સં૦ ૩૯૭.

(૨૫) આ૦ મણિધર, સ્વ૦ વિ૦ સં૦ ૪૨૫.

(૨૬) આ૦ દાનપ્રિય, (૨૭) આ૦ મુનિચંદ્ર

(૨૮) આ૦ ક્ષમાનંદ, સ્વ૦ સં૦ ૪૭

(૨૯) આ ધર્મકીર્તિ, સ્વ૦ સં ૫૧૨.

(૩ ) આ સોમદેવ સ્વ સં ૫૭૫

આ સમયે પૂર્વેનો વિચ્છેદ થયો અને આ દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે આગમોને પુસ્તકારૂઢ કર્યા.

(૩૧) આ ગુણધર, (૩૨) આ૦ મહાનંદ—તેમણે દિગમ્બરવાદી વિદ્યાનંદને વાદમાં હરાવ્યો. સ્વ સં ૬ ૫.

(૩૩) આ સુમતિ—સ્વ સં ૬૭ આ સમયે આચાર્યોમાં વિચારભેદ થયો, નવી સામાચારી બની અને ચૈત્યવાસીઓ વધ્યા.

(૩૪) આ ઇંદ્રદેવ, (૩૫) આ ભદ્રસ્વામી.

(૩૬) આ જિનપ્રભ, સ્વ સં ૭૫

(૩૭) આ માનદેવ—તેઓ ઉગ્રવિહારી હતા. માત્ર મોક્ષમાર્ગનો ઉપદેશ દેતા હતા. તેમણે સંમતિતર્ક ગ્રંથની રચના કરી. સ્વ સં ૭૮

(૩૮) આ૦ સત્યવાદ—તેઓ પલ્લીવાલ બ્રાહ્મણ હતા. વેદના પારગામી હતા. તેઓ શૂલરોગથી કાલધર્મ પામ્યા.

(૩૯) આ૦ સૂર—તેમને કોટિગણના આ જ્યાનંદે આચાર્યપદ આપ્યું.

(૪૦) દેશલ મહત્તર (૪૧) આ દુર્ગસ્વામી, આ ગગ સ્વામી. સ્વ સં ૬૧૨.

(૪૨) આ૦ સિદ્ધર્ષિ સ્વ સં ૬૧૮.

(૪૩) આ ધર્મમતિ, (૪૪) આ નેમિસૂરિ.

(૪૫) આ સુમતી—આ સમયે નવા નવા મતો નીકળ્યા. સૌએ પોતપોતાના સંઘ સ્થાપ્યા. સ્વ સં ૧૧ ૧

(૪૬) આ૦ જિનશેખર—તેઓ વિદ્વાન અને ઉગ્રવિહારી હતા, મહાપ્રભાવિક હતા. તેમણે પાટણમાં માહેશ્વરી વાણિયાઓને ઉપદેશ આપી જૈન બનાવ્યા.

(૪૭) આ૦ મહેશ્વર—તેમણે નાગોરમાં પલ્લીવાલ બ્રાહ્મણોને

પ્રતિબોધ કરી જૈન બનાવ્યા. તેમનાથી 'પલ્લીવાલગચ્છ' નીકળ્યો. સ્વ સં૦ ૧૧૫

(૪૮) આ૦ દેવસૂરિ—તેમણે જાલોરના કિલ્લા ઉપર ભ૦ પાર્શ્વનાથના જિનાલયની પ્રતિષ્ઠા કરી તથા ભ૦ મહાવીરસ્વામીના જિનાલય ઉપર સોનાનો કળશ ચડાવ્યો. આ સમયે પુનમિયા[1] વગેરે નવા નવા મતો નીકળ્યા. સ્વ૦ સં ૧૨૨૫.

આ૦ વાદિદેવસૂરિના વર્ણનમાં ઉપરના પ્રસંગો મળે છે

(જુઓ પ્ર૦ ૪૧ પૃ૦ )

(૪૯) આ૦ જિનદેવ—તેઓ મોટા જ્યોતિષી હતા. તેમણે સોનગરા રાજપૂતોને પ્રતિબોધ કરી જૈન બનાવ્યા. જાલોર પાસે જિનાલયની પ્રતિષ્ઠા કરી, સ્વ૦ સં૦ ૧૨૭૨.

(૫૦) આ કૃષ્ણ, (૫૧) આ વિષ્ણુ

(૫૨) આ૦ આમ્રદેવ—તેમણે કથાકોશ વગેરેની રચના કરી.

(૫૩) આ૦ સોમતિલક (૫૪) આ૦ ભીમદેવ—તેમણે સં૦ ૧૪૦૨ માં કોરટામાં પ્રતિષ્ઠા કરી.

(૫૫) આ વિમલસૂરિ—તેમણે મેવાડમાં ઉદયસાગરના કિનારે જિનાલયમાં પ્રતિષ્ઠા કરી.

(૫૬) આ નરોત્તમ—સ્વ૦ સં૦ ૧૪૯૧, (૫૭) આ૦ સ્વાતિ.

(૫૮) આ૦ હેમસૂરિ—તેઓ ચિંતામણિ પાર્શ્વનાથનું સ્મરણ કરવાથી સં૦ ૧૫૧૫માં ચિંતામણીય તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. તેમનાથી ચિંતામણિ શાખા ચાલી.

(૫૯) ભ૦ હરખસૂરિ—તેઓ પોષાળમાં રહેવા લાગ્યા.

(૬ ) ભ૦ કમલચંદ્ર, (૬૧) ભ૦ ગુણમાણેક.

(૬૨) ભ૦ સુંદરચંદ્ર, સ્વ સં૦ ૧૬૭૫.

(૬૩) ભ૦ પ્રભુચંદ્ર—તેઓ (પટ્ટાવલીકાર)ના સમયે વિદ્યમાન હતા.

1 પટ્ટાવલીકાર પુનમિયાગચ્છનો વિરોધી મત તરીકે ઉલ્લેખ કરે છે. એટલે સંભવ છે કે, પલ્લીવાલગચ્છ ચૌદશના મતને માનતો હશે.

**પલ્લીવાલગચ્છીય પ્રાચીન આચાર્યો—**

પલ્લીવાલગચ્છના કેટલાએક પ્રાચીન આચાર્યોનો છૂટક પરિચય આ પ્રમાણે મળે છે—

(૧) આ૦ દેવભદ્રસૂરિપટ્ટે આ૦ સિદ્ધસેનસૂરિ.

(૨) આ૦ મહેશ્વર—તેમણે કાલકકથા રચી છે. સ્વ૦ સં૦ ૧૨૭૪

(૩) આ૦ અભયદેવની પાટે (૪) આ૦ આમ્રદેવ—તેમણે ગચ્છ-પ્રભાવકચરિત્ર રચ્યું છે.

(૫) આ૦ શાંતિસૂરિ—તેઓ પ્રાકૃત ભાષામાં વિવિધ છંદોની રચના કરતા હતા.[1] (—રાજગચ્છીય પટ્ટાવલી, વિવિધગચ્છીય પટ્ટાવલીસંગ્રહ-૫, પૃ૦ ૬૫)

(૬) આ૦ અજિતદેવ—તેમણે વિચારસારપ્રકરણ (ગાથા ૮૯) કલ્પસૂત્રદીપિકા, પિંડવિશોધિ-દીપિકા, આચારાંગસૂત્રદીપિકા, ઉત્તરાધ્યયનસૂત્ર-દીપિકા, આરાધના, ચંદનબાલાવેલી, ચતુર્વિંશતિજિનચોવીશી (ગાથા ૨૫) રચ્યાં છે.

(૭) આ૦ અજિતદેવસૂરિ શિષ્ય પં૦ હીરાનંદ, તેમણે ચોવીશી ચોપાઈ રચી છે.

## પલ્લીવાલ ભટ્ટારક પટ્ટાવલી

વિવિધ શિલાલેખો, ગ્રંથપ્રશસ્તિઓ વગેરેના આધારે પલ્લીવાલગચ્છની જેટલી ભટ્ટારક પટ્ટાવલી નીચે પ્રમાણે મળે છે—

૧ આ૦ શાંતિસૂરિ—તેમણે સં૦ ૧૪૫૮ના ફાગણ વદિ ૧ના રોજ માણુક ઓસવાલે ભરાવેલી ભ૦ સુમતિનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. (નાહર, જૈનલેખસંગ્રહ, લેખાંક : ૧૨૩૭)

સં૦ ૧૪૬૨ના મહા વદિ ૪ને શુક્રવારે ભાલ્હેક લખમણે ભરાવેલી ભ૦ શાંતિનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

(નાહર, જૈનલેખસંગ્રહ, લેખાંક ૨૪૭૮)

---

૧. સં૦ ૧૨૬૧ની એક તાડપત્રની પ્રતિમાં આ૦ જિનસેન, આ૦ પાર્શ્વમિત્ર, આ૦ યશસ્વાતી, આ૦ નંદસૂરિ વગેરેનાં પ્રાકૃત પદ્યચિત્રો મળે છે.

૨ ભ૦ શ્રીસૂરિ—તેઓ ભ૦ શાંતિસૂરિના શિષ્ય હતા. તેમણે સં૦ ૧૪૬૫માં ભ૦ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

(જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૫૫)

૩ ભ૦ યશોદેવ—સં૦ ૧૪૮૫ થી સં૦ ૧૫૧૩

૪ ભ૦ નન્નસૂરિ—સં૦ ૧૫૨૮, ૧૫૨૯ તેમણે 'સીમંધરસ્વામીસ્તવન (કડી ૧૩૫) રચ્યું

૫. ભ૦ ઉદ્યોતનસૂરિ—સં૦ ૧૫૨૮ થી સં૦ ૧૫૪૯

૬ ભ૦ મહેશ્વરસૂરિ—સં૦ ૧૫૭૩ થી સં૦ ૧૫૯૯

૭ ભ૦ યશોદેવ.

૮ ભ૦ નન્ન—સં૦ ૧૬૧૩ તેઓ વર્ધમાન પલ્લીવાલગચ્છના હતા. આ સમયે સં૦ ૧૬૧૩ માં નગરશેઠ શાંતિદાસ ઝવેરીએ આગરામાં પ્રથમ દ્વાર બનાવ્યો.

૯ ભ૦ ઉદ્યોતનસૂરિ—ભ૦ નન્નની પાટે ભ૦ અજિતદેવના શિષ્ય ક્ષમાનંદે સં૦ ૧૫૬૧ ના કાર્તિક સુદિ ૧૦ ને શુક્રવારે ઉપાસકદશાંગસૂત્ર નું સંશોધન કર્યું.

૧૦ ભ૦ મહેશ્વરના પરિવારમાં ઉ૦ રત્નચંદ્ર, ઉ૦ ખિમાચંદ્ર, પં૦ લાભચંદ્ર શિષ્ય મેઘચંદ્રે સં૦ ૧૫૬૧ ના મહા વદિ ૧૧ ને ગુરુવારે ફલોધિ પાર્શ્વનાથતીર્થ પાસેના મેડતાનગરમાં આચારાંગ સૂત્ર લખ્યું.

૧૦ ભ૦ મહેશ્વર—સં૦ ૧૬૨૬ થી ૧૬૮૧ તેમની પરંપરામાં મહો૦ નરચંદ્રગણિ શિષ્ય શિષ્ય પં૦ વિજયસાગરગણિએ સં૦ ૧૬૨૬ ના મહા સુદિ ૬ ના રોજ જોધપુરમાં છાજેડના પાઠમના બ્રહ્મચ્છુ માટે ષડાવશ્યક-બાલાવબોધ લખ્યો.

૧૧ ભ૦ યશોદેવસૂરિ—સં૦ ૧૬૬૭ થી ૧૬૮૧ તેમની પરંપરામાં ઉ૦ હર્ષશેખર શિષ્ય ઉ૦ જ્ઞાનશેખર શિષ્ય ઉ૦ દેવશેખર શિષ્ય ઉ૦ સુમતિશેખરના ઉપદેશથી વીરમપુરના નાકોડાતીર્થમાં સં૦ ૧૬૬૭ના ભાદરવા સુદિ ૯ ને શુક્રવારે ભ૦ પાર્શ્વનાથ તથા ભ૦ મહાવીરસ્વામીના જિનપ્રાસાદનો ઉદ્ધાર કરાવ્યો. સં૦ ૧૬૭૯ ના બીજા અષાઢ સુદિ

૨ ને રવિવારે નવી પ્રોલિ અને સં. ૧૬૮૧ના ચૈત્ર વદિ ૩ ને સોમવારે હસ્તનક્ષત્રમાં પ્રવેશપ્રોલિ બનાવ્યા.

જૈનો—શિલાલેખો અને પ્રશસ્તિઓના આધારે જાણવા મળે છે કે પલ્લીવાલો તથા છાજડ, ધાકડ, પીપ્પા મહોરા અને ડુંગરવાલ વગેરે ઓસવાલો પલ્લીવાલગચ્છના જૈનો હતા.

પલ્લીવાલ જ્ઞાતિ—

પલ્લીવાલો માટે માંડલિક ઠક્કુર (ઠ.), સાહુ સંઘપતિ વગેરે વિશેષણો વપરાય છે. એકંદરે પલ્લીવાલો ધની, સુખી, ગૌરવવાળા, રાજમાન્ય અને શ્વેતામ્બર જૈનો હતા. આ પલ્લીવાલ જૈનોએ ઘણાં ધાર્મિક કાર્યો કર્યાં છે—

§ પાલીના પ્રદ્યોતનગચ્છના લખમણના પુત્ર દેશલે સં. ૧૧૫૧ના અષાડ સુદિ ૮ ને ગુરુવારે પાલીમાં પૂર્ણભદ્ર મહાવીરના જિનચૈત્યની દેરીમાં ઋષભદેવની પ્રતિમા પધરાવી. (—જૈ. પુ. પ્ર. સં. પ્ર. ૧૮)

§ મોટા દાનવીર શેઠ લાખણુ પલ્લીવાલે સં. ૧૨૯૯ના કાર્તિક મહિનામાં સરજગચ્છના આ. સિદ્ધસેનના પટ્ટધર, જેઓ ઉત્કટ ચારિત્રધારી આ. રત્નપ્રભ નામે હતા, તેમના ઉપદેશથી 'સમરાઇચ્ચકહા' લખાવી, તેમની પાસે વ્યાખ્યાન કરાવ્યું (જૈનપુ. પ્ર. સં. પ્ર. ૩૫)

§ વરહુડિયા નેમડ પલ્લીવાલના વંશજોએ શત્રુંજય, ગિરનાર, આબૂ વગેરે મોટા મોટા નગરોમાં દેરાસર, દેરીઓ, જિનપ્રતિમાઓ, પરિકરો અને પ્રતિષ્ઠાઓ કરાવી હતી.

(—પ્ર. ૩૮, વરહુડિયાવંશ, પ્ર. ૪૪)

§ તેના પૌત્ર જિનચંદ્રે સં. ૧૨૯૨માં, સં. ૧૨૯૬માં વીજાપુરમાં તપાગચ્છના આચાર્યોને પધરાવી ચતુર્માસ કરાવ્યાં તેમજ જૈન શાસ્ત્રો લખાવ્યાં. (પ્ર. ૩૮ પ્રક. ૪૪ ૪૫)

§ વરહુડિયા જિનચંદ્રના પુત્ર વીરધવલ અને ભીમદેવ, તપાગચ્છના આ. વિદ્યાનંદસૂરિ (સં. ૧૩૨ થી ૧૩૨૭ પ્ર. ૪૬) અને દાદા ધર્મઘોષસૂરિ (સં. ૧૩૨ થી ૧૩૫૭, પ્ર. ૪૬) બન્યા, જેઓ મોટા જ્ઞાની, ત્યાગી અને તપસ્વી હતા. આ બંને આચાર્યો પોતાની જ્ઞાતિના

હોવાથી પલ્લીવાલો ત્યારથી તેમની પરંપરાના વધુ રાગી બન્યા.

§ સોઢી પલ્લીવાલના પૌત્ર આહડ તેમના પુત્ર પદ્મસિંહની પુત્રી આવચુંદરીએ સાધ્વી કીર્તિગણિની પાસે દીક્ષા લીધી હતી. આહડના પુત્ર શ્રીપાલે સં૦ ૧૩૦૩ ના કાર્તિક સુદિ ૧૦ ને રવિવારે ભરુચમાં આ૦ કમલપ્રભસૂરિના ઉપદેશથી 'અજિતનાથચરિત્ર' લખાવ્યું અને તેમના પટ્ટધર આ૦ નરેશ્વરસૂરિ પાસે વ્યાખ્યાન કરાવ્યું (-પ્ર૦ ૩૮ સોઢીવંશ)

§ સહજિગપુરના ઠ૦ દેહા પલ્લીવાલના પુત્ર મહીચંદ્રના પુત્રો રતનપાલ વિજયપાલે પોતાના પૂર્વજોના કલ્યાણ માટે ભ૦ મલ્લિ નાથની દેરી તથા પ્રતિમા કરાવી તેની ચંદ્રગચ્છના આ૦ હરિપ્રભ સૂરિના શિષ્ય આ યશોભદ્રસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી.

(-પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨ લેખાંક ૫૪૫)

§ સાહુ ઈશ્વર પલ્લીવાલના પુત્ર કુમારસિંહે નાસિકમાં ભ૦ ચંદ્રપ્રભસ્વામીના જિનાલયનો પૂરો જીર્ણોદ્ધાર કરાવ્યો.

(-વિવિધતીર્થકલ્પમાં નાસિક્યપુરકલ્પ)

કર્પૂરદેવી પલ્લીવાલે સં૦ ૧૩૨૭ માં શતપદી દીપિકા લખાવી. (જૈન પુ૦પ્ર સં૦ પ્ર૦ ૧૧૧)

§ પુના પલ્લીવાલના પૌત્ર ગણદેવે ખંભાતની પોષાળમાં 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર લે' આપ્યુ

§ વીરપુરના ધનાઢ્ય દેદાધર પલ્લીવાલની પત્ની સમલદેવીએ ગણધર સાર્ધશતક ની ટીકા લખાવી. (જૈ૦પુ પ્ર સં૦ પ્ર૦ ૧૦૩)

§ ઠ૦ વિક્રમસિંહ વગેરે ૩ પલ્લીવાલભાઈઓએ ઠ૦ કુમારસિંહ પલ્લીવાલ તથા તેની પત્ની સિંગારદેવીના મા બાપના કલ્યાણ માટે સં૦ ૧૩૩૭ ના ફા૦ સુ૦ ૮ ના રોજ ભ૦ મહાવીરસ્વામીની પ્રતિમા ભરાવી તેની આ૦ માણિક્યચંદ્રસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી.

(-આ બુદ્ધિ૦ ધાતુપ્રતિમા લેખસંગ્રહ, ભા૦ ૧ લેખાંક ૧૩૭)

§ મંત્રી આભૂ પલ્લીવાલના વંશમાં અનુક્રમે મહણસિંહ (પત્ની સી), ભીમ (પત્ની કપૂરદેવી) સોની સૂર (પત્ની સુહવદેવી), સોની

મદન પ્રથિમસિંહ (પત્ની પ્રીમલદેવી), સાલ્હા અને ધનરાજ થયા. સોની પ્રથિમસિંહને સિંહ નામે ભાઈ અને સિંહાક નામે પુત્ર હતો. સિંહાક પ્રીતિવાળો, ગુણવાળો અને પ્રતિભાશાળી હતો. સિંહાકે મોટા સિંહની આજ્ઞાથી સં. ૧૪૨ ના ચૈત્ર સુદિ ૧ ના રોજ પાટણમાં તપાગચ્છના આ. જયાનંદસૂરિ તથા આ. દેવસુંદરસૂરિનો આચાર્યપદમહોત્સવ કર્યો.

§ સિંહાક અને ધનરાજે મોટા સિંહની આજ્ઞાથી સં. ૧૪૪૧માં ખંભાતમાં તમાલીમાં સ્તંભન પાર્શ્વનાથના ચૈત્યનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને આ. દેવસુંદરસૂરિના પટ્ટધર આ. જ્ઞાનસૂરિનો સૂરિપદમહોત્સવ કર્યો.

§ તેના જ મોટા ભાઈઓ લખમસિંહ રામસિંહ અને ગોવાલે સં. ૧૪૪૭માં આ. દેવસુંદરસૂરિના પટ્ટધરો આ. કુલમંડનસૂરિ તથા આ. ગુણરત્નસૂરિનો સૂરિપદમહોત્સવ કર્યો.

§ સોની પ્રથિમસિંહ પલ્લીવાલના પુત્ર સાલ્હાએ આ. દેવસુંદરસૂરિના ઉપદેશથી સં. ૧૪૪૭ના ભાદરવા સુદિ ૭ ને સોમવારે ખંભાતમાં પંચાશકવૃત્તિ તા પત્ર પર લખાવી. (પ્રશસ્તિ ૪)

§ ભરતપુરના દિવાન ઐધરાજ પલ્લીવાલે ભ. મહાવીરસ્વામીનું મંદિર બનાવી તેની તિજગચ્છના ભટ્ટારક પાસે પ્રતિષ્ઠા કરાવી.

§ વિવિધ પ્રશસ્તિઓના આધારે જણાય છે કે નઘણી ગામનો જસરૂ પલ્લીવાલ આ. યશોભદ્રસૂરિનો, આભડ પલ્લીવાલ આ. માનતુંગસૂરિનો, શેઠ અરિસિંહ તથા કુમારદેવી આ. જિનપ્રભસૂરિના તથા આગમગચ્છના આ. રત્નસિંહના ભક્ત શ્રાવકો હતા.

§ પલ્લીવાલ શેઠ સાધુ પદમા પત્ની તેજલે કુલગુરુની આજ્ઞાથી ભ. મુનિસુવ્રતસ્વામીની દેરી કરાવી.

(નાહર, જૈનલેખસંગ્રહ, લેખાંક ૫૭)

§ ક. પલ્લીવાલે સં. ૧૨૭૧ના અષાઢ સુદિ ૮ને રવિવારે ભ. આદિનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. આ ધાતુમૂર્તિ પાટણમાં વિરાજમાન છે.

(—આ. બુદ્ધિસાગર: જૈનપ્રતિમાલેખસંગ્રહ, ભા. ૧ લેખાંક: ૧)

§ ભીમ પલ્લીવાલના પુત્ર સેલ અને તેણે સં૦ ૧૩૯૯ ના ભ૦ શાન્તિનાથની પ્રતિમા ભરાવી. રાજગચ્છના આ૦ હંસરાજસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. (—આગરાના ચિંતામણિ પાર્શ્વનાથના જિનાલયની ધાતુપ્રતિમાનો લેખ)

§ ઠ૦ છાડા પલ્લીવાલની પત્ની નાયિકિદેવીએ પોતાના પુત્રના કલ્યાણ માટે સં૦ ૧૩૯૩ ના મહા સુદિ ૧૦ ને શનિવારે ભ૦ મહાવીરસ્વામીની પ્રતિમા ભરાવી. તેની ધર્મઘોષગચ્છના આ૦ માનતુંગ સૂરિના શિષ્ય આ૦ હમ્મીરાજસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. આ ધાતુ પ્રતિમા મહેસાણાના દેરાસરમાં વિદ્યમાન છે.

(—આ૦ વિજયધર્મસૂરિનો જૈનપ્રતિમા લેખ સં૦ ભા૦ ૧ લેખાંક ૬૫)

§ મ૦ ધણિક લાલક પલ્લીવાલે સં૦ ૧૫૧૦ ના ફાગણ વદિ ૩ ને શુક્રવારે ભ૦ ચંદ્રપ્રભુની પ્રતિમા ભરાવી. અંચલગચ્છના આ૦ જયકેશરિસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી.

(—પટ્ટાવલી સમુચ્ચય ભા૦ ૧ ધર્મરત્ન માસિક વ૦ ૧ જૈનસત્યપ્રકાશ, ક્ર૦ ૨૪ ક્ર૦ ૨૫૫ પૃ૦ ૪૩૦ જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ)

બ્રહ્માણગચ્છ—

સંભવ છે કે બ્રહ્માણગચ્છ બ્રહ્મદીપિકા શાખાની પરંપરા હશે. આબૂ પહાડની પાસે વરમાણ ગામ છે તેમાં બ્રહ્માણગચ્છની મૂળ ગાદી હતી. આ ચૈત્યવાસીગચ્છ હતો તે આબૂના પશ્ચિમી પ્રદેશોમાં ફેલાયેલો હતો. તેની સીધી પટ્ટાવલી મળતી નથી. શિલાલેખો અને ગ્રંથ પુષ્પિકાઓમાં આ ગચ્છના આચાર્યોના નામો વીખરાયેલા પડ્યા છે તે પૈકીનાં કેટલાએક નામો આ પ્રમાણે છે—

| | |
|---|---|
| આ૦ યશોભદ્ર સં૦ ૧૧૨૪ | આ૦ ભદ્ર સં૦ ૧૧૨૪ |
| આ૦ યશોભદ્ર સં૦ ૧૧૮૫ | આ૦ શાન્તિભદ્ર સં૦ ૧૧૭૦ |
| ચૈત્ર સુદિ ૧૩ સંપકપુર | આ૦ યશોભદ્ર સં૦ ૧૧૮૫, ૧૧૯૨ |
| આ૦ દેવ સં૦ ૧૧૪૪ | આ૦ જયપ્રભ સં૦ ૧૨૬૧ |

- આ શ્રીપતિ સં ૧૧૮૮
- આ વીર સં ૧૨૧૩ ૧૩ ૫
- આ૦ વિમલ સં ૧૨૬૩
  સં ૧૩૧૬
- આ જયપ્રભ સં ૧૩૧૧
  સં ૧૩૩ સં ૧૩૪૯
- આ૦ મુનિચંદ્ર સં ૧૩૪
  સં૦ ૧૩૭
- આ જયચંદ્રસૂરિ સં ૧૩૭૧
- આ૦ હેમતિલક સં ૧૪૩૪
  સં ૧૪૪૬ સં ૧૪૫૪
- સલખણપુરીય આ —સં ૧૪૪૭
- આ બુદ્ધિસાગર સં ૧૪૨૯
  સં ૧૪૯૩
- આ મુનિપ્રભ સં ૧૪૪૬
- આ મુનિચંદ્ર સં ૧૫૬૩
  સં ૧૫૧૨, સં ૧૫૨૨.
- આ બુદ્ધિસાગર સં ૧૩૨
  સં૦ ૧૩૨૬ સં ૧૩૮૦
- આ વિજયસિંહ સં ૧૩૫૧
- આ૦ દેવચંદ્ર સં ૧૪૩૨
- આ મુનિચંદ્ર સં ૧૪૩૪
  સં ૧૪૪૬ સં ૧૪૫૪
- આ જયપ્રભપટ્ટે આ૦ [illegible]
  સં ૧૪૯૩
- આ સોમચંદ્ર સં૦ ૧૪૪૦
- આ બુદ્ધિસાગરપટ્ટે આ
  વિમલસૂરિ સં ૧૬૧૫
- આ મુનિચંદ્રપટ્ટે આ વીર
  સં૦ ૧૫૨૪

છૂટક છૂટક ઘટનાઓ આ પ્રમાણે મળે છે—

સં ૧૧૪૪ મહા સુદિ ૧ થારાપદ્રગચ્છીય શ્રીદેવાચાર્ય
(જૂઓ પ્રાચીન જૈનલેખસંગ્રહ ભા ૨ લેખાંક ૩૮૨)

સં ૧૧૨૪ આ ભદ્રાચાર્ય રતેજ દેરાસરના પબાસનનો લેખ.
(જૂઓ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૧૮)

સં ૧૧૯૨ના જેઠ સુદિમાં થારાપદ્રીયગચ્છના આ વિમલાચાર્યના શ્રાવકે નવપદપ્રકરણ-લઘુવૃત્તિ કથા લખાવી સાધ્વી મીનાગણિ, નાગગણિ, સિમિણી લખમી દેમતિ

સં ૧૨૬૧ના જેઠ સુદિ ૨ ને રવિવારે થારાપદ્રગચ્છમાં આ જ્યાનન્દસૂરિએ ભ નેમિનાથની પ્રતિષ્ઠા કરી

સં૦ ૧૩૭૯ આ૦ બુદ્ધિસાગરે ભ૦ નેમિનાથનો ચોવીશવટો સ્થાપ્યો. (જૂઓ, શ્રી ઐશ્વર મહાવીર પ્રતિમાલેખ)

સં૦ ૧૪૯૬ના વૈશાખ વદિ ૧૧ ભટ્ટારક સુવ્રતસૂરિપટ્ટે ભ૦ ઈશ્વરપટ્ટે ભ૦ વિજયપુણ્યસૂરિપટ્ટે ભ૦ રત્નાકરસૂરિપટ્ટે ભ૦ હેમતિલકસૂરિએ પૂન ગ્રિહના શ્રેય માટે મ ૮પ કરાવ્યો. બૃહદ્ગચ્છ શ્રીમાર્ગાયિશ્રીઉદયપ્રભસૂરિભિ ॥

સં૦ ૧૫૧૯ જેઠ સુદિ ૯ ના રોજ આબૂ ઉપર ભ૦ સુમતિનાથ તથા ભ૦ વિમલનાથની પચતીર્થી પર ઉપર મુજબનો ઉલ્લેખ છે આથી જણાય છે કે તે આચાર્ય વરમાણમા જન્મ્યા હશે.

(જૂઓ, અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૬૪૩)

દેવાનંદિત–દેવાનંદગચ્છ—આ ગચ્છના દેવાનંદિત અને દેવાનંદ એમ બે નામો મળે છે પુષ્પિકાઓમા આ ગચ્છ માટે શ્વેતાંબર મહાગચ્છ મહાવી પ્રતીત નદિતગચ્છ એવું વિશેષણ મળે છે આથી નક્કી છે કે આ ગચ્છ શ્વેતાંબરગચ્છ છે આની ઉત્પત્તિ માટે સ્પષ્ટ કોઈ હકીકત મળતી નથી. એટલે આ વિશે સંશોધન કરવાની જરૂર છે આમ છતા આ ગચ્છ માટે અમે ચાર અનુમાનો કર્યા છે.

(૧) વનવાસીગચ્છના અંતિમ આ૦ વિમલચંદ્રસૂરિના ગુરુભાઈના શિષ્યની પરંપરામાં દેવાનંદગચ્છ વ ગચ્છનો સગોત્રીય ગચ્છ હશે.

(૨) આ૦ ઉદ્યોતનસૂરિએ વડ નીચે એક જ મુહૂર્તમા ૮ સાધુઓને આચાર્યપદવી આપી તે પૈકીના એકની પરંપરા હશે.

(૩) દેવાનંદગચ્છ અને દેવાચાર્યગચ્છ એક હશે. આ રીતે પણ દેવાનંદગચ્છ વ ગચ્છનો સગોત્રીય હશે.

(૪) આ૦ અભયદેવસૂરિની પરંપરામા ૪૧ મી પાટે આ૦ દેવાનંદ થયા છે

દેવાનંદગચ્છમાં—

૩૫. આ૦ ઉદ્યોતનસૂરિ.     ૩૬ આ૦ યશોભદ્રસૂરિ

૩૭. આ૦ દેવભદ્રસૂરિ તથા આ૦ યશોદેવસૂરિ થયા હતા. તેમણે સં૦ ૧૧૯૪મા પ્રમાણાન્તરભાવ નામે ગ્રંથ રચ્યો છે (પ્ર૦ ૪૪)

તેમજ વાચનાચાર્ય પં૦ ગુણાકરે સં૦ ૧૨૧૧ ના પોષ સુદિ ૧૪

ના રોજ ડભોઇમાં આ બપ્પભટ્ટિકૃત ચતુર્વિંશતિ ની પ્રતિ લખી હતી.
(—જૈનપુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્રશસ્તિ ૬૬)

દેવાનંદિતગચ્છના આ શીલચંદ્રસંતાનીયની સં. ૧૨૧૪ની સુમતિ મહેસાણાના મોટા દેરાસરમાં વિદ્યમાન છે.

આ૦ વિમલચંદ્રસૂરિ—વનવાસીગચ્છના છેલ્લા વિહારુક આચાર્ય હતા. તેમની પાટે આ ઉદ્યોતનસૂરિ થયા, જે વડગચ્છના પ્રથમ આચાર્ય હતા.

આ નેમિચંદ્રસૂરિ આ ઉદ્યોતનસૂરિનો પરિચય ટૂંકાક્ષરીમાં આ રીતે આપે છે—

આ ઉદ્યોતનસૂરિ ભ૦ જંબૂસ્વામીની પરંપરામાં ચંદ્રકુલની વિહારુક શાખામાં થયા. તેઓ વડગચ્છના અલંકારસમા હતા. તેઓ પાંચે ઇન્દ્રિયોથી સોહામણા, ક્ષમાધર, ઉન્નત ધર્મસ્વરૂપ, સૌમ્ય, સ્થિરગંભીર, શુભ ભાવનાથી સહિત, રાગ દ્વેષ અને અહંકાર વિનાના, નિર્મલ ગુણવાળા, નવકલ્પ વિહારી, વિદ્વાન્ આ પ્રદ્યુમ્ન, આ માનદેવ, પ્રસિદ્ધ આ સર્વદેવ વગેરે શ્રમણપરિવારથી વીંટાયેલા હતા.
(ઉત્તરાધ્યયનસૂત્ર વૃત્તિ મહાવીરચરિત્ર,
સં. ૧૧૨૯ ૧૧૩૯ પ્રશ ૩૫, પૃ૦ ૧)

તેઓ દીર્ઘાયુષી હતા. ઘણા વર્ષો સુધી આચાર્યપદે રહ્યા હતા. તેમણે સં. ૯૩૭માં જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી.
(—નાહર, જૈનલેખસંગ્રહ, લેખાંક ૧૦૭૯)

તેમણે સં. ૯૯૪મા વડગચ્છની સ્થાપના કરી હતી અને સંભવત સં. ૧૧૦ પહેલાં સ્વર્ગગમન કર્યું હશે. તેઓ ૯મેશાં દિવસમાં એક વાર જ આહાર લેતા હતા. તેમની કૃપાથી શ્રાવક વ્યાપારી ધનાઢ્ય બન્યો હતો. (—ભક્તામરસ્તોત્ર વૃત્તિ)

તેઓ પૂર્વદેશનાં તીર્થોની યાત્રા કરી સં૦ ૯૯૪મા આબૂ પ્રદેશમાં યાત્રાએ પધાર્યા. જ્યારે તેઓ આબૂની તળેટીમાં ટેલી ગામમાં બિરાજમાન હતા ત્યારે આકાશમાં નજર નાખતા ગ્રહચારના યોગથી જોઈને જાણ્યું કે આજનો દિવસ ઉત્તમ છે, શુભ ગ્રહો ઉચ્ચ

સ્થાનના બને છે છત્રયોગ થાય છે સંતાન-વૃદ્ધિયોગ થાય છે, તો મારે મારી પાટે આવતી કાલે નવા આચાર્યની સ્થાપના કરવી જોઈએ.

એમ વિચારી આ૦ ઉદ્યોતનસૂરિએ બીજે દિવસે શુદ્ધ વેળા આવતા પોતાના શિષ્યો સર્વદેવ માનદેવ, મહેશ્વર, પ્રદ્યોતન વગેરે આઠ મુનિઓને વડના ઝાડની નીચે આચાર્યપદવી આપી પોતાની પાટે સ્થાપન કર્યા, ત્યારથી આ મુનિસમુદાય વડગચ્છ નામથી પ્રસિદ્ધિ પામ્યો.[1]

વડગચ્છ એ નિર્ગ્રન્થપરંપરાનો પાંચમો ગચ્છ છે. વડગચ્છનાં બીજાં નામો વડ્ડગચ્છ (પ્રાકૃત) અને બૃહદ્‌ગચ્છ (સંસ્કૃત) પણ મળે છે. વડગચ્છની ઘણી શ્રમણપરંપરાઓ મળી છે, જે આ પ્રમાણે છે—

પરંપરા પહેલી—

(૩૫) આ૦ ઉદ્યોતનસૂરિ સં ૯૯૪ (૩૬) આ૦ સર્વદેવ સં૦ ૧૦ ૨ (૩૭) આ૦ દેવસૂરિ સં૦ ૧૧૧ (૩૮) આ૦ સર્વદેવ સં૦ ૧૧૨૯ (૩૯) આ૦ નેમિચંદ્ર સં ૧૧૩૯ (૪૦) આ૦ મુનિચંદ્ર સં૦ ૧૧૭૮ (૪૧) આ૦ અજિતદેવ આ૦ વાદિદેવ સં૦ ૧૨૨૬

આ શ્રમણપરંપરામાંથી પૂનમિયામત, અંચલમત, ત્રિસ્તુતિકમત, સાર્ધપૂનમિયામત, તપાગચ્છ, નાગોરીતપાગચ્છ દેવાચાર્યગચ્છ પાયચંદમત, કડુકમત, લોંકામત, વિજયમત વગેરે ઘણા ગચ્છો—મતો નીકળ્યા.

પરંપરા બીજી—

(૩૫) આ૦ ઉદ્યોતનસૂરિ, (૩૬) આ૦ સર્વદેવસૂરિ, (૩૭) આ૦ જિનચંદ્ર (બીજાકામાં), (૩૮) આ૦ આમ્રદેવ, (૩૯) આ૦ નેમિચંદ્ર, (૪ ) આ૦ યશોદેવ સંભવ છે કે તેમણે "ઉપદેશમાલા"ની મોટી ટીકા,

---

[1] આ૦ ? આબૂ પહાડની નીચે ટેલીના (ટેલિગ્રામતીર્થ) અને સાંચોર (સત્યપુરતીર્થ) એમ બે સ્થાનો મળે છે—

ટિપ્પણી—

श्रीमर्बुदगिरिमहातीर्थसमीपवर्ती ग्रामोऽस्ति यो टिवराभिधया प्रसिद्धः।
श्रीसर्वमान्यजिनमातृशुभ्रप्रासादराजपरिराजितभूमिभागः ॥

(વિશેષ માટે જૂઓ, પ્ર૦ ૫૫, પૃ ૪૯)

ઉપદેશપદ વૃત્તિ, સ્થાનાંગ ટીકા વગેરેની પહેલી પ્રત લખી હતી અને આ૦ અભયદેવસૂરિને નવ અંગોની ટીકા લખવામાં સહાય કરી હતી.

(—શ્રીપ્રશસ્તિસંગ્રહ, પ્ર૦ ૩૪ પૃ૦ ૨૬; ઉપદેશમાલા વૃત્તિની પ્રશસ્તિ)

પરંપરા ત્રીજી—

(૩૫) આ૦ ઉદ્દ્યોતનસૂરિ સં૦ ૯૯૪ (૩૬) આ૦ પ્રદ્યુમ્નસૂરિ

(૩૭) આ૦ અજિતદેવસૂરિ

(૩૮) પં૦ યશોદેવગણિ—તેઓ ગૃહસ્થપણામાં આ૦ પ્રદ્યુમ્નસૂરિના નપ્તા થતા હતા અને મુનિપણામાં આ૦ પ્રદ્યુમ્નસૂરિના પ્રશિષ્ય હતા. તેમજ આ૦ ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય આ૦ મુનિચંદ્રસૂરિના નાનાભાઈ થતા હતા. તેમણે સ્થાનાંગટીકા ની પહેલી પ્રતિ લખી હતી અને આ૦ અભયદેવસૂરિને સં૦ ૧૧૨૦ થી સં૦ ૧૧૨૮ માં નવ અંગોની ટીકા રચવામાં સહાય કરી હતી.

પરંપરા ચોથી—

(૩૫) આ૦ ઉદ્દ્યોતનસૂરિ સં૦ ૯૯૪ (૩૬) આ૦ માનદેવસૂરિ

(૩૭) આ૦ જિનદેવગણિ

(૩૮) આ૦ હરિભદ્રસૂરિ—તેમણે સં૦ ૧૧૭૨ માં 'પ્રાચીન કર્મગ્રંથ'ની ટીકા (ગ્રં૦   ૮૫ ) સં૦ ૧૧૮૫ માં ક્ષેત્રસમાસ ની ટીકા, 'પ્રશમરતિપ્રકરણ'ની ટીકા, મલ્લિનાથચરિત્ર 'મુનિપતિચરિત્ર' વગેરે ગ્રંથો રચ્યા છે.

પરંપરા પાંચમી—

(૩૫) આ૦ ઉદ્દ્યોતનસૂરિ સં૦ ૯૯૪

(૩૬) આ૦ મુનિચંદ્રસૂરિ—સં૦ ૧૧૨૮. તેમનો દેહ સૌમ્ય હતો. સ્વભાવે શાંત હતા. આ૦ અજિતદેવસૂરિના શિષ્ય પં૦ યશોદેવગણિ ગૃહસ્થપણામાં તેમના નાનાભાઈ થતા હતા. (સ્થાનાંગટીકા પ્રશસ્તિ)

પરંપરા છઠ્ઠી—

(૩૫) આ૦ ઉદ્દ્યોતનસૂરિ સં૦ ૯૯૪; (૩૬) આ૦ વર્ધમાનસૂરિ સ્વ૦ સં૦ ૧૦૮૮.

(૩૭) આ૦ જિનેશ્વરસૂરિ (૩૮) નવાંગવૃત્તિકાર આ૦ અભય દેવસૂરિ સ્વ૦ સં૦ ૧૧૩૯

(૩૯) આ૦ પ્રસન્નચંદ્રસૂરિ, આ૦ વર્ધમાનસૂરિ સં૦ ૧૧૭૨.

આ પરંપરામાંથી ચંદ્રકલ્યાણકમત, રુદ્રપલ્લીયગચ્છ ખરતરમત વગેરે ગચ્છો-મતો નીકળ્યા.

પરંપરા સાતમી—

(૩૫) આ ઉદ્યોતનસૂરિ સં૦ ૯૯૪

(૩૬) આ૦ પ્રદ્યોતનસૂરિ—તેમનાથી 'પ્રદ્યોતનશાખા' નીકળી અને આ પરંપરાના આ૦ ઇંદ્રદેવસૂરિ સં૦ ૧૧૫ થી પલ્લીવાલ ગચ્છ નીકળ્યો. (જૂઓ, પ્ર૦ ૩૫, પૃ૦ : ૫૮)

પરંપરા આઠમી—

(૩૫) આ૦ ઉદ્યોતનસૂરિ સં૦ ૯૯૪ (૩૬) આ૦ સર્વદેવસૂરિ સં૦ ૧૦૨૦

(૩૭) આ૦ દેવસૂરિ સં૦ ૧૧૧૦ (૩૮) આ૦ સર્વદેવસૂરિ સં૦ ૧૧૨૯

(૩૯) આ જયસિંહસૂરિ (૪૦) આ૦ ચંદ્રપ્રભસૂરિ

(૪૧) આ૦ ધર્મઘોષસૂરિ (૪૨) આ શાલિભદ્રસૂરિ

(૪૩) આ૦ માનતુંગસૂરિ—તેમણે 'સિદ્ધજયંતી' નામે ગ્રંથ રચ્યો.

(૪૪) આ૦ મલયપ્રભ—તેમણે સં ૧૨૬ મા 'સિદ્ધજયંતી'ની વૃત્તિ બનાવી. (–પિટર્સન રિપોર્ટ ૩ ૩૭)

(–ઉત્તરજઝયણસુત્તવૃત્તિ, મહાવીરચરિય, પ્રાચીનકર્મગ્રંથ ટીકા નવાંગવૃત્તિઓ, પિંડનિર્યુક્તિ-ટીકા, સિદ્ધજયંતી ટીકા તપાગચ્છ પટ્ટાવલી, પટ્ટાવલીઓ, શિલાલેખો, પ્રશસ્તિઓ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૪૩ ૨૪૯)

## રાજવંશી પ્રારંભ

વિક્રમની બીજી શતાબ્દીના ઘણા જૈનાચાર્યો, જૈનધર્મપ્રેમી રાજાઓ અને મંત્રીઓ સાથે જુદા જુદા દેશના ઘણા રાજાઓના

નામો સંકળાયેલા છે અધૂરા લેખકો ઘણી વાર તે તે રાજાઓની હયાતી કે કાલસામ્ય વગેરે બાબતોમાં કલ્પિત વિસંવાદ ઉઠાવે છે આથી સામાન્ય વાચકો શંકામાં પડી જતા મૂઝાય છે તેથી અહીં પહેલાં તે તે રાજાઓ અને રાજવંશોની બાબતમાં સ્પષ્ટીકરણ કરવું જરૂરી છે માટે અમે અહીં ઘણા રાજવંશોની તાલિકા આપી છે. લેખકો અને વિચારકો આમાંથી ઘણો ખુલાસો મેળવી શકશે અને ઇતિહાસને ન્યાય આપી શકશે.

## ચૌલુક્ય રાજાવલી

ચૌલુક્ય એ કનોજના પ્રતિહારવંશની એક શાખા છે. તેના ચલુક્ય, ચિલ્કિય, ચલ્કય, ચલિક્ય, ચાલુક્ય, સુલુક્ય, ચૌલુકિક, ચૌલુક્ક, ચૌલુક્ય, સોલંખી અને સોલંકી એવાં વિવિધ નામો જાણવા મળે છે મોટે ભાગે આ વંશના રાજાઓ દક્ષિણમાં અને ગુજરાતમાં થયા છે દક્ષિણના ચૌલુક્ય વિજયાદિત્યના વંશજોએ અને ગુજરાતમાં ચૌલુક્ય સામંત રાજિના વંશજોએ રાજ્ય ભોગવ્યું હતું

કનોજના પ્રતિહારવંશીય ભોજદેવનું બીજું નામ આદિવરાહ હતું જ્યારે દક્ષિણના ચૌલુક્યોનું રાજચિહ્ન વરાહ હતું એમ જણાય છે ગુજરાતના ચૌલુક્ય રાજવીઓ જૈનધર્મ અને શૈવધર્મને સમાન ભાવે માનતા રહ્યા હતા. તેથી જૈન, બૌદ્ધ અને શૈવ એ ત્રણે ધર્મોના દેવચિહ્ન તરીકે માન્ય થયેલો બળદ જ ગુજરાતનું રાજચિહ્ન બન્યો હતો.

મૌર્યવંશમાંથી પ્રતિહારવંશ ઊતરી આવ્યો એ જ રીતે ચૌલુક્યો પણ મૌર્ય ચંદ્રગુપ્તના વંશજ હતા તેથી તેઓ ચંદ્રવંશી મનાય છે.

પ્રતિહાર ભોજદેવના સમયમાં પ્રાચીન ગુજરાત, ભિન્નમાલનો પ્રદેશ, સારસ્વતમંડલ, લાટ નવસારીનો પ્રદેશ, માળવા અને સૌરાષ્ટ્ર એ કનોજને આધીન હતા પરંતુ વનરાજ ચાવડાએ કનોજની સત્તા ફગાવી દઈ અણહિલપુર પાટણમાં ગુજરાતનું સ્વતંત્ર રાજ્ય સ્થાપન

હતું.[1] એ સમયમાં ભિન્નમાલ, લાટ અને સૌરાષ્ટ્ર વગેરે વિભાગો કનોજના પ્રતિહારવંશના સામંતરૂપે કે સ્વતંત્ર રાજ્યરૂપે વિદ્યમાન હતા.

ચાવડાવંશ પછી ચૌલુક્યવંશના રાજવીઓના હાથમાં ગુજરાતની સત્તા આવી. તેમાં ચૌલુક્ય ભુવનાદિત્ય, જે ઉચ્ચ કોટિનો રાજપુરુષ હતો અને જેના બિરુદો અથવા બીજાં નામો ભાલકીર્તિ, ભાલકાચી, કચ્છિકાભાલ અને મુંજાલ હતાં, તેમજ જેને ત્રણ રાજપુત્રો (૧) રાજી (રાજ) (૨) બીજ અને (૩) દંડક (દડક) હતા. તે પૈકી સામંત રાજિ અને તેના વંશજો ગુજરાતના રાજવીઓ બન્યા અને કનોજને આધીન રહેલા શેષ પ્રદેશો પોતાને હાથ કરતા રહ્યા.

ગુજરાતની ચૌલુક્ય રાજાવલી આ પ્રમાણે હતી—

૧ મૂળરાજ (સં૦ ૯૯૮ થી સં૦ ૧૦૫૨)—

વિક્રમની દશમી સદીના અંતમાં સામંતસિંહ ચાવડા નામે ગુજરાતનો રાજા હતો. તેનાં બીજાં નામો ભૂભટ અગર ભૂયગડ હતાં એમ જણાય છે.

સામંતસિંહના રાજકાળમાં ચૌલુક્ય ભુવનાદિત્યના પુત્રો રાજ,

---

૧ પાટણ—વનરાજ ચાવડાએ શુકિયાન પુરુષોનો સહકાર આપી વિ. સં. ૮૦૨ના વૈશાખ સુદિ ૨ના દિવસે અણહિલપુર પાટણનું શિલારોપણ કર્યું હતું. તે વિ. સં. ૮૨૧ સુધીમાં પાટણ તૈયાર થઈ ગયું હશે અને તે વખતે વનરાજ ચાવડાનો ત્યાં ફરી વાર ધામધૂમથી મોટો રાજ્યાભિષેક થયો હશે. (પ્ર૦ ૩૧ પૃ૦ ૪૯૩ ૪૯૪)

મહોપાધ્યાય ધર્મસાગરગણિના શિષ્ય પં. જિનસાગર સં. ૧૬૫૨માં ગૂર્જરદેશ રાજવંશાવલીમાં લખે છે કે—

स्वस्तिश्रीर्जयो मङ्गलाभ्युदयश्च । संवत् ८०२ वर्षे शाके ६६८ प्रवर्तमाने वैशाख सुदि २ गुरुदिने रोहिणीनक्षत्रे वृषभे चन्द्र-सूर्योदयात् घटिका १० सिंह लग्ने वहमान अणहिलपुरं वनराजेन स्थापितं, मुहूर्तं कृतम् ।

અણહિલપુર પાટણ સ્થાપનાની લગ્નકુંડલી—

(૧) સિંહ લગ્ન, (૩) તુલામાં શનિ, (૬) મકરમાં મંગળ, (૯) મેષમાં સૂર્ય, (૧૦) વૃષમાં સૂર્ય ચંદ્ર અને શુક્ર (૧૧) મિથુનમાં રાહુ. આ મુજબ ગ્રહોની સ્થિતિ હતી.

બીજ અને ૯૩૪ સોમનાથની યાત્રા કરીને પાછા ફરતા પાટણ આવ્યા ત્યારે સામંતસિંહે અશ્વપરીક્ષાનો દિવસ ગોઠવ્યો હતો. આ પરીક્ષામાં રાજે પોતાની અશ્વકલાપ્રવીણતા બતાવી આપી તેથી સૌ ખુશ થયા. લોકોએ માન્યું કે આ રાજ ઉચ્ચ કુળનો નબીરો હોવો જોઈએ. રાજવી સામંતસિંહે રાજનાં રાજલક્ષણો અને કલાપ્રવીણતા પારખીને પોતાની બેન લીલાવતીનું તેની સાથે પાણિગ્રહણ કરાવ્યું. આ લીલાવતીનું બીજું નામ ચંડિકા હોવાનું પણ જણાય છે. લીલાવતી ગર્ભવતી બની અને મરણ પામી પણ કુશળ રાજવૈદ્યોએ તેનું પેટ ચીરીને તેના ગર્ભને–બાળકને બચાવી લીધો. એ બાળક મૂળ નક્ષત્રમાં જન્મ્યો હોવાથી તેનું નામ 'મૂળરાજ' પાડ્યું.

સામંતસિંહ દારૂડિયો હતો, તે ઘણીવાર ઘેનમાં મૂળરાજને ગુજરાતની રાજગાદીએ બેસાડતો અને સાન ઠેકાણે આવે ત્યારે તેને ગાદીએથી ઉઠાડી મૂકતો. આથી એકવાર મૂળરાજને રાજ્ય મળતાં જ મામા સામંતસિંહને મારી નાખી તે ગુજરાતનો રાજા બની બેઠો. તેનો સં ૯૯૮માં પાટણમાં રાજ્યાભિષેક થયો. તેના રાજ્યાભિષેકની બે સાલો મળે છે (૧) સં ૯૯૮ અને (૨) સં ૧ ૧૭ (વિચારશ્રેણી).

માળવાના મુંજરાજે અને સાંભર કે સપાદલક્ષના વિગ્રહદેવે તેને શરૂઆતમાં કનડગત કરી હતી, પણ તે કુનેહ વાપરીને ધીરે ધીરે આગળ વધવા લાગ્યો. તેણે નાડોલના ચૌહાણો સાથે મૈત્રી સ્થાપી સૌરાષ્ટ્રનો વિશ્વવરાહ ગ્રહરિપુ, વઢવાણનો ધરણીવરાહ, કચ્છનો લાખાણી, લાટનો બારપ, આબૂનો પરમાર અને ભિન્નમાલના સિંધુરાજને જીતી લઈ ગુજરાતની સત્તા વધારી.

રાજા મૂળરાજે પાટણમાં મૂળરાજવસતિ નામે જિનમંદિર, મૂળરાજસ્વામી મંદિર અને ત્રિપુરુષપ્રાસાદ બંધાવ્યા. વડિયાર (વર્ધિવિષય)ના માંડલી ગામમાં મૂલેશ્વરનું મંદિર સ્થાપી તેની પૂજા માટે સં ૧ ૪૩માં કંબોઈ ગામ દાનમાં આપ્યું. તે દર સોમવારે સિદ્ધપુર સોમનાથની યાત્રાએ જતો હતો, તેની પૂજા માટે સં ૧ ૪૩માં દાન આપ્યું. તેણે સિદ્ધપુરમાં રુદ્રમાળ બનાવવો શરૂ કર્યો હતો,

પાછળથી તેનું શું થયું તેનો ચોક્કસ ઉલ્લેખ મળતો નથી.

તેણે કનોજ તથા કાશીના બ્રાહ્મણોને બોલાવી સિદ્ધપુર (શ્રીપુર)-માં વસાવ્યા હતા, જેમની ઔદિચ્ય તરીકે આજે પણ પ્રસિદ્ધિ છે. એ સમયે સિહોર તેના તાબામાં નહોતું. તેના વિવિધ દાનોના દાનપત્રો મળે છે. તે મોટો દાનવીર હતો. રંગે કાળો, સ્વભાવે ક્રોધી, કામી અને યુદ્ધ કરતાં કુનેહને વધુ પસંદ કરનારો હતો.

તેને માધવી નામે રાણી હતી, જે ચૌહાણ ભોજ રાજાની કન્યા હતી. ચામુંડ નામે યુવરાજ હતો અને ચાચિણી નામે રાજકુંવરી હતી. તેને લહધર નામે દંડનાયક હતો.[1] વીર મહત્તમ, જંબૂક અને જેહાલુ એ મહામંત્રીઓ હતા અને સોમશર્મા નામે પુરોહિત હતો.

રાજા મૂળરાજ સં. ૧૦૫૩માં સિદ્ધપુરમાં અગ્નિપ્રવેશ કરી મરણ પામ્યો.

૨. ચામુંડરાજ (સં. ૧૦૫૨ થી ૧૦૬૫)—

રાજા મૂળરાજે સં. ૧૦૩૦માં ચામુંડને યુવરાજપદ આપ્યું હતું. તેણે યુવરાજકાળમાં માલવેશ સિન્ધુરાજને નસાડ્યા હતા. (વડનગર પ્રશસ્તિ). બારપને હણ્યો હતો (દ્વયાશ્રયમહાકાવ્ય, સર્ગ ૬ શ્લો. ૧૧ મહીપતરામ નીલકંઠકૃત ગુજરાતનો ઇતિહાસ પૃ. ૧૨) આ૦ વીરગણિના ઉપદેશથી થરાના વરહનાથના મંદિરમાં કોઈ હિંસા ન કરે તેવું તામ્રશાસન આપ્યું હતું. સં. ૧૦૩૩માં વડસમાના જૈન દેરાસરની પૂજા માટે ખેતર આપી તેનું તામ્રશાસન લખી આપ્યું હતું. તે સં. ૧૦૫૨માં રાજા બન્યો ત્યાર બાદ તેણે પાટણમાં ચ નાથ તથા

૧. તે સમયના દંડનાયકનો પરિચય ચતુરંગબલાધ્યક્ષો સેનાનીર્દંડનાયકઃ એ શ્લોકથી મળે છે. તેનો અર્થ એ થાય છે કે હાથી, ઘોડા, રથ અને પગપાળા એ ચતુરંગી સેનાનો નાયક તથા દંડનિર્ણાયક તે દેશનો મંડળાધિપ. રાજ્યનું ન્યાયીખાતું પણ તેના હાથમાં રહેતું. દંડનાયકનો સામાન્ય અર્થ સર્વેસર્વા સૂબો કે ગવર્નર જનરલ કહીએ તેમ આવે.

રાજ્યના અધિકારીઓમાં દંડનાયક, રાણક, ઠક્કુર, સામંત—એવો ક્રમ દેખાવનું જાણવા મળે છે.

પોતાની બેનના નામથી આચિલેશ્વર મંદિર બનાવ્યા, મહામંત્રી માધવ ને કન્હેશ્વર ગામ, આપ્યું હતું અને પોતાના ધર્મગુરુ વીરગણિને મોટા ઉત્સવથી આચાર્યપદ અપાવ્યું હતું.

રાજા મૂળરાજે પોતાના હાથે સં૦ ૧ ૫૨ ના શ્રાવણ સુદિ ૧૧ ને ગુરુવારે અનુરાધાનક્ષત્રમાં પુષ્યાક અને વૃષભલગ્નમાં ચામુંડરાયનો પાટણની ગાદી ઉપર રાજ્યાભિષેક કર્યો હતો. તેનું રાજ્ય મોટે ભાગે તેની બેન આચિલ્લીદેવી ચલાવતી હતી. ચામુંડરાયને કોઈ સંતાન નહોતું. રાણીઓને કસુવાવ થતી હતી. આ વીરગણિએ મહામંત્રી વીરના કહેવાથી રાણીઓને વાસક્ષેપ નાખ્યો અને ચામુંડરાયને (૧) વલ્લભરાજ (૨) દુર્લભરાજ તથા (૩) નાગરાજ એ ત્રણ પુત્રો થયા.

ચામુંડરાયને માળવા સાથે ઝગડો ચાલુ જ હતો. તેણે સિંધુરાજને હરાવ્યો હતો અને પોતાના પુત્ર વલ્લભરાજને માળવા જીતવાની ભલામણ કરી હતી. તેણે પોતાનું સ્વાસ્થ્ય સારું ન હોવાથી બેન આચિલ્લીની સલાહથી પ્રથમ વલ્લભરાજને ગુજરાતનો રાજા બનાવ્યો પણ તે માળવા જતાં રસ્તામાં જ મરણ પામ્યો. એટલે બીજા પુત્ર દુર્લભરાજને ગુજરાતનો રાજા બનાવ્યો. પછી ચામુંડરાય શુક્લતીર્થમાં જઈ સં ૧ ૬૬ માં મરણ પામ્યો. તેને ત્રણ પુત્રો હતા. મહત્તમ વીર અને માધવ મહામંત્રીઓ હતા, હાલસમાં નામે પુરોહિત હતો. ચામુંડરાય આ વીરગણિનો ભક્ત હતો.

વડસમાના દાનપત્રમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે—

દાનફલં च-जिनभवनं जिनबिम्बं जिनपूजां जिनमतं च यः कुर्यात् ।
तस्य नरामरशिवसुखफलानि करपल्लवस्थानि ॥
षाडे गुरुसमायुक्ते दशम्यां सामे श्रमर्दिशात्
मार्गे मासि समिष्टफलस्पर्शी सूर्याममे मुक्तांति ॥१॥

सं १ १२ सद्दरकाप्याम्रदेवाधीन् चामुण्डराजस्य मम मतम् ॥'

( રાજા ચામુંડરાયનું તામ્રપત્ર જૂઓ, ભારતીય વિદ્યા ત્રૈમાસિક વર્ષ : ૨, અંક ૧)

### ૩. વલ્લભરાજ (સં૦ ૧૦૬૫)—

તે સં૦ ૧૦૬૫ના આસો સુદિ ૬ને મંગળવારે ગુજરાતની ગાદીએ આવ્યો. તેણે ગુજરાતનો રાજા બનતા જ પિતાની આજ્ઞા મુજબ માળવા ઉપર ચઢાઈ કરી પણ રસ્તામાં કોઈ અસાધ્ય વ્યાધિથી મરણ પામ્યો.

તે રૂપાળો હતો તેથી મદનશંકર તરીકે ઓળખાતો હતો. વળી તે બહુ શરમાળ પણ હતો. તેને 'જગજ્ઝંપણ'નું બિરુદ હતું તેણે માત્ર છ મહિના રાજ્ય ભોગવ્યું.

### ૪ દુર્લભરાજ (સં૦ ૧૦૬૬ થી ૧૦૭૮)—

વલ્લભરાજના મરણ પછી તેનો બીજો ભાઈ દુર્લભરાજ સં૦ ૧૦૬૬ના ચૈત્ર સુદિ ૫ના રોજ ગુજરાતનો રાજા બન્યો.

તેણે પાટણમાં વ્યયકરણ (હિસાબ દફતર) દાનશાળા, હાથીખાનાવાળો સાત માળનો મહેલ, વલ્લભરાજના કલ્યાણ માટે મદનશંકરપ્રાસાદ અને દુર્લભસરોવર બંધાવ્યા.

તેણે લાટનો પ્રદેશ જીતી લીધો હતો. તે રંગે કાળો હતો (દ્વયા૦ કા સ૦ ૭ શ્લો૦ ૬૦) તે શૃંગારી છતાં પરનારીસહોદર, બ્રાહ્મણનું ધન નહિ લેનારો, ન્યાયપરાયણ અને યુદ્ધનિષ્ણાત હતો. તેને દુર્લભદેવી નામે રાણી હતી, જે નાડોલના ચૌહાણ રાજા વિગ્રહરાજની પુત્રી અને રાજા મહેંદ્રની બેન હતી. રાજા મહેંદ્રે પોતાની બીજી બેન લક્ષ્મીને પણ તેના નાનાભાઈ નાગરાજ સાથે પરણાવી હતી.

તેને વીર મહત્તમ અને નેઢ મહામંત્રીઓ હતા અને મુંજ નામે પુરોહિત હતો.

તેણે સં૦ ૧૦૭૮ માં પોતાના નાનાભાઈ નાગરાજના પુત્ર ભીમને ગુજરાતની ગાદીએ બેસાડ્યો અને પોતે વાનપ્રસ્થપણું સ્વીકાર્યું તેના મંત્રી વીરે પણ સાધુપણું સ્વીકાર્યું હતું એટલે આ રાજા અને મંત્રી બન્ને વિરક્તાત્મા હતા. માટે રાજા દુર્લભરાજ કાશીની યાત્રાએ માળવા થઈને જતો હતો ત્યારે માળવામાં રાજા ભોજે તેનાં

રાજચિહ્નો આપી દીધા, તેથી તે પાછો પાટણ આવ્યો અને આ હકીકત તેણે રાજા ભીમને જણાવી.

ગુજરાત અને માળવા વચ્ચે સામાન્ય વિરોધ તો હતો જ, તેમાં આ ઘટનાએ ઘીનું કામ કર્યું. આ વિરોધે ભડકાનું સ્વરૂપ લીધું.

ગુજરાતનું રાજ્ય સ્થાપનાર આદિ પુરુષ વનરાજ ચાવડો હતો. તેણે સં. ૮૦૨ના વૈશાખ સુદિ ૨ના દિવસે ગુજરાતના રાજ્યનો સ્વતંત્ર પાયો નાખ્યો. તેનો રાજ્યાભિષેક જૈનાચાર્ય શીલગુણસૂરિ તથા આ૦ દેવચન્દ્રસૂરિના વાસક્ષેપથી પ્રથમ પંચાસરમાં અને તે પછી સં. ૮૨૧માં પાટણમાં થયો હતો. આથી વનરાજ ચાવડાએ તે આચાર્યોને શિ. અપર પત્તનના હુકમમાં એવું ફરમાન લખી આપ્યું હતું કે—

ચૈત્યવાસી યતિઓને સમ્મત મુનિઓ જ પાટણમાં રહી શકે, બીજા રહી ન શકે."

ગુજરાતના રાજાઓએ આજ સુધી આ ફરમાનનું અખંડ પાલન કર્યું હતું. (જૂઓ, પ્ર૦ ૩૫, પૃ૦ ૪૬૩-૪૬૪)

જૈન સંઘમાં વિ૦ સં૦ ૪૭૨ થી સં૦ ૧૩ સુધી ચૈત્યવાસી તરીકે ઓળખાતો એક સમુદાય હતો. (જૂઓ, પ્ર૦ ૨૩, પૃ૦ ૪૧-૪૨) તેમનું પાટણમાં વર્ચસ્વ હતું. સંવેગી, વનવાસી, વિહારુક કે સુવિહિત જૈન સાધુ પાટણમાં રહી શકતો નહીં. રાજા ભીમદેવના શાસનકાળમાં આ મર્યાદામાં એકાએક પલટો આવ્યો.

ચંદ્રકુળના વડગચ્છના આ૦ વર્ધમાનસૂરિના પટ્ટધર આ૦ જિનેશ્વર અને આ૦ બુદ્ધિસાગર પ્રખર વિદ્વાનો હતા, પરમ સંવેગી હતા. તેઓ સં. ૧૦૮૦માં પાટણમાં આવ્યા ત્યારે તેમને રહેવા માટે ક્યાંય સ્થાન મળ્યું નહીં. આથી રાજા દુર્લભરાજે ચૈત્યવાસીઓને સમજાવી, તેમની સમ્મતિથી સંવેગી સાધુઓ પણ પાટણમાં રહી શકે એવી વ્યવસ્થા કરી. રાજા આ૦ જિનેશ્વરસૂરિને બહુ માનતો હતો, તેમને રાજસભામાં માનભેર આમંત્રણ આપતો હતો અને તેમનો ઉપદેશ સાંભળતો હતો. રાજાની આ સન્માનની ભાવનાથી પાટણમાં સુવિહિત સાધુઓનો વિહાર ખુલ્લો થયો અને તેમને માટે

ઉપાશ્રયો પણ બનવા લાગ્યા. તે પછી આ૦ નેમિચંદ્રસૂરિ વગેરે પાટણમા પધાર્યા હતા. રાજા દુર્લભરાજ અંતે સં૦ ૧ ૮૦મા આવાના વેશે તીર્થમા જઈ વસ્યો અને ત્યા પરલોકની સાધના કરી મૃત્યુ પામ્યો.

મહમ્મુદ ગિઝનવીએ સં૦ ૧૦૮૧ મા પાટણ ભાગ્યુ

રાજા દુર્લભરાજને જ્ઞાનદેવ નામે શૈવાચાર્ય ધર્મગુરુ હતો. ૫૦ સોમેશ્વર નામે પુરોહિત હતો અને નેઢ નામે મહામાત્ય હતો.

**૫. ભીમદેવ પહેલો** (સં૦ ૧ ૭૮ થી ૧૧૨૦ )—

નાડોલના રાજા મહેન્દ્ર ચૌહાણે પોતાની મોટી બેન મહેન્દ્રદેવીને સ્વયંવરમા રાજા દુર્લભરાજને પરણાવી હતી અને નાની બેન લક્ષ્મીને તેના નાનાભાઈ નાગરાજ સાથે પરણાવી હતી. લક્ષ્મીરાણીએ ભીમદેવને જન્મ આપ્યો. રાજા દુર્લભરાજે પોતાના હાથે જ સં૦ ૧૦૭૮ મા ભીમદેવને ગુજરાતની ગાદીએ બેસાર્યો.

મહમ્મુદ ગિઝનવીએ સં૦ ૧૦૮૦ મા ભારત ઉપર ચડાઈ કરી. સં ૧૦૮૧ મા (તા. ૩-૧-૧૦૨૫ ગુરુવારે) ભિન્નમાલ, પાટણ, ચન્દ્રાવતી, જૂનાગઢ દેલવાડા અને સોમનાથ પાટણના સોમેશ્વરને તોડીફોડીને લૂટી લીધુ પરન્તુ તે ગાધારને તોડી શક્યા નહીં એ સમયે રાજા ભીમદેવ કથકોટના કિલ્લામા સંતાઈ બેઠો હતો. મહમ્મુદે ત્યા જઈને તેને ત્યાંથીયે નસા ભાગ્યને પોતે સિંધમા થઈને ગિઝની ચાલ્યો ગયો. ગિઝની જતા અજાણ્યા રસ્તો લેવાથી તેના સૈન્યની ભારે ખુવારી થઈ

ગુજરાત અને માળવાને પરસ્પર વૈમનસ્ય ચાલુ હતું માળવા રાજા દુર્લભરાજની ઘટનાથી તેમાં વધારો થયો હતો. રાજા ભીમદેવ તેનો બદલો લેવાને તકની રાહ જોતો હતો. રાજા ભોજે ગુજરાત ઉપર ચડાઈ કરવા પ્રસ્થાન કર્યું પરન્તુ ગુજરાતના ચકોર સાધિ વિગ્રહિક (સંધિપાલ) દામોદરે (ડામરે) બહુ જ યુક્તિથી તેમા ફેરફાર કરાવ્યો. ભોજરાજે તરત તિલંગ પર ચડાઈ કરવાની ગોઠવણ કરી અને આ દરમિયાન રાજા ભીમદેવ માળવા પર ચડાઈ ન કરે તે ખાતર એક હાથી હાથિણીની ભેટ મોકલી ભીમદેવને ખુશ કર્યો.

ભીમદેવ સં. ૧ ૯૯માં સિંધને જીતવા ગયો ત્યારે પાછળથી ભોજરાજનો સેનાપતિ દિગંબર ભટ્ટારક કુલચંદ્ર સૈન્ય સાથે આવ્યો અને પાટણ લૂંટ્યું. રાજમહેલના દરવાજા પાસે કોડીઓ દાટી જય પત્ર મેળવ્યું, પરંતુ તેને ગુજરાતમાં સખત હાર મળી. એટલે તે સીધો માળવા નાસી ગયો.

ભોજ રાજા સમજી ગયો કે સેનાપતિ કુલચંદ્રે પાટણમાં કોડીઓ દાટી છે તેથી મમત જતા માળવાનું ઉતરાણું ગુજરાતને મળશે પણ હવે શું થાય! ભાવિભાવ. તેણે કુલચંદ્રને ક્ષમા તથા ધન આપી સુખી બનાવ્યો.

એક વાર ભીમદેવ વેશપલટો કરી ભોજની સભામાં પહોંચી ગયો. એના નીકળી ગયા બાદ ભોજ રાજાને ખબર પડી કે ગુજરાતનો રાજા ભીમદેવ સભામાં આવ્યો હતો. એવી રીતે એક વાર ગુજરાતના સૈનિકો તથા ભોજ રાજાનો સામસામે મુકાબલો પણ થયો હતો, પરંતુ ભોજ રાજા અવિરુદ્ધ બની ગયો હતો.

એક દિવસે ડાહલદેશના કલચૂરી રાજા કર્ણે ભોજને યુદ્ધ માટે નોતર્યો. ભોજ રાજાએ 'એક દિવસમાં ૫ હાથનું મંદિર બનાવવું' એના આધારે જયવિજય માનવાની શરત મૂકી. અંતે એમાં ભોજ હાર્યો અને શરત મુજબ તે મંદિરના ઉત્સવમાં પણ હાજર થયો નહીં. આથી રાજા કર્ણે કર્ણાટકના રાજા સોમેશ્વર વગેરેને સાથે લઈ ધારા પર ચડી આવ્યો. ગુજરાતનો ભીમ પણ કર્ણરાજે 'તમને માળવાનું અર્ધું રાજ્ય આપીશ' એવી કબૂલાત સાથે બોલાવવાથી ધારા ઉપર ચડી આવ્યો. રાજા ભોજ સં. ૧ ૧૨માં તે જ વખતે આ બધું જાણીને મરણ પામ્યો.

કર્ણે ધારાનગરને લૂંટ્યું ખજાનો પણ લઈ લીધો અને ભીમદેવને લૂંટનો ભાગ નહિ પરંતુ ધર્મવિભાગરૂપે નીલકંઠ મહાદેવ તથા ચિંતામણિ ગણપતિ વગેરે દેવમઠ આપ્યું. ભીમદેવને માળવા અને ગુજરાતની વચ્ચેનો પ્રદેશ પણ મળ્યો. એ કે તે પછી માળવાના રાજા જયસિંહનો સેનાપતિ અજયદેવ તથા ઉત્તરાધિકારી ઉદયાદિત્યે

ગુજરાત સાથે યુદ્ધ કરી તેમાંનો ઘણો પ્રદેશ પાછો વાળ્યો, પરંતુ ખેડામ હ તો ગુજરાતમાં જ રહ્યું આજે પણ પંચમહાલ અને ખેડામંડલ ગુજરાતમાં જ છે મહામાત્ય નેઢ, મંત્રી સેનાપતિ વિમલ, સંધિપાલ દામોદર વગેરે પણ આ માળવાની લડાઈમાં સાથે હતા.

દિલ્હીના હિંદુ રાજાએ ૨૦૧ ૯૯માં સિંધ પર હુમલો કર્યો. ગુજરાતનો રાજા ભીમ, યુવરાજ કર્ણ માળવાનો ભોજ નાડોલનો અણહિલ ચૌહાણ, કર્ણાટકનો સોલંકી સોમેશ્વર ચેદિનો કલચૂરી કર્ણ દેવ વગેરેએ ત્યાં જઈ તેને સાથ આપ્યો હતો. તેમાં ભીમદેવે જે બહાદુરી બતાવી તેનું સવિસ્તર વર્ણન દ્વયાશ્રયમહાકાવ્યમાં મળે છે

સિંધ જતા રાજા ભીમદેવે ઘટ્ટાના રાજાને હરાવ્યો હતો. દિલ્હી પતિ સાથે મૈત્રી બાંધી હતી.

આબૂનો રાજા ધંધુક તથા કૃષ્ણરાજ પરમાર અને નાડોલનો રાજા અણહિલ તથા બાલિક ચૌહાણે સ્વતંત્ર થવા માટે માથું ઊંચું કર્યું હતું તેમાં તેઓ નિષ્ફળ જતાં ફરીથી તેઓ ગુજરાતના સામંત બની રહ્યા. ભીમદેવે ચેદિરાજ કર્ણ સાથેની મૈત્રીને વધુ ગાઢ બનાવી હતી. (દ્વયાશ્રયકાવ્ય, સર્ગ ૧૬ શ્લો. ૧૭થી ૬૪)

ભીમદેવ બકુલાદેવીને પરણ્યો હતો. તેનો ઇતિહાસ એવો મળે છે કે[1] બકુલાદેવી એ વારાંગના કન્યા હતી. તે પાટણમાં સૌથી વધારે રૂપાળી હતી અને પવિત્ર જીવન ગાળતી હતી. તેને કુળવાન સ્ત્રીની જેમ એક પુરુષ સાથે રહીને લગ્નજીવન ગાળવાની અભિલાષા હતી. રાજા ભીમદેવે આ વૃત્તાંત જાણીને તેની પવિત્રતાની પરીક્ષા માટે તેને ત્યાં પોતાના નોકરો સાથે પાણિગ્રહણની વિધિરૂપે એક બહુ કીમતી ખાંડુ મોકલ્યું અને તેણે બહુ ઉત્સાહથી તે જ રીતે શુભ મુહૂર્તે યુદ્ધ માટે પ્રયાણ કર્યું રાજાએ માળવાના યુદ્ધમાં બે વર્ષ વીતાવ્યાં. અહીં રાણી બકુલાએ બે વર્ષ સુધી શોભાશણગાર વસ્ત્રો તથા આભૂષણોનો ત્યાગ કરી, પ્રતિવ્રતાના નિયમો પાળી શુદ્ધ શીલનું પાલન કર્યું ભીમ ત્રીજે વર્ષે શત્રુઓને જીતી પાટણમાં આવ્યો. તેણે

૧ જૂઓ, તાડપત્રીય સં. ૧૪૭૫માં લખેલો પ્રાચીન કુમારપાલપ્રબંધ.

ભીમદેવનો ત્રીજો પુત્ર મૂળરાજ બહુ જ પરગજુ હતો. તેણે એક ભયંકર દુકાળમાં ખેડૂતો પર ગુજરાતી કનડગત દૂર કરાવી હતી અને રાજાને સમજાવી તેમનો વેરો પણ માફ કરાવ્યો હતો. આથી તે મીઠી દૃષ્ટિને પાત્ર બન્યો. તે ત્રીજે દિવસે મરણ પામ્યો. ખેડૂતો બીજે વર્ષે બે સાલનો વેરો લઈ રાજા પાસે આવ્યા. રાજા ભીમદેવે તેમાં બીજી રકમ ઉમેરી તે વડે ત્રિપુરુષપ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

મહમ્મુદ ગિઝનવીએ સોમનાથનું મંદિર તોડયું હતું ત્યારે સૌરાષ્ટ્ર ગુજરાતને આધીન ન હતો. ભીમદેવે ત્યાં પથ્થરનું નાનકડું કામ ચલાઉ મંદિર બંધાવ્યું હશે. સૌરાષ્ટ્ર ગુજરાતને મળ્યો ત્યારે તો ગૂર્જરેશ્વર કુમારપાલે સં૦ ૧૨૦૮ માં સોમનાથનું વિશાળ મંદિર બંધાવ્યું, જેને અલ્લાઉદ્દીન ખિલજીએ તોડયું હતું.

રાજા ભીમદેવે પાટણમાં રાજા મૂળરાજના ત્રિપુરુષપ્રાસાદનો પોતાના પુત્ર મૂળરાજ (બીજા)ના કલ્યાણ માટે જીર્ણોદ્ધાર કર્યો હતો. તેમાં તેણે મોટી રકમ લગાવી હતી તથા કચ્છમાં ભદ્રાવતીનગરનો કિલ્લો બંધાવ્યો અને તળાવ બંધાવ્યું. રાણી ઉદયમતીએ રાણી વાવ બંધાવી હતી.

મોઢેરામાં ભ૦ મહાવીરસ્વામીનું ૬ કલ્યાણ વિશાળ મંદિર હતું, જે મોઢગચ્છના આચાર્યોના તાબામાં હતું (જુઓ, પ્ર ૩૨ પૃ૦ ૫૨૨) આ અરસામાં તેનો જીર્ણોદ્ધાર થયો હશે. જે અસલમાં સૂરિ મંદિર હતું તે આજે મોઢ વેરયો વૈષ્ણવ બની જતા સૂર્યમંદિર તરીકે ઓળખાય છે.

ભીમદેવની સભામાં આ૦ દ્રોણાચાર્ય આ સૂરાચાર્ય આ૦ ગોવિંદ, આ વર્ધમાન વગેરે અવારનવાર જતા હતા, ઉપદેશ દેતા હતા. રાજા ભીમદેવ તેઓનો પરમ ભક્ત હતો. શ્રીદ્રોણાચાર્ય તથા સૂરાચાર્ય રાજા ભીમદેવના મામા તથા મામાઈ ભાઈ હતા. આ સમયે રાજકુટુંબોમાં તથા ગુજરાતના જૈનધર્મનું શું સ્થાન હતું તે આ ઉપરથી સહેજે તારવી શકાય એમ છે. આ સમયે ઘણા ક્ષત્રિયો એ જૈનધર્મ સ્વીકાર્યો હતો.

+ ભીમદેવના મંત્રી વિમલશાહે સં. ૧૦૮૮ માં આબૂ ઉપર વિમલ વસતિ નામે જિનમંદિર બનાવ્યું હતું જેની નકશી આજે પણ ભારતમાં સૌથી શ્રેષ્ઠ મનાય છે. વિક્રમની અગિયારમી સદીની ગુજરાતની સર્વોચ્ચ સ્થાપત્યકળાનું એ જીવતું-જાગતું પ્રતીક ગણાય છે.
(જૂઓ, પ્ર૦ ૩૫, આબૂ)

રાજા ભીમદેવને દામોદર તથા જાહ્ડામાં સંધિપાલ નેઢ મહામંત્રી, વિમલ દંડનાયક અહિલ નાણાખાતાનો પ્રધાન અને મુંજનો પુત્ર સોમશર્મા પુરોહિત હતા.[1]

તેને ઉદયમતી તથા બકુલાદેવી રાણીઓ હતી અને ક્ષેમરાજ કર્ણદેવ તથા મૂળરાજ એ રાજપુત્રો હતા. તેના સમયમાં વીસનગર વસ્યું હતું.

(જૂઓ, દ્વયાશ્રય મહાકાવ્ય, પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ તપગચ્છપટ્ટાવલી, સત્યપુરમંડન મહાવીરઉત્સાહ, તામ્રપત્રો, પ્રશસ્તિલેખો, ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, રાસમાળા, મુંબઈ ગેઝેટિયર, ઇબ્નઅસીરની તવારીખ ઇબનઅસીરી, પ્રબન્ધ ચઉક્ક)

૧ કર્ણદેવ (સં. ૧૧૨ થી ૧૧૫)

રાજા ભીમદેવ, ક્ષેમરાજકુમાર તથા મંત્રીઓએ એકમત કરી સં. ૧૧૨ માં કર્ણદેવને ગુજરાતની ગાદીએ બેસાડ્યો. ત્યાર બાદ ક્ષેમરાજ તપસ્યા કરવા મુંડકેશ્વર તીર્થમાં જઈ વસ્યો.

કર્ણસુંદરી ના આધારે અનુમાન થાય છે કે રાજા ભીમદેવે સં. ૧ ૯૯માં સિંધ પર હુમલો કર્યો ત્યારે કર્ણદેવ પણ તેમની સાથે હતો.

શરૂઆતમાં માળવાના રાજા ભોજના ત્રીજા ભાઈ ઉદયાદિત્યે સાંભરના રાજા વિગ્રહરાજની મદદથી ગુજરાતની સરહદ પર હુમલો કર્યો અને પાતાનો કેટલોક પ્રદેશ પાછો મેળવ્યો.

સેવાડીના શિલાલેખોમાં નાડોલની રાજવલીમાં અણહિલ, જિંદ

---

1. પ્રથમ ભીમદેવનો મંત્રી નેઢ દંડનાયક વિમલ, અર્થખાતાનો પ્રધાન અહિલ જૈન હતા. (જૂઓ ભારતીયવિદ્યા ત્રૈમાસિક ભા. ૨, અંક ૧)

અને અર્ણોરાજના નામો આપ્યા છે આ જિતના પુત્ર પૃથ્વીપાલ તથા ભુજબલે ગુજરાત સામે બળવો જગાવ્યો હતો, પરંતુ અંતે તેઓ કર્ણદેવના સામંત બની ગયા હતા.

લાટમાં ગુજરાતના સામંત તરીકે બારપ, બારપનો પુત્ર, કીર્તિરાજ અને ત્રિલોચનપાલ થયા હતા. રાજા કર્ણદેવના સમયે અહીં દુર્લભરાજ ચૌલુક્ય દંડનાયક તરીકે નિમાયો હતો.

કર્ણદેવે ૭ લાખ ભીલોના સરદાર આશાવલના ભીલને જીતી સાબરમતીના કિનારે કર્ણાવતીનગર વસાવ્યું, કર્ણસાગર (કાંકરિયું) તળાવ બંધાવ્યું કર્ણેશ્વરનું મંદિર બંધાવ્યું તેમજ કોચરબદેવીનું મંદિર અને જયંતીદેવીનું મંદિર બંધાવી તેની સ્થાપના કરી. મોઢેરાની દક્ષિણે કર્ણસાગર ગામ વસાવ્યું પાટણમાં કર્ણમેરુપ્રાસાદ કરાવ્યો અને કચ્છની ભદ્રાવતીમાં એક વાવ બંધાવી.

આશાપલ્લી વગેરે સ્થાનો માટે વિદ્વાનોમાં મોટો વિસંવાદ છે પરંતુ વિચાર કરતા આશાપલ્લી તે અસારવા કર્ણાવતી તે અમદાવાદ કર્ણસાગર તે કાંકરિયું, નરોડા તે ઉદાયન મંત્રીનો વાસ, કર્ણેશ્વર તે નરોડા ગામનું નરેશ્વર કે નગીશ્વરનું મંદિર, કોચરબ તે કોચરબ અને જયંતીદેવી તે ભદ્રાવતી સંભવે છે ગુજરાતના મહામાત્ય ઉદાયને કર્ણાવતીમાં વિશાળ જિનાલય બંધાવ્યું હતું, એની નિશાની નરોડામાં મળે છે ઇતિહાસ કહે છે કે સૂબા અહમદખાને આશાવલને કોટ કરાવ્યો હતો. સુલતાન અહમદશાહે (સં૦ ૧૪૬૭ કા૦ સુ ૩) અમદાવાદ વસાવ્યું ત્યારે તેને સમરાવ્યો હશે; એ બંધબેસતી વાકસંગત ઘટના છે

આ સમયે કર્ણાટકમાં સોમેશ્વર (મૃત્યુ સં૦ ૧૧૩૨) અને વિક્રમાદિત્ય છઠ્ઠો રાજા હતો. ગોવામાં (પરોલ નદીકિનારે ચંદૂરમાં) ષષ્ઠીદેવ એટલે ગુહલકેશી (સં૦ ૧૦૬૧ થી ૧૧૦૬) તથા જયકેશી પહેલો (સં૦ ૧૧ ૬ થી ૧૧૩૬) કર્ણાટકના સામંત રાજાઓ હતા. રાજા જયકેશી છઠ્ઠા વિક્રમાદિત્યનો મિત્ર અને જમાઈ થતો હતો. તેની પુત્રી મયણલ્લદેવી એ જ મીનલદેવીએ કર્ણદેવ સાથે લગ્ન કરવાનો

નિર્ણય કર્યો એટલે રાજા જયકેશીએ તેને સ્વયંવરા તરીકે પાટણ મોકલી. તે કુરૂપ હતી. તેથી કર્ણદેવે લગ્ન કરવાની ના પાડી. પછી તો માતાના દબાણથી અને કર્ણાટક સાથે ગાઢ સંબંધ જોડાય એ સ્વાર્થથી તેને તે પરણ્યો પરંતુ તે મીનલદેવીને કુરૂપ જાણી બોલાવતો નહોતો.

એક વાર કર્ણે કોઈ નીચ જાતિની સ્ત્રીને એકાંતમાં મળવાનો સંકેત કર્યો હતો. મહામાત્ય મુંજાલે તે સ્ત્રીના બદલે મીનલદેવીને મોકલી દીધી. મીનલદેવીએ જયસિંહકુમારને જન્મ આપ્યો.

કર્ણદેવ બહુ રૂપાળો અને કામી પુરુષ હતો. તે યુવરાજ હતો ત્યારે તેણે સંવત. સૌથી રૂપાળા આ દેવસૂરિને 'રૂપશ્રી'નું બિરુદ આપ્યું અને રાજા થયા પછી અત્યંત નિઃસ્પૃહતાના કારણે શરીરના મેલને પણ દૂર ન કરનાર આ અભયદેવસૂરિને 'મલધાર'નું બિરુદ આપ્યું હતું. ગોવિંદાચાર્ય કર્ણદેવના બાલમિત્ર હતા. (જુઓ, પ્ર૦ ૩૭ ૩/) તેની સભામાં જૈનાચાર્યોનું માનવંતુ સ્થાન હતું. રાજા કર્ણદેવને ત્રૈલોક્યમલ્લનું બિરુદ હતું.

કર્ણદેવને ધવલ, શાન્તૂ અને મુંજાલ એ ત્રણ મહામાત્યો હતા. આક્ષિત ભમ ખાતાનો પ્રધાન હતો. દુર્લભરાજ દંડનાયક હતો. આમશર્મા પુરોહિત હતો. જયા અને મીનલદેવી રાણીઓ હતી. જયસિંહ પુત્ર હતો.

બહારથી આવતા સોમનાથના યાત્રિકો પાસેથી બાહોલમાં મુંડકા વેરો લેવાતો હતો તે મીનલદેવીએ રદ કરાવવાની ઇચ્છાથી તે ગુજરાતની રાણી બની હતી. જયસિંહના રાજ્યમાં તેણે પોતાની તે ઇચ્છા પાર પાડી. તેણે અહીં મંત્રી ઉદયનને ભ્રાતા તરીકે સ્વીકાર્યો હતો. તેણે પિતા જયકેશીનું મરણ થતાં પિતાના કલ્યાણ માટે સોમનાથ જઈ ત્યાં ત્રણ વેદના જાણકાર એક બ્રાહ્મણને પાપઘટનું દાન આપ્યું હતું. રાણી મિનલદેવીએ વીરમગામમાં મિનલ-સરોવર અને ધોળકામાં બીજું સરોવર બંધાવ્યું. સિદ્ધરાજ બાળક હતો ત્યારે ઘણાં વર્ષો સુધી મયણલ્લદેવીએ રાજ્યકારભાર સંભાળ્યો હતો.

કાશ્મીરના કવિ બિલ્હણે ચતુરંકી 'કર્ણસુંદરી નાટિકા'માં રાજા કર્ણદેવ તથા મહામાત્ય સાંતૂની ઘટના રજૂ કરી છે. નાટિકામાં તીર્થંકરદેવનું મંગલાચરણ કર્યું છે; એ એક સૂચક વસ્તુ છે.[1] નાટિકામાં મહામાત્ય સાંતૂએ કર્ણ અને મિનલદેવીનો મિલાપ કઈ રીતે કરાવ્યો તેનું સરસ રીતે આલેખન કર્યું છે. આમાં મહામાત્ય સાંતૂને યૌગંધરાયણની સાથે સરખાવ્યો છે.

૭ સિદ્ધરાજ જયસિંહ (સં૦ ૧૧૫૦ થી ૧૧૯૯)—

રાજકુમાર જયસિંહ બાળક હતો ત્યારે જ રાજા કર્ણદેવે દેવપ્રસાદ રાજા બની ન બેસે એ કારણે બાળક જયસિંહનો શુભ મુહૂર્તમાં પાટણની ગાદી પર રાજ્યાભિષેક કર્યો હતો અને પોતે કર્ણાવતીમાં મોટે ભાગે રહેતો હતો. જયસિંહ મોટો થયો ત્યારે કર્ણદેવે સં. ૧૧૫ ના પોષ સુદિ ૩ ને શનિવારે શ્રવણ નક્ષત્રમાં તેનો ભારે ઠાઠથી રાજ્યાભિષેક કર્યો અને તે પછી કર્ણદેવ મરણ પામ્યો. સમય જતાં જયસિંહ સિદ્ધરાજ તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

ભીમરાજના પુત્ર દેવપ્રસાદે પણ કર્ણદેવ અને જયસિંહદેવના મનના સમાધાન માટે ત્રિભુવનપાલને જયસિંહના હાથમાં સોંપી અગ્નિસમાધિ લીધી. જયસિંહ અને ત્રિભુવનપાલ વચ્ચે ગાઢ મૈત્રી હતી.

કર્ણરાજ મરણ પામ્યો ત્યારે સિદ્ધરાજ આઠ વર્ષનો હતો અને મંત્રી સાંતૂની દેખરેખ નીચે આગળ વધ્યો હતો. સિદ્ધરાજે ગુજરાતને બૃહદ્ ગુજરાત બનાવવા અથાક પ્રયત્ન કર્યો હતો. તેણે શરૂઆતમાં જ મહામાત્ય સાંતૂની સલાહથી વૈદકમાં નિષ્ણાત લીલા વૈદ્યને પોતાને ઘેર બોલાવી ૩૨ હજારનું દાન લઈ છૂટા કરનાર પોતાના સગા મામા મદનપાલને મરાવી નાખ્યો અને 'દુષ્ટસ્ય દણ્ડઃ' એ રાજનીતિનો ઉત્તમ દાખલો બેસાડ્યો. તેણે આઠ વર્ષની ઉંમરમાં ધારાનગર ભાંગવાની પ્રતિજ્ઞા લીધી હતી, જે મંત્રી સાંતૂએ બનાવટી ધારા

૧. કવિ બિલ્હણે વિક્રમાંકચરિત, કર્ણસુંદરીનાટિકા, બિલ્હણાષ્ટક, પાર્શ્વનાથસ્તોત્ર અને ચોર પંચાશિકા રચ્યાં છે.

રાવ પર હુમલો કર્યો હતો. મહામાત્ય શાંતૂએ તે સમજે એવી યુક્તિથી સમજાવી તેને પાછો વાળ્યો હતો. આ દરમિયાન માતા મીનલદેવી મરણ પામી હતી.

સિદ્ધરાજે સં૰ ૧૧૯૦ માં મંત્રી મુંજાલને સંધિપાલ બનાવી ધારા મોકલ્યો. મંત્રી આલિગને પાટણની રક્ષાનો ભાર સોંપ્યો અને પોતે મહામાત્ય શાંતૂ, નાડોલનો સામંત આશરાજ ચૌહાણ, કિરાડુનો સામંત ઉદયરાજ વગેરેને સાથે લઈ માળવા તરફ રવાના થયો. ઓખરાના ભીલોએ તેની સામે લડવાને મોરચો ગોઠવ્યો હતો. મંત્રી શાંતૂ મહેતાએ આસપાસના ગામોનું સૈન્ય એકઠું કરી ભીલોને નસાડ્યા.

રાજા સિદ્ધરાજે સીપ્રા નદીના કિનારે પડાવ નાખ્યો. માળવાને જીતવો મુશ્કેલ હતો. એક દિવસે મંત્રી મુંજાલના સંકેત પ્રમાણે ધારા-પત્તન હાથી દ્વારા દક્ષિણ દરવાજો તોડી ધારામાં પ્રવેશ કર્યો. તે દરમિયાન રાજા યશોવર્મા મરી ગયો (સં૰ ૧૧૯૦) યશોવર્માના સર્વપરિવારને પકડી કેદ કર્યો. મેવાડ માળવાના શાસનમાં હતો એટલે તે સિદ્ધરાજના શાસનમાં આવી ગયો. મહોબકનો[1] રાજા મદનવર્મા અત્યંત સમૃદ્ધ અને વિલાસી હતો. સિદ્ધરાજ યુદ્ધમાં રખડતો હતો, તેથી સિદ્ધરાજને તે કબાડી કહેતો હતો. સિદ્ધરાજે મહોબક પર ચઢાઈ કરી, ત્યાંથી ૯૬ કરોડ સોનૈયા દંડમાં લીધા અને મદનવર્મા સાથે મૈત્રી-સંબંધ બાંધ્યો.

સિદ્ધરાજે સં૰ ૧૧૯૩ માં હાથીના હોદ્દે બેસી ધામધૂમથી પાટણમાં પ્રવેશ કર્યો. તેની ઇચ્છા હતી કે, રાજા યશોવર્માને ખુલ્લી તરવાર આપી છડીદાર તરીકે હાથીની અંબાડીમાં પોતાની પાછળ બેસાડવો, પરંતુ સંધિપાલ મુંજાલના કહેવાથી રાજ ચોપડેથી બનાવટી કટાર આપી તેને એ રીતે બેસાડ્યો.

આ સમયે આ૰ વીરસૂરિ, આ હેમચંદ્રસૂરિ વગેરેએ રાજાને

1 પ્રબંધચિંતામણિમાં મહોબાનું નામ મતિપુરી આપેલ છે.

પાટણમાં રાજવિહાર બંધાવ્યો. (જુઓ, કુમારપાલપ્રતિબોધ) મહામાત્ય આલિગે સિદ્ધપુરમાં ચતુર્મુખવિહાર બંધાવ્યો. (જુઓ, ઉપદેશસાર). સિદ્ધપુરમાં સં૦ ૧૧૫૨ માં જ સુવિધિનાથનું દેરાસર બંધાવ્યાનો પણ ઉલ્લેખ મળે છે.[1]

સિદ્ધરાજે દુર્લભ સરોવરમાં મોટો ફેરફાર કર્યો. તેણે ત્યાં સહસ્રલિંગ તળાવ બંધાવ્યું. તેની પાળ ઉપર ૧૦૮ શિવાલયો, ૧૦૮ દેવીમંદિરો, દશાવતાર, વિષ્ણુનું મંદિર તથા કીર્તિસ્તંભો બેસાડ્યા. સિદ્ધરાજ માળવાની લડાઈમાં હતો ત્યાં જ તેને આ તળાવમાં પાણી ભરાયાના સમાચાર મળ્યા.

કવિ ચક્રવર્તી શ્રીપાલે ગુર્જરરાજ, વડનગરનો કિલ્લો અને દુર્લભ સરોવર એટલે સહસ્રલિંગ તળાવની પ્રશસ્તિ રચી છે. સહસ્રલિંગની પ્રશસ્તિને આ રામચંદ્ર વગેરે વિદ્વાનોએ સુધારી હતી.

સિદ્ધરાજે સોમનાથની એક યાત્રા સં૦ ૧૧૭૦ અને બીજી સં ૧૧૮૫ માં કરી હતી. પહેલી યાત્રામાં ભાલોદના આરાનો યાત્રાકર બંધ કરાવ્યો અને બીજી યાત્રા પુત્રકામનાથી પગપાળા કરી. તેમાં ગિરનાર પર પૃથ્વીજયપ્રાસાદ વગેરેના લાભો લીધા.

મંત્રી સજ્જને ગિરનાર પર જ નેમિનાથનો, સૌને પૃથ્વીનો જય કરાવનારો પૃથ્વીજયપ્રાસાદ બંધાવ્યો હતો. સિદ્ધરાજે તેની રકમ ખજાનામાંથી આપવાનું કબૂલ કર્યું. તેમાં જ નેમિનાથની પૂજા માટે ૧૨ ગામ આપ્યા તથા તીર્થની પવિત્રતા જળવાઈ રહે એટલા માટે નીચે મુજબ નિયમો બાંધી આપ્યા. અહીં કોઈએ (૧) આસન વગેરે ઉપર બેસવું નહીં, (૨) શય્યા પર નિદ્રા લેવી નહીં, (૩) રસોઈ કરવી નહીં, (૪) ભોજન કરવું નહીં, (૫) દહીં

૧ સિદ્ધવિહારનું બીજું નામ રાજવિહાર હતું. એ પરથી વસ્તુપાલે તેને ભોઈ પરમવિહાર (ચતુર્મુખી) બનાવ્યો હતો (જુઓ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક: ૧૪ પૃ ૩૧૮) સં ૧૧૪૨માં અહીં ૫૦ દેરાસરો હતાં (જુઓ, જૈનતીર્થસર્વસંગ્રહ, ભા ૧) સિદ્ધપુર આ બાહુકની જન્મભૂમિ હતી. અહીં ઉપા યશો-વિજયજીએ સિદ્ધપુરના ભિક્ષે 'પ્રવચન' રચ્યો. આજે અહીં બે દેરાસર છે

સિદ્ધરાજે સિંહોર વસાવી સં૦ ૧૧૮૫માં બ્રાહ્મણોને દાનમાં આપ્યું, આશાપલ્લી વગેરે ગામગરાસો તથા ધન બ્રાહ્મણોને દાનમાં આપ્યાં.

સિદ્ધરાજ ન્યાયપ્રિય રાજા હતો. તેનો એક પ્રસંગ નુરૂદ્દીન મહમ્મુદ ઊફી આ પ્રમાણે આપે છે—

ગુજરાતના ખંભાત શહેરમાં અગ્નિપૂજકો અને સુન્ની મુસલમાનો રહેતા હતા. અગ્નિપૂજકોએ મુસલમાનની મસ્જિદને કાફિરો પાસે બળાવી નાખી અને એ હુલ્લડમાં ૮૦ મુસલમાનો મરાયા. અલીખતીબ (ખુતબા પઢનારો) બચી ગયો હતો. તેણે અણહિલવાડ જઈને પોકાર કર્યો, પણ કોઈએ તે તરફ ધ્યાન આપ્યું નહીં. તેણે જંગલમાં શિકારના સમયે રાજાને મળી બનેલી હકીકત રજૂ કરી. જયસિંહે આ વાતની પૂરી તપાસ કરવા માટે પોતાના પ્રધાનને જણાવ્યું કે હું ત્રણ દિવસ જનાનખાનામાં રહેવાનો છું માટે તમે રાજકાર્યની સંભાળ રાખજો. આમ કહીને નાહથી દાસ સાથ પહોરમાં ખંભાત જઈ પહોંચ્યો. ત્યાં છૂપી રીતે તપાસ કરી તો બધી વાત સાચી હોવાની ખાતરી થઈ. તે ત્યાંથી ત્રીજે દિવસે પાછો આવ્યો. તેણે ચોથે દિવસે ખતીબને આજ્ઞા આપી કે ફરિયાદીઓને અરજ કરવાના સમયે તું અરજ કરી શકે છે. ખતીબે પોતાનું પૂરું બયાન આપ્યું ત્યારે ત્યાં કાફિરોનું એક ટોળું તેને ડરાવવા તથા તેની વાતને જૂઠી ઠરાવવા ચાહતું હતું પણ રાજા જયસિંહે કહ્યું કે આ ધાર્મિક મામલો છે તેથી આ બાજુ કોઈના ઉપર વિશ્વાસ ન મૂકતાં મેં જાતે ખંભાત જઈને તપાસ કરી છે અને ખાતરી થઈ છે કે મુસલમાનો ઉપર ખરેખર જુલમ ગુજારવામાં આવ્યો છે. મારા રાજ્યમાં સૌ કોઈ એકસરખી રીતે સુખ-શાંતિને ભોગવે એવી પ્રજાપાલનની સુવ્યવસ્થા રાખવી એ મારું કર્તવ્ય છે. આ પ્રમાણે કહી રાજાએ બ્રાહ્મણો અને અગ્નિપૂજકોના દરેક સમુદાયના બે-બે મોવડી નેતાઓને યોગ્ય દંડ કરવાનો હુકમ કર્યો.[1] (જૂઓ, વિ૦ સં૦ ૧૨૬૭ની

૧ કનૈયાલાલ માણેકલાલ મુનશીએ પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ અને રાજાધિરાજ એ ત્રણ નોવેલો લખી છે. એમાં સિદ્ધરાજની મહિમાના

સિદ્ધરાજ સં૦ ૧૧૯૯ના કાર્તિક સુદિ ૩ને દિવસે મરણ પામ્યો. તેણે ગુજરાતને બૃહદ્ ગુજરાત બનાવ્યું અને ગુજરાતને એક સામ્રાજ્ય બનાવ્યું.

સિદ્ધરાજે સં૦ ૧૧૯૫માં પગપાળા પ્રભાસપાટણની યાત્રા કરી ત્યાર બાદ સાક્ષાત્ મહાદેવદર્શન, આ૦ હેમચંદ્રસૂરિની ભવિષ્યવાણી તથા જ્યોતિષીઓના જ્યોતિષજ્ઞાન વગેરેથી જાણ્યું કે મને સંતાન થશે નહીં અને કુમારપાલ ગુજરાતનો રાજા થશે. આથી તેણે વિધાતા સામે વેર જ બાંધી. કુમારપાલ ભલે રાજા થાય પણ તે મરીને મારો પુત્ર થયા પછી જ રાજા થાય. આમ બને તો જ વિધાતાનો લેખ સફળ થાય અને મારી મનકામના પણ સફળ થાય. તેણે આ હિસાબે કુમારપાલને મારી નાખવા કાવતરાં ગોઠવ્યાં, પણ વિધાતાએ તેને મચક આપી નહીં. છેવટે તેણે મરતાં મરતાં પણ વેર રાજનો કિસ્સો પાસો ફેંક્યો. મારા મરણ પછી હાથીસેનાના નાયક માળવાના રાજપૂત ચાહડને ગુજરાતનો રાજા બનાવવો. તેણે પોતાની આ ભાવનાને સફળ બનાવવા માટે પટ્ટરાણી, પ્રધાનો, સામંતો અને સેનાધિપતિઓ વગેરે પાસેથી પાકાં વચનો લીધાં, પરંતુ વિધાતાએ તેની એ ઇચ્છા બર આવવા ન દીધી.

## ૮ ગૂર્જરેશ્વર કુમારપાલ (સં ૧૧૯૯ થી ૧૨૨૯)

ગુજરાતનો રાજા ભીમદેવ પહેલો (સં ૧ ૭૮ થી ૧૧૨ ) રાજ કન્યા રાણી ઉદયમતીથી કર્ણનો જન્મ થયો, તેના પછી તે (સં ૧૧૨ થી ૧૧૫ ) ગુજરાતનો રાજા બન્યો. બીજી રાણી વાઘજના કન્યા ચઉલાદેવી, જે સિદ્ધિપૂર્વક ખાંડુ મોકલીને પરણેલી રાણી હતી. તેનો પુત્ર ક્ષેમરાજ એટલે હરિપાલ રાજા કર્ણથી મોટો હતો, પણ તે સાધુચરિત હતો તેથી ભીમદેવની તેને જ રાજા બનાવવાની ઇચ્છા હોવાથી તે મુંડકેશ્વરતીર્થમાં જઈને વસ્યો અને પ્રભુભજનમાં મગ્ન બન્યો. તે ક્ષમાવાળો હોવાથી ક્ષેમરાજ તરીકે વિખ્યાત થયો. તેના પુત્ર દેવપ્રસાદને રાજા કર્ણે દધિસ્થલી (દેથલી) ગામનો ગરાસ આપ્યો. એટલે તે એ રીતે રાજ્યનો વારસદાર હતો, પણ તેને રાજ્યરામા ખટ

પડે એ પસંદ નહોતું, તેથી તેણે પોતાના પુત્ર ત્રિભુવનપાલને રાજા સિદ્ધરાજના હાથમાં સોંપી અગ્નિસમાધિ લીધી. સિદ્ધરાજ અને ત્રિભુવનપાલ વચ્ચે અતૂટ પ્રેમ હતો. ત્રિભુવનપાલને કાશ્મીરા દેવી રાણી, મહીપાલ, કીર્તિપાલ અને કુમારપાલ એ ત્રણ પુત્રો તથા પ્રેમલદેવી અને દેવલદેવી એ બે પુત્રીઓ હતી. ત્રિભુવનપાલે પ્રેમલ દેવીને મોઢેરાના રાજા કાન્હડ સાથે અને દેવલદેવીને અજમેરના ચૌહાણ રાજા અર્ણોરાજ સાથે પરણાવી હતી.

કુમારપાલનો સં. ૧૧૫ માં જન્મ થયો હતો. તે બચપણથી દયાળુ અને પારકી માને મા બેન સમાન લેખનારો હતો. તેને મંડલવતીના પરમાર રાજાના નજીકના ભાયાત જેતલની પુત્રી ભોપાલ દેવી નામે રાણી હતી.

સિદ્ધરાજે પુત્રકામનાથી સં. ૧૧૮૫ માં શત્રુંજય, ગિરનાર તથા પ્રભાસપાટણની પગપાળા યાત્રા કરી પણ તેને પુત્ર થયો નહીં. તેણે સાક્ષાત્ શંકર, આ૦ હેમચંદ્રસૂરિ, જ્યોતિષીઓ, મંત્રવાદીઓ, સામુદ્રિકો અને નિમિત્તિયાઓ પાસેથી સાફ સાફ જાણ્યું કે પોતાના ભાગ્યમાં સંતાન નથી અને કુમારપાલના ભાગ્યમાં ગુજરાતનું રાજ્ય છે.[1] જો કે ક્ષેમરાજના વંશજો ઉચ્ચ ક્ષત્રિયો લેખાતા હતા. તેઓને બીજા કુલીન રાજવંશો સાથે રોટી-બેટીનો સંબંધ હતો અને કુમારપાલ સિદ્ધરાજનો નજીકનો સોલંકી પિતરાઈ હતો. તે સિદ્ધરાજના સ્નેહપાત્ર ત્રિભુવનપાલનો નાનો પુત્ર હતો. એટલે રાજા થાય એ સર્વ રીતે યોગ્ય જ હતું, પણ રાજાને એક જ વિચાર મૂંઝવતો હતો કે કુમારપાલ રાજા થવાનો છે તો તે મરીને મારો પુત્ર બનીને સુખેથી રાજા થાય. એ ભાવના માટે કુમારપાલને મારી નાખવામાં આવે તો જ આ બનવું શક્ય છે માટે એને મારી નાખવો જોઈએ.

---

१ पुत्त नाममहम्मी मम भे वीयम्मि नामयरमहिए
होही कुमरनरिंदो तुह विक्कमरायसारिच्छो ॥
(गाथा ७ पत्थाओ, जिनमण्डोव कुमारपालप्रबंध, पृ ७२)

સિદ્ધરાજે ત્યારથી તેને મારી નાખવા માટે અનેક ઉપાયો યોજ્યા હતા અને તેમાં તેને જેમ જેમ નિષ્ફળતા મળવા લાગી તેમ તેમ તેને કુમારપાલ માટે વૈરવૃત્તિ વધવા લાગી.

આ વખતે ૨૪ વર્ષનો કુમારપાલ પણ સિદ્ધરાજની દુર્ભાવના જાણી દધિસ્થલીથી નીકળી પરદેશમાં ચાલ્યો ગયો અને જુદા જુદા વેશે તે જ્યાં ત્યાં ભટકવા લાગ્યો. રાજાએ તેની પાછળ મારાઓ જોડવી રાખ્યા હતા, પણ કુમારપાલને કોઈ ને કોઈ મદદ મળતી રહેતી અને તે આબાદ બચી જતો. ખાસ કરીને તેની ઉપર આ હેમચંદ્રસૂરિની કૃપા હતી. મંત્રી વાહડ, મંત્રી આલિગ, મંત્રી સજ્જન, મંત્રી ભાભ, આલિગ કુંભાર, ભીમો એહૂલ, કટુક વાણિયો, વણિકપુત્રી દેવલ અને બટુક બોસિરિ બ્રાહ્મણ તરફથી ભૂલી ન શકાય તેવી તેને સહાય મળી હતી. કુમારપાલ એ ઉપકારીઓને કદી ભૂલ્યો નહોતો.

સિદ્ધરાજ સં. ૧૧૯૯ના કાર્તિક સુદિ ૩ના રોજ પાટણમાં મરણ પામ્યો. તેણે મરતાં મરતાં જાહેર કર્યું કે મારી પાછળ હસ્તિસેનાના નાયક ચાહડને ગુજરાતનો રાજા બનાવવો.

ચાહડના ચાહુભટ, વાગ્ભટ, ચાહડ અને ત્યાગભટ એવા નામો મળે છે એ સાંભરનો રાજપૂત હતો.

કુમારપાલને પરદેશમાં આ સમાચાર મળ્યા. તે સીધો ખંભાતમાં બિરાજમાન આ હેમચંદ્રસૂરિના આશીર્વાદ લઈ પાટણમાં પોતાના બનેવી વડા સેનાધિપતિ કાન્હડદેવ પાસે આવી પહોંચ્યો.

ચાહડે પણ પોતાને રાજ્ય મળવાની ખાતરી હતી તેથી કોઈ આરો પડે તો તેને દૂર કરવી શકાય એવી મજબૂત તૈયારી કરી રાખી હતી.

રાજ્યના કૂટનીતિજ્ઞો પરામાં ચાહડને રાજ્ય મળે એમાં રાજી નહોતા. પ્રજા પણ કોઈ નજીકનો હકદાર રાજા થાય એવા ખ્યાલવાળી હતી; પરંતુ સૌ કોઈ એમ જરૂર ચાહતું હતું કે લોહીનું એક પણ ટીપું ન પડે અને આ કાર્ય બને. પરિણામે કોને રાજ્ય આપવું એનો એક નિર્ણય થઈ શક્યો નહીં.

રાજાના મરણ પછી બારમે દિવસે નવો રાજા જાહેર થાય એ નિયમ પણ સચવાયો નહીં. પચાસમે દિવસે એક સભા મળી તેમા એકમતે નક્કી થયું કે ત્રિભુવનપાલના કોઈ પણ પુત્રને રાજા બનાવવો, એમા ગુજરાતની શાન રહેલી છે

કાન્હડદે મોડેરાનો મંડલેશ્વર હતો. ગુજરાતની અશ્વસેનાનો અધિપતિ હતો અને કુમારપાલનો બનેવી હતો. તેણે સેના તૈયાર રાખી અને સાહસ ખેડ્યું એક પછી એક ત્રણે ભાઈઓને ગાદીએ બેસાડવા આગ્રહ કર્યો. મહીપાલ તો ઊડતા ઊડતાં જ દેખાઈ ગયો, જે પોતાના કપડાંને પણ સંભાળી શક્યો નહીં. કીર્તિપાલ ગભરાયો નહીં પણ હાથ જોડી ઊભો રહ્યો. જ્યારે કુમારપાલ ધીર અને સાહસમૂર્તિ દેખાયો. સેનાપતિએ તથા સૌએ કુમારપાલને લાયક માન્યો અને ગાદીએ બેસાડ્યો

પુરોહિતોએ મંગલાચાર કર્યા અને સેનાપતિએ નવા રાજાને પંચાંગ નમસ્કાર કર્યા, તેને રાજા તરીકે અભિનંદન આપ્યું કુમારપાલ આ સમયે પચાસ વર્ષનો પ્રૌઢ હતો.

તે સં. ૧૧૯૯ના કાર્તિક વદિ ૨ ને રવિવારે મૃગશીર્ષ નક્ષત્રમા રાજા તરીકે મનોનીત થયો અને માગશર સુદિ ૪ ને દિવસે તેનો રાજ્યાભિષેક મહોત્સવ થયો

ચાહડના પક્ષવાળાઓએ કુમારપાલને મારી નાખવા ઘણા પેંતરા ગોઠવ્યા, પણ તે સર્વ નિષ્ફળ ગયા. કુમારપાલ સાંજે દેવીપૂજન માટે શહેરની બહાર એકલો ગયો હતો ત્યારે તેઓએ અંધારામા દરવાજા પાસે મારાઓને ગોઠવ્યા, પણ કુમારપાલ પોતાના અંગત માણસોની ચેતવણીથી બીજે દરવાજેથી શહેરમાં આવી ગયો. તેણે ખટપટિયા પ્રધાનો તથા માણસોને પકડી પકડીને મારી નખાવ્યા.

સેનાપતિ કાન્હડદે રાજાને પોતાની કઠપૂતળી બનાવવા ઇચ્છતો હતો, તેથી તે સૌની વચ્ચે જૂના વીતકની યાદ દેવડાવી રાજાની મશ્કરી કરતો હતો. રાજાએ એક વાર શાંતિથી જણાવ્યું કે તમારે રાજસભામા કે રાજસવારીમા મનને દૂભે એવી મશ્કરી કરવી નહીં,

અવસરમાં તમે ફાવે તેમ કરજો. કાન્હડદેએ વસ્ત્ર લોઇ ઊભી જવાબ્યું કે મૂર્ખ ! ગયા દિવસોને યાદ કર, તારા પગ અત્યારથી જ જમીનને અડતા નથી. રાજાએ આ સાંભળી મૌન રાખ્યું પણ બીજે દિવસે પોતાના માણસો દ્વારા તેને આંધળો કરીને છોડ્યો.

સૌ આ ઘટના સાંભળી થથરી ગયા અને રાજાની આજ્ઞા બરાબર પાળવા લાગ્યા. કુમારપાલનો પ્રતાપ તપવા લાગ્યો. સિદ્ધરાજની મમત મના હોવા છતાં કુમારપાલ ગુજરાતનો રાજા બન્યો, તેથી સૌએ તેને પ્રૌઢપ્રતાપ કહી બિરદાવ્યો.

કુમારપાલે રાજા બનતાં જ પોતાના ઉપકારીઓને યાદ કર્યા. સૌને યોગ્યતા પ્રમાણે ગામ, ગરાસ, પદવીઓ વગેરે આપ્યાં. મંત્રી ઉદયન તથા મંત્રી આલિગને મહામાત્ય તરીકે કાયમ રાખ્યા. મંત્રી બાહડને મહામાત્ય બનાવ્યો. સજ્જન શ્રીમાલીને સાહણનો દંડનાયક નીમ્યો. ભરૂચના વોસિરિ બટુકને લાટ (મહી અને દમણ વચ્ચેના પ્રદેશ)નો દંડનાયક બનાવ્યો. આલિગ કુંભારને ચિતોડનું ૭૦૦ ગામનું પરગણું આપ્યું. કટવા શેઠને વડોદરા આપ્યું. દેવશ્રીને પીજાસ આપ્યું. ભીમા ખેડૂતને ગરાસ આપ્યો અને કોઈને પોતાના અંગરક્ષક બનાવ્યા.

આલિગ કુંભારના વંશજો રાજ્ય મળવાથી પોતાને સગર તરીકે ઓળખાવતા.

ગૂર્જરેશ્વર કુમારપાલ પરાક્રમી હતો, સાહસી હતો, તેનો સૌથી પહેલો પરિચય જનતાને અજમેરના યુદ્ધમાં મળ્યો.

ત્યારે સપાદલક્ષનો રાજા કુમારપાલનો બનેવી અર્ણોરાજ ચૌહાણ હતો, જે આનાકના નામથી પણ ઓળખાતો હતો. તેની ગાદી અજમેરમાં હતી. અજમેરને ત્રણે બાજુએ કુદરતી પહાડી કિલ્લો અને એક બાજુએ મેદાન હતું. આ પણ જમીનમાં ઘણા ઊંડા સુધી બાવળ, બોર, બોરડી અને કેરડાની બીચોબીચ ઝાડી ઉગાડેલી હતી, એ રીતે એ કિલ્લો દુર્ગમ મનાતો હતો. અર્ણોરાજ પણ કાન્હડદેની જેમ કુમારપાલને તુચ્છ માનતો હતો.

તેણે સં. ૧૨૦૨માં યુવરાજ વિગ્રહરાજની સરદારી નીચે સેના

મોકલી ગુજરાત ઉપર ઓચિંતો હુમલો કર્યો.[1] જાલોર તથા નાડોલને ખેદાનમેદાન કરી નાખ્યા. ચંદ્રાવતીમાંથી યશોધવલને હઠાવી વિક્રમસિંહને રાજા બનાવ્યો. આ સાંભળી કુમારપાલે ચાહડને તેની સામે મોકલ્યો. તેણે વિગ્રહરાજને પાછો હઠાવ્યો અને બંબેરા (સિંધ) સુધીનો પ્રદેશ સર કર્યો. સંભવ છે કે આ સમયે વિગ્રહરાજ પાછો હઠી ગયો હશે પણ વિગ્રહરાજ અને ચાહડ વચ્ચે ગુપ્ત મંત્રણા જરૂર ગોઠવાઈ હશે.

ચાહડ પાટણ આવ્યો પણ તેને રાજા કુમારપાલ સાથે ઝગડો થતા તે બંબેરા ચાલ્યો ગયો અને અર્ણોરાજને શરણે ગયો. તેણે અર્ણોરાજના ઘમંડને ઉગ્ર બનાવ્યો. અર્ણોરાજે પ્રથમ તો કુમારપાલને મારી નાખવા માટે વાઘજી નામના મારાને પાટણ મોકલ્યો, પણ ત્યાં તે પકડાઈ ગયો. એટલે અર્ણોરાજે ગુજરાતના ઉત્તર પ્રદેશના રાજાઓને ફોડ્યા. ચંદ્રાવતીનો વિક્રમ, નાડોલનો યુવરાજ કલ્હણ વગેરેને પોતાના બનાવ્યા. ગુજરાત અને સપાદલક્ષ વચ્ચે વિરોધ વધવા લાગ્યો. એવામાં રાણી દેવલદેવીના અપમાને આ આગમાં ઘી હોમ્યું.

અજયરાજ અર્ણોરાજ અને વિગ્રહરાજ    એ રાજાઓ રાજગચ્છના આ૦ ધર્મઘોષના ભક્તો હતા. તેઓ તેમને ગુરુ માનતા હતા. એ કારણે વિગ્રહરાજે અજમેરમાં રાજવિહાર બંધાવ્યો હતો અને જૈનધર્મ પાળતો હતો. અર્થાત્ રાજપરિવાર જૈનધર્મપ્રેમી હતો. (જુઓ, પ્રક૦ ૩૫, પૃ૦ ૩૯) આવો ધર્મપ્રેમી રાજા જૈનધર્મ કે જૈન ગુરુઓ

૧ અર્ણોરાજ અનીતિ રીતે લડવા આવ્યો.
(જુઓ દ્વ્યાશ્રયકાવ્ય સર્ગ ૧૭ શ્લો૦ ૭)
૨ ૧૨૨૬ નો બીજોલિયાનો રાજા સોમેશ્વરનો લેખ.
(જર્નલ ઑફ ધી બેંગાલ રૉયલ એશિયાટિક સો. [illegible]
[illegible] ની એપેન્ડીક્સ નં ૧૪૪)

રાજા અર્ણોરાજના રાજ્ય માટે [illegible] નિહાલનેરની પાસેનો [illegible] તે સમયે [illegible] [illegible] વિ. સં. ૧૯૪૫માં નિહાલનેર [illegible]

મહાવત બનાવ્યો હતો. આહડને આ પરિવર્તનની ખબર નહોતી. કુમારપાલ કલહપંચાનન ઉપર બેસી યુદ્ધના મોરચે આવ્યો. તેણે સામંતો અને સેનાપતિઓને યુદ્ધ શરૂ કરવા હુકમ કર્યો પણ તેઓએ તે આજ્ઞા માની નહીં. કુમારપાલ સમજી ગયો કે સામંતો ફૂટી ગયા છે હવે મારે જ એકલે હાથે સાહસથી કામ લેવું જોઈશે. તેણે શામળને હુકમ કર્યો કે હાથીને સૌની મોખરે લઈ જા. પણ આહડના સિંહનાદથી હાથી પાછો હઠવા લાગ્યો. રાજાને વહેમ ગયો કે મહાવત પણ ફૂટી ગયો લાગે છે પણ શામળે રાજાને જણાવી દીધું કે રાજન્! આ શામળ અને કલહપંચાનન કદાપિ ફરે તેમ નથી. તેણે તરત જ પોતાના ખેસના બે ચીરા કરી હાથીના કાનમાં ભરાવી દીધા. એટલે હાથી વાયુવેગે એકદમ આગળ ધસી આવ્યો. આહડે મહાવત ચાલુક્ય છે એ વિશ્વાસે કલહપંચાનનના માથે પગ મૂક્યો, પણ શામળે હાથીને પાછો હઠાવ્યો, એટલે આહડ ધબ દઈને નીચે પટકાયો. સૈનિકોએ તેને પકડી લીધો. રાજા કુમારપાલે તરત જ ભાલાથી અર્ણોરાજને વીંધી નાખ્યો. બસ અર્ણોરાજ હાર્યો અને ગૂર્જરેશ્વર કુમારપાલનો વિજય થયો.

અર્ણોરાજે કુમારપાલના સાહસથી પ્રસન્ન થઈ તેને નગરમાં લઈ જઈ ખૂબ સમ્માન કર્યું અને પોતાની પુત્રી જલ્હણાને તેની સાથે પરણાવી.

રાજકુમારી જલ્હણા આ ધર્મઘોષના ઉપદેશથી પ્રભાવિત હતી એટલે અર્ણોરાજે કુમારપાલને તે આપી હતી. રાજા કુમારપાલે તેનું નામ રાણી ચંદ્રલેખા રાખ્યું.

રાજા કુમારપાલે સં૦ ૧૨૦૭ માં રૂપાહેલ્ય, મેડતા અને પાલીમાં પોતાની આણ વર્તાવી ભાગવા તરફ પ્રયાણ કર્યું (જૂઓ, પ્ર૦ ૩૫, પલ્લીવાલગચ્છ પૃ૦ ૫૬) ગુર્જરેશ્વર કુમારપાલે સં૦ ૧૨૦૭ માં પાલી જીત્યું.

રાજા અર્ણોરાજને તેના પુત્રે સં૦ ૧૨૦૮ માં મારી નાખ્યો.

માળવાનો રાજા લક્ષ્મીવર્મા તો કુમારપાલનો સામંત હતો પણ

કુમારપાલે ચિતોડના કિલ્લામા પોતાના વિજયસ્મારક તરીકે સં૰૧૨૦૭માં સમિદ્ધેશ્વર મહાદેવનુ મંદિર બનાવી તેની પૂજા માટે એક ગામ આપ્યુ દિગંબર મુનિ રામકીર્તિએ ગુર્જરેશ્વર કુમારપાલની ૨૮ લીટીની પ્રશસ્તિ બનાવી છે જે આજે ત્યા ચોકઠાથી વિદ્યમાન છે આ મંદિરના નરઘરમા તીર્થંકરોના અભિષેક વગેરે પચકલ્યાણકો કર્યા છે આ મંદિર આજે રાજા મોકલજીના મંદિર તરીકે પ્રસિદ્ધ છે.

રાજા કુમારપાલે સપાદલક્ષ તથા માળવા છતી પાટણમાં પ્રવેશ કર્યો અને સૌએ તેને વિજયોદયથી તેમ વિરોધીઓથી તથા અનાથોના નાથ તરીકે બિરદાવ્યો હતો.

રાજાએ પાટણ આવી, પ્રથમ ભ૰ અજિતનાથની ભક્તિપૂર્વક પૂજા કરી અને પોતે જે માનતા રાખી હતી તેને જલદી પૂરી કરવા મનમા ગાઠ વાળી.

તેણે અજમેરની લડાઇમા વિશ્વાસઘાતી બનેલા ગામ તોને સ્નેહ-સર્યો મીઠો ઠપકો આપ્યો અને વિક્રમસિંહને ચંદ્રાવતીની ગાદીએથી ઉઠાડી સાચા વારસદાર રામદેવના પુત્ર યશોધવલ પરમારને ચંદ્રાવતીનો રાજા બનાવ્યો. સૌ કોઈ તેના તેજથી અંજાઈ ગયા. સૌએ તેને ગંભીર વિચારવાળો માન્યો.

રાજા આ૰ હેમચંદ્રસૂરિને પોતાના ગુરુ માનતો હતો. તેમના

---

જૈનોનો સધર્મવૃદ્ધિપણા અને ધર્મમેળના ક્ષત ઉલ્લેખો છે.

સં ૧૨૧૨ સં ૧૨૧૫, સં ૧૨૧૮ સં ૧૨૨૧ સં ૧૨૨૮ની પ્રશસ્તિઓમા ગુર્જરેશ્વર કુમારપાલ માટે આ પ્રમાણેનાં વિશેષણો વપરાયેલાં મળી આવે છે—

ચૌલુક્યકુલકમલવિકાસક, અનેકરાજમાનમર્દન, સપાદલક્ષભૂપાલ-મનોરથમથન, માનસાપેક્ષ નિજભુજ સંસ્થાપના ભૂતરાજપારેશકન-કાધીશ, પાર્વતીપતિવરલબ્ધપ્રસાદ, સમસ્તરાજાવલીવિરાજિત, મહારાજા-ધિરાજ પરમેશ્વર પરમભટ્ટારક ઔમાપતિ નિજભુજવિક્રમરણાંગણનિર્જિત શાક-ભરી ભૂપાલ મહારાજશ્રી નિજભુજયમિતાદિ જિનશાસન વિરાજમાન વગેરે

(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, ભા ૧ પુષ્પિકા
ન ૧૯ ૭૪ ૮૩ ૯૨ ૯૩ વગેરે)

દર્શન તથા ઉપદેશમાં અવારનવાર જતો હતો. તે આચાર્યશ્રી પાસે ધર્મનીતિ સાંભળતો હતો અને મંત્રી કપર્દીની પ્રેરણાથી રાજનીતિ જાણવા માટે બપોરે એક કલાક શાસ્ત્રીજી પાસે કામંદકીય-નીતિશાસ્ત્ર સાંભળતો હતો. એક દિવસે કુમારપાલ રાજા મેઘથી પણ વિશેષ છે એ સાંભળી ઉપમાને બદલે ઓપમ્ય શબ્દ બોલ્યો. મંત્રી કપર્દીએ એકાંતમાં મીઠો ઠપકો આપ્યો કે જગત રાજા વગરનું રહે એ સારું પણ રાજા મૂર્ખ હોય તે સારો નહીં. તો આપે અભ્યાસ કરીને તૈયાર થવું જોઈએ. માણસ ગમે તે ઉંમરમાં ભણી શકે છે. તે દિવસથી રાજાએ ફરી ભણવો શરૂ કર્યો અને એક જ વર્ષમાં ત્રણ વૃત્તિઓ અને ત્રણ કાવ્યો ભણી લીધા. આથી સૌએ એને વિચારચતુરાનન તરીકે બિરદાવ્યો.

તેણે જૈન બન્યા પછી સંસ્કૃતમાં 'આત્મનિંદાદ્વાત્રિંશિકા' બનાવી છે જે તેના સાહિત્યચિંતનનું પ્રમાણપત્રરૂપ છે.

એક દિવસ રાજાના મસીયાઈ ભાઈ ચાહડ ભીલડિયાના સામંત આનાકને ઘેર લવણપ્રસાદનો જન્મ થયો. રાજાએ તત્કાલીન મેઘાના આધારે ભવિષ્યવાણી કહી સંભળાવી કે લુણપાક ગુજરાતનો રાજા થશે પણ અણહિલપુર પાટણનો નહીં. આ પણ તેની વિચારપ્રૌઢતાનું જીવંત પ્રમાણ છે.

રાજાને એક દિવસે ઇતિહાસમાં અમર થવાની ભાવના જાગી. તેણે આચાર્યશ્રી આગળ પોતાની ભાવના કહી સંભળાવી. આચાર્યશ્રીએ તેને ઉપદેશ આપ્યો કે તારે સોમનાથ પાટણના શિવાલયનો જીર્ણોદ્ધાર કરવો, પરંતુ યાદ રાખવું જોઈએ કે ધર્મો રક્ષતિ રક્ષિતઃ તું પહેલા ભવમાં કરેલા ધર્મના પ્રતાપે રાજા બન્યો છે. રાજાનો ધર્મ છે કે રાજ્યના મનુષ્ય, પશુ, પંખી વગેરે પ્રાણીમાત્રનું રક્ષણ કરવું જોઈએ. સાચો ક્ષત્રિય તે જ છે કે જે ક્ષયમાં સપડાયેલાને બચાવે. રાજાએ કોઈ પણ પ્રાણીનું માંસ ખાવું ન જોઈએ. સાચો રાજા તો પ્રજાવત્સલ જ હોય. તું એવો ઉત્તમ રાજા બન. તું સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ અને એની સફળતા માટે દારૂ માંસનો સર્વથા ત્યાગ કર, તેમજ બ્રહ્મચર્યનું પાલન કર. આથી તારું જીર્ણોદ્ધારનું કાર્ય પાર પડશે.

આ ઉપદેશ સાંભળીને રાજાએ સં૦ ૧૨૦૭મા સોમનાથની પુન પ્રતિષ્ઠા ન થાય ત્યા સુધી દારૂ માંસનો ત્યાગ કર્યો અને બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી. તેણે સં૦ ૧૨૦૮માં વેશ્યા, પરસ્ત્રી, ચોરી શિકાર, માસ, મદિરા અને જુગાર એ સાત વ્યસનોનો ત્યાગ કર્યો. પોતાના રાજ્યમા જુગાર સર્વથા બંધ કરાવ્યો, અમારિપટહ વગડાવ્યો અને મંત્રી બાહડની દેખરેખ નીચે પથ્થરની મોકલી સોમનાથ પાટણના શિવાલયનો પાયાથી જીર્ણોદ્ધાર કરાવ્યો અને વડનગરમા કિલ્લો બંધાવ્યો.

તેના આ અમારિપટહનો અવાજ ચારે દિશામા પહોંચી ગયો. સામંતોએ પણ આ અવાજને વધાવી લીધો અને પોતાના રાજ્યમા કોઈ પણ મનુષ્ય પ્રાણીવધ ન કરે તેની પાકી વ્યવસ્થા કરી. રત્નપુર કિરાડુ લાટહદ અને શિઓની વગેરેના સામંતોના સં૦ ૧૨ ૯ સં૦ ૧૨૧૧, સં૦ ૧૨૧૨ના શિલાલેખો આ વ્યવસ્થાને પુષ્ટ કરે છે

રાજાએ દેવીનુ માંસબલિદાન બંધ કર્યું હતુ તેથી તે ભારે મુશ્કેલીમાં સપડાઈ ગયો. પણ આચાર્ય શ્રીની કૃપાથી તે તેમાથી સાવ બચી ગયો, ત્યારથી સ્થળે સ્થળે દેવ દેવીઓને માસ મદિરાને બદલે સુગંધિત દ્રવ્ય, ધૂપ, દીપ નિવેદ અને ફળ ચડવા લાગ્યાં. દરેક મંદિર સાત્ત્વિક પૂજનના સ્થાન બની ગયા.

એકવાર નાડોલના રાજા કેલ્હણ (સં ૧૨ ૧ થી ૧૨૪૯)ના સ્વામિભક્ત લાખાએ લોલાક ચૈત્યના ક્ષેત્રપાલને કોઈ ન જાણે એવી રીતે માંસનુ રામપાત્ર ધર્યું કોટવાલ ત્રિલોચને રામપાત્ર બનાવનાર કુંભાર મારફત લાખાને જાણીને પકડ્યો અને રાજા કેલ્હણે તેને રાજ્યની આજ્ઞાનો ભંગ કરનાર અપરાધી ઠરાવી સખત દંડ કર્યો.[1]

(જુઓ, પ્રભાવકચરિત્ર)

---

૧ નવો કાયદો ઘડાયો હોય ત્યારે તેનો વિરોધ કરવો એ સ્વાભાવિક છે પણ કાયદો પ્રજાજીવનમાં આવે ત્યાર પછી તેને લોકો એ જુએ ઉવેખાય. કાયદાની કીમત અંકાવવા માટે આવા ગુનેગારોને સખત સજા કર વામાં આવે છે. સો ટકા જાણે છે કે સૌરાષ્ટ્રમાં વરલીની બદીઓનો નાશ કરવા માટે સરકાર દ્વારા અપરાધી કરનારને કડી શિક્ષા થતી હતી

પાલની વિગતવાર ધર્મચર્યા નીચે પ્રમાણે બતાવે છે—

રાજા કુમારપાલે સમ્યક્ત્વ સહિત બાર વ્રતોનું સાત્ત્વિક રીતે પાલન કર્યું તે હમેશાં ત્રિકાલ પૂજા, આઠમ-ચૌદશે ઉપવાસ-પૌષધ, પારણે સેંકડો શ્રાવકોને દાન, પૌષધ કરનારને પારણું, દીન શ્રાવકને ૧ ૦ સોનામહોરનું સાધર્મિક દાન, એ રીતે ૧૪ સાલમાં ૧૪ ક્રોડ સોનામહોર આપી. ૯૮ લાખનું ઉચિત સાધર્મિક દાન, ૭૨ લાખનો સાધર્મિક કર માફ, રુદતીધન માફ, ૨૧ જ્ઞાનભંડારો લખાવ્યા. હમેશાં ત્રિભુવનવિહારમાં સ્નાત્રમહોત્સવ, આચાર્યને નિત્યદ્વાદશાવર્તવંદન, સકલ સાધુઓને નિત્યવંદન, પૌષધધારીનું બહુમાન, દાન, સન્માન, અઢાર દેશોમાં અમારિપાલન, ન્યાયઘંટાવાદન, ૧૪ દેશના રાજાઓ સાથે મૈત્રી, જીવરક્ષા, સાત તીર્થયાત્રાઓ કરી, ૧૪૪૪ દેરાસરો બનાવ્યાં, ૧૬ ૦ દેરાસરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

(૧) આપણા પહેલા વ્રતમાં—'મારિ' શબ્દ બોલાઈ જાય તો ઉપવાસ કરતો. (૨) બીજા વ્રતમાં—ભૂલથી જૂઠું બોલાઈ જાય તો તે આયંબિલ કરતો. (૩) ત્રીજા વ્રતમાં—અદત્તનો ત્યાગ, મૃતધનનો ત્યાગ. (૪) સં. ૧૨૧૬થી નવો વિવાહ કરવો નહીં. આઠ રાણીઓ મર્યા બાદ બ્રહ્મચર્ય પાળવું. મનથી ભૂલ થાય તો ઉપવાસ, વચનથી ભૂલ થાય તો આયંબિલ અને શરીરથી વ્રત ભાંગે તો એકાસણું કરવું. રાજા આરતીમાં રાણી ભોપાલદેવીની મૂર્તિ રાખીને કામ ચલાવી લેતો. આ કારણે રાજા પરનારીસહોદર કહેવાતો હતો. ગુરુદેવે તેને વાસક્ષેપ નાખી રાજર્ષિ બિરુદ આપ્યું હતું (૫) ૬ કરોડ સોનું, ૮ કપૅદ તાર ૧ ૦ ધડી મણિરત્નો, ૩૨ હજાર મણ ઘી, ૩૨ હજાર મણ તેલ, મણ લાખ મુંડા જાર, ચોખા, ચણા, મગ વગેરે અનાજ ૫ ઘર, ૫ દુકાન, ૫ ૦ સભા, ૫ ૦ વહાણ, ૫ આર્ટ, ૫ ગાડીઓ, ૧૧ હાથી, ૧ ઊંટ ૧૧ લાખ ઘોડા, ૫ ૦ ૦ રથ ૧૮ લાખની સેનાનો પરિગ્રહ રાખ્યો હતો. (૬) ચોમાસામાં પાટણથી બહાર જવું નહીં. (૭) માંસ, દારૂ, મધ, માખણ, બહુબીજ પાંચ ઉદુંબર વગેરે અભક્ષ્ય, અનંતકાય અને ઘેબરનો

ત્યાગ કર્યો. દેવને ધર્યા સિવાય ભોજન, ફળ, વસ્ત્ર વગેરે વાપરવા નહીં. સચિત્તનો ત્યાગ, માત્ર ૮ પાનની જયણા, રાતે ચતુર્વિધાહાર, ચોમાસામાં દૂધ, દહીં, તેલ, મીઠાઈ અને વઘેલી વસ્તુઓ એ પાંચ વિગયનો ત્યાગ. ચોમાસામાં ભાજી-પાનનો ત્યાગ, પર્વતિથિએ બ્રહ્મચર્યપાલન, સર્વ સચિત્ત તેમજ સર્વ વિગઈઓના ત્યાગપૂર્વક એકાસણું કરવાનો નિયમ રાખ્યો. (૮) સાત કુવ્યસનોનો ત્યાગ, દેશમાંથી કુવ્યસનોને દેશવટો આપ્યો. (૯) સવાર-સાંજ સામાયિક કરવું, તેમાં સર્વથા મૌન રહેવું, માત્ર ગુરુદેવની સાથે બોલવાની છૂટ, હંમેશાં વીતરાગસ્તોત્ર અને યોગશાસ્ત્રનો પાઠ કરવો. (૧ ) ચોમાસામાં પાટણથી બહાર જવું નહીં. (૧૧) પૌષધ-ઉપવાસ કરવા, પારણામાં પૌષધ કરનારને સાથે લઈ ભોજન કરવું. રાજાને એક પૌષધમાં રાતે મકોડો કરડ્યો, તે મરી ન જાય તે ખાતર એટલી ચામડી ઉતારી મંકોડાને છૂટો કર્યો. (૧૨) નિર્ધન જૈનોનો બાર લાખનો કર માફ કર્યો. આ. હેમચંદ્રસૂરિની પૌષધશાળામાં સામાયિક વગેરે કરનારાઓને ૫૦ ઘોડેસવારની અને બાર ગામના અધિપતિની પદવી આપી. બીજી પૌષધશાળામાં સામાયિક આદિ કરનારાઓને ૫૦ ગામ આપ્યા. સૌને શ્રાવકધર્મમાં સ્થિર કર્યા.

કહેવાય છે કે તે થોડા ભવ કરીને મોક્ષે જશે.

આ. હેમચંદ્રસૂરિએ કુમારપાળની વિનંતિથી ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર (ગ્રંથાગ્ર : ૩૬૦૦૦) રચ્યું છે.

(જુઓ, ત્રિ૦ શ૦ પુ૦ ચ૦ પ્રશસ્તિ)

રાજા સમ્યક્ત્વની સ્થિરતા માટે જૈન સાધુ માત્રને ઉત્સાહથી વંદન કરતો હતો. એક વાર તેણે એક વેશ્યા સાથે રહેતા વેશધારી પતિત જૈન સાધુને પણ વંદન કર્યું. નાડોલનો યુવરાજ આ જોઈને હસ્યો અને તેણે ગુરુદેવને આ વસ્તુ જણાવી. આચાર્યશ્રીએ રાજાને ઉપદેશ આપ્યો કે સંયમવાળો મુનિ જ સાચો મુનિ છે માટે સંયમીને વંદન કરવું પણ પતિતને વંદન કરવું નહીં. રાજાએ આ ઉપદેશ અંગીકાર કર્યો. બીજી તરફ તે ભ્રષ્ટ મુનિને તો રાજાના વંદનથી

કુમારપાલ રાજાએ સં૦ ૧૨૦૮ માં બ્રાહ્મણોની વસ્તીવાળા વડનગરનો કિલ્લો બંધાવ્યો અને તેની પ્રશસ્તિ કવિ ચક્રવર્તી શ્રીપાલે રચી છે અને તે નાગર બ્રાહ્મણ પં૦ વાલણે સં૦ ૧૨૦૮ના આસો સુદિ ૨ ને ગુરુવારે લખી છે.

રાજા કુમારપાલે સં૦ ૧૨૦૮ માં મહામાત્ય ઉદાયનની સરદારી નીચે નાડોલના આલ્હણ, ચૌહાણના ભાગભાઈ કીર્તિપાલ વગેરે સામંતોને મોકલી સૌરાષ્ટ્રના મહારાજા સુંવરને હરાવ્યો હતો. આ યુદ્ધમાં મંત્રી ઉદાયનને વિજય મળ્યો પણ તે સખત રીતે ઘવાયો અને વઢવાણ આવ્યા. ત્યાં રાજશિબિરમાં સમાધિપૂર્વક મરણ પામ્યો.

રાજા કુમારપાલ સોમનાથનું મંદિર તૈયાર થતાં સોમનાથ જવા નીકળ્યો. તેની વિનતિથી ગુરુદેવ આ૦ હેમચંદ્રસૂરિ પણ વિહાર કરી શત્રુંજય તથા ગિરનારતીર્થની યાત્રા કરીને રાજાના નગરપ્રવેશના સમયે જ પ્રભાસપાટણ પહોંચી ગયા.

રાજાએ સોમનાથને બેઠી પૂજન કર્યું. આચાર્યશ્રીએ મહાદેવનો આહ્વાન વગેરે પંચોપચાર પૂજનવિધિ કર્યો અને જન્મમરણના પ્રપંચથી છૂટેલા તથા રાગદ્વેષથી રહિત એવા મહાદેવને નમસ્કાર કર્યો.

રાજાએ અહીંના મહંત ભાવ બૃહસ્પતિને વસ્ત્રો ને અલંકારો આપ્યા તથા પુત્ર પૌત્રાદિના હકમાં મહંતપદ આપ્યું.

(જુઓ, પાટણનો ભદ્રકાળીના મંદિરમાં
રહેલો લેખ—શિલાલેખ)

રાજા કુમારપાલે કચ્છની ભદ્રાવતીમાં મોટું તળાવ બંધાવ્યું હતું. જગડુ શાહે ચૌદમી સદીના પ્રારંભમાં તેને સમરાવ્યું હતું.

(—જગડૂચરિત)

મંત્રી બાહડે રાજાની આજ્ઞા મેળવી પોતાના પિતાના આદેશ પ્રમાણે શત્રુંજયતીર્થનો મોટો ઉદ્ધાર કરાવ્યો અને તેમાં સં૦ ૧૨૧૩ માં આ૦ હેમચંદ્રસૂરિના હાથે ભ૦ આદીશ્વરની પ્રતિમાની મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. શત્રુંજયની તળેટીમાં બાહડપુર વસાવ્યું, કિલ્લો બંધાવ્યો, તેમાં ત્રિભુવનપાલવિહાર બંધાવ્યો અને

તે દેરાની પૂજા માટે જમીન વગેરે આપ્યાં. આ કામમાં કુલ ૧,૬૦૦ ૦૦૦ દ્રવ્ય વાપર્યું.

રાજાએ પાટણના પ્રતાપી જૈનસંઘમાં કુસંપ ન પેસે એટલા ખાતર વસ્તમાં નીકળેલા નવા જૈન મતોને પાટણ બહાર જવાનો આદેશ કર્યો. એવા સૌ ગચ્છનાયકો બહાર ગયા પણ આ૦ વિજયસિંહસૂરિ માત્ર પોતાના બુદ્ધિચાતુર્યથી ત્યાં રહી ગયા હતા.

(જૂઓ 'અંચલગચ્છ પટ્ટાવલી')

રાજા કુમારપાલે જૈનધર્મનું જ્ઞાન મેળવી સં૦ ૧૨૧૬ ના માગશર સુદિ ૨ ને દિવસે આ હેમચંદ્રસૂરિની પાસે સમ્યક્ત્વ તથા ગૃહસ્થના બાર વ્રતો સ્વીકાર્યાં તે સમયથી તે પરમાર્હત બન્યો. આચાર્યશ્રીએ પોતાના વરદ હસ્તે તેને રાજર્ષિનું બિરુદ આપ્યું તથા તેની વિનતિથી તેના બોધ માટે વીતરાગસ્તોત્ર તથા યોગશાસ્ત્ર વગેરે ગ્રંથોની રચના કરી. રાજા તેનો નિત્યપાઠ કરતો હતો.[1]

રાજાએ સવારમાં મંગલપાઠથી જાગવું, નમસ્કારનો જાપ વીતરાગસ્તોત્ર તથા યોગશાસ્ત્રનો અખંડ પાઠ જિનદર્શન, ચૈત્યવંદન, કુમારપાલવિહારમાં ચૈત્યપરિપાટી ધરદેરાસરમાં ભોજન-નૈવેદ્ય ધરીને જમવું, સાંજે ઘરદેરાસરમાં આંગીરચના, આરતી, મંગલદીવો, પ્રભુસ્તુતિ-ગુણગાન, રાત્રે મહાપુરુષોના જીવનની વિચારણા અને નિદ્રા એ રીતે પોતાનો દિનભરનો ધાર્મિક કાર્યક્રમ ગોઠવ્યો હતો.

તેણે ચૈત્યવંદન, ગુરુવંદન, સામાયિક તથા પ્રતિક્રમણ મુખપાઠ કરી લીધાં. આઠમ-ચૌદશના દિવસે તે એકાસણું કરતો હતો.

(જૂઓ, પ્રાકૃત દ્વયાશ્રયકાવ્ય, કુમારપાલપડિબોહો)

મહાસાવધાની અને મહાન ગ્રંથકાર આ મુનિસુંદરસૂરિ કુમાર

1. કુમારપાલે બંધાવેલા ત્રિભુવનપાલવિહાર, કુમારપાલવિહાર વગેરે મંદિરોની પ્રશસ્તિમાં તે પરમાર્હત તરીકે ઉલ્લેખાયેલ હશે પરંતુ ગાળ આવતા પછી એ મંદિરોનો વિનાશ થયો, એટલે તેની પ્રશસ્તિઓ પણ નાશ પામી. માત્ર સં ૧૨૧૧ નો જાબાલિનો શિલાલેખ મળે છે તેમાં તથા અભિધાનચિંતામણિ'માં કુમારપાલને પરમાર્હત તરીકે ઓળખાવ્યો છે.

ત્યાગ કર્યો. દેવને ધર્યા સિવાય ભોજન, ફળ, વસ્ત્ર વગેરે વાપરવા નહીં. સચિત્તનો ત્યાગ, માત્ર ૮ પાનની જયણા, રાતે ચઉવિહાર, ચોમાસામાં દૂધ, દહીં, તેલ, મીઠાઈ અને તળેલી વસ્તુઓ એ પાંચ વિગયનો ત્યાગ, ચોમાસામાં શાક-પાનનો ત્યાગ, પર્વતિથિએ બ્રહ્મચર્યપાલન, સર્વ સચિત્ત તેમજ સર્વ વિગઈઓના ત્યાગપૂર્વક એકાસણું કરવાનો નિયમ રાખ્યો (૮) સાત કુવ્યસનોનો ત્યાગ, દેશમાંથી કુવ્યસનોને દેશવટો આપ્યો. (૯) સવાર-સાંજ સામાયિક કરવું, તેમાં સર્વથા મૌન રહેવું માત્ર ગુરુદેવની સાથે બોલવાની છૂટ હમેશાં વીતરાગસ્તોત્ર અને યોગશાસ્ત્રનો પાઠ કરવો. (૧૦) ચોમાસામાં પાટણથી બહાર જવું નહીં. (૧૧) પૌષધ-ઉપવાસ કરવા, પારણામાં પૌષધ કરનારને સાથે લઈ ભોજન કરવું રાજાને એક પૌષધમાં રાતે મંકોડો કરડ્યો, તે મરી ન જાય તે ખાતર એટલી ચામડી ઉતારી મંકોડાને છૂટો કર્યો. (૧૨) નિર્ધન જૈનોનો બાર લાખનો કર માફ કર્યો. આ૦ હેમચંદ્રસૂરિની પોષાળના સામાયિક વગેરે કરનારાઓને ૫૦૦ ઘોડેસવારની અને બાર ગામના અધિપતિની પદવી આપી. બીજી પોષાળમાં સામાયિક આદિ કરનારાઓને ૫૦ ગામ આપ્યા. સૌને શ્રાવકધર્મમાં સ્થિર કર્યા.

કહેવાય છે કે તે થોડા ભવ કરીને મોક્ષે જશે.

આ૦ હેમચંદ્રસૂરિએ કુમારપાલની વિનતિથી ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર (ગ્રંથાગ્ર : ૩૬૦૦૦) રચ્યું છે.

(જૂઓ, ત્રિ૦ શ૦ પુ૦ચ૦પ્રશસ્તિ)

રાજા સમ્યક્ત્વની સ્થિરતા માટે જૈન સાધુ માત્રને ઉત્સાહથી વંદન કરતો હતો. એક વાર તેણે એક વેશ્યા સાથે રહેતા વેશધારી પતિત જૈન સાધુને પણ વંદન કર્યું નાટકનો સુત્રધાર આ જોઈને હસ્યો અને તેણે ગુરુદેવને આ વસ્તુ જણાવી. આચાર્યશ્રીએ રાજાને ઉપદેશ આપ્યો કે સંયમવાળો મુનિ જ સાચો મુનિ છે માટે સંયમીને વંદન કરવું પણ પતિતને વંદન કરવું નહીં. રાજાએ આ ઉપદેશ અંગીકાર કર્યો. બીજી વખત તે ભ્રષ્ટ મુનિને તો રાજાના વંદનથી

લાલ જ થયો. તેને વિચાર આવ્યો કે રાજા મને મુનિ માનીને વંદન કરે છે જ્યારે હું મુનિ નથી, પતિત છું પ્રતિજ્ઞાભ્રષ્ટ છું, નાલાયક છું પણ મારે આજથી સુધરી જવું જોઈએ. તેમણે આ પ્રમાણે વિચારી વેશ્યા, પાન તથા જોડા વગેરેને છોડી દીધા. ગુરુના શરણમાં આવી વૈરાગ્યભાવથી ફરી વાર પાંચ મહાવ્રત સ્વીકાર્યાં અને સાથોસાથ અનશન સ્વીકાર્યું.

તેમના દર્શન માટે સૌ આવવા લાગ્યા. રાજા પણ પોતાના અંતઃપુર તથા પરિવાર સાથે તેમને વાંદવા આવ્યો. મુનિવરે તેનો હાથ પકડી તેને વાંદતા રોક્યો અને જણાવ્યું: રાજન્! તું મારો ધર્મગુરુ છે તે મને માર્ગે ચડાવ્યો. તારો નમસ્કાર મને ન ઘટે. તું આગમનો જાણકાર છે તે મારામાં સંવેગ ભર્યો છે માટે તું મને વંદન ન કર.

રાજાએ તે મુનિરાજની મના હોવા છતાં તેમને ભક્તિ ભાવે વંદન કર્યું.

રાજાએ માંસનો ત્યાગ કર્યો હતો. એક વાર તેને ઘેબર ખાતાં પહેલાં કરેલું માંસભોજન યાદ આવ્યું. આથી તેણે ઘેબરનો સર્વથા ત્યાગ કર્યો અને ગુરુદેવ પાસે આવી આહારથી પહેલાં બાંધેલ પાપની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત માગ્યું. આચાર્યશ્રીએ જણાવ્યું કે તારે પિતાના નામથી જૈનવિહાર બનાવવો અને ૩૨ દાંતની શુદ્ધિ માટે ૩૨ દેરાસર બંધાવવાં. મંત્રી બાહડનું દેરાસર એની અનુકૂળ ભૂમિમાં હતું તે રાજાએ માંગી લીધું અને ત્યાં ભવ્ય કુમારવિહાર બંધાવવા આજ્ઞા કરી. મંત્રી બાહડે વાહડવંશના શેઠ ગર્ગના પુત્રોની દેખરેખ નીચે કુમારવિહાર બંધાવ્યો. તેની ચારે બાજુએ સાત સાત હાથની ૩૨ દેરીઓ બનાવી. તથા મૂળનાયક તરીકે નેપાલથી મંગાવેલ ચંદ્રકાંતમણિની ૨૧ અંગુલપ્રમાણ શ્રી પાર્શ્વનાથની તથા ૩૨ દેરીઓમાં ૨૪ તીર્થંકર, ૪ શાશ્વતા જિનવર અને ૪ રોહિણી, સમવસરણ, ગુરુપાદુકા તથા અશોકવૃક્ષની ગુરુદેવના હાથે પ્રતિષ્ઠા કરાવી. ચંદ્રકાંતમણિની પ્રતિમા પૂનમની રાતે અમી વરસી

હતી. એ અમીના પ્રભાવે લોકોને આખની પીડા વગેરેના દર્દ નાશ પામતા હતા. મંત્રી આભડે કુમારવિહારમાં રૂપાની ઋષભદેવની પ્રતિમા સ્થાપન કરી હતી.

રાજાએ બીજી વિશાળ ભૂમિમાં ૭૨ દેરીઓવાળો ત્રિભુવનવિહાર બંધાવ્યો. તેમાં ગુરુદેવના હાથે ભ૦ નેમિનાથની ૨૫ (૧૨૫) અંગુલ પ્રમાણ પ્રતિમાની તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણ ચોવીશીની ૭૨ જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી.

આ વિશે પં૦ કુલસાગરગણિ લખે છે—

મહારાજા કુમારપાલે પાલનપુરનો નરેશ પ્રહ્‌લાદન, શાકંભરીનો રાજા અર્ણોરાજ (વિગ્રહરાજ) માળું આલો વગેરે ૭૨ રાજાઓ, સિદ્ધતીર્થનો ઉદ્ધારક દંડનાયક સજ્જન, ૨૪ જિનાલય બનાવનાર મંત્રી આલ્હ, સિદ્ધપુરનો ચૌમુખવિહાર બનાવનાર મંત્રી આલિગ દેવ, શત્રુંજય મહામાત્ય વાગ્ભટ, ૬ કરોડ દ્રવ્યનો સ્વામી શેઠ કુબેર દત્ત, ૯૯ લાખ સોનાનો સ્વામી શેઠ છાડા, દશ હજાર અશ્વોનો સ્વામી મહામાત્ય ઉદાયન, મંત્રી આભડ, મંત્રી બાહડ શ્રીમાળી, શેઠ ચાહડ પોરવાલ વગેરે ૧૮૦૦ કોટિધ્વજ વેપારીઓ વગેરેને સાથે રાખી ત્રિભુવનવિહારમાં પ્રતિષ્ઠા, મહાપૂજા, ધ્વજ કલશ તથા આત્મોત્સવ વગેરે કરાવ્યા. દરેકમાં થઈને કુલ ૯૬ કરોડ રૂપિયા ખરચ્યા.

(જુઓ, ઉપદેશસારસટીક ઉપ ૪૮, રચના સં ૧૬૬૨)

રાજાએ પાટણ, સોમનાથ પાટણ, થરાદ જાલોર, લાડોલ, ખંભાત તથા તારંગા વગેરે સ્થાનોમાં કુમારવિહાર સ્થાપ્યા. એ વિશે જૈન શિલાલેખો અને ગ્રંથોના ઉલ્લેખો મળે છે. તેને ભ૦ અજિતનાથની પૂજાથી સપાદલક્ષમાં વિજય મળ્યો હતો, તેથી તેણે આજ્ઞા કરી યશોદેવના પુત્ર દંડાધિપ અભયકુમાર પાસે તારંગાના પહાડ ઉપર ૩૨ માળનું દેરાસર તૈયાર કરાવી તેમાં ભ૦ અજિતનાથની પ્રતિષ્ઠા કરાવી, જે આજે વિદ્યમાન છે (કુમારપાલપ્રતિબોધ પ્રશસ્તિ શ્લો૦ ૫, પ્ર૦ ૮) શત્રુંજયતીર્થમાં પણ કુમારપાલનું દેરાસર વિદ્યમાન છે

રાજા કુમારપાલ, તેના સામંતો તથા પ્રજાએ ઘણાં દેરાસરો બંધાવ્યાં છે. પરિણામે શાલિગવસહી, કરંબવિહાર, મૂષકવિહાર, ઘેવરવિહાર, ઝોલિકાવિહાર વગેરે ૧૪૦૦ (૧૪૪૪) જૈન દેરાસર બન્યાં હતાં અને શત્રુંજય, ખંભાત, ભરૂચ, ઈડર, આબૂ, સાંડેર વગેરે સ્થાનોમાં ૧૬૦ જીર્ણોદ્ધાર થયા હતા.

રાજાએ વીતભયનગર (ભેરા-પંજાબ)થી જીવિતસ્વામીની પ્રતિમા લાવી તેનું સ્વતંત્ર જિનાલય બંધાવ્યું. રાજા પાટણમાં ચૈત્ર તેમજ આસો મહિનામાં રથયાત્રા કાઢતો હતો. માંડલિકો પણ પોતપોતાના રાજ્યમાં રથયાત્રાનો મહોત્સવ કરતા હતા. એમ દરેક સ્થાને દર વર્ષે રથયાત્રા નીકળતી હતી. (જૂઓ, કુમારપાલપડિબોહો)

રાજાએ ૭૦૦ લહિયા રોકી જૈન આગમો લખાવ્યા. ૪૫ આગમો અને પંચાંગીની સોનાની શાહીથી સાત પ્રતિઓ લખાવી, સિદ્ધહેમ વ્યાકરણ તથા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રની ૨૧ પ્રતિઓ લખાવી જુદા જુદા સ્થાનોમાં જ્ઞાનશાળાઓ સ્થાપી હતી, જેના ઉપરી તરીકે શેઠ નેમિનાગના પુત્ર અભયકુમારને નીમ્યો હતો.

(જૂઓ, ઉપદેશસાર ઉપ ૩૬)

એક કહેવત ચાલે છે કે રાજા કુમારપાલે તાડ, ધાક અને વાડને દેશવટો આપ્યો હતો. તેનું રહસ્ય એ છે કે રાજાએ મદ્ય બંધાવવા માટે તાડના સઘળાં ઝાડ તોડાવી નંખાવ્યાં હતાં એટલે પાટણમાં તાડ રહ્યા નહીં. રાજપૂત ધાકડ અજમેર ગયો એટલે પાટણમાં ધાક રહી નહીં. કુમારપાલ જ્યારે સિદ્ધરાજના ત્રાસથી જ્યાંત્યાં ભટકતો હતો અને તેને ઘણા દિવસના ફાકા પડતા હતા ત્યારે એક વાડના વાણિયાની જાને તેને ખાવાનું આપ્યું નહીં તેથી રાજાએ પોતાના રાજ્યમાં વાડને અમલદાર તરીકે રાખ્યા નહીં, એટલે પાટણમાં વાડના મીમાણી રહ્યા નહીં. અનુમાન છે કે ૧૮ નાથા વોસિરિએ વાટમાં રાજ્યના અધિકારપદે વાડ નહીં પણ બીજાને નિયુક્ત કર્યા હશે. આ કહેવત કુમારપાલના પ્રતિપાલનના ટેક અને સ્વજીવિતતાને પુષ્ટ કરે છે.

એક દિવસે આચાર્યશ્રી પાટણ પધાર્યા. તેમણે તે દિવસે શાક ભરીના ગરીબ ધનાશાહે પોતાની પત્નીના હાથે કતાવીને તૈયાર કરાવીને નહોરાવેલું ખાદીનું કપડું પહેર્યું હતું. રાજાએ તે દેખીને દુઃખ પામી ગુરુદેવને વિનતિ કરી કે, આપ મારા ગુરુદેવ છો, તમારે આવું જાડું અને બરછટ કપડું પહેરવું ન જોઈએ આમાં તો મારી બદનામી થાય. આચાર્યશ્રીએ હસીને જણાવ્યું કે, 'સાધુ નિસ્પૃહ હોય છે. સામાન્ય વસ્ત્રો પહેરવાથી તેની સાધુતા ઘટતી નથી, છતાં તને ખરેખર શરમ આવતી હોય તો તારા રાજ્યમાં આવાં વસ્ત્રો દેનારા ગરીબ જૈનો છે તેનો તારે વિચાર કરવો જોઈએ. રાજા સત્ય પામી ગયો. તેણે ત્યાં જ પ્રતિજ્ઞા કરી કે 'હું એકેક નિર્ધન જૈનને સો સો સોનામહોર આપીશ, દર સાલ એક કરોડ સોનામહોરનું દાન કરીશ અને સૌને ધર્મ સાધી શકે એવા સુખી બનાવીશ. (જૂઓ, ઉપદેશતરંગિણી)

રાજાએ સાધર્મિક ભક્તિખાતું ખોલ્યું અને તેના ઉપરી તરીકે શેઠ આભડ તથા મંત્રી કપર્દિને નીમ્યા.

શેઠ આભડે પહેલી સાલ પોતાના ખજાનામાંથી જૈનોને એક કરોડની સહાય આપી અને રાજાને વિનતિ કરી કે વેપારી પણ રાજાનો જંગમ ખજાનો છે; તો આ લાભ મને જ લેવા દો.

રાજાએ હસીને જવાબ આપ્યો કે ભાઈ! શું મને લોભિયો બનવાની આદત પડાવવી છે? એમ કહી રાજાએ તેટલું ધન ખજાનામાંથી મંગાવી શેઠ આભડને આપ્યું.

પાટણમાં કુમિજ્જત્ત નામે એક હરિયાઈ વેપારી રહેતો હતો. તેની પાસે તેના પરિગ્રહની નોંધ મુજબ—૧૦૦ હાથી, ૫ હજાર ઘોડા, ૮ હજારનું ગોકુળ, ૧ હજાર જવેરાત—રત્નહીરા વગેરે જવેરાત, ૫૦૦ હળ, ૫૦ ગાડાં, ૫૦ વહાણ, ૫ ઘર, ૫ હાટ, ૨૦૦ ધાન્યના કોઠાર, ૬ કરોડ સોનામહોર, ૬ કરોડનો ચાંદી વગેરેનો કિંમતી માલ હતો. તેના ઘરમાં રત્નજડિત જિનાલય હતું, જેનું ભૂમિતળિયું રત્નોથી જડેલું હતું. અહંત મણિની જિનપ્રતિમા હતી. શેઠને સાધુ

હતી, પત્ની હતી પણ કોઈ સંતાન નહોતું તે એક રાતે ક્રોડની મિલકત મૂકીને મરી ગયો.

રાજા કુમારપાલ બીજે દિવસે સવારે ઊઠી સામાયિક નવકાર-મંત્રની માળા અને યોગશાસ્ત્રનો પાઠ કરી બહાર આવ્યો ત્યારે ચાર વેપારીઓએ જણાવ્યું કે "રાજન્! કુબેરદત્ત અપુત્રિયો મરણ પામ્યો છે તેથી અપુત્રિયાનું ધન રાજાનું બને છે. તો આપ અત્યારે જ પધારો અને એ ધનને રાજભંડારનાખાતે મોકલાવો."

રાજા મંત્રીઓ વગેરેની સાથે ત્યાં ગયો. તેણે તેના પરિગ્રહની નોંધ વાંચી, હેરાસર જેવું ધન પુષ્કળ હતું, પરંતુ શેઠની માતા અને પત્ની છાતીફાટ રુદન કરતી હતી. એક તો ઘરનો ધણીધોરી ગયો અને તેનું ધન પણ રાજાને ઘેર જશે આ વસ્તુ પણ રુદનનું એક કારણ હતી. રાજા તેમનું રુદન સાંભળી ગળગળો થઈ ગયો અને કહ્યું કે "મારે આવું ધન ન જોઈએ. જે બીજાનું ધન છે તે તેનો પુત્ર થાય છે. રાજા સિદ્ધરાજે પુત્ર માટે સોમનાથની પગપાળા યાત્રા કરી હતી. એક તો પુત્ર ન હોય તેનું દુઃખ હોય અને તેનું ધન ઉપાડી જાય ત્યારે સ્ત્રીની શી દશા થાય! સ્ત્રીનું ધન લેવું એ તો સમસ્ત નારીજાતિનું અપમાન છે સભ્યતાનું કલંક છે. હું આ ધન લેવા ઇચ્છતો નથી. જુઓ, અનાજનો વેપારી દુકાળને, કુલટા નારી પતિના મરણને, વૈદરાજ (ડૉક્ટર) ધનિકોમાં રોગોત્પાત, નાસ્તિક મંદિરોને, દુર્જન પારકા છિદ્રને, સાક્ષસ છળભેદને અને રાજા ધનિક વાણિયાના મરણને ઇચ્છે છે—આ બધા અનિષ્ટો છે ખરી કુટેવ છે."

ભારતના રાજાઓ સ્મૃતિશાસ્ત્ર (મનુસ્મૃતિ અ. ૯ શ્લો. ૧૮૯), અર્થશાસ્ત્ર (અર્થશાસ્ત્ર અ. ૩ અ. ૫, પ્રક. ૫ ) અને બીજા પ્રમાણો (અભિજ્ઞાન શાકુંતલ, અંક ૬)ને આધારે સ્ત્રીઓને રોતી મૂકી વાણિયાનું ધન લેતા હતા. કુમારપાલે એ રીતને હલકી માની તેમાં ક્રાન્તિની ક્રાંતિ કરી. લગભગ ૭૨ લાખના વાર્ષિક ધનની આવકવાળો છતીધનનો પટ્ટો પાણીમાં નાખી દીધો અને નારીજાતિને પુરુષના

સમાન હકવાળી માની તેને પતિ વગેરેનું ધન મળે એવો નવો કાયદો બનાવ્યો. ભારતીય સંસ્કૃતિમા સ્ત્રીના સમાન હકનો પહેલવહેલો કાયદો એ સમયે થયો. આ કાયદો થવાથી ગુજરાતમા ખોળે લેવાનો રિવાજ પણ બંધ થયો જ્યારે બીજા રાજ્યોમા કુટુંબીજન લેવાનો અને છોકરો ખોળે લેવાનો રિવાજ ચાલુ છે

વર્તમાન ભારત સરકારે સં ૨૦૧૩ મા નવો કાયદો ઘડી સ્ત્રીને સર્વ રીતે પુરુષની સમોવડી બનાવી છે પણ આ કાયદાનુ મૂળ ઠેઠ કુમારપાલના સમયથી જણાય છે કુમારપાલે આ કાયદો ઘડ્યો ત્યારે તેનુ કવિઓએ અભિનંદન કરતા કહ્યું—

“ अपुत्राणां धनं गृह्णन् पुत्रो भवति पार्थिव ।
त्वं तु संतोषतो मुञ्चन् सत्यं राजपितामह ॥”

સૌ કોઈએ રાજા કુમારપાલને રાજપિતામહ તરીકે બિરદાવ્યો.

( —જુઓ, મોહપરાજયનાટક અંક ૩ શ્લો૦ ૩૯ થી ૪૨ ઉપદેશસાર સટીક ઉપ ૭)

ભારતમા વિક્રમની બારમી શતાબ્દીમા ઘણા નવા સંવતો શરૂ થયા હતા.[1] એક દિવસે રાજાને પણ પોતાનો સંવત ચલાવવાની ઇચ્છા થતા આચાર્યશ્રીને તે અંગે વિનંતિ કરતા તેમણે જણાવ્યુ કે રાજન્! પૃથ્વીને અનૃણી કરે તેનો સંવત ચાલે, એ કામ ધનથી થાય છે બીજી તરફ ધન પણ આખરે તો અનર્થનુ મૂળ છે રાજાને વધુ ધન મળે તો વધુ લડાઈ ભેટે. વેપારીને વધુ ધન મળે તો તે વેપારને એકહથ્થુ કરવાનો પ્રયત્ન કરે. શૂદ્રને ધન મળે તો તે વેશ્યા

૧. કનોજના વીર વિક્રમાદિત્ય સોલંકીનો સં ૧૧૩૨ થી ચૈત્રી ચૌલુક્ય સંવત, ખુરાસાનના બાદશાહ સુલતાન જલાલુદ્દીનનો સં ૧૧૪૧ થી પારસી જલાલ સંવત, ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહનો અથવા સિંહસિંહનો (અથવા સોરઠના મંડલેશ્વર સિંહનો), સં ૧૧૭૦ થી પ્રતિષ્ઠિત સિંહ સંવત, બંગાળના રાજા લક્ષ્મણસેનનો સં ૧૧૭૬ થી પ્રતિષ્ઠિત લક્ષ્મણસેન સંવત ચાલતો હતો કે રાજા કુમારપાલે સં ૧૨૧૬ કે સં ૧૧૯૯ થી પોતાનો સંવત ચલાવ્યો હતો. (જુઓ, જૈન સત્યપ્રકાશ, ક્રમાંક ૧ )

આદિ વ્યસનોમાં ફસાય. શિકારીને મન મળે તો તે બાણને તીક્ષ્ણ બનાવે, મોટી જાળ બનાવે અને ઘણા જીવોનો સંહાર કરે. કસાઈને મન મળે તો તે વધુ પાડા અને બકરાનો વધ કરે. વેશ્યાને મન મળે તો તે ભારે ભભકો રાખી પુરુષોને ફસાવે. એટલે માત્ર મન હોવાથી પ્રજા ઉન્નત થતી નથી. પ્રજાને આદર્શ બનાવવી હોય તો સૌમાં માનવપ્રેમ, પ્રાણીમૈત્રી, ક્ષમાભાવ, જ્ઞાન, ઉદારતા, સેવાભાવ, સ્વાર્થત્યાગ, પરગજુપણું અને પરોપકારવૃત્તિ વધે એ જ ઉત્તમોત્તમ માર્ગ છે. આવા પ્રજા ઘડનાર રાજા ઇતિહાસમાં અમર બને છે.

રાજાએ મૃતધનનો પટ્ટો રદ કરી બીજા પણ કરો માફ કર્યાં અને કાર્તિક સુદિ ૧ થી 'સિદ્ધહેમકુમાર સંવત્' ચલાવ્યો. આ સંવતના ઉલ્લેખો શત્રુંજયતીર્થ પર ચૌમુખની શ્રી શાંતિનાથની ધાતુપ્રતિમા, અભિધાનચિંતામણિ કાંડ ૬ શ્લો ૧૭૧ ત્રિષષ્ટિ શલાકાપુરુષચરિત્ર પર્વ ૧ સ ૧૨ શ્લો ૭૭ વગેરેમાં મળે છે તેનો પ્રારંભ કઈ સાલથી થયો છે તેનું કોઈ સ્પષ્ટ પ્રમાણ મળતું નથી. (જૂઓ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૯૩ ૯૪ ૯૮ ૧ ૯)

કુમારપાલે મંત્રી આંબડ—રાજપિતામહને શિલાહાર રાજા મલ્લિકાર્જુનને જીતવા માટે મોકલ્યો. તે કાવેરી નદી ઊતરી પોતાની સેનાને વ્યવસ્થિત કરતો હતો, એવામાં શત્રુઓએ હુમલો કરી તેને હરાવ્યો. રાજાએ તેને ફરી વાર સં ૧૨૧૭ લગભગમાં મોકલ્યો. તેની સાથે પરમાર ધારાવર્ષ ચૌહાણ સોમેશ્વર વગેરે હતા. મંત્રીએ કાવેરીનો પુલ બાંધી સામે પાર જઈ મલ્લિકાર્જુનને હરાવી તેનું માથું, સત્વની કીમતી ચીજો, કંકની મોટી રકમ વગેરે લાવીને પાટણમાં રાજા પાસે ધર્યું. રાજાએ મંત્રીને રાજપિતામહ બિરુદ આપ્યું. કોંકણના ૩૨ સ્વર્ણકળશોમાંથી ૩ કળશ ઉદયન ચૈત્ય, શકુનિકાવિહાર અને રાજઘટીઘર પર ચઢાવ્યા.

કર્ણાટક અને કોંકણની એકતા મનાતી હતી. કુંતલના રાજા તૈલપે કોંકણનો બદલો લેવા ગુજરાત તરફ પ્રયાણ કર્યું પણ રાજા કુમારપાલ વૃદ્ધ બની ગયો હતો. સામાસામા યુદ્ધ કરતો નહોતો.

તેથી સામંતો ચોમાસું વીતાવવા પોતપોતાના રાજ્યમાં ચાલ્યા ગયા હતા અને સેના પણ છૂટી છૂટી વીખરાઈને પડી હતી. આથી રાજા કુમારપાલ તૈલપ આવે છે એ સાંભળી વિમાસણમાં પડી ગયો અને ગુરુદેવ પાસે જઈ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. આચાર્યશ્રીએ જણાવ્યું, 'રાજન્! ચિંતા ન કર, સૌ સારા વાના થશે. ખરેખર, સાતમે દિવસે રાજા કુમારપાલને પાકા સમાચાર મળ્યા કે રાજા તૈલપ એકાએક મરણ પામ્યો છે. આ ઘટના સં૦ ૧૨૨૨ લગભગમાં બની હતી. કર્ણાટકના નવા રાજા પરમર્દીએ પોતાની પુત્રી રાજાના ભત્રીજા અજયપાલને પરણાવી.

આ૦ મેરુતુંગે આ ઘટના કર્ણના નામે ચડાવી છે. અહીં 'કર્ણ' શબ્દથી કર્ણાટકનો રાજા લેવો ઠીક છે. ત્યાં તેનો સમય સં૦ ૧૨૨૫ લગભગ બતાવ્યો છે.[1]

(જુઓ, પ્રબંધચિંતામણિ, પ્ર૦ ૫; પ્રબંધકોશ પ્ર૦ ૧૧)

એક વાર કાશીનો પંડિત કવિ વિશ્વેશ્વર આચાર્ય હેમચંદ્રસૂરિની પંડિતસભામાં આવ્યો. તેણે સ્વાધિયા અને શુંગાગેણ' એમ બે સમસ્યા મૂકી. મંત્રી કપર્દી તથા આ૦ રામચંદ્રસૂરિએ તે સમસ્યા પૂરી કરી. પંડિતે આ સરસ્વતીની પદરચના છે એમ જણાવી, મંત્રીના ગળામાં ૫૦ હજારનો હાર પહેરાવ્યો. રાજાએ પંડિતને ૧૦ ઘોડા તથા ૫૦ લાખ દ્રમ્મથી સત્કાર કરી, પાટણમાં રહેવા વિનંતિ કરી, પણ કવિરાજ આત્મકલ્યાણ માટે સોમનાથ પાટણ જઈ વસ્યો.

પ્રભાસપાટણના મહંત ભાવ બૃહસ્પતિએ સુરાપાન વગેરે વ્યવહારથી શિવાલયને અપવિત્ર બનાવ્યું હતું, આથી આ૦ હેમચંદ્રસૂરિ નાખુશ થયા. રાજાએ મહંતને ગાદીએથી ઉતારી નાખ્યો. મહંતે પાટણમાં આવી આચાર્યશ્રી પાસે ચાર મહિના રહી ભૂલની માફી માગી

૧. એક એવો પણ ઉલ્લેખ મળે છે કે આ૦ ધર્મઘોષસૂરિએ ત્યાં રહીને શાકંભરીમાં નમુત્થુણં મંત્રનો પ્રભાવ બતાવ્યો હતો. સંભવ છે કે રાજા કુમારપાલના પ્રતાપે આ કામ હોય.

(જુઓ પ્ર૦ ૨૮ પૃ૦ ૪૫૪ પ્ર૦ ૪૩ વિજયધર્મ)

કુમારપાલની આજ્ઞા મેળવી કાશી લઈ ગયો અને તેને રખાત બનાવી. આ રાણી નાલાયક હતી. મિજાજી હતી. તેણે પોતાના પુત્રને રાજ્ય અપાવવાની ઇચ્છાથી મુસલમાનોને બોલાવી વિ૦ સં૦ ૧૨૪૯ (હી૦ સ૦ ૫૮૯)મા કાશી રાજ્યનો વિનાશ કરાવ્યો. રાજા જયચંદ્રના આશ્રિત કવિ શ્રીહર્ષે નૈષધીયમહાકાવ્ય બનાવ્યું. શાહબુદ્દીન ઘોરીએ સં૦ ૧૨૪૬ મા પૃથ્વીરાજ ચૌહાણને મારી નાખી દિલ્હી જીતી લીધું (જૂઓ, પ્રબંધચિંતામણિ, પ્ર ૫, પ્રબંધકોશ પ્ર૦ ૧૧ તબકાત ઈ૦ નાસીરી પૃ૦ ૬૬૪ થી ૬૬૯)

મંત્રી આંબડે સં૦ ૧૨૨૨ મા ભરૂચમા શકુનિકાવિહારનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને આ૦ હેમચંદ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી. રાજા કુમારપાલ આ મહોત્સવમા ભરૂચ ગયો હતો. આજે તો આ મંદિર મસ્જિદ તરીકે ઊભું છે

રાજાએ સં૦ ૧૨૨૬ મા શત્રુંજયતીર્થનો છરી પાળતો મોટો સંઘ કાઢ્યો. આ સંઘમા આ૦ હેમચંદ્રસૂરિ વગેરે આચાર્યો મુનિવરો, મહારાણી ભોપાલદેવી, ચૌલુક્યની પુત્રી લીલુદેવી, પાલનપુરનો સ્થાપક પ્રહ્‌લાદન શેઠ આભડ તેની પુત્રી ચાંપલદેવી, કવિચક્રવર્તી શ્રીપાલ, કવિ સિદ્ધપાલ, મંત્રી કપર્દી રાજાનો દૌહિત્ર પ્રતાપમલ, ૯૯ લાખનો સ્વામી શેઠ છેડો, મંત્રી આમ્રભટની માતા માઊ અને બીજા શ્રેષ્ઠિઓ વગેરે સાથે હતા. (ચતુર્વિંશતિપ્રબંધ, પ્ર૦ ૧૦)

આ૦ મહેન્દ્રસૂરિ લખે છે કે આ સંઘ સં૦૧૨૧૯ મા નીકળ્યો હતો (શતપદીપદ્ર ૧ ૫) સંઘ ધંધુકામા ઝોલિકાવિહારની યાત્રા કરી, વલભીનગર થઈને પાલીતાણા પહોંચ્યો.

વલભીનગરથી આગળ ચોગઠ પાસે ભાપો અને ઉસાવલ એમ બે પહાડીઓ છે. આચાર્યશ્રીએ તેની તળેટીમાં પ્રતિક્રમણ વગેરે ધર્મવિધિ કરી હતી. રાજાએ સંઘની યાદગીરીમા તે પહાડીઓ પર સં૦ આદીશ્વર તથા સં૦ પાર્શ્વનાથના દેરાસર બનાવવાને આજ્ઞા કરી. આજે ત્યા આ દેરાસરના પથ્થરો નજરે પડે છે ત્યા એ પથ્થરોમા કોઈએ શિવાલય બનાવ્યું છે

રાજાએ શત્રુંજયતીર્થ ઉપર ભ. આદીશ્વરનાં દર્શન, પૂજન મહોત્સવ કર્યાં. પછી સંઘ ગિરનારતીર્થ પર ગયો. અહીંનો ચઢાવ કઠિન હતો અને રાજા પણ વૃદ્ધ હતો. તેથી રાજાએ ઉપર ન ચઢતાં તળેટીમાં જ ભગવાન નેમિનાથની પૂજા કરી તીર્થને વધાવ્યું. પછી સંઘ ત્યાંથી પાટણ આવ્યો.

સં. ૧૨૨૭માં આ. હેમચંદ્રસૂરિના હાથે પાટણમાં મોટો પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો. રાજા કુમારપાલે તેમાં મોટો લાભ લીધો.

રાજા કુમારપાલનો દૌહિત્ર પ્રતાપમલ્લ હતો. તે નીતિશાળી, બહાદુર, ધર્મપ્રેમી અને પ્રજાપ્રિય હતો. તે રાજા કુમારપાલની સાથે જ રહેતો હતો. રાજાએ કરેલા શત્રુંજયના સંઘમાં પણ સાથે હતો. તે રાજા થવાને લાયક હતો. રાજપુરોહિત સોમેશ્વર તેને સમર્થ રાજ્યરક્ષક બતાવે છે.[1]

આચાર્યશ્રી માનતા હતા કે હવે સિદ્ધરાજ નથી અને કુમારપાલ વૃદ્ધ છે એટલે સોલંકી રાજ્ય તપવાનું નથી. આથી કોઈ યોગ્ય ક્ષત્રિય ગુજરાતનો રાજા બને તેમાં હરકત જેવું નથી. રાજા કુમારપાલની ઇચ્છા હતી કે તેના પછી પ્રતાપમલ્લ રાજા બને. સૌ કોઈ એ વાતમાં ખુશ હતા, પણ શેઠ આભડે સલાહ આપી કે ગમે તેવો પણ પોતાનો હોય તે સારો. સૌએ આ સલાહ માન્ય રાખી; પરંતુ અજયપાલ આ વિચારો સાંભળીને સમસમી ગયો હતો.

રાજા કુમારપાલનો પૂર્વભવ આ પ્રમાણે જાણવા મળે છે—

મેવાડની પહાડીમાં પરમારપલ્લીમાં જયતાક નામે રાજા હતો. તેણે એક વણજારાને લૂંટી લીધો. વણજારાએ ગુસ્સામાં આવી, માળવાના રાજાની મદદથી પરમારપલ્લીનો વિનાશ કર્યો. જયતાકની ગર્ભવતી સ્ત્રીને તથા ગર્ભને મારી નાખ્યાં. તે બાવા બની, મરી ગયો ને સિદ્ધરાજ રૂપે જન્મ્યો. જયતાક ત્યાંથી નાસી ગયો. સંડેરગચ્છના આ. યશોભદ્રસૂરિના ધર્મોપદેશથી શુદ્ધ જીવન ગાળવા લાગ્યો. તિલંગના

૧ અજયપાલ, અર્ણોરાજ અને પ્રતાપમલ્લ ન રહેતાં રાજ બીજાઓનું રાજ્ય નિર્બળ થઈ ગયું (—કીર્તિકૌમુદી, સર્ગ ૨, શ્લો ૬૦ થી ૧ )

ઉરંગલનગરમાં સાર્થવાહ ઓઢારને ઘેર નોકર બનીને રહ્યો. આ૦ યશોભદ્રના ઉપદેશથી ઓઢાર પણ જૈન બન્યો. ઓઢાર અને જયતાક હંમેશાં જિનપૂજા કરતા હતા. ઓઢારે પર્યુષણમાં પ્રભુની પુષ્પપૂજા કરી. જયતાકે પણ પોતાના પાંચ કોડીના ૧૮ ફૂલ લઈ જિનવરને ચઢાવ્યાં, ઉપવાસ કર્યો અને પારણે મુનિવરોને આહાર આપ્યો. આ જયતાક મરીને કુમારપાલ થયો. સિદ્ધરાજે પૂર્વભવમાં રાણીના ગર્ભનો નાશ કર્યો હતો તેથી તે વાંઝિયો રહ્યો અને તેને કુમારપાલ સાથે વૈરભાવના બની રહી. જયતાકે અઢાર ફૂલથી પૂજા કરી હતી તેથી કુમારપાલ ૧૮ દેશનો રાજા થયો.

કુમારપાલે પોતાના પૂર્વભવની ખાતરી કરવા માટે ઉરંગલમાં તપાસ કરાવી હતી. તેના વંશની સ્થિરદેવી પણ આ વૃત્તાંત જાણતી હતી.

(જૂઓ, પ્રબંધકોશ, પ્ર ૧૦)

એવો પણ ઉલ્લેખ મળે છે કે રાજા કુમારપાલ થોડા ભવો કરીને મોક્ષે જશે.

(૧) ગુજરાત, (૨) લાટ, (૩) સૌરાષ્ટ્ર, (૪) ભંભેરી (ભંભેરગઢ), (૫) કચ્છ (૬) સિંધ, (૭) ઉચ્ચા (તક્ષશિલા પાસેનો પ્રદેશ) (૮) જાલંધર (સતલજનો પ્રદેશ) (૯) કાશી, (૧૦) સપાદલક્ષ (સાંભર-અજમેરનો પ્રદેશ) (૧૧) અન્તર્વેદી (આનર્ત કે દીવબેટ, પીરમબેટ), (૧૨) મરુ (મારવાડ) (૧૩) મેવાડ (૧૪) માળવા, (૧૫) આભીર (હીર મેરઠનો પ્રદેશ કે સિરનો પ્રદેશ) (૧૬) મહારાષ્ટ્ર, (૧૭) કર્ણાટક અને (૧૮) કોંકણ—એ અઢાર દેશોનો કુમારપાલ રાજા હતો. આ નોંધમાં મિત્રરાજ્યો પણ સામેલ છે[1]

(જૂઓ, ઉપા૦ કલ્પવલ્લી, મન્હ જિણાણંની
પ્રથમ ગાથાની ટીકા કથા, શ્લો ૪ થી ૭)

---

૧ વાચનાચાર્ય આ જિનચંદ્ર ગોવીલ તીર્થકરોના ચરિત્ર તથા ૨ પ્રશસ્તિ, કવિશિક્ષા વગેરે સં ૧૨૮૬ માં રચેલ છે તે પૈકી તેમની કવિશિક્ષામાં ૮૪ દેશોની માહિતી આ પ્રકારે મળે છે—

चतुरशीतिदेशा — गौड-कान्यकुब्ज-गौडाक-कलिंग-अंग-वंग-कुरु-जालन्धर-

(૧) कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः ।
मृतस्वमोक्ता धर्मात्मा मारिव्यसनवारकः ॥
(આ૦ હેમચંદ્રસૂરિકૃત અભિધાનચિંતામણિ,
કાંડ ૩ શ્લો૦ ૩૭૬ ૩૭૭)

(૨) दोर्वीर्यभक्त्या [स] हरिः चौलुक्यपरमार्हतः ॥
(–ત્રિષષ્ટિ શ૦પુ૦ચ૦પ્રશસ્તિ)

(૩) कृतयुगप्रवर्तकहरिरिति ख्यातः प्रमाणाज्जनः ।
सुधाचारनयावतारतरणिः सद्धर्मकर्मक्रम-
प्रादुर्भावविशारदो नयपथप्रस्थानसार्थाधिप ॥१४
यः कृतयुगं संप्रत्यवातारयत् ॥
(–સં૦ ૧૨૦૮ની વડનગર કિલ્લાની પ્રશસ્તિ)

(૪) त्रैलोक्यपरमाश्चर्य विक्रम-, श्लोकम्पृणैरास्यगुणैरलङ्कृत ॥
(–શ્રીધરકૃત પ્રભાસપાટણની પ્રશસ્તિ ૧)

(૫) तेजोविशेषोदयी, अचिन्त्यमहिमा महाप्रभराधिपश्राद्धजनाग्रविजेता
त्रैलोक्यकल्पद्रुम ॥ १०-११॥
(–ગંડ ભાવબૃહસ્પતિની પ્રભાસપાટણની પ્રશસ્તિ)

(૬) त्रैलोक्यकुलकल्पद्रुम विचारचतुरानन વગેરે
(–અભિનવ સિદ્ધરાજ જયસિંહનું તામ્રપત્ર)

(૭) श्रीसिद्धराजतेर्यस्य भूतविद्यानि सुभुजः ।
देवस्य नृदेवस्य कुमाराद्भुतस्वार्थता ॥
(–કવિ સોમેશ્વરકૃત કીર્તિકૌમુદી સર્ગ ૨, શ્લો૦ ૪૩)

(૮) તટસ્થ રીતે જોનારને પણ એકંદર રીતે કુમારપાલ લોક-પ્રિય અને સારો રાજા હતો એમ કબૂલ કરવું પડશે.
(–દુર્ગાશંકર શાસ્ત્રીનો ગુજ૦ મધ્ય૦ રાજ૦
ઇતિ૦ પ્ર૦ ૧૩ પૃ૦ ૩૩ )

(૯) રાજા કુમારપાલને પ્રૌઢપ્રતાપ, વિજયોદયી, તેજોવિશેષોદયી,

અવન્તીનાથ, વિચારચતુરાનન, રાજર્ષિ, રાજપિતામહ.... અને ચક્રવર્તી વગેરે બિરુદો હતા, જેનો ઉલ્લેખ તે તે પ્રસંગે આવી ગયા છે.

આ પ્રમાણોથી સહેજે તારવી શકાય છે કે રાજા કુમારપાલ જનતાને સન્માર્ગમાં દોરનાર, નીતિનો પ્રચારક, રક્ષણસમર્થ, પ્રતાપી, વિચારક, બહાદુર, પ્રબલ ચક્ર, ગુણવાન, લોકપ્રિય અને વિવેકી રાજા હતો.

રાજા કુમારપાલને ૨ ભાઈઓ, ૨ બહેનો, ભોપાલદેવી, જલ્હણા (ચક્રલેખા) તથા પદ્માવતી એ ૩ રાણીઓ, લીલુદેવી વગેરે સાત પુત્રીઓ, પ્રતાપમલ દૌહિત્ર અને કાન્હડદેવના પુત્ર ભોજદેવ ભાણેજ હતા. આમિગ તથા નરદેવ પુરોહિત હતા. ચાલણ કુકરાજ એનો લિપિ હતો. મંત્રી આલિગ, આશુક બાહડ, મહાદેવ નાગર, યશોધવલ, કુમારસિંહ, મહાકુલનો વાગ્ભટ, પૃથ્વીપાલ, કપર્દી, સોમ નાગરના પુત્ર વત્સ, દાનશાળાનો ઉપરી શેઠ અભય, પરસ્ત્રીધર (કર્ણાવતી) વગેરે મહામાત્યો તથા જુદા જુદા ખાતાના મંત્રીઓ હતા. મંત્રી ઉદયન, આંબડ, સજ્જન, આંબાક જગદેવ શ્રીમાલી (સૌરાષ્ટ્ર), ચાહડ, વૈજલદેવ, સહજિગ ગુહિલ શીશોદિયા, (સૌરાષ્ટ્રના) ગોહિલોનો આદિ પુરુષ અને વોસિરિ દંડનાયકો હતા. પરમાર ધારાવર્ષ, વિક્રમસિંહ, વાપનદેવ, સોમેશ્વર, આલ્હણ, કેલ્હણ વગેરે નાના મોટા ૭૨ રાજા હતા, સામંતો હતા, ક૦ સ૦ આ૦ શ્રીહેમચંદ્રસૂરિ, આ૦ રામચંદ્રસૂરિ વગેરે તેમનો શિષ્યપરિવાર, કવિ ચક્રવર્તી શ્રીપાલ, સિદ્ધપાલ, કપર્દી બાહડ વગેરે તેમની પંડિતસભાના વિદ્વાનો હતા. સોલાક વગેરે ગવૈયા હતા.

[મહાપ્રચંડ દંડનાયક વોસિરિ તે સં૦ ૧૨૨૮ના જેઠ સુદિ ૧૪ ના દિવસે લાટદેશ મહીતટનામના વિશાલ પ્રદેશનો મહાદંડનાયક હતો.
(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા ૧૯)
મહામાત્ય શ્રીકુમાર (—જૈ૦ પુ૦ પ્ર૦ સં૦ પુષ્પિકા ૮૯)
મહં૦ વાગ્ભટ (પાલાઉદ્ગામ) (—જૈ૦ પુ૦ પ્ર૦ સં૦ પુષ્પિકા ૯૧)]

સં૦ ૧૨૨૯માં આ૦ હેમચંદ્રસૂરિ સ્વર્ગે ગયા. રાજા કુમારપાલ

પણ તે જ સાલમાં તેમની પછી છ મહિને સ્વર્ગસ્થ થયો.

આ મેરુતુંગસૂરિ રાજાનું મૃત્યુ સં૦ ૧૨૨૯ પોષ સુદિ ૧૨, તા. ૨૮-૧૨-૧૧૭૨ માં બતાવે છે (-વિચારશ્રેણિ)

ગુજરાતના રાજવંશોમાં કુમારપાલ સોલંકીનું રાજ્ય બહુ તપ્યું હતું એ વાત અનેક પ્રાચીન અર્વાચીન પુરાવાઓથી સ્પષ્ટ થાય છે

ગ્રંથકારો રાજા કુમારપાલની ખૂબ પ્રશંસા કરે છે તેના કેટલાક ઉદાહરણો આ પ્રમાણે છે—

भिग्गुमेदि-दशार्ण-मालव-महाराष्ट्रापरान्तान् कुरून् ।
सिन्धूनन्यतमांश्च दुर्गविषयान् दोर्वीर्यशक्त्या हरिः ॥

(-આ૦ હેમચંદ્રસૂરિનું ત્રિષષ્ટિ શ૦પુ૦ ચ૦ પર્વ ૧ )

सत्त्वानुकम्पा न महीभुजां स्यात् इत्येष क्लृप्तो वितथप्रवादः ।
जिनेन्द्रधर्मं प्रतिपद्य येन श्लाघ्यः स केषां न कुमारपालः ॥

(-આ૦ સોમપ્રભસૂરિનો કુમારપાલપડિબોહો પૃ૦ ૪૭૫)

स्वर्गे न क्षितिमण्डले न वडवावक्त्रे न लेभे स्थितिं
त्रैलोक्यैकहितप्रदाऽपि विधुरा नंष्टा दया या चिरम् ।
सोऽप्यनेन कुमारपालविभुना प्रत्यक्षमावासिता
निर्भीका निजमानसौकसि वरे केनोपमीयेत सः ॥

(-મોહપરાજય, રચના સં ૧૨૩૨)

(જુઓ, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, પર્વ ૧૦ સર્ગ ૧૨, સંસ્કૃત પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્ય, કુમારપાલપડિબોહો, પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, મોહપરાજયનાટક પ્રબંધકોશ, કુમારપાલપ્રબંધ, કુમારપાલચરિત્ર, ગુજરાતનો ઇતિહાસ, શિલાલેખો, ભારતીયવિદ્યા પુ ૧ અં૦ ૧ પરમાર્હત મહારાજા શ્રીકુમારપાલ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૪૫)

૯ અજયપાલ (સં૦ ૧૨૨૯ થી ૧૨૩૨)

રાજા કુમારપાલ પછી તેના મોટાભાઈ મહીપાલનો પુત્ર અજયપાલ ગુજરાતનો રાજા થયો. તે અયોગ્ય રાજા હતો તેના અમલમાં

જેથી બાકીના બીજા મંદિરો બચી જાય તેવું કરે.

શીલણે એક સાદીઓનો પ્રાસાદ બનાવ્યો, પોળાવ્યો, ચીતરાવ્યો. રાજા અજયપાલને પોતાને ત્યાં પધરાવી તેના હાથમાં પોતાના પાંચ પુત્રો તથા આ પ્રાસાદ ભળાવ્યા અને બે હાથ જોડી વિનતિ કરી કે 'મારે પુત્રો છે હું વૃદ્ધ થયો છું, આથી તીર્થયાત્રાએ જવા ઈચ્છું છું મને આજ્ઞા આપો કે હું મારા જીવનનું કલ્યાણ કરું.' તે આ પ્રમાણે કહી સૌની રજા લઈ એક દિશા તરફ રવાના થયો, પરંતુ શીલણ જાય છે એટલામાં તો તેના પાંચે પુત્રોએ આ પ્રાસાદને ઠંબો વડે તોડીફોડી જમીનદોસ્ત કરી દીધો. શીલણ તોડવાનો અવાજ સાંભળી ને પાછો ફર્યો અને પુત્રોને તિરસ્કારભરી વાણી ઉચ્ચારી બોલ્યો 'રે અભાગિયાઓ ! આ કુનૃપ છે તે તો ત્રાંસો છે પરંતુ તમે મારા કુપુત્રો તો તેનાથીયે અધમ છો. રાજાજીએ તો પોતાના પિતાના મરણ બાદ તેનાં ધર્મસ્થાનો પાડી નાખ્યાં, જ્યારે તમે તો હું સો ડગલાં દૂર પહોંચું એટલીયે રાહ ન જોઈ.'

રાજા આ હકીકત સાંભળી શરમાઈ ગયો. તેણે દેરાસરો તોડવાનું કામ સદંતર બંધ કર્યું એટલે બાકીના દેરાસરો બચી ગયા અને જૈનો પોતપોતાના અધિકારપદે કાયમ રહ્યા.

રાજાએ પોતાના મિત્ર આ૦ બાલચંદ્રનો પોતાના ગચ્છના દ્રોહી અને ગુરુદ્રોહી તરીકે ખૂબ તિરસ્કાર કર્યો.

અજયપાલે જૈનોનો વિરોધ કરવામાં મૌન ધારણ કર્યું, પણ તેનો ઉન્મત્ત સ્વભાવ સુધર્યો નહોતો. રાજપુરોહિત જણાવે છે કે તે રાજાઓને ઘણો [illegible] દેતો અને હમેશાં નવી નવી સ્ત્રીને પોતાના અંતઃપુરમાં દાખલ કરતો. (કીર્તિકૌમુદી, સર્ગ ૨ શ્લો૦ ૫૨ થી ૫૫) તેને એક એવી કુટેવ હતી કે તે ગમે તે સ્ત્રીને પકડી લેતો અને તેમના પુત્રો સાથે તે સ્ત્રીઓને વિદ્રોહ કરાવતો. આથીયે ઘણાઓને રાજા અજયપાલ પ્રત્યે રોષ હતો.

તેણે અજમેરના રાજા સોમેશ્વર (સં૦ ૧૨૨૯ થી ૧૨૩૬)ને ખૂબ દંડ દીધો. મેવાડનો રાણો સામંતસિંહ (સં૦ ૧૨૨૮ થી સં૦ ૧૨૩૬)

હતા, કુમારદેવ પુરોહિત હતો અને નાગડમલ્લ વોસરિ વગેરે મહામાત્યો મંત્રીઓ હતા.

(જુઓ, પ્રબંધચિંતામણિ, પ્રબંધકોશ, પુરાતન પ્રબંધસંગ્રહ, આબડપ્રબંધ)

**૧૦ બાલ મૂલરાજ (સં૦ ૧૨૩૨ થી ૧૨૩૪)**

અજયપાલ પછી તેનો પુત્ર મૂળરાજ ગાદીએ આવ્યો, જે સગીર વયનો હતો. દંડનાયક સજ્જન શ્રીમાલી રાજ્ય ચલાવતો હતો. અફઘાનિસ્તાનના બાદશાહ મહમ્મુદ શાહબુદ્દીન ઘોરીએ ગિઝનીથી મુલતાનના રસ્તે થઈ સં૦ ૧૨૩૪ (હિ૦ સ૦ ૫૭૪ ઈ૦ સ૦ ૧૧૭૮)માં ગુજરાત પર હલ્લો કર્યો. તેનું સૈન્ય અને ગુજરાતનું સૈન્ય આબૂની નીચે કાયદ્રા પાસે બનાસને કાંઠે ગાડર અરઘટ્ટમાં ગાડરિયાઘાટમાં સામસામે ગોઠવાયાં.[1] રાણી નાયકીએ દંડનાયકની સૂચનાના પ્રમાણે બાળ રાજાને ખોળામાં બેસાડી હાથી સ્થાને બેસીને યુદ્ધનું શાસન કર્યું. ગુજરાતના સામંતો કેલ્હણ વગેરે તૈયાર હતા, પરંતુ ઓચિંતો વરસાદ પડવાથી ઘોરી હાર્યો અને બાલ રાજા સામે સંધિ કરીને નાસ્યો ગયો. રાજનીતિવિચારકો માને છે કે આ વિજય રાજા સિદ્ધરાજ અને રાજા કુમારપાલે ગોઠવેલી સુરાજ્ય વ્યવસ્થાને આભારી હતો.

(જુઓ, તબકાત ઈ નસીરી, પૃ૦ ૪૫૧ ૪૫૨)

રાજા મૂળરાજના સમયે મોટો દુકાળ પડ્યો ત્યારે પુરોહિત કુમાર નાગરે રાજાને સમજાવી પ્રજાનો કર માફ કરાવ્યો.

(જુઓ, સુરથોત્સવ સર્ગ ૧૫, શ્લો૦ ૩૩)

મૂળરાજ સં૦ ૧૨૩૪ના ચૈત્ર માસમાં મરણ પામ્યો.

(–પ્રબંધચિંતામણિ, કીર્તિકૌમુદી, સુકૃતસંકીર્તન, મીનહાજ ઉ સિરાજ ઈ ફિરસ્તા, સં૦ ૧૨૬૬નું તામ્રપત્ર, જામે ઉલ હિકાયત)

---

૧ ખરઘટ્ટર પાસે આબુનો ગુરુશિખર છે એની ઉપર આ ... દેવનું સ્થાન હતું (આ૦ મહેન્દ્રસૂરિ કૃત અષ્ટોત્તરીતીર્થ માલા, ગા૦ ૮૩)

ફારસી ઇતિહાસ કહે છે કે મૂળરાજ તો બાલ્યાવસ્થામાં હતો, પણ તેની માતાએ સૈન્ય એકત્ર કરી ભારે પરાક્રમથી દુશ્મન લશ્કરને નસાડી મૂક્યું એ યુદ્ધમાં શાહબુદ્દીનને ભારે નુકસાન પહોંચ્યું. હાર ખાઈને તે પાછો ગિઝની આવ્યો.

એ સમયે ગિઝનીમાં પાટણનો એક ધનાઢ્ય વેપારી રહેતો હતો. એની પાસે એટલી મિલકત હતી કે યુદ્ધનું બધું જ નુકસાન તેની એકલાની પાસેથી વસૂલ થઈ શકે આથી શાહબુદ્દીનના કેટલાક દરબારીઓએ બાદશાહને કહ્યું કે આ વેપારીને લૂટી લો, તેથી યુદ્ધનું બધુ નુકસાન ભરપાઈ થઈ શકશે. પરંતુ શાહબુદ્દીને એમ કરવાની ના પાડી અને જવાબ આપ્યો કે આવી રીતે જો હું પરદેશી વેપારીઓને લૂટી લઉં તો મારા રાજ્યમાં વેપાર કરવાને કોણ આવશે! યુદ્ધનું નુકસાન તો જ્યાં થયું છે ત્યાંથી જ હું વસૂલ કરીશ.

(જૂઓ, અમેરિકન મિશન સિરીઝ નં. ૭૦ સોંડેસરાનું વસ્તુપાળનું વિદ્યામંડળ અને બીજા લેખો પૃ. ૧૧ ૧૧૧)

આ ઉલ્લેખથી સ્પષ્ટ થાય છે કે પાટણના જૈનો ધનાઢ્ય હતા, મોટા વેપારી હતા અને ગિઝની સુધી પહોંચ્યા હતા. તેમજ ધર્માંધ રાજાઓ પણ પોતાના રાજ્યમાં વસતા દુશ્મન રાજ્યના વેપારીના રક્ષણ માટે પૂરી કાળજી રાખતા હતા.

## ૧૧ ભોળો ભીમદેવ (સં. ૧૨૩૫ થી ૧૨૯૮)

રાજા મૂળરાજ પછી તેનો નાનો ભાઈ ભીમદેવ ગુજરાતનો રાજા થયો. તે સગીર વયનો હતો, વિકલ હતો પણ પુરુષાર્થી હતો. તે આખો દિવસ ઘોડું અને ગાડું એ બે ગાડરીઓને રમાડતો, નવડાવતો, પીવરાવતો અને હાંકતો હતો. તે સહસ્રકલા વેશ્યાને અંતઃપુરમાં રાખી બેઠો હતો. તેને રાજ્યની જવાબદારીનું ભાન નહોતું, તેથી તેના સામંતો સ્વતંત્ર થઈ ગયા.[1] રાજા અજયપાળથી રાજ્યની

---

૧ (જુઓ આ ભાગે ૫૦ ૧) સુરથોત્સવ, કીર્તિકૌમુદી, પ્રબંધચિંતામણિ વગેરે ગ્રંથોમાં જૈન ધર્મની સ્થાપનાની તથા જૈન આચાર્યોની વાત કરવાના જોસમાં નિર્બલ ભીમદેવને અન્યાય કર્યો છે.

અવનતિ શરૂ થઈ હતી, તેમાં કંઈક વધારો થયો, પણ સિદ્ધરાજ અને કુમારપાલે જે નક્કર રાજ્યતંત્ર ગોઠવ્યું હતું તેના આધારે તે ટકી રહ્યું. કુમારપાલનો માસો ધવલ વાઘેલો નામે હતો. તેના સંતાનોમાં આનાક (અર્ણોરાજ) લૂણપસાક (લવણપ્રસાદ) વીરધવલ અને વિશલદેવ એ મંડલેશ્વરો હતા. તેઓ શરૂઆતમાં વાઘપુર કે વાઘસીનના ગરાસદારો હતા પછી ધોળકાના રાજા બન્યા અને છેવટે પાટણના રાજા રાણક તથા મહામંડલેશ્વર બન્યા. તેમની વફાદારીથી રાજા ભીમદેવને ઘણી મદદ મળી.[1] વીરમદેવને કુમાર ભુક્તિમાં પાળકા મળ્યું હતું.

ભીમદેવ નિર્બલ હતો, તેથી તેને શરૂઆતમાં ગાદી આપવામાં પણ સૌનો એકમત નહોતો, પણ આનાક વાઘેલાએ રણસિંહને મારી નાખ્યો અને ભીમદેવને ગાદીએ બેસાર્યો.

સં૦ ૧૨૩૬ માં અજમેરનો ચૌહાણ સોમેશ્વર ગુજરાત સામે પડ્યો અને તેમાં તે મરાયો, ત્યારથી ભીમદેવ અને પૃથ્વીરાજ ચૌહાણ (સં૦ ૧૨૩૬ થી ૧૨૪૯) વચ્ચે વેર વધતું ગયું એટલે કે ચૌહાણો સ્વતંત્ર થયા. મેવાડ પણ સ્વતંત્ર થયો હતો, પણ રાવળ સામંતસિંહના ભાઈ કુમારસિંહે ગુજરાતની મદદ લઈ આહડનું રાજ્ય ફરી વાર સ્થાપ્યું. દિલ્હીનો બાદશાહ એબક સં૦ ૧૨૫૩ માં મેરવાડાના મેરો ઉપર ચડી આવ્યો, પણ ગુજરાતની મદદ પહોં

સાધારણ વાઘેલા એ પણ ત્યાર પછી થયા હશે ? અર્ણોરાજ થાય ઉપરથી ઊતરી ગયો એ કાપૂતની જેવા સમાના ન મારે પણ પીએ સમાન મૌન સેવ્યું હશે.

૧. તામ્રપત્રોમાં આનાક લૂણપસાક અને વીરમ એ પણ રાજા ભીમદેવની આધાર સેવાથી સરખા મળે છે. આ સેવાથી પરંપરાના અને ધવલની વાઘેલા પરંપરાના લૂણપસાક વગેરે એ જ હોય તે તત્કાલીન ઇતિહાસમાં એક નવું અજાણ્યું પાનું ખાસ ધ્યાન ખેંચે એવી બીના એ છે કે નવી પરંપરામાં લૂણપસાકને પરમ વિવેકાત્ર અને ભીમદેવનો અંગત ફુરત બતાવ્યો છે.

થવાથી તે હારી જઈ અજમેરના કિલ્લામાં ભરાઈ ગયો. તે સં. ૧૨૫૪ (હી. સ. ૫૯૩ ઈ. સ. ૧૧૯૭)માં ફરી વાર ચડી આવ્યો. આબૂના ઘાટમાં પરમાર ધારાવર્ષદેવ તથા ગુજરાતની સેનાને જીતી લઈ પાટણ આવ્યો અને તેણે ત્યાં પોતાની સત્તા જમાવી. આ યુદ્ધમાં ગુજરાતનો સેનાપતિ જીવન માર્યો ગયો હતો. એમ કુત્બુદ્દીન ગિઝનીના હુકમથી દિલ્હી ચાલ્યો ગયો. (તાજુલ મઆસીર, તબકાત ઈ નાસીરી, પૃ. ૫૨૦-૫૨૧). માળવાના પરમાર રાજા વિંધ્યવર્મા, સુભટ વર્મા (સં. ૧૨૬૬) અને અર્જુનવર્મા (સં. ૧૨૬૭ થી ૧૨૭૩)એ ગુજરાત પર ચડાઈ કરી. અર્જુનવર્માએ સં. ૧૨૭૦ માં માળવાને સ્વતંત્ર બનાવ્યો અને લાટનો પ્રદેશ પણ પોતાને આધીન કર્યો.

સામંત જયસિંહ સોલંકી સં. ૧૨૭૮ માં રાજા ભીમદેવને ઉઠાડી પાટણનો રાજા બની બેઠો. તે લાટનો પ્રદેશ પાછો મેળવવામાં નિષ્ફળ નીવડ્યો હતો. આ દરમિયાન લવણપ્રસાદ સોલંકીએ ગંભૂતા પથકમાં પોતાની માતાના નામથી સલખણપુર વસાવ્યું, આનલેશ્વર મહાદેવ તથા સલખણેશ્વરનાં મંદિરો બંધાવ્યાં અને તેમને ભૂમિદાન કર્યું ત્યારે એક રીતે ગુજરાતમાં સર્વત્ર અરાજકતા વર્તતી હતી.

લવણપ્રસાદ તથા વીરધવલ વાઘેલાએ દાદાના નામથી ધોળકાને આબાદ કર્યું ને ત્યાં પોતાની રાજધાની સ્થાપી. તેને ચાહડ નામનો બ્રાહ્મણ મંત્રી હતો. દેવગિરિના યાદવ રાજા સિંઘણ તથા લાટના રાજા શંખ વચ્ચે લડાઈ ચાલતી હતી, ત્યારે વીરધવલે ઓચિંતો છાપો મારી ખંભાત સુધીનો પ્રદેશ પોતાને તાબે કર્યો. તેણે એક નાનકડું રાજ્ય બનાવ્યું.

હવે વીરધવલે ચાહડના ૩ લાખની મૂડીવાળા વેપારી અને રાજા ભીમદેવના મહેતા વસ્તુપાલ તેજપાલને, તેઓ જ્યારે શત્રુંજયની યાત્રા કરીને પાછા ફર્યા ત્યારે, સં. ૧૨૭૭ માં પોતાને મહામાત્ય બનાવવાને જણાવ્યું. એમ કરવામાં વીરધવલે એવી શરત પણ કબૂલ કરી કે જો અમે ગુસ્સો કરીને કાઢી મૂકીએ તો તમારા ત્રણ લાખ

કુપિત થઈ પાછા આવીએ. રાજાએ તથા મહામાત્યોએ સંતોષ કરીને ગોહિલવાડ, વથલી, વાજામા, નગરપ્રેન્દ્ર ચૂડાસમ, વાળાક, દીવબેટ અને કચ્છ-ભદ્રેશ્વર પર પોતાની સત્તા બેસાડી. રાજા, અમલદારો અને વેપારીઓ પાસેથી પુષ્કળ ધન એકઠું કરી મોટું સૈન્ય ઊભું કર્યું અને મંત્રીઓને મોકલી ખંભાતના ચાંચિયા સદીકને મરાવ્યો; પછી ભદ્ર તથા ભરૂચના રાજા શંખને નસાડી મૂક્યો. ગોધરાના લુટારૂ રાજા ઘૂઘુલને મરાવ્યો અને પોતે નાડોલ, આબૂ, જાલોર તથા મારવાડના રાજાઓ સાથે ભીમદેવને મદદગાર રહેવા પૂરતી સંધિ કરી. સં૦ ૧૨૭૪ માં મંત્રી વસ્તુપાલના પુત્ર જયતસિંહને ખંભાતનો દંડનાયક નીમ્યો. દેવગિરિના સિંઘણ સાથે સંધિ કરીને પોતાની સત્તા મહાક્ષપ્ર સુધી વિસ્તારી[1] અને સં૦ ૧૨૮૩ માં જયસિંહ સોલંકીને હટાવી, ભીમદેવને ફરી વાર ગાદીએ બેસાડ્યો. ગુજરાતનું રાજતંત્ર વ્યવસ્થિત બન્યું અને રાજા ભીમદેવે મંડલેશ્વર લવણપ્રસાદને રાજ્યનો સર્વેશ્વર તથા મંત્રી વસ્તુપાલ-તેજપાલને મહામાત્ય બનાવ્યા.

આ સર્વેશ્વરનો અર્થ એવો સમજાય છે કે રાજાનો મુકુટ પહેરવો અને રાજા તરીકેની સહી કરવી, એ સિવાયનો સર્વ અધિકાર લવણપ્રસાદના હાથમાં હતો. ગણતંત્ર રાજ્યના રાષ્ટ્રપતિ અને વડા પ્રધાનની જેમ રાજા અને સર્વેશ્વરનાં સ્થાનો-પદવીઓ હતી. આથી જ કેટલાક તો લવણપ્રસાદ તથા વીરધવલને મહારાજાધિરાજ અને વસ્તુપાલ તેજપાલને મહામાત્ય પણ કહેતા હતા.

લવણપ્રસાદ પાટણમાં અને વીરધવલ ધોળકામાં રહેતા તેમજ બંને મંત્રીઓ બંને સ્થાનોનું કાર્ય સંભાળતા હતા.

રાજા ભીમદેવે કચ્છમાં ભદ્રેશ્વરનો કિલ્લો બંધાવ્યો હતો. પારકરના રાજા પીઠદેવે કચ્છ પર ચડાઈ કરીને તે કિલ્લો તોડી પાડ્યો.

---

૧ યાદવ સિંઘણે ગુજરાત પર ચાર વાર ચડાઈ કરી (૧) સં અને હરાવ્યો. (૨) સં અને હાર્યો (૩) લવણપ્રસાદ સાથે સંધિ કરી અને (૪) સં ૧૨૯૫ માં તેનો ખાસ સેનાપતિ મરાયો અને રાજા વિસલદેવનો જય થયો

એ ટેકે દાનવીર જગડૂ શાહે રાજા લવણપ્રસાદ સોલંકી પાસેથી સૈન્યની
મદદ મેળવી ભદ્રાવતીનો કિલ્લો ફરીથી બંધાવ્યો. (—જગડૂચરિત્ર)

સિંધની મુસલમાન સેનાએ સં. ૧૨૮ માં નાગદાને બાળ્યું
ત્યારે રાણા જૈત્રસિંહે તે સેનાને હઠાવી મૂકી હતી. સંભવ છે કે
એમાં ગુજરાતની સેનાએ પણ મદદ કરી હોય.

દિલ્હીના બાદશાહ અલ્તમશ શમસુદ્દીન (સં. ૧૨૬૬ થી સં.
૧૨૯૩) અમીર શિકાર (મીરશ્કીકાર)ના સેનાપતિ ઘોરી ઈસપે
સં. ૧૨૮૩–૮૪ માં ગુજરાત ઉપર ચડાઈ કરી હતી. મંત્રી વસ્તુપાલે
આબૂની ઘાટીમાં એક તરફ ગુજરાતની સેના અને બીજી તરફ આબૂની
સેના—એમ બંને સેના વચ્ચે ઘેરીને તેના સૈન્યનો વિનાશ કર્યો હતો.
ગુજરાત તથા મારવાડના રાજાઓના સંગઠને જ આ વિજય અપાવ્યો
હતો. પછી મંત્રીએ નાગોરના સંઘપતિ શેઠ પૂનડ, જેને બાદ
શાહની બેગમ પ્રેમકલા ભાઈ તરીકે માનતી હતી તે તથા બાદ
શાહની માતા તેમજ ધર્મગુરુનો પ્રેમ મેળવી તેઓ દ્વારા દિલ્હીના
બાદશાહ તથા ગુજરાતના રાજાઓ સાથે મૈત્રીસંબંધ જોડાવ્યો હતો.
આ રીતે સં. ૧૨૮૬થી ગુજરાતને દિલ્હીના બાદશાહનો ભય ટળી
ગયો અને ગુજરાતમાં આનંદ પ્રવર્ત્યો. મંત્રીઓએ આ આનંદના
સમયમાં શત્રુંજયતીર્થ વગેરેના મોટા યાત્રા-સંઘો કાઢ્યા; ગિરનાર
તથા આબૂ ઉપર ભવ્ય જૈનપ્રાસાદો બંધાવ્યા; જે આજે પણ કલા
કારીગરીના ઉત્તમ નમૂના લેખાય છે.

રાજાએ પણ પં. આશાધરને ભૂદાન કર્યું હતું. રાણી લીલાના
નામથી લીલાપુર વસાવી ત્યાં ભીમેશ્વર તથા લીલેશ્વરના મંદિરો
સ્થાપન કરી સં. ૧૨૬૩ મા તે મંદિરોના નિભાવ માટે ઈંટલા ગામ
આપ્યું હતું. સં. ૧૨૭૩ માં સોમનાથમાં મેઘનાદમંડપ કરાવ્યો હતો.

રાજા તથા રાણીએ માંડલના મૂલેશ્વરના મંદિરના મહંત વેદ
ગર્ભરાશિને સં. ૧૨૮૩ સં. ૧૨૮૭, સં. ૧૨૮૮ સં. ૧૨૯૫
અને સં. ૧૨૯૬ માં આનલેશ્વર તથા સલખણેશ્વરની પૂજા તથા
પ્રાસભોજન માટે વિવિધ દાનપત્રો આપ્યા હતા.

રાજા વીરધવલે ધોળકામાં વીરધવલ નામનો પ્રાસાદ બનાવ્યો હતો.
સં૦ ૧૨૯૪ માં તે મરણ પામ્યો. તે એવો પ્રજાવત્સલ હતો કે, તેની ચિતામાં ચડીને ૧૨૦ માણસો તેની સાથે મરણ પામ્યા. મંત્રી તેજપાલે મસાણ ઉપર ચોકી મુકાવી બીજાઓને મરતા અટકાવી લીધા. તેને જયતલ રાણી તેમજ વીરમદેવ (પ્રતાપમલ્લ) તથા વીસલદેવ પુત્રો હતા. વીરમદેવ ઉગ્ર સ્વભાવનો હોવાથી ગાદીને લાયક નહોતો. તેથી વીરધવલે તેને નાલાયક જાહેર કર્યો હતો. મંત્રી વસ્તુપાલે વીસલને તેની ગાદીએ બેસાડ્યો અને મહામંડલેશ્વર બનાવ્યો.

એક વાર આ રાજા અને મંત્રી વસ્તુપાલની વચ્ચે રાજાના મામા સિંહ જેઠવાની ઉદ્ધતાઈના કારણે ખટપટ ઊભી થઈ હતી પણ સર્વેશ્વર રાજા લવણપ્રસાદ તેમજ પુરોહિત સોમેશ્વરે વચ્ચે પડી તેનું સુખદ સમાધાન કરાવ્યું હતું. સર્વેશ્વર સં૦ ૧૨૯૬ સુધી વિદ્યમાન હતો.

સં૦ ૧૨૯૭–૯૮ માં મંત્રી વસ્તુપાલ અને સં૦ ૧૨૯૮ માં રાજા ભીમદેવ મરણ પામ્યા.

રાજા ભીમદેવને લીલાવતી તેમજ સુમલદેવી નામે રાણીઓ હતી અને ત્રિભુવનપાલ નામે પુત્ર હતો. લીલાવતી જાલોરના સોનગરા ચૌહાણ કીર્તિપાલ (સં૦ ૧૨૩૦ થી ૧૨૩૬)ના પુત્ર સમરસિંહ (સં૦ ૧૨૩૯થી ૧૨૬૨)ની પુત્રી હતી. ભીમદેવની તે પટરાણી હતી.

સુમલદેવી લૂણપસાક સોલંકીની પુત્રી હતી. તેણે પુસડીમાં સુમલેશ્વર તથા વરમેશ્વરના મંદિરો બંધાવી, સં૦ ૧૨૯૫ માં દાનપત્ર આપ્યું હતું. તે સં૦ ૧૨૯૬ માં મરણ પામી.

ચંદ વરદાઈએ 'પૃથ્વીરાજરાસા'માં ભીમદેવની ત્રીજી પત્ની મંદોદરી નામે બતાવી છે અને ઈચ્છનકુમારીની ઘટના આપી છે પરંતુ પુરાતત્ત્વના અભ્યાસીઓ એ વિધાનને સાચું માનતા નથી.

રાજા ભીમદેવના શોભનદેવ (સં૦ ૧૨૪૭ લાટ) અને ગંગાકુલનો આહ્લાદન (સં૦ ૧૨૯૬) ૬ નામનો હતા. મંત્રી રત્નસિંહ (સં૦ ૧૨૪૭ લાટ) સાહિત્ય આમિગદેવ (સં૦ ૧૨૬૪ તજાલા), ચૌહાણ (સં ૧૨૬૫ ચંદ્રાવતી), રત્નસિંહ (સં૦ ૧૨૬૬ સિંહ સં૦ ૬૬ વંથલી)

માલ્દેવ–કાન્હ સં૦ ૧૩૩૨, મધુસૂદન સં૦ ૧૩૪૯ અથવા ૧૩૪૩ વામન સં૦ ૧૩૫૦

૪ કરણ વાઘેલા–( ) સં ૧૩૫૩ થી ૧૩૬૦

મહામાત્ય–માધવ નાગર.

નાગર મંત્રી માધવે સં૦ ૧૩૫૬ થી ૧૩૬૦માં દિલ્હીના બાદશાહ અલાઉદ્દીનના ભાઈ અલફખાન તથા વઝીર નસરતખાનને સૈન્ય સાથે લઈ આવી ગુજરાતના હિંદુ રાજ્યનો મૂળથી વિનાશ કરાવ્યો. રાણી કમળાદેવી બાદશાહની બેગમ બની. સૂબા અલફખાને પાટણ તથા આશાવલના કિલ્લા બનાવ્યા અને પાટણમાં મસ્જિદ બનાવી. ગુજરાત પરાધીન બન્યું

" માધવ મહિતઈ કર્યું અધર્મ
નવિ છૂટીઈ જેમ આસિત્યા કર્મ "

(–નાગર કવિ પદ્મનાભનો કાન્હડદે પ્રબંધ સં૦ ૧૫૧૨)

વનરાજ ચાવડાએ ગુજરાતનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું ચાવડા સોલંકી અને વાઘેલાઓએ તેના ઉપર શાસન કર્યું ગુજરાતમાં સોલંકી-યુગ ખૂબ ફાલ્યોફૂલ્યો હતો, એ સુવર્ણકાળ હતો. કેમકે એ સમયે ગુજરાતમાં રાજસત્તા, મહાજનવ્યવસ્થા અને ગ્રામપંચાયતો પોતપોતાની ફરજ અદા કરતા હતા. જૈનધર્મ અને પૌરાણિક ધર્મનો પ્રચાર હતો. એ સમયે વ્યાકરણ વગેરે વિવિધ વિષયોનું સાહિત્ય સર્જાયું ગુજરાતનો સાચો અને સળંગ ઇતિહાસ લખી શકાય તેવા પ્રબંધો અને ચરિત્રો લખાયા. આબૂ, ગિરનાર, પ્રભાસ અને સોમનાથના મંદિરો જેવા ધર્મસ્થાનો અને અનુપમ કળાધામો ઊભાં થયા. મંદિરોને તોડનારા બાદશાહો(સં ૧૩૬૯)ના જ શાસનકાળમાં શત્રુંજય (સં ૧૩૭૧) આબૂ (સં૦ ૧૩૭૮) વગેરે સ્થળોના મંદિરો ફરી વાર તૈયાર થયા, એવી કુનેહ અને સમયસૂચક બુદ્ધિ ખીલેલી હતી. તલવારથી કે સાહસથી સાધી ન શકાય એવાં કાર્યો સધાવનારી વ્યવહારકુશળતા વિકસી હતી. વેપાર વધ્યો હતો. ધનની રેલમછેલ હતી. એ સમયથી જ ગુજરાતને સદાને માટે વેપારી

બુદ્ધિનો વારસો મળતો હતો. જૈનમંદિરો, શૈવમંદિરો, બ્રાહ્મણો અને વિદ્વાનોને દાન અપાતાં હતાં. આ બધું જોતાં એ સમયે ગુજરાત ધી, શ્રી અને ધર્મથી સમૃદ્ધ હતો.

ગુજરાત શરૂઆતમાં સારસ્વતમંડલપૂરતો જ હતો. તે સોલંકી રાજ્યના પ્રારંભમાં ઉત્તરદક્ષિણે ૫ માઈલ અને પૂર્વ પશ્ચિમે ૪ માઈલના વિસ્તારવાળો બન્યો. અને સિદ્ધરાજ તેમજ કુમારપાલના સામ્રાજ્યકાળમાં ઉત્તરમાં સિંધ પંજાબ, પૂર્વમાં ભિલસા ઉજ્જૈન, દક્ષિણમાં મહારાષ્ટ્ર અને પશ્ચિમમાં અરબી સમુદ્ર સુધીનો મહાગુજરાત બની ગયો. એક નાનકડો છોડ ચાર સૈકામાં વિપુલ વડલો બની ગયો.

આ વિકાસ સાધનામાં જૈન મંત્રીઓનો મોટો ફાળો હતો. એક ઐતિહાસિક વાણી સંભળાય છે—

गौर्जरात्रमिदं राज्यं वनराजात् प्रभृत्यभूत् ।
स्थापितं जैनमन्त्र्याद्यैः तद्द्वेषी नैव नन्दति ॥

(—વનરાજપ્રબંધ, પ્રબંધચિંતામણિ, પ્રબંધકોશ, વસ્તુપાલપ્રબંધ)

—આ ગુજરાતનું રાજ્ય વનરાજ આવવાથી શરૂ થયું છે, જે જૈન મંત્રીઓએ સ્થાપન કર્યું છે તેમની ઈર્ષ્યા કરનાર કદી સમૃદ્ધ થતો નથી. (જૂઓ, પ્રક. ૩૧ પૃ૦ ૪૬૪)

મંત્રી જાંબ, (ચાંપો) લહીર વીર વિમલ, શાંતૂ, મુંજાલ, આલિગ, સજ્જન, ઉદાયન, આમ્બડ, વાહડ, યશોધવલ, આલક, કપર્દી વસ્તુપાલ, તેજપાલ, રત્નસિંહ, આંબડ, આહ્લાદન, વાઘૂજ વગેરે મંત્રીઓએ ગુજરાતને સ્વતંત્ર અને સમૃદ્ધ બનાવવા પૂર્ણ પ્રયાસ કર્યા. એકંદરે જૈનોએ ગુજરાતને વસાવ્યો, વિકસાવ્યો એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી.[1]

૧. સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી લખે છે કે—
ગુજરાતમાં ઘણા નામાંકિત કવિઓ, વિદ્વાનો થઈ ગયા અને તેમાં ઘણા જૈન યતિઓએ તો સરસ્વતીની અપૂર્વ સેવા બજાવી છે.
(— પ્રિયંવદા જુલાઈ સને ૧૮૮૯)

ઉપર્યુક્ત શ્લોકનું બીજું ચરણ જૈનોને નામે ગુજરાત પર આક્ષેપ કરનારા રાજા ભોજ રાજા આનાક અને રાજા અજયપાલ વગેરેને

---

સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈ લખે છે કે—

સં ૧૧૭૫ માં શ્રીમાલમાં દુષ્કાળ પડ્યો તેથી ત્યાંના શ્રીમાલી અને પોરવાડોનાં અનેક કુટુંબ પાટણમાં આવી પ્રધાનને ઘરે વસી ગયાં અને સજ્જન મંત્રી સોરઠનો દંડનાયક બન્યો એટલે શ્રીમાલીઓ સોરઠમાં જઈને વસ્યા. (—જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પારા ૩ ૮)

શ્રી. ક. મા. મુનશી તા. ૨૧–૨–૨૨ ના દિવસે ભાવનગરમાં આપેલ હિંદુ કે જૈન વિષયક ભાષણમાં જાહેર કરે છે કે—

જૈન અને બૌદ્ધ ધર્મના મૌલિકતા વડે જ હિંદુ સંસ્કૃતિ અને હિંદુ રાષ્ટ્રીયતાનું ગૌરવ ખાસ્સું ઊંચું છે અને ખાસ કરીને ગુજરાતના ઇતિહાસના વિજયી દિવસોમાં સત્તાપ્રભાવ અને શિરતા જૈનોમાં જ હતાં. તે જોઈ તેમની પાછળી કારકિર્દિ અને ગુજરાત ભવ્ય લાગે છે. ગુજરાતનું ગૌરવ એટલે જૈનોનો જ ઇતિહાસ × × મોટો વિભાગ કુમારપાળનો કે જ્યારે જૈનધર્મ પાટણના સિંહાસન ઉપર બિરાજ્યો. તા. ૨૪–૧૨–૧૯૨૨નું જૈન પૃ ૬૨૧)

દુર્ગાશંકર શાસ્ત્રી લખે છે કે—

આ સમય દરમિયાન × × જૈનધર્મ–વિશેષતઃ શ્વેતામ્બર જૈનધર્મનો પ્રચાર (જુઓ છે, પૃ ૨૨૨). જૈન આચાર્ય હેમચંદ્ર શ્રીમહેન્દ્રના મામા હતા. × × × એ વખતે અનેક ક્ષત્રિય કુટુંબે એ જૈનધર્મ સ્વીકાર્યો એવી પ્રસિદ્ધિ છે. એટલે એમાં કંઈ અસંભવિત નથી. શ્રીપાલનું ભોજરાજ નડુલમાં હતું અને ત્યાં જૈનધર્મનું જોર હતું એ પણ સુવિદિત છે વળી, ધ્રાસરાજનો મંત્રી વીર મહત્તમ, ભીમનો મંત્રી વિમલ અને કર્ણના મંત્રીઓ મુંજાલ તથા સાંતૂ એ પણ જૈનો જ હતા. ધીરે ધીરે જૈનધર્મનું જોર વધતું ગયું અને કુમારપાલના રાજ્યમાં એની ટોચ આવી ગઈ એમ કહેવામાં વાંધો નથી. (પૃ ૨૨૩) સાહિત્યની બાબતમાં જોઈએ છીએ તો ઉપલા સો વર્ષોમાં ખાસ કરીને આખીના વખતમાં જૈનોની જ સાહિત્યપ્રવૃત્તિ જોવામાં આવે છે. (પૃ ૪૪૮) વાઘેલાઓ-ની સત્તાનો પ્રારંભ તો સં ૧૨૭૫ પછી જોવામાં આવે છે (પૃ ૪૪૮) સિદ્ધરાજ–કુમારપાલના વખતમાં એ સોલંકી સામ્રાજ્યની પરમ ઉન્નતિ વખતે પાટણ શહેરે પણ ઉન્નતિની ટોચ જોઈ હતી. (પૃ ૪૫૭)

(—‘ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ,
ભા ૨, પરિ ૧ પૃ ૪૪૪ થી ૪૪૫)

બુદ્ધિનો વારસો મળતો ગયો. જૈનમંદિરો, શિવમંદિરો, બ્રાહ્મણો અને વિદ્વાનોને દાન અપાયાં હતાં. આ બધું જોતાં એ સમયે ગુજરાત ધન, શ્રી અને ધર્મથી સમૃદ્ધ હતો.

ગુજરાત શરૂઆતમાં સારસ્વતમંડળ પૂરતો જ હતો. તે સોલંકી રાજ્યના પ્રારંભમાં ઉત્તર દક્ષિણે ૫ માઈલ અને પૂર્વ પશ્ચિમે ૪ માઈલના વિસ્તારવાળો બન્યો. અને સિદ્ધરાજ તેમજ કુમારપાલના સામ્રાજ્યકાળમાં ઉત્તરમાં સિંધ પંજાબ, પૂર્વમાં ભિલ્સા-ચંદેલ, દક્ષિણમાં મહારાષ્ટ્ર અને પશ્ચિમમાં અરબી સમુદ્ર સુધીનો મહાગુજરાત બની ગયો. એક નાનકડો છોડ ચાર સૈકામાં ઘેઘૂર વડલો બની ગયો.

આ વિકાસ સાધનામાં જૈન મંત્રીઓનો મોટો ફાળો હતો. એક ઐતિહાસિક વાણી સંભળાય છે—

गौर्जरात्रमिदं राज्यं वनराजात् प्रभृत्यभूत् ।
स्थापितं जैनमन्त्राद्यै स्तद्द्वेषी नैव नन्दति ॥

(—વનરાજપ્રબંધ, પ્રબંધચિંતામણિ, પ્રબંધકોશ, વસ્તુપાલપ્રબંધ)

—આ ગુજરાતનું રાજ્ય વનરાજ ચાવડાથી શરૂ થયું છે જે જૈન મંત્રીઓએ સ્થાપન કર્યું છે તેમની ઈર્ષ્યા કરનાર કદી સમૃદ્ધ થતો નથી. (જુઓ, પ્રક. ૩૧ પૃ. ૪૬૪)

મંત્રી જાંબ, (ચાંપો), લહીર, વીર, વિમલ, શાંતુ, મુંજાલ, આશિગ, સજ્જન, ઉદયન, આમ્ર, વાહડ યશોધવલ, આભડ, કપર્દી વસ્તુપાલ, તેજપાલ, રત્નસિંહ, આંબડ, આહ્લાદન, વાઘૂજ વગેરે મંત્રીઓએ ગુજરાતને સ્વતંત્ર અને સમૃદ્ધ બનાવવા ખૂબ પ્રયાસ કર્યો. એકંદરે જૈનોએ ગુજરાતને વસાવ્યો, વિકસાવ્યો એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી.[1]

---

૧ સ્વ. મણિભાઈ નભુભાઈ દ્વિવેદી લખે છે કે—

તે વખતમાં પ્રખ્યાત કવિઓ, વિદ્વાનો થઈ ગયા અને તેમાં ઘણા જૈન પંડિતોએ તો સરસ્વતીની અપૂર્વ સેવા બજાવી છે.

(– સિદ્ધાંતસાર ગુજરાતી સને ૧૮૮૯)

૬ રામદાસ—રાજ સ૦ ૬૭૫. તેને જયત અને વિજયવત નામે પુત્રો હતા. તે પૈકીનો જયત ભિન્નમાલનો રાજા થયો. વિજયવતને લોહિયાણુનો પ્રદેશ મળ્યો.

૭ વિજયવત—તે લોહિયાણુનો રાજા બન્યો, પણ મોટાભાઈ જયતે તેનું રાજ્ય ઝૂંટવી લીધું આથી તે પોતાના મોસાળમાં બેસાતટ (બિલુપ) મદદ લેવા ગયો પણ ચોમાસું આવી જવાથી તે શંખેશ્વરતીર્થમાં રહ્યો. અહીં આ૦ સર્વદેવસૂરિના ઉપદેશથી સ૦ ૭૨૩ માં જૈનધર્મપ્રેમી બન્યો. પછી મામા વજ્રસિંહે જયતને સમજાવ્યો અને વિજયવતને લોહિયાણુનું રાજ્ય પાછું મળ્યું. તેણે આ૦ સર્વદેવસૂરિને લોહિયાણુમાં પધરાવી, તેમનો ઉપદેશ સાંભળી, જૈન ધર્મ સ્વીકાર્યો. શ્રાવકના બાર વ્રત લીધા અને ભ. ઋષભદેવનું મંદિર બંધાવ્યું. તેને આઠ રાણીઓ હતી અને જયમલ, નાહડ, નેગો અને જયવત એમ ચાર પુત્રો હતા. એક પછી એક ત્રણ ભાઈઓ તેની ગાદીએ આવ્યા.

૮. જયમલ—રાજ સ ૭૩૫.

૯ નેગાજી—રાજ સ૦ ૭૪૧

૧૦ જયવત—રાજ સ૦ ૭૪૯ તેને ત્રણ રાણીઓ હતી અને શ્રીમલ્લ તથા વનાજી એમ બે પુત્રો હતા. તેમાંના શ્રીમલ્લે નાગેન્દ્ર ગચ્છમાં દીક્ષા લીધી અને સામપ્રભ નામના આચાર્ય બન્યા અને વનાજી પિતાજીની હયાતીમાં જ પાલીમાં રૂખી મરણ પામ્યો.

૧૧ ભાણુજી—ત સ૦ ૭૬૪ માં લોહિયાણુની ગાદીએ આવ્યો અને તે પછી જયત રાજા નિર્વંશ જવાથી તેને ભિન્નમાલની ગાદી મળી. તેને કંઈ સંતાન નહોતું, તેથી તે ઓશિયાના શેઠ જયમલ ઓસવાલની પુત્રી રત્નાવતીને પુત્ર થશે તો તેને રાજ્ય આપીશ એવી છૂપી શરત જયમલ શેઠ સાથે કરીને પરણ્યો. રત્નાવતીએ બે પુત્રોને જન્મ આપ્યો—૧ રાણો અને ૨ કુંભાજી

રાજા ભાણુજીએ તથા રાણી રત્નાવતીએ સ૦ ૭૯૫ માં માગશર સુદિ ૧૦ ને રવિવારે શંખેશ્વરગચ્છીય આ૦ ઉદયસૂરિ પાસે બાર

લાગુ પડે છે ખરેખર, રાજા અજયપાલ સોલંકીએ અવિચારીપણે બુદ્ધિપ્રધાન ગુજરાતીઓનો વિનાશ કરી ગુજરાતના વિકાસના મૂળમાં કુહાડો માર્યો ત્યારથી ગુજરાતના પતનના શ્રીગણેશ બેઠા એમ કે તે તેના પ્રતિહારની કટારથી માર્યો ગયો પણ પોતાના ત્રણ વર્ષના રાજ કાળમા ગુજરાતને પતનના માર્ગે ધકેલી ગયો. પરિણામ સ્પષ્ટ છે કે ગુજરાત ભારતની સ્વતંત્રતાના યુગમા પણ પોતાની સ્વતંત્રતાને મેળવી શક્યા નહીં. જો અજયપાલે ભૂલ કરી ન હોત તો આજનું ગુજરાત કોઈ નવા સ્વરૂપે જ જગતના ચોકમા ઊભું હોત.[1]

સંક્ષેપમા કહી શકાય કે સોલંકી રાજયુગ એટલે ગુજરાતનો ઉન્નતિકાળ.



## ૨ ચૌલુક્ય રાજાવલી (ભિન્નમાલ)

સં ૨૦૨ મા ભિન્નમાલમા અજિતસિંહ સોલંકી નામે રાજા હતો. એ સમયે મીર મોરયાએ હુમલો કરી ભિન્નમાલ ભાંગ્યુ પછી ૩ વર્ષની રાજવંશાવલી મળતી નથી.

૧ સિંહ—સં ૫ ૩ મા ભિન્નમાલમા સિંહ નામે સોલંકી રાજા હતો. એ સમયે ભિન્નમાલમા ૩૧ હજાર બ્રાહ્મણોના ઘર હતાં. એ પ્રમાણે બીજી કોમો પણ મોટી સંખ્યામા હતી. રાજાને કોઈ સંતાન નહોતું તેથી તેણે જયચિણ કુમારને ખોળે લીધો હતો.

૨. જયચિણ—તે સિંહ રાજાના ખોળે બેઠો અને સં ૫૨૭ મા ભિન્નમાલની ગાદીએ આવ્યો.

૩ શ્રીકરણ—સં ૫૮૧ માં ગાદીએ બેઠો. એ જ વર્ષમાં તેનો રાજ્યાભિષેક થયો.

૪ મૂળરાજ—રાજ સં ૬ ૫.

૫. ગોપાલજી—રાજ સં ૬૪૫.

---

૧. જુઓ, ગુજરાતના મુસલમાન સમયનો તથા સૌરાષ્ટ્રના એકેક વખતનો ઇતિહાસ, પ્ર ૪૪

૧૬ ઠા સાધુજી તથા લખમીરજી—એમના સમયમા લાલજુ રીસાઈને કચ્છમા આવેલા પોતાના મોસાળ ઠાણુ ગામમા જઈને વસ્યો. તેણે આ પાદરમા તળાવને કાઠે પોતાની માતાના સમાધિ સ્થાને દેરી બનાવી, જે આજે 'આઈના સ્થાન તરીકે પ્રસિદ્ધ છે.

(જૂઓ, અચલગચ્છની ગુજરાતી મોટી પટ્ટાવલી, પૃ૦ ૧૬૭ થી ૧૭૩)

## ૪ ચૌલુક્ય રાજાવલી (કર્ણાટક કુંતલ)

૧ તૈલપદેવ—તે રાષ્ટ્રકૂટ રાજાને છતી દક્ષિણનો રાજા થયો. તેનો સેનાપતિ મહાસામંતેશ્વર બારપ લાટમાં રહેતો હતો.

૨. સત્યાશ્રય—સ૦ ૧૦૫૪    ૩ વિક્રમાદિત્ય પાંચમો.

૪ જયસિંહ—સ૦ ૧૦૭૪ થી ૧૦૯૬

૫. સોમેશ્વર પહેલો—સ૦ ૧ ૯૬ થી ૧૧૨૫. તેણે કલ્યાણ નગર વસાવી ત્યાં પોતાની રાજધાની સ્થાપી.

૬ સોમેશ્વર બીજો—સ૦ ૧૧૨૫ થી ૧૧૩૧

૭. વિક્રમાદિત્ય છઠ્ઠો—સ૦ ૧૧૩૨ થી ૧૧૮૨.

૮. સોમેશ્વર ત્રીજો—સ૦ ૧૧૮૨ થી ૧૧૯૩.

૯ પમ૦—સ૦ ૧૧૯૩ થી ૧૨૦૬

૧૦ નુમડી૦ તૈલપ—સ૦ ૧૨૦૬ થી ૧૨૨૧

તેની પછી કલચૂરીવંશના બીજલે સ૦ ૧૨૧૨ થી ૧૨૧૬ સુધી અને તેના પુત્રે સ૦ ૧૨૧૬ થી ૧૨૩૯ સુધી રાજ્ય કર્યું

૧૧ સોમેશ્વર ચોથો—સ ૧૨૩૯ થી ૧૨૪૫

(૧) સેનાપતિવંશ (લાટ)

૧ બારપ ચૌલુક્ય તે તૈલપનો મહાસામંતેશ્વર    ૨ .. ..

૩. કીર્તિરાજ—સ૦ ૧૦૭૫    ૪ ત્રિલોચનપાલ—સ ૧૧૦૭

(૧) રાઠોડવંશ (હથુંડી)

૧ રાજા હરિવર્મા    ૨ વિદગ્ધરાજ—સ૦ ૯૭૩

૩. મમ્મટરાજ—સ૦ ૯૮૮.    ૪ ધવલરાજ—સ૦ ૧૦૫૩

૫. બાલપ્રસાદ—સ૦ ૧૧૧૩ સ ૧૧૧૭.

(-વિશેષ માટે જૂઓ, પ્રા૦ ૩૪ પૃ૦ ૫૯૨ થી ૫૯૫)

મત સ્વીકાર્યો અને બીજાઓને જૈનધર્મી બનવામાં ઘણી મદદ કરી.

૧૨. શત્રુજી તથા કુક્કેજી—રાજ્ય સં. ૮૦૦ લગભગ.

તે પછી પડિહારવંશ ભિન્નમાલ અને કનોજની ગાદીએ આવ્યો. એનો પહેલો રાજા નાગાવલોક સં. ૮૧૩ માં ગુજરાતનો તથા માળવાનો રાજા બન્યો. (જુઓ, પ્રક૦ ૩૨, પૃ. ૫૩૪ થી ૫૪૧; અંચલગચ્છની ગુજરાતી મોટી પટ્ટાવલી)

## ૩ ચૌલુક્ય રાજાવલી (જાલોર)

૧ રાજા કાન્હડદે—સં૦ ૭૧૩. તે જાલોરનો સોલંકી રાજા હતો. આ૦ સ્વાતિસૂરિના ઉપદેશથી તે જૈન બન્યો. જાલોરમાં તેણે શ્રી ઋષભ ભગવાનનું દેરાસર બંધાવ્યું.

૨. રાયધન. ૩ વાસલ—તે પાલનપુર જઈ વસ્યો.

૪ આસદે ૫. વાહડ

૬ કુંવરજી—તેને સહજ્જ અને આશધર નામે પુત્રો હતા.

૭ આશધર ૮. પુણ્યપાલ

૯ ઉદ્યોતજી ૧૦ ધરણુ

૧૧ પદ્માજી—તેણે જૈનધર્મ છોડી દીધો. ૧૨. મેઘાજી

૧૩ પર્વત—તેને પેથાજી નાગજી અને વીરાજી એમ ત્રણ પુત્રો હતા. એ ત્રણે ભાઈઓની જન્મભૂમિ પિલુડીમાં હતી, તેથી તેઓ ખરપાકરમાં આવેલ પિલુડીમાં જઈને વસ્યા.

૧૪ શા પેથાજી—તે પોતાની પત્ની જમ્માજી સાથે પિલુડીમાં રહેતો હતો.

૧૫. શા સવજી—સં૦ ૧૨૨૯ તેને સારદેવી નામે પત્ની હતી. વાઘાજી અને કાનજી નામે બે પુત્રો હતા. બીજી પત્ની રૂપાદેવીથી લખધીરજી અને લાલનજી નામે બે પુત્રો થયા. લાલનજીના શરીરે કોઢ રોગ ફૂટી નીકળ્યો, જે આ૦ જયસિંહસૂરિની કૃપાથી શમી ગયો. શા સવજી ૬૦ રૂપાદેવી તથા કુમાર લાલણ સં૦ ૧૨૨૯ માં જૈન બન્યા. લાલણે સો સોનામહોર ખરચી પિલુડીમાં જૈન દેરાસર બંધાવ્યું

૧૬ ઠા૦ રાણુજી તથા લખમીરજી—એમના સમયમા લાલણ રીસાઈને કચ્છમા આવેલા પોતાના મોસાળ ઠામ ગામમા જઈને વસ્યો. તેણે ત્યા પાદરમા તળાવને કાંઠે પોતાની માતાના સમાધિ સ્થાને દેરી બનાવી, જે આજે 'આઈના સ્થાન તરીકે પ્રસિદ્ધ છે

(જૂઓ, અચલગચ્છની ગુજરાતી મોટી પટ્ટાવલી, પૃ૦ ૧૬૭ થી ૧૭૩)

## ૪ ચૌલુક્ય રાજવંશી (કર્ણાટક કુંતલ)

૧. તૈલપદેવ—તે રાષ્ટ્રકૂટ રાજાને જીતી દક્ષિણનો રાજા થયો. તેનો સેનાપતિ મહામંડલેશ્વર બારપ લાટમા રહેતો હતો.

૨. સત્યાશ્રય—સ૦ ૧ ૫૪  ૩ વિક્રમાદિત્ય પાંચમો.

૪ જયસિંહ—સ૦ ૧૦૭૪ થી ૧૦૯૬

૫. સોમેશ્વર પહેલો—સ૦ ૧૦૯૬ થી ૧૧૨૫. તેણે કલ્યાણ નગર વસાવી ત્યાં પોતાની રાજધાની સ્થાપી.

૬ સોમેશ્વર બીજો—સ૦ ૧૧૨૫ થી ૧૧૩૧

૭. વિક્રમાદિત્ય છઠ્ઠો—સ૦ ૧૧૩૨ થી ૧૧૮૨.

૮. સોમેશ્વર ત્રીજો—સ૦ ૧૧૮૨ થી ૧૧૯૩.

૯ પમ —સ૦ ૧૧૯૩ થી ૧૨ ૬

૧૦ નુમડી તૈલપ—સ ૧૨૦૬ થી ૧૨૨૧

તેની પછી કલચૂરીવંશના બીજલે સ૦ ૧૨૧૨ થી ૧૨૧૬ સુધી અને તેના પુત્રે સ૦ ૧૨૧૬ થી ૧૨૩૯ સુધી રાજ્ય કર્યું

૧૧ સોમેશ્વર ચોથો—સ૦ ૧૨૩૯ થી ૧૨૪૫.

(૧) સેનાપતિવંશ (લાટ)

૧ બારપ ચૌલુક્ય તે તૈલપનો મહામંડલેશ્વર  ૨.. ..

૩. કીર્તિરાજ—સ ૧૦૭૫  ૪ ત્રિલોચનપાલ—સ ૧૧ ૭

(૧) રાઠોડવંશ (હસ્તુંડી)

૧ રાજા હરિવર્મા  ૨. વિદગ્ધરાજ—સ ૯૭૩.

૩ મમ્મટરાજ—સ૦ ૯૮૮  ૪ ધવલરાજ—સ૦ ૧૦૫૩.

૫. બાલપ્રસાદ—સ૦ ૧૧૧૩ સ૦ ૧૧૧૭.

(—વિશેષ માટે જૂઓ, પ્રક૦ ૩૪ પૃ૦ ૫૯૨ થી ૫૯૫)

## ૫. ચૌલુક્ય રાજાવલી (કર્ણાટક)

૧ તૈલપદેવ—તે રાઠોડ રાજાને હરાવી દક્ષિણનો રાજા બન્યો. તેનો સેનાપતિ બારપ લાટનો મહામંડલેશ્વર હતો.

૨. સત્યાશ્રય—સં ૧૦૫૪

૩ વિક્રમાદિત્ય પાંચમો—મૃ સં ૧૦૭૪

૪ જયસિંહ—મૃ સં ૧૦૯૯

૫. સોમેશ્વર પહેલો—મૃ સં ૧૧૨૫ તેણે કલ્યાણ વસાવી, પોતાની રાજધાની ત્યાં સ્થાપન કરી.

૬ સોમેશ્વર બીજો—મૃ સં૦ ૧૧૩૧.

૭ વિક્રમાદિત્ય છઠ્ઠો—મૃ સં ૧૧૮૨.

૮. સોમેશ્વર ત્રીજો—મૃ સં ૧૧૯૩

૯ પર્મ —મૃ સં ૧૨ ૧ તેણે ભાવાચાર્યગચ્છના આ વીરસૂરિને ૫ હાથી આપ્યા. આચાર્યશ્રીએ તેની રકમ જિનાલયમાં વાપરી.

(—રાજગચ્છ પટ્ટાવલી પૃ ૬૫)

૧ તૈલપ—મૃ સં૦ ૧૨૨૧

તે પછી રાજા બિજ્જલ કલચૂરીએ અને તેના પુત્રે કલ્યાણનું રાજ્ય કર્યું સં ૧૨૩૯

૧૧ સોમેશ્વર ચોથો—મૃ સં ૧૨૪૫

## કલચૂરીવંશ (ત્રિપુરી-ચેદી)

૧. કોક્કલ—સં૦ ૯૩૨. ૧ કર્ણ—સં ૧ ૯૭. ૧૧ યશઃકર્ણ—સં ૧૧૭૭ ૧૨. ગયાકર્ણ—સં ૧૨ ૭.

## ૧ પરમારવંશ (ચંદ્રાવતી)

૧ સિંધુરાજ—રાજા મુંજનો બીજો પુત્ર ઇંદ્રદેવ સં ૮૬ માં ગુજરાતનો રાજા બન્યો. આ અરસામાં પરમારવંશ ઉદયમાં આવ્યો. તેનો મૂળ પુરુષ ધૂમરાજ હતો. તેના વંશનો સિંધુલ પરમાર ચંદ્રાવતીનો પહેલો રાજા હતો. ચંદ્રાવતીનું અસલ નામ ચંદ્રમતી અને ચંદ્રાવતી મળે છે

૨ ઉત્પલરાજ—કુરાળ

૩ આરણ્યરાજ—તેનું મૂળ નામ પાલ્હણ હોવાનું સંભવે છે. તે સં૦ ૧૦૦૧ લગભગમાં રાજા થયો. ત્યાર પછી તેને અરણ્યમાં રહેવું પડ્યું. તેણે એક વાર અચલગઢની તળેટીના જૈન દેરાસરની પિત્તળની જૈન પ્રતિમાને ગળાવી નાખી તેનો નંદી બનાવ્યો અને તે દેરાસરને શિવાલય બનાવી દીધું. આથી તેને કોઢ રોગ ફૂટી નીકળ્યો. તેણે શાંતિ માટે કરેલા સઘળા ઉપાયો નિષ્ફળ ગયા. જંગલમાં તેને આ૦ શીલધવલ[1] મળ્યા. તેણે તેમને પોતાની ભૂલ જણાવી અને પ્રાયશ્ચિત્ત માગ્યું. આચાર્યશ્રીએ તેને ઉપદેશ આપ્યો. તેને આશ્વાસન આપતાં કહ્યું 'તું નવી જિનપ્રતિમા બનાવી, તેની પૂજા કર, એના ન્હવણ જળથી તારો રોગ શમી જશે.' રાજાએ એ પ્રમાણે કર્યું અને તેનો રોગ શમી ગયો. શરીર નવપલ્લવ જેવું બની ગયું. રાજાએ સં૦ ૧૦૧૧ માં ધાધાર પ્રદેશમાં પાલનપુર વસાવ્યું, દરબારગઢ બનાવ્યો, તેની બારીમાંથી ભગવાનનાં દર્શન થઈ શકે એ રીતે રાજવિહાર બનાવ્યો અને તેમાં ભ૦ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. તેના નિભાવખર્ચ માટે નવા નવા લાગા બાંધી આપ્યા અને રાજા પણ ઘણો સમય અહીં રહેવા લાગ્યો. આ સ્થાન આજે પાલનપુરમાં પલ્લવિયા પાર્શ્વનાથના નામથી પ્રસિદ્ધ છે.[2]

---

૧ આ શીલાંકસૂરિ સં ૯૩૩ (જૈ૦ પ્ર૦ ૩૪ પૃ ૫૧૧) ના સમયમાં ત્યાગવિયચ્છમાં પણ એક શીલસૂરિ થયા હતા.

૨ અચલેશ્વર મહાદેવનું મોટું દેવાલય છે તે મૂળ જૈનમંદિર હતું એવું અનુમાન થાય છે. જ્યારે સં ૨ ૩ ના ફાગણ માસમાં હું આબુ પહાડ ઉપર ગયો ત્યારે આ દેવાલય મેં બરાબર નિહાળ્યું છે. આ દેવાલયના ગર્ભગૃહની ત્રણે બાજુએ ફરી શકાય એવો ખુલ્લો માર્ગ રાખેલો છે. પાછળ દીવાલે ગોખમાં એક નાનો પથ્થર રાખેલો છે. તેની નીચે શનિ દરનાર નીકળે છે. સભામંડપનું દ્વારશાખ અને ગભારાનું દ્વારશાખ જોતાં દેવળ પુરાણું જૈન દેવળ જ છે. ગભારામાં શિવલિંગ નીચાણની ભૂમિ ઉપર છે અને એક ઠેકાણે નાનકડો ખાડો છે, જેમાં પાણી હોય એમ જણાય છે. જમાનાના પાપની દૃષ્ટિએ આ જિનમૂર્તિ નીચેની કૂર્મની જગા છે.

કરીને ચંદ્રાવતીનો કબજો લીધો. ધંધુક ભીમદેવને શરણે આવ્યો ગયો હતો, તેને બોલાવી, સમજાવી ફરી વાર ગુજરાતનો મહા મંડલેશ્વર બનાવ્યો. આ૦ ધનેશ્વરે સં૦ ૧૦૯૫ માં 'સુરસુંદરીચરિત્ર' રચ્યું. મંત્રી વિમલે પણ સં૦ ૧૦૮૮ માં આબૂ ઉપર 'વિમલવસહી' જિનપ્રાસાદ બંધાવ્યો અને શ્રીદેવીના નામે શ્રીમાતા ગામ વસાવી, તેમાં જૈન દેરાસર બંધાવ્યું, જેના ખંડિયેરો આજે ત્યાં ગામ બહાર છે.

૮. પૂર્ણપાલ—સં૦ ૧૦૯૯ થી ૧૧૦૨

૯ કૃષ્ણરાજ બીજો—તે પૂર્ણપાલનો ભાઈ હતો. તેણે સ્વતંત્ર થવા પ્રયાસ કર્યો. આથી રાજા ભીમદેવે તેને પકડીને કેદમાં નાખ્યો અને નાડોલના રાજા બાલપ્રસાદ ચૌહાણના કહેવાથી તેને છોડ્યો. તેનાથી કિરાડુની શાખા નીકળી, જેમાં ૧૦ સોછરાજ, ૧૧. ઉદયરાજ, ૧૨. સોમેશ્વર સં૦ ૧૨૧૮ માં થયા.

૧૦ ધ્રુવભટ.

૧૧ રામદેવ.

૧૨ વિક્રમસિંહ—તે રામદેવનો ભાઈ હતો. તે બળજબરીથી રાજા બની બેઠો હતો. જ્યારે રાજા કુમારપાલે અજમેર પર ચઢાઈ કરી ત્યારે તેણે વિશ્વાસઘાત કર્યો હતો એટલે રાજા કુમારપાલે તેને ગાદી પરથી ઉઠાડી મૂક્યો.

૧૩ યશોધવલ—તે રામદેવનો પુત્ર હતો. સં૦ ૧૨૦૨ માં ગુજરાતનો મહામંડલેશ્વર હતો. તેને સૌભાગ્યદે રાણી હતી, જે ચૌલુક્ય કન્યા હતી. કાકો વિક્રમસિંહ અજમેરના રાજા અર્ણોરાજની મદદથી ખટપટ કરીને યશોધવલને હઠાવી આબૂનો રાજા બન્યો. અને તેણે રાજા કુમારપાલે સં૦ ૧૨૦૭ માં અજમેર પર ચઢાઈ કરી ત્યારે વિશ્વાસઘાત કરેલો, આથી કુમારપાલે તેને હઠાવી યશોધવલને ચંદ્રાવતીની ગાદી ઉપર બેસાર્યો હતો. રાજા યશોધવલે ગુજરાત તરફથી રાજા બલ્લાલને હરાવ્યો હતો.

૧૪ ધારાવર્ષદેવ—સં૦ ૧૨૨૦ થી ૧૨૭૬ તે રાજા કુમારપાલનો પ્રીતિપાત્ર હતો. મંત્રી આભડે કોંકણપતિ મલ્લિકાર્જુનને

માર્યો ત્યારે તે ગાદી પર હતો. અફઘાનનો મહમ્મદ શાહબુદ્દીન ઘોરી સં. ૧૨૩૨–૩૪માં ગુજરાત પર ચડી આવ્યો અને હાર્યો ત્યારે તેને હરાવવામાં પણ ધારાવર્ષની પૂરી મદદ હતી. જો કે શાહબુદ્દીનના સૂબા કુતબુદ્દીન ઐબકે સં. ૧૨૫૪માં આબૂની તળેટીમાં તેને હરાવ્યો હતો, ત્યારે ઐબક પાટણ જઈ પાછો આવ્યો ગયો હતો. આ રાજાના સમયના ૧૪ શિલાલેખો મળે છે.

કોરંટીગચ્છના આ૦ ઉદયસિંહે સં. ૧૨૬૩માં ચંદ્રાવતીમાં આ રાજાની અધ્યક્ષતામાં મંત્રવાદીને હરાવ્યો હતો. આબૂ ઉપર ત્રણ પાડાને એક જ બાણ વડે વીંધતી આ રાજાની સં. ૧૫૩૧ની મૂર્તિ વિદ્યમાન છે. આ રાજાએ સં. ૧૨૪૫ના આસો સુદિ ૧ ને બુધવારે આબૂ પહાડના ઠીકરી ગામના વશિષ્ઠાશ્રમની રક્ષા માટે શિલાલેખીય હુકમ બહાર પાડ્યો હતો. જે પથ્થર આજે પણ આબૂ રોડથી પશ્ચિમમાં મંડાર જતી સડક ઉપર વિદ્યમાન છે.

તેને ગીગાદેવી અને શૃંગારદેવી નામે બે રાણીઓ હતી. શૃંગારદેવીએ ભ. પાર્શ્વનાથના દેરાસરના નિભાવ માટે જમીન આપી હતી.

(—જૂઓ, શ્રી વિશ્વેશ્વરનાથ રેઉનો 'આબૂકે પરમાર' નામનો લેખ)

રાણી શૃંગારદેવી નાડોલના મંડલેશ્વર કેલ્હણ ચૌહાણ (સં. ૧૨૨૧ થી ૧૨૪૯)ની પુત્રી હતી. પીંડવાડા પાસેનું ઝાડોલી[1] તેને કાપડામાં મળ્યું હતું. કામદાર નાગડ તેના વતી ત્યાં વહીવટ કરતો હતો. ગોઠિઓએ સં. ૧૧૩૪ના વૈશાખ વદિ ૧૩ ને રવિવારે ઝાડોલીના ભ. મહાવીરસ્વામીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેનું છ ચોકીવાળું ત્રિલોકપ્રાસાદ દ્વાર બનાવ્યું. તેમાંની બે ચોકીનો ખર્ચ મંત્રી નાગડે આપ્યો હતો. અને રાણી શૃંગારદેવીએ સં. ૧૨૫૫ના આસો સુદિ ૭ ને બુધવારે ભ. મહાવીરસ્વામીની પૂજા માટે મોટી આવકની કૂવાવાળી જમીન ભેટ આપી.

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા. ૨, લેખાંક: ૪૩. જૈ૦ સ૦ પ્ર૦ ક્રમાંક: ૧૫૮)

---

૧. ઝાડોલી માટે જૂઓ પ્ર૦ ૪૩ કૃષ્ણર્ષિની ટિપ્પણ.

ધારાવર્ષનો નાનો ભાઈ પ્રહ્લાદન હતો. તે પરાક્રમી, કવિ શાસ્ત્રનો જાણકાર, પરોપકારી અને મોટો દાની હતો.[1] તેને કુર્ચાલ સરસ્વતીનું બિરુદ હતું (પ્રબંધકોશ) ગુર્જરેશ્વર કુમારપાલના પુરોહિત આમિગના પુત્રો સર્વદેવ તથા કુમારદેવ તેના વિદ્યાર્થીઓ હતા. કવિ સોમેશ્વર પણ આ જ કારણે તેને પોતાના પિતાના ગુરુ તરીકે ઓળખાવે છે તેણે પાર્થપરાક્રમવ્યાયોગ નામે નાટકવિશેષની રચના કરેલી છે અને રાજા મુંજદેવ તથા ભોજદેવ એમ કરુણ રસવાળી કથા બનાવી હતી, જે આજે મળતી નથી. તેણે બીજા ગ્રંથો પણ બનાવ્યા છે ગુજરાતનો રાજા અજયપાલ (સં૦ ૧૨૨૯થી ૧૨૩૨) મેવાડના રાજા સામતસિંહ સાથે યુદ્ધમાં ઘવાયો ત્યારે પ્રહ્લાદને તેના પ્રાણોની અને રાજ્યની વીરતાથી રક્ષા કરી હતી. તેણે સં. ૧૨૭૪માં પાલનપુર વસાવ્યું કેટલાએક લેખકો આ અંગે રાજા આસ્થાનરાજની જેમ રાજા પ્રહ્લાદનનો ઇતિહાસ આપે છે તેનો સાર એ છે કે રાજા પ્રહ્લાદને જિનપ્રતિમાને ગળાવી નાખી તેથી તેને કોઢ રોગ થયો. આ૦ શીલધવલના[2] ઉપદેશથી તેણે નવી જિનપ્રતિમા ભરાવી, જેની પૂજાથી તેનો કોઢ દૂર થયો. આથી તેણે પાલનપુર વસાવ્યું, ત્યાં રાજવિહાર બનાવી, તેમાં પલ્લવિયા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી, તેના નિભાવ માટે જુદા જુદા લાગા બાંધી આપ્યા વગેરે વગેરે.

અહીં કલ્પના થઈ શકે છે કે રાજા પ્રહ્લાદને રાજા અજય

---

૧ देवी सरोजासनसंभवा किं कामप्रदा किं सुरसौरभेयी ।
प्रह्लादनाकारधरा धरायामायातवत्येष न निश्चयो मे ॥३८॥
—પ. સોમેશ્વરકૃત લેખપ્રશસ્તિ

श्रीप्रह्लादनमन्तरेण विरतं विद्योपकारव्रतम् ॥
(—સુરથોત્સવ સર્ગ : ૧૫, શ્લો. ૪૨)

૨. એ સમયે વડગચ્છમાં [૪૧] આ ધર્મઘોષસૂરિની પાટે [૪૨] આ શીલગુણ થયા હતા. (—જુઓ પ્ર૦ ૩૮ પ્ર૦ ૩૫)

પાલની શિખરપંક્તિમાંથી પ્રતિમાને તોડી હશે[1] પરંતુ ચંદ્રાવતીમાં જૈનોનું પ્રભુત્વ, રાજા કુમારપાલ, રાજા ધારાવર્ષ રાણા પ્રહ્લાદનનો પરસ્પરનો સ્નેહસંબંધ, રાણી શૃંગારદેવીની જૈનધર્મ પ્રત્યેની ભક્તિ બુદ્ધિ, જૈનમંદિરોને આપેલાં દાન તેમજ કુમારપાલે કાઢેલા સંઘમાં રાણા પ્રહ્લાદને સંઘ સાથે યાત્રા કરવી અને પ્રહ્લાદનનું પરાક્રમ, વિદ્વત્તા, ઉદારતા વગેરે જોતાં તેના હાથે આવું અનાડીપણું થાય એ સંભવિત નથી એટલે આનો સ્પષ્ટ નિર્ણય લાવવા વધુ આધારોની અપેક્ષા રહે છે.

અહીં એટલું સંભવિત છે કે પ્રહ્લાદને જૂના પાલનપુરને ફરીથી આબાદ કર્યું હશે. રાજવિહારનો જીર્ણોદ્ધાર કરી ફરીથી નવી પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી હશે અને મંદિરના નિભાવ માટે લાગા બાંધી આપ્યા હશે, અથવા પાલનપુર તેમજ રાજવિહાર નવેસર બનાવ્યા હશે. આ સમયે પલ્લવિયા પાર્શ્વનાથને હમેશાં ૧ મૂડો ચોખા, ૧૬ મણ સોપારી વગેરે લાગાની આવક થતી હતી.

૧૫. સોમસિંહ—તે રાજા ભીમદેવ બીજાનો મહામંડલેશ્વર હતો ત્યારે મહામાત્ય તેજપાલે સં. ૧૨૮૭માં આબૂ ઉપર લૂણિગવસહી જિનપ્રાસાદ બંધાવ્યો હતો, જે આજે પણ તેની સ્થાપત્યકળા વડે દિગ્દિગંતમાં ગવાય છે. રાજાએ લૂણિગવસહી અને વિમલવસહીને કરમુક્ત જાહેર કર્યાં હતાં અને લૂણિગવસહીના નિભાવ માટે ડબાણી ગામ આપ્યું હતું.

૧૬. કૃષ્ણરાજ—તેનું બીજું નામ કાનડદે હતું. તે લૂણિગવસહીના ઉત્સવમાં હાજર હતો. તે રાજા થતાં મેવાડના રાણા જૈત્રસિંહે ચંદ્રાવતીને પોતાના કાબૂમાં લીધું પરંતુ રાજા તથા યુવરાજે ચંદ્રાવતી તેને પાછું વાળ્યું.

૧. રાણા પ્રહ્લાદને રાજા કુમારપાલના બ શાંતિનાથના કૈલાસની પિત્તળની ૩ પ્રતિમાઓને ગાળી નાખી નંદી—પોઠિયો બનાવ્યો તેથી તેને કોઢ રોગ થયો. (જુઓ [illegible] પાઠક વિનયશીલનું અર્બુદ ચૈત્યપરિપાટી સ્તવન સં. ૧૭૭૨)

૧૭ પ્રતાપસિંહ—અલ્લાઉદ્દીન ખિલજીએ સં૦ ૧૩૬૮ માં ચંદ્રાવતી ભાંગ્યું, લૂંટ્યું અને તેનો નાશ કર્યો ત્યારથી ચંદ્રાવતીનું પતન શરૂ થયું આજે તેનું અસ્તિત્વ છેક ભુંસાઈ જવા આવ્યું છે.

સંભવ છે કે ચંદ્રાવતી પાલનપુર અને જગાણાનો આ રાજવંશ સૌરાષ્ટ્ર તરફ આવ્યો ગયો હશે. તેમાંથી મૂળીનો પરમાર-વંશ જન્મ્યો લાગે છે

## ૨ પરમારવંશ (જાલોર)

૧ વાક્પતિરાજ ૨. ચન્દનદેવ, ૩ દેવરાજ ૪ અપરાજિત, ૫. વીજડ—તેનું સં૦ ૧૧૬૫ નું દાનપત્ર મળે છે ૬ વિદુઅણુદેવ તથા ધારાવર્ષ ૭. વીસલદેવ—સં૦ ૧૧૭૪, (જાલોરના કિલ્લામાં સં ૧૧૭૪ નો શિલાલેખ છે) (—જૂઓ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૧૧૪)

## ૩ પરમારવંશ (માળવા)

૧ કૃષ્ણરાજ—તેનું બીજું નામ ઉપેન્દ્ર હતું તે ખેડામંડલમાં હરસોલ (હર્ષપુર)નો રાજા હતો. માળવાનો માંડલિક હતો.

૨ વૈરિસિંહ

૩ સીયક—સં૦ ૧૦ ૫થી ૧ ૩ તેના બીજા નામો સિંહદત સિંહભટ અને શ્રીહર્ષ મળે છે ખેડામંડલ પ્રથમ કનોજના પડિહારોના તાબામાં હતું અને સં ૯૬ લગભગમા માલખેડના રાષ્ટ્રકૂટોના તાબામા આવ્યું તેમા હરસોલ, વાઘાસા, કપડવંજ વગેરે ૭૫૦ ગામો હતા. ત્રીજા કૃષ્ણરાજ (સં૦ ૯૯૩ થી ૧ ૨૩)ના સમયે સીયક ખેડામંડલનો મહાસામંડલિક હતો. તેણે માળવા જઈ ઉજ્જૈન મા રાજધાની સ્થાપન કરી. સં ૧ ૨૯ માં રાષ્ટ્રકૂટોની પૂંઠ પકડીને હરાવી દીધી. માળવાનો આ પહેલો પરમાર રાજા હતો. તેણે દત્તક પુત્ર મુંજને રાજ્ય આપ્યું અને પુત્ર સિંધુરાજને યુવરાજ બનાવ્યો. મૃ૦ સં૦ ૧૦૩૦

૪ મુંજદેવ—સં૦ ૧ ૩૧ થી ૧ ૫૨. તેનું બીજું નામ વાક્પતિરાજ હતું. તે બહુ રૂપાળો હતો. રાજા સીયકને તે મુંજ ઘાસ

માર્ગમાં મળ્યો હતો, તેથી તેણે તેને મુંજ નામ આપી માળવાની ગાદી આપી. મુંજે પોતાના જન્મની વાતને છુપાવવા માટે રાણીને મારી નાખી, સિંધુરાજને દેશવટો આપ્યો અને પાછો આવતાં કેદમાં પૂરી રાખ્યો. મુંજદેવ યુદ્ધકુશળ હતો. તેણે આહડ ભાંગ્યું આથી મેવાડનો રાણો ખુમાણ (શાલિવાહન) અને ગુજરાતનો રાજા મૂળરાજ વગેરે બીના રાજા ધવલ રાઠોડ(સં. ૧૦૫૩)ને શરણે ગયા હતા. તેણે તિલંગ દેશ પર ચડાઈ કરી પણ ત્યાં તે પકડાયો અને કેદી બન્યો. માળવાના મંત્રીઓએ તેને લઈ જવા સુરંગનો રસ્તો તૈયાર કર્યો પણ મુંજ જેલમાં તૈલપના કાકા દેવલની રખાતની પુત્રી અને શ્રીપુરના રાજા ચંદ્રની વિધવા મૃણાલના પ્રેમમાં ફસાયો હતો. રાજા તૈલપે તેની દ્વારા સુરંગની વાત જાણી મુંજને રીબાવી રીબાવીને મારી નાખ્યો.

તે અને વડનગરનો રાજા રાજચંદ્રના આ૦ ધનેશ્વરને ગુરુ તરીકે માનતા હતા. (—જુઓ પ્ર૦ ૩૫, પૃ. ૧૯)

તે વિદ્વાન હતો. તેનો રચેલો ગ્રંથ મળતો નથી પણ તેના શ્લોકના અવતરણો ક્ષેમેન્દ્રની રચનામાં મળે છે. તેનાં પ્રાસંગિક પદ્યો પ્રબંધચિંતામણિ તથા ભોજપ્રબંધમાં પણ મળે છે.

કવિ ધનપાલ (સં. ૧૦૨૯) કવિ પદ્મગુપ્ત પરિમલ, કવિ ધનંજય (દશરૂપકકર્તા), આ૦ અમિતગતિ (સં૦ ૧૦૫૦ તથા સુભાષિતરત્નસંદોહકર્તા) પં૦ હલાયુધ (પિંગલસૂત્રવૃત્તિકાર) વગેરે તેની સભાના વિદ્વાનો હતા. તેને વિક્રમપતિ તૈલપદેવની બહેન કુસુમવતી સખી હતી. રુદ્રાદિત્ય નામે દીવાન હતો. તેણે હરિજ પાસે મુંજપુર વસાવ્યું. તે તિલંગની જેલમાં સં. ૧૦૫૨ માં મરણ પામ્યો. તૈલપે તેનું માથું સળિયાઓમાં શૂળી ઉપર પરોવ્યું. તેને તે હમેશાં દહીં ચડાવતો હતો. પંડિતોએ મુંજના મરણ પછી એક જ ઉદ્ગાર કર્યો—"गते मुंजे यशःपुंजे निरालम्बा सरस्वती ॥"

૫. સિંધુરાજ—તે સીયકનો સાચો પુત્ર હતો. મુંજે તેને દેશવટો આપ્યો ત્યારે તેણે આબૂ પાસે કાસહૃદ ગામ વસાવ્યું. તે પાછો આવ્યો ત્યારે મુંજે તેને માળવાનો પ્રાંત સોંપ્યો. પણ પ્રસંગ

બુદ્ધિવાળો હતો. ભોજદેવે તેને મશ્કરીમાં પૂછ્યું 'ભીમદેવ પાસે સંધિપાલો કેટલા છે?' દામરે હાજરજવાબીથી જવાબ આપ્યો 'મહારાજ! ઘણા છે. તેના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ વિભાગ છે. જેવો રાજા હોય તેવો સંધિપાલ તેની પાસે મોકલવામાં આવે છે.' રાજા તેની આવી હાજરજવાબીથી ઘણો ખુશ થયો. ભોજે પૂછ્યું 'ભીમ હમણાં શું કરે છે?' દામોદરે મીઠો જવાબ વાળ્યો 'તેણે ઘણા રાજાઓનું માથું મૂકી નાખ્યું છે. એકનું પડાણી રાખ્યું છે તેને હવે મૂકશે.' ભોજદેવ આ જવાબ સાંભળીને તો ખીજી ગયો.

રાજાએ નાટકમાં જ્યારે તૈલપદેવનું પાત્ર આવ્યું ત્યારે દામોદરને પૂછ્યું 'નાટકમાં રસ તો સરસ ઊતર્યો છે ને?' દામોદરે તેનો સમયોચિત જવાબ વાળ્યો 'રસ ખૂબ ઊતર્યો છે પણ નાટકકારને નાટકનાં પાત્રોનું વાસ્તવિક જ્ઞાન નથી. જેમકે તિલંગરાજ તૈલપદેવ તો મુંજરાજનું માથું હાથમાં હોય તો જ ઓળખાય. નટ અજ્ઞાની છે તેથી તેણે તેમ કર્યું નથી.' રાજાના દિલમાં આ માર્મિક શબ્દોએ ઘા કર્યો. તેના દિલમાં વેર ભભૂકી ઊઠ્યું. તેણે યુદ્ધની દિશા બદલી તિલંગનો રસ્તો લીધો. દામોદરે જાહેર કર્યું કે ગુજરાતનો રાજા પોતાના સૈન્ય સામે માળવાના સીમાડે આવી ઊભો છે. ભોજે દામોદરને એક હાથી-ઘોડાનું ઇનામ આપી કહ્યું કે 'તું તારા રાજાને સમજાવ કે તે આ વર્ષે માળવા પર ચડી ન આવે.'

સં૦ ૧૧૯૯માં ભીમદેવે સિંધ પર ચડાઈ કરી, ત્યારે ભોજરાજાના સેનાપતિ દિગંબર બહાદુર કુલચંદ્રે પાટણ ઉપર હલ્લો કરી પાટણને ભાંગ્યું. રાજમહેલના ચટાવર પાસે કોડીઓ દાટી જયપત્ર મેળવ્યું. પણ ખંભાતમાં સખત હાર ખમવી પડી, એટલે તે માળવા નાસ્યો ગયો. ભોજદેવે સર્વ વૃત્તાંત જાણીને સેનાપતિને જણાવ્યું કે તે પાટણમાં કોડીઓ દાટી તે ભૂલ કરી છે. આનું પરિણામ સ્પષ્ટ છે કે એક દિવસ માળવાનું ઉઘરાણું ગુજરાતમાં જશે. પછી ભોજદેવે કુલચંદ્રને એક કન્યા અને ધન આપી સુખી કર્યો. એક વાર ભીમ વેશપલટો કરી ધારાની સભામાં પહોંચી ગયો, પરંતુ

ભોજદેવને ત્યારે તેની ખબર નહોતી પડી. એવી જ રીતે એક વાર ભોજદેવ અને ગુજરાતના સૈનિકોનો મુકાબલો થયો હતો પરંતુ તેમાં ભોજદેવ અવિશુદ્ધ બની ગયો હતો.

રાજા ભોજની સભામાં કવીશ્વર ધનપાલ, વિદ્યાપતિ, વરરુચિ,[1] રાજશેખર બીજો વગેરે વિદ્વાનો હતા. એ સભામાં આ૦ મહેન્દ્રસૂરિ, વાચનાચાર્ય શોભન, આ૦ ચંદનાચાર્ય, આ૦ સુરાચાર્ય આ૦ વાદિવેતાલ શાંતિસૂરિ, આ૦ અજિતસેન શિષ્ય આ૦ જિનેશ્વરસૂરિ વગેરે જૈનાચાર્યો પધાર્યા હતા. તે આ૦ જિનેશ્વરનો (સં. ૧૦૫૨ થી ૧૧૧૨) ભક્ત હતો.

તે વિદ્વાનો અને વિદુષીઓને માનસન્માન અને દાન આપતો હતો. સરસ્વતી કુટુંબની કન્યા તથા વિજયા વગેરે વિદુષીઓને તો તેણે પોતાની સખી કે રખાત બનાવી હતી.

આ સમયમાં નીલપટ નામે એક નવો શૈવમત નીકળ્યો હતો. એક સ્ત્રી પુરુષ મળીને એક પોતી પહેરી સાથે રહેતા હતા. આ મતમાં વામપંથની પ્રધાનતા હતી. ભોજપુત્રી તેની ભક્ત બની. ભોજે એ મતનો વૃત્તાન્ત જાણી તે પંથને માનનારા ૪૯ માણસોને મરાવી નાખ્યા અને તેમની સાથેની ૪૯ બાઈઓને બચાવી મૂકી, આ મતનો નાશ કર્યો. (—પ્રબંધાવલી)

રાજમૃગાંક જ્યોતિષ, રાજમાર્તંડ જ્યોતિષ, સરસ્વતી કંઠાભરણ, અલંકાર રાજમાર્તંડ, યોગશાસ્ત્ર, ધૂર્તમાર્તંડ ધર્મશાસ્ત્ર, સમરાંગણ શિલ્પશાસ્ત્ર, ચમ્પૂ રામાયણ, શૃંગારમંજરી કથા વગેરે ગ્રંથો ભોજદેવની રચના મનાય છે. આ ગ્રંથો તેના છે કે તેના નામે ચડેલા છે તેનો નિર્ણય થઈ શકે એમ નથી.

---

૧ આસ્તાનો ઇતિહાસ, વરરુચિ, વિદ્યાપતિ, રાજશેખર વગેરે નામવાળા કે વિદ્વાનો અનેક વિદ્વાનો થયા છે. કેટલાક અતિપ્રસિદ્ધ [illegible] [illegible] છે. વિક્રમની નવમી સદીમાં ૧૮ ભાષા [illegible] તેના સમયે [illegible] આત્માનંદ [illegible] રાજશેખર વગેરે વિદ્વાનો થયા હતા.

ભોજરાજ ગ્વાલિયરના રાજા નરવર્મની પુત્રી સુભદ્રાને રાધાવેધથી પરણવાની ઈચ્છાએ રાધાવેધ શીખતો હતો.

ભોજે એક વાર ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતાં એક શિલાને વીંધી નાખી ત્યારે ત્યાં આવેલા વૃદ્ધ સરસ્વતી બિરુદવાળા ચંદનાચાર્યે એક શ્લોક બનાવીને બોલ્યા. ભોજદેવ તે સાંભળીને ખુશ થયો, પણ બીજી પળે જ તે શ્લોકના 'પતત્તુ ધારા ધરિત્રી' પદનો બીજો અર્થ કલ્પીને જવાબ આપ્યો કે આપ શાસ્ત્રોના પારગામી છો છતાં આપે પતત્તુ ધારા પ્રયોગ કર્યો જે ધારાના વિનાશની આગાહીરૂપ છે. કેમકે જૈન નિર્ગ્રંથોની વાણી ક્યાપિ અસત્ય હોતી નથી. સૂત્રધારે પણ એક પ્રસંગે ભોજદેવને એ જ શ્લોક સંભળાવ્યો હતો.

ભોજદેવે કરેલી અટકળ સાચી હતી. એક દિવસે કવિ કર્પૂર મેઘીના કરણદેવની પ્રશંસાનું કાવ્ય બનાવ્યું; જેમાં તેણે કરણને ભાગ્યે વિધિની પ્રધાનતા વર્ણવી હતી, એટલે કવિને ઈનામ મળ્યું નહીં. હવે કવિએ કવિ નાચિરાજનું પ્રશંસાકાવ્ય બનાવ્યું તેમાં વર્ણન હતું કે સરસ્વતીની આંખો છે મુંજ અને ભોજ તે આથમી જતાં સરસ્વતી આંધળી બની છે પણ તેની ટેકા—લાકડી કવિ નાચિરાજ છે નાચિરાજે આ સાંભળી કવિ કર્પૂરને ઈનામ આપ્યું, પરંતુ રાજા કર્ણે આ શ્લોકમાંથી ભવિષ્યવાણી તારવી કે કવિ કર્પૂર જીવતા ભોજને મરેલો લેખે છે તેથી ભોજરાજ હવે મરી જશે એ નક્કી વાત છે તેણે દૂત મોકલીને ભોજદેવને કહેવડાવ્યું કે, ધારાનગરમાં તમારા ૧૦૪ મંદિરો છે ૧૦૪ ગીતપ્રબંધો છે ૧૦૪ બિરુદો છે પણ હું ૧૩૬ રાજાઓનો સ્વામી છું. આપણે બંને દ્વંદ્વયુદ્ધ, ચતુરંગ સેના યુદ્ધ, ચતુરંગ વિવાદ કે દાનસામર્થ્ય એમાંથી કોઈ તમે મને જીતીને ૧૦૫ બિરુદધારી બનો અને કાંતો હાર માનીને મને ૧૩૭ રાજાઓનો રાજેશ્વર બનાવો.

ભોજદેવ હવે યુદ્ધપ્રિય રહ્યા નહોતો. તે વિલાસી બન્યો હતો. તેનો ખજાનો પણ ખાલી થવા આવ્યો હતો. તેણે યુદ્ધ ટાળવા એક શરત મૂકી કે હું ઉજ્જૈનમાં અને તમે કાશીમાં એક જ દિવસે

એક જ મુહૂર્તમાં મંદિરનો પાયો નાખીએ અને એકેક મંદિર ૫૦ હાથનું બનાવીએ. જે રાજા તેમ કરીને પહેલો કળશ ચડાવશે તે વિજેતા મનાશે. પરાજિત રાજાએ એ કળશ ચડાવવાના ઉત્સવમાં હાથી ઉપર બેસી છત્ર ચામર છોડી હાજર થવું.

કર્ણદેવે આ શરત કબૂલ રાખી. તેણે તે પ્રમાણે કર્યું પણ ભોજરાજા તેના ઉત્સવમાં આવ્યો નહીં. આથી કર્ણદેવે કર્ણાટકના રાજા સોમેશ્વર વગેરેનો સાથ લઈ ધારા પર હલ્લો કર્યો. અને બીજી તરફ તમને માળવાનું અર્ધું રાજ્ય આપીશ, એવી કબૂલાત આપી ભીમદેવને પણ ધારા ઉપર ચડી આવવા કહેણ મોકલ્યું. ભોજદેવ આ બંને તરફની ભીંસમાં મુઝાઈ ગયો. તેનું દિલ તૂટી ગયું અને સં. ૧૧૧૨માં મરણ પામ્યો. કર્ણ રાજાએ ધારાને લૂટી બધાનો હસ્તગત કર્યો અને તેમાંથી ભીમદેવને માત્ર ધર્મવિભાગ આપ્યો. આ યુદ્ધમાં ભીમદેવને માળવા તથા ગુજરાતની વચ્ચેનો પ્રદેશ મળ્યો.[1]

ધારાનગરીના વિનાશ પછી અમુક સમય જતા માંડવગઢ માળવાની રાજધાની બની હતી.

૭ જયસિંહ—(સં. ૧૧૧૨ થી ૧૧૧૬) તે સિંધુરાજનો બીજો પુત્ર હતો. તેના સેનાપતિ જગદેવે ગુજરાતના સૈન્યને હરાવ્યું હતું. (—જૈનદનો શિલાલેખ)

૮ ઉદયાદિત્ય—(સં. ૧૧૧૬ થી ૧૧૪૩) તે સિંધુરાજનો ત્રીજો પુત્ર હતો. તેને ત્રણ પુત્રો હતા. ૧ લક્ષ્મદેવ, ૨ નરવર્મ અને ૩ જગદેવ.

૯ લક્ષ્મદેવ—(સં. ૧૧૪૩ થી ૧૧૬ )

૧૦ નરવર્મ—(સં. ૧૧૬૧ થી ૧૧૯ ) તે વિદ્વાન રાજા હતો. તે રાજગચ્છના આ ધર્મઘોષ, આ સમુદ્રઘોષ તથા આ જિન

૧. આ મેરુતુંગ (સં. ૧૩૬૧) ના પ્રબંધચિંતામણિ (સં. ૧૪ મી) રાજાવલ્લભ (સોળમી સદી) ના રત્નમંદિરગણિ (સં. ૧૫ ૦) અને કવિ મદનાદિ વગેરેએ મુંજદેવ તથા ભોજદેવનાં ચરિત્રો વિવિધ રીતથી આલેખ્યાં છે, તે ગ્રંથોમાં ઘણી વિગતો જોવામાં આવે છે.

વત્સલને બહુ માનતો હતો. નાસહીના આશકવિ બિરુદવાળા જયદેવે તેની સભામાં શૈવ વાદીને હરાવ્યો હતો.

(-જૂઓ પ્રક૦ ૩૫, પૃ૦ ૪૭ તેમજ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પારા ૩૭૪)

૧૧ યશોવર્મા—(સં૦ ૧૧૯ થી ૧૧૯૨) આ સમયે માળવા ગુજરાતને તાબે થયો.

૧૨ જયવર્મા—અજયવર્મા.

૧૩. લક્ષ્મીવર્મા—(સં ૧૨૦૦) તે વિંધ્યવર્માનો ભાઈ હતો.

૧૪ હરિશ્ચંદ્ર—(સં૦ ૧૨૩૬)

૧૫. વિંધ્યવર્મા—તે હરિશ્ચંદ્રનો કાકો હતો. તેણે ગુજરાતથી સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. રાજપુરોહિત કુમારે તેને પાછો કાઢ્યો અને તેનું ગોગ્રા ગામ દબાવ્યું

૧૬ સુભટવર્મા—તેણે ગુજરાત પર ચડાઈ કરી, પાવપર્વત (પાવાગઢ) પાસે યુદ્ધ થયું ને તે હારીને ચાલ્યો ગયો.

૧૭ અર્જુનવર્મા—સં૦ ૧૨૬૭ સં૦ ૧૨૭૨. તેણે ગુજરાતમાં ભરૂચ સુધી પોતાની સત્તા જમાવી. ગુજરાતનો સામંત જયસિંહ તેની સામે ગયો પણ હારી આવ્યો. આથી સૌરાષ્ટ્રની સેનાએ જઈ રાજા અર્જુનદેવને આગળ વધતો રોકી રાખ્યો.

## ૧ ચૌહાણ રાજવંશી (નાડોલ)

ચૌહાણો ચૌરાસિયા આચાર્યના ભક્ત જૈનો હતા. કહ્યું છે કે—

"ચીસોદિયા સાંડેરા, ચૌરાસિયા ચૌહાણ;
ચૈત્યવાસિયા ચાવડા, કુલગુરુ એહ પ્રમાણ.

નાડોલ રાજ્યના ચૌહાણો પ્રાચીન કાળથી જૈનધર્મપ્રેમી હતા. આ દ્રોણાચાર્ય આ સૂરાચાર્ય ચૌહાણો હતા અને નાડોલ તેમજ નાડલાઈ એ પ્રાચીન કાળથી જૈનોનું તીર્થધામ હતું આજે પણ એ તીર્થસ્વરૂપ છે અને એ પ્રદેશમાં જૈનો વિદ્યમાન છે

નાડોલના ચૌહાણોની રાજવંશી નીચે પ્રમાણે છે—

૧૩ વાક્પતિરાજ પહેલો—તેને ત્રણ પુત્રો હતા.

૨૨. પૃથ્વીપાલ—રાજા કરણનો સમકાલીન, પુત્ર રત્નપાલ.

૨૩ જોજલદેવ—સં૦ ૧૧૪૭ તેનું બીજું નામ જોજક હતું

૨૪ અશ્વરાજ—સં ૧૧૬૭ થી ૧૨૦૦ તે જિંદાનો પુત્ર હતો. તે રાજા સિદ્ધરાજનો સામંત હતો ત્યારે યુવરાજ કટુક મંત્રી યશોવીર, મંત્રીપૌત્ર યશદેવ વગેરે હયાત હતા એ વખતે યુવરાજનું મુક્તિનગર સેવાડી હતું. મંત્રીએ સં૦ ૧૧૭૨ના માહ વદિ ૧૪ના રોજ ભ૦ મહાવીરસ્વામીના ગોખલામાં ભ. શ્રીશાંતિનાથની પ્રતિષ્ઠા કરાવી અને યુવરાજે બાલમિત્ર થલ્લકની પ્રેરણાથી તેની પૂજા માટે ૮ દ્રમ્મનો ખર્ચ બાંધી આપ્યો. તેઓ સાંડેરકગચ્છના ઉપાસકો હતા.

(—જૂઓ, જિનવિજયજી પ્રાચીન જૈનલેખસંગ્રહ ભા૦ ૨ લેખાંક ૩૨૩ જૈન સં૦ ૫ અં૦ ૭૩)

૨૫. રાયપાલ—સં૦ ૧૧૮૯ થી ૧૨૦૨. તે રાજા પૃથ્વીપાલના પુત્ર રત્નપાલનો પુત્ર હતો. તેની પત્ની મીનલદે તથા પુત્રો રુદ્રપાલ, અને અમૃતપાલે સં૦ ૧૧૮૯મા નાડુલાઈ તીર્થમાં દાન કર્યું હતું

૨૬ કટુકરાજ—સં૦ ૧૨૦૦ થી ૧૨૦૯ તે રાજા અશ્વરાજનો યુવરાજ હતો ત્યારે તેણે સં ૧૧૭૨મા સેવાડીના ભ૦ મહાવીરસ્વામીના દેરાસરને દર સાલ ૮ દ્રમ્મનો ખર્ચ બાંધી આપ્યો. તે જૈનધર્મપ્રેમી હતો, તેને સામતસિંહ નામે યુવરાજ હતો.

(—જૂઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા૦ ૨, લે૦ ૩૨૩ ૩૨૪)

સં૦ ૧૨૦૨ લગભગમા અજમેરના યુવરાજ વિગ્રહ ચૌહાણે નાડોલ પર હલ્લો કર્યો હતો અને રાજા કુમારપાલ વતી આહડરાજ ઘરે આવી વિગ્રહરાજને પાછો હઠાવ્યો હતો.

૨૭ આહ્લણદેવ—સં૦ ૧૨૦૯ થી ૧૨૧૮ તે કટુકરાજનો નાનો ભાઈ હતો. સંડેરગચ્છના આ૦ ધર્મઘોષનો તે ઉપાસક હતો. તેને આહ્લણદેવી નામે પત્ની તથા કેલ્હણ ગજસિંહ વગેરે પુત્રો હતા. તેણે રાજા કુમારપાલનું અમારિશાસન સ્વીકારી સં ૧૨૦૯ના માહ વદિ ૧૪ને શનિવારે કિરાડુ વગેરે ત્રણ ગામોમાં ૮, ૧૧ ૧૪ તિથિઓ માટેનું અમારિશાસન પ્રવર્તાવ્યું હતું, જેમાં રાજા અને ઉપર્યુક્ત

અને રાજકુમારોની સહીઓ કરેલી છે.

(—જિનવિજયજી પ્રા૦ જૈ૦ લે૦ સં૦ ભા૦ ૨, લેખાંક ૩૪૬)

રાણી આનલદે રાષ્ટ્રકૂટ સહુલની પુત્રી હતી. તેણે સં૦ ૧૨૨૧ના માહ શુદિ ૨ના રોજ સાંડેરાવના જૈન મંદિરમાં ભ૦ મહાવીરસ્વામીના જન્મોત્સવ માટે વાર્ષિક લાગો આપ્યો હતો.

(—પ્રા૦ જૈ૦ લે૦ સં૦ ભા૦ ૨, લેખાંક ૩૪૯)

૨૮. કેલ્હણદેવ—સં૦ ૧૨૩૧ થી ૧૨૪૯. તે રાજા આલ્હણનો મોટો પુત્ર હતો. રાજા કુમારપાલનો પ્રીતિપાત્ર હતો. સાજગચ્છના આ૦ શાલિભદ્રના ઉપદેશથી તે જૈન બન્યો હતો.

તેને માતા આલ્હણદે, રાણી જલ્હણદે, પુત્રો કીર્તિપાલ, લાખણપાલ, અભયપાલ, મોહલદેવ, અને જયતસિંહ તેમજ શૃંગારદેવી નામે પુત્રી હતી. વાસ્હણ નામે મહામાત્ય હતો. તે સૌ જૈનધર્મપ્રેમી હતા.

તેણે પિતાના રાજ્યમાં સં૦ ૧૨૦૯ માહ વદિ ૧૪, ૮, ૧૧, ૧૪ની તિથિઓમાં અમારિ પ્રવર્તાવી હતી. માંસનું બલિદાન સર્વથા બંધ કરાવ્યું હતું. તે આજ્ઞાનો ભંગ કરનાર પ્રત્યે સખત વલણ રાખતો.

(—જૂઓ, પ્રભાવકચરિત્ર, હેમપ્રબંધ, મુંબઈ ગેઝેટિયર ગ્ર૦ ૧ ભા૦ ૧ પૃ૦ ૧૯૩)

રાજા કેલ્હણ તથા રાજમાતાએ સં૦ ૧૨૨૧માં સંડેરકના જૈન મંદિરમાં ચૈત્ર શુદિ ૧૩ના ઉત્સવ માટે વાર્ષિક ખર્ચ બાંધી આપ્યો. રાણી જલ્હણદેવીએ સં૦ ૧૨૩૬માં ભ૦ પાર્શ્વનાથના દેરાસરમાં સ્તંભ કરાવી આપ્યો, સાધિકાનું પણ બાંધી આપ્યું. રાજકુમાર મોહલે સં૦ ૧૨૩૧માં નડુલાઈ (નાડલાઈ)તીર્થના ભ૦ મહાવીરસ્વામીના દેરાસરની શાલગીરી માટે જકાતઆવકમાંથી ખર્ચ બાંધી આપ્યો. પુત્રી શૃંગારદે તે ચંદ્રાવતીના રાજા ધારાવર્ષ પરમારની રાણીએ સં૦ ૧૨૫૫માં નાડોલીના દેરાસરમાં ભ૦ મહાવીરસ્વામીની પૂજા માટે નવું આવકવાળી વાડીનું દાન કર્યું તેના પ્રમાણે પણ દાન કર્યું.

(—પ્રાચીન જૈન લે૦ સં૦ ભા૦ ૨, લેખાંક ૩૪૬ થી ૩૫, ૪૨૪ થી ૪૩)

તેને કીર્તિપાલ નામે પુત્ર હતો. (લેખાંક ૩૪૭, ૩૪૮) કોઈ કોઈ તેને તેનો ભાઈ માને છે કીર્તિપાલ જાલોરનો રાજા બન્યો. આથી એ વંશ સોનગરા ચૌહાણ કહેવાયો.

૨૬ જયતસિંહ—સં૦ ૧૨૪૯ થી ૧૨૫૧ તેની પરંપરામાં રાજા ધાંધલદે (સં૦ ૧૨૬૫ થી ૧૨૮૭) થયો હતો.

## ૨ ચૌહાણોની રાજાવલી (જાલોર સોનગિરા)

૨૭ આલ્હણદેવ—સં૦ ૧૨૦૯ થી સં૦ ૧૨૧૮ તે નાડોલનો રાજા હતો. તેને કેલ્હણદેવ, ગજસિંહ અને કીર્તિપાલ એ ત્રણ પુત્રો હતા. શિલાલેખો (નં ૩૪૭ ૩૪૮)માં તેને રાજા કેલ્હણનો પુત્ર બતાવ્યો છે કીર્તિપાલ જાલોર ગયો અને ત્યાંનો રાજા બન્યો.

૨૮ કીર્તિપાલ—સં૦ ૧૨૩૬ થી ૧૨૩૯

૨૯ સમરસિંહ—સં૦ ૧૨૩૯ થી ૧૨૬૨. તેણે જાલોર-સોહનગઢ સમરાવ્યો ત્યારથી તેના વંશજો સોનગિરા ચૌહાણ કહેવાયા.

તેના બીજા પુત્ર મહણસિંહના વંશજો આબૂના અને પછી સિરોહીના રાજા બન્યા. તેની પુત્રી લીલાદેવી રાજા ભીમદેવની રાણી બની હતી.

તેના ભંડારી પાર્શ્વવીરના પુત્ર મંત્રી યશોવીર તથા અજયપાલે સં૦ ૧૨૩૯માં જાલોરમાં ભ૦ ઋષભદેવનું મંદિર બંધાવ્યું રંગમંડપ કરાવ્યો અને તે પ્રસંગે ભજવવા માટે આ૦ વાદિદેવસૂરિની પરંપરાના આ૦ રામભદ્રે 'પ્રબુદ્ધરૌહિણેય' નાટક રચ્યું હતું તે રાજાની આજ્ઞાથી મંત્રી યશોવીરે સં ૧૨૪૨ માં કુમારવિહારનો સમુદ્ધાર કરાવ્યો અને ત્યાર પછી તોરણ, ધ્વજ મંડપ, દંડકળશ વગેરે ચડાવ્યા.

૩ ઉદયસિંહ—સં૦ ૧૨૬૨ થી ૧૩ ૬ તેના ભંડારનો મંત્રી યશોવીર શિલ્પશાસ્ત્રનો મોટો જાણકાર હતો. તેણે સં૦ ૧૨૮૭ મા લૂણિગવસહીની શિલ્પ અંગેની ભૂલો બતાવી હતી.

(—જૂઓ, પ્રબંધચિંતામણિ, પ્રબંધકોશ, ઉપદેશતરંગિણી)

ઠ સાધનશાના ઉદયસિંહ અને તેનો પુત્ર યશોવીર પણ આ

રાજાના માનીતા જૈન મંત્રીઓ હતા. તેમણે પણ આબૂ જાલોર, માદડી વગેરે સ્થળે જિનમંદિરો બનાવ્યાં.

૩૧. સામંતસિંહદેવ—સં. ૧૩૨૯ થી ૧૩૩૪. તેણે સં. ૧૩૨૧ના ચૈત્ર વદિ અમાવસ્યા ને સોમવારે, અથવા સં. ૧૩૨૯માં સેવાડી પાસે કરેડા ગામમાં જ પાર્શ્વનાથના દેરાસરમાં પૂજા માટે લાગો બાંધી આપ્યો તેમજ સં. ૧૩૩૪ના આસો સુદિ ૧૪ ને સોમવારે ચાસપદ્રગચ્છના આ. પૂર્ણચંદ્રના ઉપદેશથી તેમની નિશ્રાના જ મહાવીરસ્વામીના મંદિરમાં યાત્રા-ઉત્સવ માટે ૧૨ સાલ અનાજ તથા દ્રમ્મોનો લાગો બાંધી આપ્યો, જેમાં મંત્રી જયસિંહ અને તે દેશના વહીવટદાર તેમજ કર્મસિંહના નામો છે.

(-પ્રાચીન જૈ. લે. સં. ભા. ૨ લેખાંક : ૩૩૦
જૈ. સ. પ્ર. ક્રમાંક : ૧૧ પ્ર. ૩૫, પૃ. ૪)

૩૨. સામંતસિંહ—સં. ૧૩૩૮ થી ૧૩૫૩.

૩૩. કાન્હડદે—અલાઉદ્દીન ખિલજીએ સં. ૧૩૬૬ માં જાલોરમાં ચઢાઈ કરી તેમાં આ કાન્હડદે અને વીરમદે માર્યા ગયા હતા. પદ્મનાભ કવિએ સં. ૧૫૧૨માં તેના વિશે કાન્હડદે પ્રબંધ રચ્યો હતો.

૩૪. માલદેવ—તે કાન્હડદેનો નાનો ભાઈ હતો.

૩૫. વણવીર. ૩૬ રણવીર.

## ૭ ચૌહાણોની રાજાવલી (સિરોહી)

૩૨. સમરસિંહ—સં. ૧૨૩૯ થી ૧૨૬૨.

૩૩. મહણસિંહ—તે આબૂનો રાજા થયો.

૩૪. પ્રતાપમલ.

૩૫. વીજડ—સં. ૧૩૩૩. તેનાં બીજા નામો વીરમદે અને દશરથ હતા. તેને લુંભિગ, લૂક, લક્ષ્મણ અને લૂણવર્મા નામે પુત્રો હતા.

૩૬. લુંભાજી—સં. ૧૩૭૭ થી ૧૩૭૮. તેના બીજા નામો લૂક, લુંભ, લુંભો, લાભિગ વગેરે હતા.

૩૭. તેજસિંહ—તેના સમયે સં. ૧૩૭૮માં આબૂ ઉપર રીંઢ લોઢાના વંશના શા. લાલિગ, વીજડ વગેરે ૬ ભાઈઓએ વિમલ

વસહીનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તેજસિંહના ભાઈ તિહુણકે વશિષ્ઠનું મંદિર બંધાવ્યું

૩૮. કાન્હડદેવ—સ ૧૩૯૩ થી ૧૪૦૦ ૩૯ સામતસિંહ, ૪૦ સલખણ, ૪૧ મહારાવરણમલ્લ, ૪૨. શિવભાણ—તેણે સ૦ ૧૪૬૨મા કિલ્લા સામે સિરણવાવ ગામ વસાવ્યું

૪૩ સહસમલ્લ—તેણે સ૦ ૧૪૮૨ના વૈશાખ સુદિ ૨ ના દિવસે સિરણવાવ પાસે સિરોહી વસાવ્યું તે તપા૦ આ૦ શ્રીમુનિસુંદરસૂરિનો ભક્ત હતો. અહીં પહાડી નીચે એક ૫ થાર પર એકીસાથે ૧૪ જિનાલયો આજે પણ શોભી રહ્યા છે

## ૬ ચૌહાણોની રાજવંશી (શાકંભરી—અજમેર)

૧૩. વાક્પતિરાજ પહેલો—તેને ત્રણ પુત્રો હતા. ૧૪ સિંહરાજ—સ ૧ ૧૩ ૧૮ વિગ્રહરાજ બીજો—સ ૧૦૩ ૧૬ તેનો ભાઈ દુર્લભરાજ ૧૭. તેનો ભાઈ ગોવિંદ, ૧૮ વાક્પતિરાજ બીજો, ૧૯ વીર્યરાજ—સ૦ ૧૦૮૨ ૨ તેનો ભાઈ ચામુંડ ૨૧ દુર્લભરાજ (રાજા કરણનો સમકાલીન) ૨૨. વિગ્રહરાજ ત્રીજો, ૨૩. પૃથ્વીરાજ પહેલો, ૨૪ અજયદેવ—તેણે અજમેર વસાવ્યું ૨૫ અર્ણોરાજ—તેને પુત્ર જગદેવે સ૦ ૧૨ ૮મા મારી નાખ્યો. ૨૬ જગદેવ, ૨૭ વિગ્રહરાજ ચોથો—સ૦ ૧૨૧૨ થી ૧૨૨ ૨૮. અમરગંગ, ૨૯ પૃથ્વીરાજ બીજો, ૩૦ સોમેશ્વર—સ૦ ૧૨૨૬ થી ૧૨૩૬ તે અર્ણોરાજ-કંચનદેવીનો પુત્ર અને સિદ્ધરાજનો દૌહિત્ર હતો. ૩૧ પૃથ્વીરાજ ચૌહાણ ત્રીજો—સ ૧૨૩૬ થી ૧૨૪૯ તેને શહાબુદ્દીન ઘોરીએ સ૦ ૧૨૪૯માં મારી નાખ્યો.[1] ૩૨. હરિરાજ—સોમેશ્વરનો બીજો પુત્ર હતો.

## ચૂડાસમા રાજવંશી (જૂનાગઢ)

ઇતિહાસ કહે છે કે ગુજરાતના ચાવડા આધિપત્ય કરતા હતા પણ વનરાજ ચાવડાએ તેને સદંતર બંધ કરાવ્યું

૧. જુઓ, દિલ્હીના મુસલમાન બાદશાહોનો ઇતિહાસ પ્ર૦ ૪૪

સોરઠના ચૂડાસમાની આદિ ગિરનારની તળેટીમાં જૂનાગઢમાં હતી. તેઓ પણ ગિરનાર કોડિનાર અને સોમનાથના યાત્રિકોને લૂંટતા, અને રંજાડતા હતા. દરિયામાં વેપારી વહાણોને લૂંટવાની ચાંચિયાગીરી કરતા. તેઓ માંસ ખાતા, દારૂ પીતા, વ્યભિચાર કરતા અને બ્રાહ્મણોની લાજ લૂંટતા હતા. તેમના પાશવી જીવનનો ચિતાર દ્વયાશ્રયમહાકાવ્ય માંથી જાણવા મળે છે. તેઓ યાદવ હતા પરંતુ આ ધંધાથી આભીર કહેવાતા હતા.

મ્લેચ્છનો શબ્દ અને સિંધના મ્લેચ્છો તેમના સાગરીત હતા. મોટા ભાગે લૂંટારા શબ્દ માટે તિરસ્કારસૂચક હમ્મીર શબ્દ વપરાય છે.

ચૂડાસમાનો રાજવંશ નીચે પ્રમાણે જાણવા મળે છે—

૧ હમ્મીર—તેણે સં. ૮૯૦ લગભગમાં ગોહિલના સંઘપતિ ધારશીના સંઘને યાત્રા કરતા રોક્યો અને તેના પુત્રો તેમજ સુભટોને મારી નાખી ધન લૂંટી લીધું. આથી આ બપ્પભટ્ટિ અને રાજા નાગાવલોક અહીં આવ્યા ત્યારે ગિરનાર તીર્થ પહેલાની જેમ શ્વેતાંબર જૈનોને અપાવ્યું. (પ્રક. ૩૨ પૃ. ૫૩૧ ૫૩૨)

૨. મૂળરાજ ૩ વિશ્વવરાહ (ધરણીવરાહ).

૪ ગ્રહરિપુ—તેણે સં. ૯૯૬ લગભગમાં એક યાત્રાસંઘને લૂંટવા ધાર્યું પણ આ બલિભદ્રસૂરિની વિદ્યાથી તેને તેમની આગળ નમવું પડ્યું. તેણે માફી માગી અને સંઘે નિર્ભયપણે યાત્રા કરી.

(પ્રક. ૩૪ પૃ. ૫૭૫, ૫૭૬)

રા. સા. મહીપતરામ નીલકંઠ લખે છે કે "સોરઠનો રાજા ગ્રહરિપુ પ્રભાસ-સોમનાથની યાત્રાએ જનારને લૂંટવા લાગ્યો. ગૂર્જરપતિએ તેને સજા કરવાને ચઢાઈ કરી. એ સમયે મ્લેચ્છનો રાજા લાખો તથા કેટલાક મિત્ર અને માંડલિક રાજા સોરઠના રાજાની કુમકે ગયા, તેથી તેની કને જબરું લશ્કર થયું. મૂળરાજે તેનો પરાજય કર્યો. ગ્રહરિપુ અને લાખો રણમાં પડ્યા.

(—ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૧૧)

૫. કવાત—સં. ૧૦૩૮, ૬ દયાસ—સં. ૧૦૫૯ ૭. નવઘણ

પહેલો—સં૦ ૧૦૮૦, ૮ ખેંગાર—સં ૧૧૦૦ તે એક દિવસે શિકારમાં ભૂલો પડ્યો. તેણે એક ચારણને માર્ગ પૂછ્યો. ચારણે સાફ સાફ સમજાવ્યું કે, જીવદયા એ જ ઉત્તમ માર્ગ છે રા એ ખુશ થઈ તેને ગરાસ આપ્યો. ૯ નવઘણ બીજો—સં૦ ૧૧૨૩

૧૦ રા' ખેંગાર—તેણે પાટણના ધનાઢ્ય યાત્રાસંઘને લૂંટવાનો ઈરાદો કર્યો. તેમાથી તેને પુષ્કળ ધન અને સોના ઝવેરાતના દાગીના મળવાની મોટી આશા હતી. તેણે ત્યા સંઘપતિને એક દિવસ વધુ રોક્યો પણ રાજમહેલમા તે જ રાતે અચાનક મોટું મરણ થયું મલધારી આ૦ હેમચંદ્રસૂરિ રાજાનુ મન કળી ગયા હતા. તેમણે આ મરણના બહાનાથી રાજમહેલમાં જઈ રા'ને ઉપદેશ આપ્યો અને રા'ને નીતિને માર્ગે વાળ્યો. રાજા સિદ્ધરાજને જ્યારે ખબર મળી ત્યારે તેણે સોરઠ ઉપર ચડાઈ કરી અને રા ખેંગારને જીવતો પકડી પાંજરામા પૂર્યો અને કામમને માટે એ પાથવીસીલાનો અંત આવ્યો. (—આ૦ ચંદ્રસૂરિકૃત 'મુનિસુવ્રતચરિય' પ્ર ૩૮)

૧૧ નવઘણ ત્રીજો—સ્વ૦ સં૦ ૧૧૬૬

૧૨ રા કવાત—સ્વ૦ સં૦ ૧૨૦૮.

૧૩ રા જયસિંહ—સ્વ સં ૧૨૨૮

૧૪ રાયસિંહ. ૧૫ મહીપાલ—સં ૧૨૩૧ થી ૧૨૫૨.

૧૬ જયમલ—સં૦ ૧૨૫૨ થી ૧૨૮૬

૧૭. રા' મેંડલો—જેનાં બીજાં નામો રા મહીપાલ અને રા માંડલિક પણ મળે છે

તપાગચ્છના આ૦ લક્ષ્મીસાગરસૂરિ (સં ૧૪૭૦ થી ૧૫૪૬) બાલ મુનિ હતા ત્યારથી જ બોલવામાં ચતુર હતા. તેમણે રા' મહીપાલને રંજિત કર્યો હતો. રા મહીપાલ તપાગચ્છના આ૦ સોમદેવસૂરિની સમસ્યાપૂર્તિની કલાથી પણ ઘણો ખુશ હતો.

રા મહીપાલે વૃદ્ધ તપાગચ્છના આ૦ રત્નસિંહસૂરિના ઉપદેશથી પાંચમ, આઠમ, અગિયારસ, ચૌદશ, પૂનમ, અમાવાસ્યા એ છ પર્વતિથિઓની અમારિ પ્રવર્તાવી હતી. એ સંબંધી સં ૧૫ ૭ના

(३) छावकुमार (छावर्गा मार) अनि चिडीमार
सिंचाणकरहि वि माहेडां न करवा करिवा।
(४) मोर न मारिवा।
(५) बाबर खांट तुरक पठे वहारै बीज कोइ
न विणासइ, जो मारसि बध निम ठेसि।
(६) कुमकार पच दिन निभाड न करइ।
(७) श्री कोइ दीणि वणसि माणासंग करइ ए हणइ, रा' मांडलिक-
नाथाणी आणा सब करइ पालवी, तेहनइ गुण घणा होसिइ,
जि को मन शुद्ध ए दोषनी ते हणइ अमारि प्रवर्तावणहार
श्रीमंडलिक प्रमुखइ भागवतणाइ छइ।

(—આ. વિજયવલ્લભસૂરિ સ્મારકગ્રંથ, હિંદીવિભાગ, પૃ. ૧૩૫)

૧૮. રા'ખેંગાર

૧૯. રા. મંડલિક—તે સં. ૧૩૧૬માં રાજા થયો. તેણે નરસિંહ મહેતા અને નાગબાઈ આસ્ત્રી વગેરેને ઘણો ત્રાસ આપ્યો હતો. રાજ્યીને ન છાજતા આવા વર્તનથી તે પ્રજાનો પ્રેમ ગુમાવી બેઠો. તેણે ઝાલાવાડના એક રાજાના દિવાન બોળાધાકનુ અપમાન કર્યું. તેથી તે દિવાન તેનો બદલો લેવા માટે મહમ્મદ સુલતાનને બોલાવી લાવ્યો.

(—અંચલગચ્છની મોટી ગુજરાતી પટ્ટાવલી, પૃ૦ ૯૯)

સુલતાન મહમ્મદે પોતાના પુત્ર મહમ્મદને સોરઠ ઉપર મોકલ્યો. તેણે દ્વારકાના રાજા ભીમને માર્યો. રા. મંડલિકને જીવતો પકડી લઈ મુસલમાન બનાવ્યો અને તેને ખાનજહાન નામ આપી અમદાવાદ લઈ ગયો અને આખર સુધી ત્યાં જ રાખ્યો. ખાનજહાન અમદાવાદમાં મરણ પામ્યો. તેની કબર અમદાવાદ શહેરના મુખ્ય બજારમાં છે.

(—રા. મ. ૨. નીલકંઠે સને ૧૮૯૭માં લખેલો ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ, આવૃત્તિ ૬; પૃ૦ ૨૪ ૨૫)

સુલતાન મહમ્મદે સં. ૧૫૪૧માં ચાંપાનેર પર સવારી મોકલી ત્યાંના રાજા જયસિંહ પતાઈ રાવલ તથા પ્રધાન ડુંગરશીને મારી

પાવાગઢને જીતી લીધો. તેણે બે ગઢ જીત્યા હોવાથી બેગડો કહેવાયો.[1] મહમ્મદે રાણપુર લૂંટ્યું અને શત્રુંજયતીર્થના મંદિરોને પણ તોડ્યાં હતાં.



## મંત્રીવંશ

શ્રીમાલનગરમાં નરસિંહ પોરવાડ હતો. તેણે એક દિવસે કાલિકાના દેરામાં બેસી હઠમત કરાવી, એટલે દેવીએ તેને કોટિયો બનાવ્યો. આ ઉદયપ્રભસૂરિએ તેને કોઢ રોગથી મુક્ત કર્યો અને જૈનધર્મનો પ્રેમી બનાવ્યો. તેને નાનાગ નામે પુત્ર હતો, એનું બીજું નામ નીનો શેઠ હતું. સં. ૭૯૫.[1]

(—અંચલગચ્છની મોટી ગુજરાતી પટ્ટાવલી)

પરમારના મંત્રી કપર્દિકે પાટણના નરેશોને મંત્રીવંશ આપ્યો તેવી જ રીતે નીનાએ ગુજરાતના ચાવડા તેમજ સોલંકી રાજાઓને ઉદાત્ત અને ધીર એવો મંત્રીવંશ આપ્યો.

ઠક્કુર નીનો શ્રીમાલનગરમાં રહેતો હતો. તે શ્રીમાલનગરથી નીકળેલા પોરવાડવંશનો હતો. તેને એક દિવસે લક્ષ્મીદેવીએ પ્રગટ થઈને જણાવ્યું : તારો અભ્યુદય આબૂ નગરમાં જવાથી થશે. એટલે તે આબૂમાં આવીને વસ્યો ત્યાં તે સંપન્ન થયો.

રાજા વનરાજ ચાવડાએ પાટણ વસાવી ગુજરાતના રાજ્યની સ્થાપના કરી હતી. તે યોગ્ય પુરુષોને બોલાવીને પાટણમાં વસવાટ આપતો. તેણે નીના શેઠને ઉત્તમ પુરુષ લેખી પાટણમાં સપરિવાર વસવા માટે આમંત્રણ આપ્યું. આથી તે પોતાનો પરિવાર લઈ પાટણ આવીને વસ્યો. તે વિદ્યાધરગચ્છનો જૈન હતો. તેણે પાટણમાં થારાપદ્રગચ્છ—

૧. જૂઓ, ગુજરાતના સુલતાનો અને ચાંપાનેરના રાવળોનો ઇતિહાસ, પ્ર૦ ૪૪

૨. નીના શેઠે પોતાની માતા નારંગદેવીની યાદમાં નારંગપુર વસાવી, તેમાં સં. ૮૩૬ માં નાગેન્દ્રગચ્છના આ. ધર્મસૂરિના હાથે ભ. પાર્શ્વનાથનું દેરાસર બનાવી પ્રતિષ્ઠા કરાવી.

વિદ્યાધરગચ્છનું ભ૦ ઋષભદેવનું દેરાસર બંધાવ્યું  રાજા વનરાજ તેને પિતા સમાન માનતો અને સન્માનતો હતો.

લહીર—

લહીરના બીજા નામો લહર અને લહરધર પણ મળે છે તે પાટણનો દંડનાયક હતો. તે હાથીઓની પરીક્ષા કરવામાં નિપુણ હતો. એક દિવસે તે ઉત્તમ પ્રકારના ઘોડાઓ લઈ શ્રેષ્ઠ પ્રકારના હાથીઓ લેવા વિંધ્યાચલ ગયો. તે જ્યારે હાથીઓને લઈ ગુજરાત આવતો હતો ત્યારે શત્રુ રાજાઓએ તે હાથીઓ ઝુંટવી લેવા તેની સાથે યુદ્ધ છેડ્યું પરંતુ લહીરે વિંધ્યવાસિની દેવીની[1] કૃપાથી શત્રુઓને મારી હઠાવ્યા. વનરાજ ચાવડાએ લહીરને સાંડેર[2] ગામ ઈનામમાં આપ્યું. લહીરે સાંડેરમાં મંદિર બનાવી તેમાં વિંધ્યવાસિની દેવીની સ્થાપના કરી અને તે દેવીનું નામ બદલાવી રાખ્યું. તેને લક્ષ્મીદેવી અને સરસ્વતીદેવી બંને પ્રસન્ન હતા. લક્ષ્મીએ તેને પ્રસન્ન થઈ ચિત્ત પટમંત્ર આપ્યો અને લહીરે તે પટને ટંકશાળામાં સ્થાપન કર્યો, તેમજ લક્ષ્મીદેવીને મુદ્રાઓમાં (ચલણી નાણામાં) સ્થાપન કરી. એની પરંપરામાં બે એક પેઢી પછી મંત્રી વીર થયો. વચ્ચેની બે એક પેઢીના નામો મળતા નથી. લહીરનો પૌત્ર, પ્રપૌત્ર લહધર અને તેનો પુત્ર વીર હશે. પાછળના લેખકોએ નામસામ્યથી તે બંનેને એક ગણી લીધા લાગે છે. મંત્રી વીરની વંશપરંપરા નીચે મુજબ મળે છે—

૧ વીર મહત્તમ—તે સોલંકી રાજા મૂળરાજ ચામુંડરાજ વલ્લભરાજ અને દુર્લભરાજનો મહામાત્ય હતો. તેને વીરમતી નામે પત્ની હતી. નેઢ, વિમલ અને ચાહિલ્લ એમ ત્રણ પુત્રો હતા. તે વડગચ્છના આચાર્ય વિમલચંદ્રસૂરિનો શિષ્ય હતો તેમજ આ૦ વીરગણિનો ભક્ત હતો. (જુઓ, પ્ર૦ ૩૪, પૃ૦ ૫૮૫) તે મંત્રી હોવા છતાં

૧ બનાસકાંઠા જિલ્લામાં ૧ માઈલ દૂર ખીરાલુર પાસે ૬ માઈલ દૂર વિંધ્યવાસિની દેવીનું મૂળ સ્થાન છે. આથી વિંધ્યાચલ પહાડી આ ગામ છે. તે મંદિરમાં પગથિયાં ચઢવાં પડે છે.

૨. સાંડેર માટે જુઓ પ્ર૦ ૩૭

અંતરંગથી વૈરાગી હતો. પાછલી વયમાં તેણે દીક્ષા લીધી હતી અને સં. ૧૦૮૫માં સ્વર્ગગમન કર્યું. તેને ત્રીજો પુત્ર મહં. ચાહિલ હતો. તેને સલુક નામે પુત્ર અને નરસિંહ નામે પૌત્ર હતો. ઠ. નરસિંહે સં. ૧૨ ના જેઠ વદિ ૧ ને શુક્રવારે વિમલવસહી (દેરી નં. ૧૧)માં ભ. મુનિસુવ્રતસ્વામીની પરિકરવાળી પ્રતિમા ભરાવી અને તેની આ. નેમિચંદ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી.

૨. નેઢ અને વિમલ—એ બંને સરસ્વતી અને લક્ષ્મીના નિવાસસ્થાન જેવા હતા. તેમને વાહિલ નામે ત્રીજો ભાઈ હતો એમ આ. રાજશેખરસૂરિ બતાવે છે. નેઢ ગુજરાતના રાજા પ્રથમ ભીમદેવનો મહામાત્ય હતો અને વિમલ દંડનાયક હતો.[1] મંત્રી વિમલે વાસ્તની શિલ્પકલાને અમર બનાવી તેથી ઇતિહાસમાં તેનું નામ સુવર્ણાક્ષરે લખાયેલું છે.

વિમલ—વીર મહત્તમનો બીજો પુત્ર હતો. તેની પત્નીનું નામ શ્રીદેવી હતું. તે નાનપણથી તીક્ષ્ણ બુદ્ધિવાળો, શૂરવીર અને ઠ વેષો હતો. તેનું બાણ કદી નિષ્ફળ જતું નહીં તેથી તે અમોઘ બાણાવલી કહેવાતો. રાજા ભીમદેવ તેના એકલાથી ખૂબ પ્રસન્ન હતો. તે વડો સેનાપતિ પણ હતો. તેણે યુદ્ધો કરી, વિજય મેળવીને ગુજરાતની સીમા વધારી હતી. એના સમયમાં ચંદ્રાવતીનો રાજા ધંધૂક પરમાર ગુજરાતનો ખંડિયો રાજા હતો. તે ધીરે ધીરે ગુજરાતની ધૂંસરી ફગાવી દઈ સ્વતંત્ર થવાની તૈયારીઓ કરી રહ્યો હતો. રાજા ભીમદેવે તેને પોતાના તાબે રાખવા માટે સેનાપતિ વિમલને સૈન્ય સાથે ચંદ્રાવતી મોકલ્યો. ધંધૂક તો વિમલનું નામ સાંભળીને જ માળવાના રાજા ભોજદેવ પરમારને શરણે મેવાડમાં નાસી ગયો. વિમલ શાહે ચંદ્રાવતીને હાથમાં લઈ ભીમદેવની આણ પ્રવર્તાવી.

૧. ભીમદેવ પહેલાનો મંત્રી નેઢ, દંડનાયક વિમલ અને [illegible] પ્રધાન જાહિલ એ ત્રણે જૈન હતા. (પ્રાચીનલિપિમાળા ભા. ૨, પૃ. ) મંત્રી નેઢને ધવલ તથા લાલિગ નામે બે પુત્રો હતા. મંત્રી વિમલને કોઈ સંતાન નહોતું. દંડનાયકના પરિચય માટે (જુઓ, પ્ર. ૩૫, પૃ. ૭૦ ટિ. નં. ૧)

રાજા ભીમદેવે પણ વિમલને ચંદ્રાવતીનો દંડનાયક બનાવ્યો. નાડોલના રાજાએ વિમલને સુવર્ણ જડિત સિંહાસન આપ્યું અને દિલ્લીપતિએ છત્ર ભેટ કર્યું (—જુઓ જિનહર્ષકૃત વસ્તુપાલચરિત પ્રસ્તાવ, ૮)

તેણે સિંધ પરની ચઢાઈમાં રાજા ભીમદેવને ભારે મદદ કરી અને રસ્તામાં નગરઠઠ્ઠાના રાજાને ત્રણ દિવસમાં જ બાંધી લીધો હતો.

દંડનાયક વિમલે ચંદ્રાવતીમાં રહીને રાજા ધંધુકને કુનેહથી સમજાવી ફરી વાર ભીમદેવના શાસન તળે મૂક્યો અને આબૂનો રાજા બનાવ્યો.

મંત્રી વિમલ વૃદ્ધ થવા આવ્યા એટલે તે પાછલા સમયમાં ચંદ્રાવતીમાં જ રહેવા લાગ્યા. વિદ્યાધરકુલના વડીદરગચ્છના આ૦ સર્વાનંદસૂરિના શિષ્ય આ૦ ધર્મઘોષસૂરિ એ સમયે ચંદ્રાવતીમાં ચતુર્માસ રહ્યા હતા. મંત્રીએ નિયમિત રીતે ચાર માસ સુધી તેમનો ધર્મોપદેશ સાંભળ્યો. આચાર્યશ્રીના ઉપદેશથી તે ખૂબ પ્રભાવિત થયા. તેમને ધર્મધ્યાન તરફ વિશેષ રુચિ જાગી અને પોતે યુદ્ધમાં માનવજાતનો ભારે સંહાર કર્યો હતો તેનો પશ્ચાત્તાપ કરતાં આચાર્યશ્રી પાસે પ્રાયશ્ચિત્ત માગ્યું. આચાર્યશ્રીએ કહ્યું કે તું આબૂતીર્થનો ઉદ્ધાર કર. એ સામર્થ્ય તારામાં છે એમ કરવાથી પ્રાયશ્ચિત્ત પૂરું થશે. તેમની પત્ની શ્રીદેવીને પણ એ વાત પસંદ પડી.

મંત્રીએ પત્ની શ્રીદેવીની પ્રેરણાથી અઠ્ઠમ કરી અંબિકાદેવીની આરાધના કરી. અંબિકાએ પ્રસન્ન થઈ કહ્યું કે વત્સ! બોલ, તારી શી ઇચ્છા છે? મંત્રીએ જવાબ આપ્યો, દેવી! એક તો પુત્રની ઇચ્છા છે અને બીજી ઇચ્છા આબૂ ઉપર જિનપ્રાસાદ બંધાવવાની છે આપની કૃપાથી મારી તે બંને ઇચ્છાઓ પૂરી થાય. દેવીએ કહ્યું તે બે વર નહીં મળી શકે બેમાંથી ગમે તે એક માગ. મંત્રી વિમલ અને તેની પત્ની શ્રીદેવીએ સલાહ કરીને દેવી પાસેથી તીર્થોદ્ધાર કરવાની ભાવના પ્રદર્શિત કરી. તથાસ્તુ, તું ઉત્સાહથી કામ કર. તને દેવી સહાય મળ્યા કરશે. એમ કહીને અંબિકાદેવી અંતર્ધાન થઈ ગયાં.

મંત્રી વિમલે મહારાજા ભીમદેવ, આબૂરાજ ધંધૂક અને પોતાના ભાઈ નેઢની આજ્ઞા લીધી અને તે આબૂ ઉપર આવ્યો. બ્રાહ્મણોએ અહીં જૈન તીર્થસ્થાન કરવા દેવાનો સખત વિરોધ કર્યો, તેથી વિમલે અઠ્ઠમ કરી અંબિકાનું સ્મરણ કર્યું. અંબિકાદેવીએ જણાવ્યું: અહીં પ્રાચીનકાળમાં (નંદિવર્ધનના સમયમાં) જૈનતીર્થ હતું. તું સ્થાનમાં ચંપાના ઝાડ નીચે જ્યાં સાથિયો હોય ત્યાં ખોદકામ કરજે સૌ સારાં વાનાં થશે. મંત્રી વિમલે સવારે શુદ્ધ–પવિત્ર બનીને દેવીના જણાવ્યા મુજબ કર્યું. ચંપાના ઝાડ નીચે ખાડો ખોદતાં ભ૦ ઋષભદેવની પ્રાચીન પ્રતિમા નીકળી આવી. આ જોઈ બ્રાહ્મણો અચંબો પામી મૂગા બની ગયા. પ્રાચીનકાળના જૈનતીર્થની સાબિતી સિદ્ધ થઈ એટલે વિરોધ કરી ન શક્યા, પણ જૈનમંદિર માટે જમીન આપવા તેમની તૈયારી નહોતી. મંત્રીએ ધાર્યું હોત તો રાજસત્તાથી જમીન મફતમાં પડાવી શકત પણ તે જેવો રાજનીતિજ્ઞ હતો તેવો ધર્મનીતિજ્ઞ પણ હતો. ધર્મકાર્યમાં રાજસત્તાનો ઉપયોગ અનુચિત ગણાય એમ સમજીને મંત્રીએ બ્રાહ્મણોને જમીનના બદલામાં માગી રકમ આપવાનું પોતે જણાવ્યું. બ્રાહ્મણોએ જણાવ્યું કે તમે જમીન ઉપર સોનામહોરો પાથરો. જેટલી જમીનમાં સોનામહોરો પથરાય તેટલી જમીન તમારી અને સોનામહોરો અમારી. વિમલે વિચાર્યું કે મહોર ગોળ હોય છે તે પાથરતાં વચમાં જગા ખાલી રહેશે. મંદિરના કામમાં એટલી રકમ ઓછી આપવી તે ન્યાયયુક્ત નથી. તેણે તરત જ ચોરસ સોનામહોરો તૈયાર કરાવી, તે પાથરીને તેના બદલામાં જમીન લીધી. એક મહોરના પચ્ચીસ રૂપિયાના હિસાબે ગણીએ તો આ જમીનના બદલામાં રૂ. ૪ ૫૩,૬
આપ્યા હશે એવું અનુમાન થાય છે. બ્રાહ્મણો તો એ રકમ લઈને ખુશ ખુશ થઈ ગયા અને વિમલ મંત્રીની ન્યાયવૃત્તિની વાહવાહ ગાવા લાગ્યા. બ્રાહ્મણો એ ધન લઈને બીજા નગરમાં જઈને વસ્યા. મંત્રી વિમલે આ જમીનમાં ૧૪ ફૂટ લાંબુ અને ૯૦ ફૂટ પહોળું ૫૪ દેરીઓવાળું ભવ્ય જિનાલય બંધાવ્યું તથા જૈન શિલ્પ (ચિત્ર)કળા

બનાવી, જેની છતમાં જીવંત એવા વિવિધ ભાવોનું શિલ્પ આલેખન કરાવ્યું. આ મંદિર આજે પણ જગતની આશ્ચર્યકારક વસ્તુઓ પૈકીનું એક ગણાય છે. તેમાં કુલ ૧૮ ૫૩ ૦૦,૦૦૦ રૂા. ખરચાયા હતા. ત્યાંનો ક્ષેત્રપાલદેવ મંદિર બંધાવવામાં મુશ્કેલીઓ ઊભી કરતો હતો તેથી તેને પણ મંત્રી વિમલે નૈવેદ્ય અને સાત્ત્વિક સામર્થ્યથી અનુકૂળ કર્યો હતો.

મંત્રી વિમલ શાહે પ્રતિષ્ઠાપ્રસંગે મહાજન, રાણા, મંડલિક જૈનઅજૈન સૌને આદરભર્યું આમંત્રણ આપ્યું હતું. નાગેન્દ્ર, ચંદ્ર, નિર્વૃતિ તેમજ વિદ્યાધર એમ ચાર પ્રધાન ગચ્છોના જૈનાચાર્યોને અહીં પધરાવ્યા હતા. આ ચાર ગચ્છો પૈકી તે વિદ્યાધરગચ્છનો ઉપાસક હતો અને તે ગચ્છના આચાર્ય ધર્મઘોષસૂરિના ઉપદેશથી જ તેમણે આ તીર્થ સ્થાપન કર્યું હતું. ચંપાના ઝાડ નીચેથી ભ૦ આદિનાથની જે પ્રતિમા પ્રગટ થઈ હતી તેને તેમણે ચોપન દેરીઓ પૈકીની ૨૦ મી દેરીમાં સામાન્ય રીતે સ્થાપન કરી હતી. સ્થાપનાના દિવસે અતીવ શુદ્ધ અને શુભ મુહૂર્ત હતું. તે મૂર્તિને તેમાં સ્થાપન કર્યા પછી મંદિરનું કાર્ય ખૂબ સારી રીતે અને ઝડપથી થવા લાગ્યું એટલે તે મૂર્તિને ત્યાંથી ન ઉઠાવતાં ત્યાં જ કાયમ રાખી અને મૂળનાયક તરીકે ભ૦ આદીશ્વરની ધાતુની નવી પ્રતિમા તૈયાર કરાવી. તેની સં૦ ૧૦૮૮માં રાજગચ્છના આ૦ વર્ધમાનસૂરિ વગેરે ચાર ગચ્છોના આચાર્યોના કરકમલ વડે પ્રતિષ્ઠા કરાવી. 'આબૂરાસ' (સં૦ ૧૨૮૯)માં જણાવ્યું છે કે—

चहुं आयरियेहिं पइट्ठिय बहुमाव सरंत ॥ '

તે દિવસે આબૂપર્વત પર સોનાનો સૂર્ય ઊગ્યો હતો. સર્વત્ર આનંદ અને ઉલ્લાસ છવાયો હતો. મંત્રી વિમલ અને મહં૦ શ્રીદેવીના દિલમાં હર્ષનો મહેરામણ ઊછળતો હતો. તેમણે પ્રભુની પ્રતિષ્ઠા કરી અભિષેક કર્યો. ગુરુમહારાજોને ભક્તિભરી અંજલિ અર્પી. આગંતુક સર્વ જનોનું ભાવભર્યું સ્વાગત કર્યું. યાચકોને મોંમાગ્યું દાન આપ્યું. એ દિવસ ધન્ય હતો. આવેલા સૌ પોતે ગૌરવ અનુભવતા હતા અને સૌ

સાત્ત્વિકાચારીઓ પોતાને ત્યાં પણ આવો દિવસ અને ઘડી આવે એવી અભિલાષા રાખતા વિસર્જિત થવા લાગ્યાં. બાદ આચાર્યોએ પણ પોતાના આશીર્વાદના શ્લોકમાં 'વિમલશ્રીસુપ્રભાતમ્'ની પુણ્ય નામાવલિ ઉમેરી. આ તીર્થ આજે પણ અજોડ શિલ્પધામ ગણાય છે એ જ કારણે વિમલ મંત્રી ઇતિહાસમાં અમર નામના મેળવી ગયેલ છે સોમધર્મગણિએ 'ઉપદેશસપ્તતિકા'માં લખ્યું છે કે એ મંદિરનો મંડપ તેમના નાના ભાઈ ચાહિલે બનાવ્યો હતો. મંત્રી વિમલે શ્રીદેવીના નામથી શ્રીપુર વસાવ્યું જે આજે સરોતરા નામે વિદ્યમાન છે આ તીર્થની સ્થાપના પછી મહામાત્ય વીરના વંશજો પોતાને વીરવંશના તથા વિમલવંશના બતાવે છે (જુઓ, અર્બુદ પ્રાચીન જૈનલેખ સંદોહ, લેખાંક ૫૩ ૯૨)

વિમલવસહી મંદિર ભવ્ય, વિશાળ અને મનોહર છે. આબુમાં દર ૭ મહિને ધરતીકંપ થતો હોવાના કારણે તેનું શિખર નાનું બનાવેલું છે એ જ કારણે આબૂ ઉપરના જૈન તેમજ અજૈન બીજા મંદિરોના શિખરો નાના બનાવેલા છે

વિમલ મંત્રીએ શત્રુંજયનો સંઘ કાઢ્યો હતો, એમાં ચાર કરોડ સોનામહોરો ખરચાઈ હતી.

વિમલ મંત્રીએ આબૂ શત્રુંજય, આરાસણ (કુંભારિયા) અને પાટણમાં વિમલવસહી મંદિરો બંધાવેલાં હતાં, તે આજે પણ વિદ્યમાન છે. તેમના વંશજોએ કુંભારિયાતીર્થની સ્થાપના કરી હતી.

(–પ્રબંધચિંતામણિ પ્રબંધકોશ, જિનહર્ષનું વસ્તુપાલચરિત પ્ર ૮ ઉપદેશ સપ્તતિકા ઉપ ૪ વિમલપ્રબંધ, કથા પ્રબંધમહાકાવ્ય, આ જિનવિજયનો પુરાતન પ્રબંધસંગ્રહ)

વીર મહત્તમનો ત્રીજો પુત્ર મંત્રી ચાહિલ હતો. તેની પરંપરામાં અનુક્રમે (૨) ચાહિલ, (૩) રાણુક અને (૪) નરસિંહ થયા. ઠ નરસિંહે સં ૧૨ ના જેઠ વદિ ૧ ને શુક્રવારે વિમલવસહી (દેરી નં ૧૧)માં બૃહદ્ગચ્છના આ નેમિચંદ્રસૂરિના હાથે પ્ર

મુનિસુવ્રતસ્વામીની પરિકરવાળી પ્રતિમા ભરાવી, સ્થાપન કરેલી છે મહં૦ ચાહિલના વંશજો પોતાને શેઠ નીનાના વંશના, મંત્રી વીરના વંશના કે મં૦ વિનલના વંશના બતાવે છે

(જૂઓ, અર્બુદ પ્રાચીન જૈનલેખસંગ્રહ, લેખાંક ૫૩, ૬૨)

એ જ વંશમાં અભયસિંહ, તેના પુત્રો જગસિંહ, લખમીસિંહ, કુરસિંહ તથા જગસિંહનો પુત્ર ભાણુસિંહ નામે થયા. તેઓએ સં૦ ૧૩૯૪માં વિમલવસહીમાં અંબિકાદેવીની પ્રતિમા ભરાવી હતી.

મહં૦ ચાહિલના વંશના શેઠ વચ્છભદાસ વિક્રમની અઢારમી સદીમાં પાટણની પોરવાડ નાતિમાં અગ્રેસર હતા. તેમના પુત્ર શેઠ ભાલેકચંદે સં૦ ૧૭૯૫ના માગશર સુદિ ૫ના દિવસે ચોવીશ જિનના ચોવીશવટ્ટા બનાવીને તેની ભ૦ વિદ્યાસાગરજીના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી. (—અંચલગચ્છની ગુજરાતી મોટી પટ્ટાવલી)

૩ **ધવલ અને લાલિગ**—આ બંને ભાઈઓ ગુજરાતના રાજા કર્ણદેવના મંત્રીઓ હતા. ધવલ મહામાત્ય હતો. તેને આનંદ નામે પુત્ર હતો.

મંત્રી લાલિગ કામદેવ જેવો રૂપાળો હતો. તેને **મહેંદુ** નામે પુત્ર હતો, તે પણ મંત્રી હતો. તે દેખાવડો, શીલવાન, જિન-ગુરુભક્ત અમાત્ય હતો. તેને **હેમરથ** અને **દશરથ** નામે પુત્રો થયા. હેમરથ વિવેકી, દાતા, ધર્મિષ્ઠ અને જીવ-અજીવ આદિનો વિચાર કરનારો પાપભીરુ અને બુદ્ધિમાન હતો. દશરથ પણ ગંભીર, સરળ, ક્ષમાશીલ, દાક્ષિણ્યતાવાળો, સંતોષી અને બુદ્ધિમાન હતો. તેને **અંબિકાદેવી** પ્રસન્ન હતી. તેણે સં૦ ૧૨૦૧ના જેઠ સુદિ ૧ને ગુરુવારે આબૂ ઉપર વિમલવસહીમાં મંત્રી **પૃથ્વીપાલની દેવકુલિકા** નં૦ ૧ની દેરીનો **જીર્ણોદ્ધાર** કર્યો, તેમાં ભ૦ નેમિનાથની નવી પ્રતિમાની પ્રતિષ્ઠા કરી અને એક આરસના વિશાળ પથ્થરમાં મં૦ નીના, મં૦ લહર, મં૦ વીર, મં૦ નેઢ, મં૦ લાલિગ, મં૦ મહિંદુ, હેમરથ તથા દશરથની મૂર્તિઓ કોરાવી અને બીજા પથ્થર

હતી અને ૪ જગદેવ અને ધનપાલ નામે પુત્રો હતા. જગદેવ ભર યુવાનીમા મરી ગયો. તેની પત્નીનું નામ માલદેવી હતું

પૃથ્વીપાલ પ્રતાપી અને ઉદાર હૃદયનો હતો. તે રાજા સિદ્ધરાજ જયસિંહ અને રાજા કુમારપાલનો મહામાત્ય હતો. તેનું સમસ્ત કુટુંબ રાજગચ્છના આ૦ ચંદ્રસૂરિનું ભક્ત હતું તેણે સં૦ ૧૨૦૧ના જેઠ વદિ ૯ ને રવિવારે પાલીના ભ૦ મહાવીરના મંદિરમાં ભ૦ અનંતનાથનું જિનયુગલ સમર્પણ કર્યું હતું

(–જૂઓ, પ્રાચીન જૈનલેખસંગ્રહ ભા ૨ લેખાંક ૩૮૧)

તેણે સં ૧૨૦૪ થી ૧૨૦૬ સુધીમાં વિમલવસહીની ચક્રીખરી દેરીઓનો જીર્ણોદ્ધાર કરાવ્યો. નવી હસ્તિશાળા બનાવી, જેમાં સં૦ ૧૨૦૪ મા ઘોડા ઉપર મંત્રી વિમલના મૂર્તિ સ્થાપન કરી અને તેની પાછળ શેઠ નીના, મં૦ લહર, મં૦ વીર, મં નેઢ, મં૦ ધવલ, મં૦ આનંદ અને મં૦ પૃથ્વીપાલની મૂર્તિઓ બનાવી સ્થાપન કરી.[1]

તેણે પિતાના કલ્યાણ માટે ઢંઢનાયક શેઠ નીનાએ પાટણમાં બંધાવેલા અરિષ્ટનેમિ–વિદ્યાધરગચ્છના ભ૦ ઋષભદેવના મંદિરમાં રંગમંડપ કરાવ્યો. માતાના કલ્યાણ માટે પાટણમાં પંચાસરા પાર્શ્વનાથના દેરાસરનો રંગમંડપ કરાવ્યો. નાની માના કલ્યાણ માટે ચંદ્રાવતીના વિદ્યાધરગચ્છના દેરાસરમાં રંગમંડપ કરાવ્યો. નાના મોસાળના કલ્યાણ માટે શેઠ વગેરે બાર ગામવાળા શેઠમંડળના સાલણવાડપુરમાં ભ૦ શાન્તિનાથનું દેરાસર બંધાવ્યું

---

૧ આ સમય લગભગ સં૦ ૧૨૬૦ માં રાજગચ્છના આ૦ ચંદ્રસૂરિની સાથે વિમલ મંત્રીના વંશજો સંઘ લઈને આબૂ ઉપર આવ્યા હતા અને તેમણે જીર્ણોદ્ધારનો ઉત્સવ કર્યો હતો

સં ૧૨ ६० श्रीशीलभद्रसूरीणां शिष्यैः श्रीचन्द्रप्रभसूरिभिः ।
विमलादिसुसंघेन युक्तैस्तीर्थमिदं स्तुतम् ॥१॥
अत्र तीर्थसमुद्धारोऽस्यत्युत्तमोऽकारि धीमता ।
श्रीमदानन्दसूनेन श्रीपृथ्वीपालमन्त्रिणा ॥२॥

(–અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ લેખાંક : ૭૨ પ્રક૦ ૩૫, પૃ ૨૫)

મંત્રી પૃથ્વીપાલ નરપરીક્ષા, નારીપરીક્ષા, ગજપરીક્ષા અશ્વપરીક્ષા અને રત્નપરીક્ષામાં નિપુણ હતો. તે મહાદાની હતો. તેણે સં. ૧૨૦૬ થી ૧૨૨૩ માં ગૂર્જરેશ્વર કુમારપાલના રાજ્યમાં પાટણમાં વડગચ્છના સંવિગ્નવિહારી આ. હરિભદ્રસૂરિને વિનંતિ કરી તેમની પાસે ચોવીશ તીર્થંકરોના પ્રાકૃત ચરિત્રો બનાવ્યા હતા; જેમાંના નેમિનાથચરિત્ર, સનત્કુમારચરિત્ર, ચંદ્રપ્રભચરિત્ર અને મલ્લિનાથચરિત્ર આજે ઉપલબ્ધ થાય છે.

૬. **ધનપાલ**—તે મંત્રી પૃથ્વીપાલનો નાનો પુત્ર હતો. તે ગૂર્જરેશ્વર કુમારપાલનો મહામાત્ય હતો. તેને મોટો ભાઈ જગદેવ, પત્ની રૂપિણી અને પુત્ર નરપાલ હતો. રૂપિણીનું બીજું નામ પિયુઈ હોવાનું પણ જાણવા મળે છે. તેણે આબૂના વિમલવસહીમાં સં. ૧૨૩૭ માં ઠ. જગદેવ, મં. ધનપાલ અને નરપાલની મૂર્તિઓ સ્થાપન કરેલી છે. વિમલવસહીનો જીર્ણોદ્ધાર અધૂરો હતો તે પૂરું કરવાનું કામ તેણે માથે લીધું. સં. ૧૨૪૫ ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે જીર્ણોદ્ધાર કરી નવીન પ્રતિમાઓ ભરાવી દેરીઓ પ્રતિષ્ઠિત કરાવી. મંત્રી ધનપાલે તેના દાદા મં. આનંદ, દાદી મં. પદ્માવતી, પિતા મં. પૃથ્વીપાલ, માતા નામલદેવી, કાકા નાન, કાકી ત્રિભુવનદેવી, કાકાનો પુત્ર નાગપાલ, મોટાભાઈ જગદેવ, ભાભી માલદેવી, પત્ની રૂપિણી અને પુત્ર નરપાલના નામની લગભગ ચોવીશ મૂર્તિઓ બનાવી છે. તેઓના શ્રેય માટે જે જે વિદ્યમાન હતા તેમણે પોતે અને જે જે વિદ્યમાન નહોતા તેના માટે મં. ધનપાલે મૂર્તિઓ ભરાવી સ્થાપન કરી છે. આ કુટુંબની દરેક પ્રતિમાઓની પ્રતિષ્ઠા કાસહૃદગચ્છના આ. સિદ્ધસૂરિના હાથે થયેલી છે. બીજા જૈનોએ પણ ઘણી પ્રતિમાઓ ભરાવી છે અને આ. સિદ્ધસૂરિ તેમજ જુદા જુદા ગચ્છના આચાર્યોના હાથે પ્રતિષ્ઠિત કરાવી છે. મં. ધનપાલે આ અંજનશલાકામાં મોટાભાઈ જગદેવના શ્રેય માટે કાસહૃદના દેરાવાસના મૂળનાયક ભ. શાંતિનાથની પ્રતિમાની આ. સિદ્ધસૂરિના હાથે અંજનશલાકા કરાવી હતી અને તે કાસહૃદના જિનાલયમાં વિરાજમાન

કરવામાં આવી હતી.　　(-જૂઓ, પ્રક૦ ૩૫, પૃ૦ ૫૨)

નાગેન્દ્રગચ્છના આ૦ હરિભદ્રસૂરિએ આશરે સં૦ ૧૨૫૦ માં પાટણમાં મંત્રી ધનપાલની વિનતિથી ચંદ્રપ્રભચરિત્ર રચ્યું.
(-જૂઓ, પ્રક૦ ૩૫, પૃ૦ ૬)

૭ નરપાલ—સં૦ ૧૨૪૫.

(-સં૦ ૧૨૨૩ લગભગમાં શ્રીહરિભદ્રસૂરિકૃત 'ચંદ્રપ્રભચરિત્ર'ની પ્રશસ્તિ, તે જ આચાર્યકૃત મલ્લિનાથચરિત્ર ની પ્રશસ્તિ, સં૦ ૧૩૬૧ માં શ્રીમેરુતુંગસૂરિરચિત પ્રબંધચિંતામણિ, સં૦ ૧૪૦૫ માં શ્રીરાજશેખરકૃત પ્રબંધકોશ, પૂ૦ જયંતવિજયજી સંપાદિત અર્બુદ પ્રાચીન જૈનલેખ સંદોહ માંના વિમલવસહીના લેખો, સત્તરમા સૈકાના કવિવર લાવણ્યસમયકૃત વિમલપ્રબંધ, પં૦ લા૦ ભ૦ ગાંધી નો ગુજરાતનો પ્રાચીન મંત્રીવંશ લેખ, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૦૩)

## વેસટશાહવંશ દેશલહરાવંશ

૧ વેસટ—તે ઓસિયાનો જૈન નગરશેઠ હતો. તેને વેપારીઓ સાથે વિરોધ થતાં ઓસિયા છોડી કિરાટકૂપ (કિરાડુ) આવીને વસ્યો. ત્યાં રાજા જૈત્રસિંહનો મંત્રી બન્યો. અને તેને ઉપદેશ આપી રાજાને દયાપ્રેમી બનાવ્યો.

૨. વરદેવ—તે કિરાટકૂપનો નગરશેઠ બન્યો.

૩ જિનદેવ.

૪ નાગેન્દ્ર—તેનું બીજું નામ નાયક હતું તે આરકમલ ઓસવાલ હતો.

૫. સલક્ષણ—તે એક સાર્થવાહ પાસેથી ગુજરાતની પ્રશંસા સાંભળીને પાલનપુર આવી વસ્યો. તેણે અહીં ભગવાન પાર્શ્વનાથનું જિનાલય બંધાવ્યું.

૬ આજડ—કોઈ ઉલ્લેખ આજડને સલક્ષણના પિતા બતાવે છે

૭ સ૦ ગોસલ—તે નિર્ધન થઈ ગયો અને મરણ પામ્યો. તે સાત તીર્થોમાં પ્રસિદ્ધ હતો. તેને ગુણમતી પત્ની હતી અને ૧ આશાધર, ૨. સ દેશલ અને ૩ લાવણ્યસિંહ નામે પુત્રો હતા.

(૧) સ૦ આશાધર—તે ગોસલનો મોટો પુત્ર હતો. તેને રત્નશ્રી પત્ની હતી. તેણે દેવગિરિમાં જઈ વેપાર ખેડ્યો, ધન કમાયો અને યશ મેળવ્યો તથા સં ૧૩૫૨માં પાલનપુરમાં ઉપકેશગચ્છના કક્કસૂરિ મહત્તાનીય આ સિદ્ધસૂરિના ઉપદેશથી પોતાના પિતાના કલ્યાણ માટે ઉત્તરાધ્યયનસૂત્ર ની વૃત્તિ લખાવી, જેને આ દેવગુપ્તના શિષ્ય પં૦ પાસમૂર્તિએ વાચી મળાવી. શેઠ આશાધરની પુસ્તકલેખન વિશેની માન્યતા એવી હતી કે—

"ગુણાર્જિત કર્મો ધર્મ નૈવ સ પુસ્તકં વિના ।
પુસ્તકાનિ તુ લિખ્યન્ત સ્વશ્રેયસ્યેતત્ ॥"

(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્રશ ૩૪)

સ આશાધર નાની વયમાં મરણ પામ્યા. તેને પુત્ર નહોતો. પણ માણિકદેવી, મોહઝદેવી, કાશ્મીરીદેવી અને માઉકાદેવી એમ ચાર પુત્રીઓ હતી. તેની ગાદીએ દેશલ શાહનો મોટો પુત્ર સહજપાલ આવ્યો. તેની પત્નીનું નામ સહજલદેવી હતું.

(૨) સ૦ દેશલ—તેની વિગત આગળ જણાવીશું.

(૩) લાવણ્યસિંહ—તેનું બીજું નામ લુણસિંહ હતું. તેની પત્નીનું નામ લાછી હતું. તે ન્યાયસંપન્નવિભવ હતો અને દેખાવે રૂપાળો હતો. નાની વયમાં જ તે મરણ પામ્યો. તેને બે પુત્રો (૧) સામંત અને (૨) સાંગણ નામે હતા.

(૧) સામંત—તેને માટે કોઈ ઉલ્લેખ મળતો નથી.

(૨) સાંગણ—સંભવતઃ તેનું નામ સારંગ હતું અથવા તેને સારંગ નામે પુત્ર હતો. સારંગ દિલ્હી રહેતો હતો. તે રાજમાન્ય હતો. સ સમરશાહ અને સારંગ વચ્ચે ગાઢ સ્નેહ હતો, એ જ કારણે ઇતિહાસમાં સમરા-સારંગની જોડી વિખ્યાત બનેલી છે.

૮. સ૦ દેશલ શાહ—તે બુદ્ધિમાન હતો. તેણે મોટાભાઈ

આશાધરના મરણ પછી કુટુંબનો સમગ્ર ભાર ઉપાડી લીધો. તેણે પોતાના ત્રણ પુત્રો તેમજ લૂણસિંહના પુત્રોને શિક્ષણ અને સંસ્કારથી આગળ વધારવાની ચીવટભરી વ્યવસ્થા કરી. તેણે દેવગિરિમાં ભ૦ પાર્શ્વનાથનું જિનમંદિર બંધાવ્યું અને આ૦ સિદ્ધસેનસૂરિના વાસક્ષેપથી પ્રતિષ્ઠા કરાવી. પછી તે પાલનપુર આવ્યો અને ત્યાંથી ખાસ કારણે પાટણમાં આવી વસ્યો. તેણે શત્રુંજયતીર્થનો સંઘ કાઢી સં૦ ૧૩૭૧ના માહ સુદિ ૭ને ગુરુવારે પોતાના પુત્ર સમરશાહના હાથે શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો. તે સંઘપતિ બન્યો હતો. તેના વંશજો દેશલહરા નામથી ખ્યાતિ પામ્યા. તેને (૧) સહજપાલ, (૨) સાહણપાલ અને (૩) સમરસિંહ તેમજ (૪) જનકુદેવી નામે પુત્રી વગેરે સંતાનો હતાં.

(૧) સહજપાલ—તે પિતાની આજ્ઞાથી દેવગિરિમાં દાદા આશાધરની ગાદીએ જઈને બેઠો. ત્યાંના રાજાએ પ્રસન્ન થઈ તેને કર્પૂરવાળું પાનનું બીડું આપ્યું તેથી બાગોએ તેને કર્પૂરધારાપ્રવાહ[1] બિરુદથી નવાજ્યો. પિતાની આજ્ઞા મળતાં તેણે વિશાળ ભૂમિ ઉપર ભ૦ પાર્શ્વનાથનો જિનપ્રાસાદ બનાવ્યો, જેમાં શિખરવાળો ગભારો, રંગમંડપ, ભમતી અને કિલ્લો બનાવ્યા. ભમતીમાં ૨૪ જિનની દેરીઓ બનાવી અને બીજી ચાર નાની દેરીઓ બનાવી. આ૦ સિદ્ધસેનસૂરિના વાસક્ષેપથી પિતાના હાથે ૧ પાર્શ્વનાથ, ૨૪ તીર્થંકરો સચ્ચિયાદેવી,

---

૧ આ કારણે કર્પૂરધારાપ્રવાહ માટે બન્ને છે—

सहजः श्रीदेवगिरौ रामदेवनृप पुन ।
तथा निवासे चक्रे यथा साम्यकपामसौ ॥१२५॥
कर्पूरपूरपूर्णं ताम्बूलं यस्य वच्छतः ।
कर्पूरधाराप्रवाहमिवः विभिनो वह ॥१२६॥

(–સં ૧૩૯૩નો શત્રુંજયતીર્થોદ્ધારપ્રબંધ પ્રસ્તાવ બીજો, પૃ ૧ ૧)

આથી સમજાય છે કે મધ્યયુગમાં ભારતમાં રાજા-મહારાજાઓ જેને કપૂરવાળું પાન-બીડું આપતા તેને જનતા કર્પૂરધારાપ્રવાહ એવા બિરુદથી નવાજતી હતી.

અંબિકાદેવી, સરસ્વતીદેવી અને ગુરુમૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.
(—નાભિનંદન જિનોદ્ધારપ્રબંધ, પ્ર ૨ શ્લો ૯૪૦)

તેની પત્નીનું નામ સહજલદેવી હતું કોઈ લેખક તેને સારંગ નામે પુત્ર હોવાનું જણાવે છે

(૨) સાજનપાલ—તેની પત્નીનું નામ સજ્જિમતી હતું તેને તેના પિતાએ ખભાત મોકલ્યો. તેના વંશજોનો ઉલ્લેખ મળતો નથી. સભવ છે કે આખું સજ્જનસિંહ તેની ગાદીએ આવ્યો હોય.

૬ સં૦ સમરસિંહ—તે દેસલ શાહનો નાનો પુત્ર હતો. તેની પત્નીનું નામ રત્નોદેવી હતું સમરસિંહ પિતાની સાથે જ રહેતો હતો. તે પિતાની સાથે પાટણ આવી વસ્યો. એ સમયે દીલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખિલજીએ અલફખાનને સૈન્ય આપી ગુજરાત જીતી લેવા મોકલ્યો. તેણે ગુજરાત જીતી લીધું અને ત્યાંનો સૂબો થઈ બેઠો. તે પાટણમાં સર્વમાન્ય સમરસિંહના શુદ્ધ વ્યવહારને દેખી તેના ઉપર ખૂબ પ્રસન્ન હતો. તે સમરસિંહની દરેક વાતને બરાબર સાંભળતો, માન્ય કરતો અને તે અમલમાં મૂકવા પ્રયત્નશીલ રહેતો.

સં ૧૩૬૯ માં મુસ્લિમ સૈન્યે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં હિંદુ તીર્થો ઉપર વિનાશ વેર્યો. મૂર્તિઓ તોડી નાખી. એ વેળા શત્રુંજય તીર્થમાં પણ ઘણી તોડફોડ કરી અને મૂળનાયક શ્રીઆદીશ્વરની મૂર્તિને ખંડિત કરી.

આ અંગે છૂટાછવાયા એવા ઉલ્લેખો મળે છે કે મુસલમાનો મૂર્તિઓ ભાંગે છે એવી દહેશતથી લોકો ભ ત્ર્યષભદેવની પ્રતિમાને પીરમબેટ લઈ ગયા અને ત્યાં સુરક્ષિત સ્થળે છુપાવી દીધી. સાધારણ જનતાએ માની લીધું કે તીર્થની રખવાલ દેવીએ તે પ્રતિમાને ગુપ્ત સ્થાને છુપાવી છે. શેઠ દેસલને તીર્થના ભગ્ન થયેલા જાણી ભારે આઘાત લાગ્યો. તેણે આ સિદ્ધસેન પાસેથી શત્રુંજયતીર્થના અત્યારના ઉદ્ધારોનો ઇતિહાસ સાંભળી પુત્ર સમરશાહને આજ્ઞા કરી કે તું શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ.

સમરશાહે ગુરુ પાસે જઈ પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી શત્રું

જયતીર્થનો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી હું પ્રતિદિન બે વખત ભોજન, તૈલાભ્યંગ સ્નાન, એક વિગઈનો ત્યાગ કરીશ અને ભૂમિશય્યા કરીશ.

સમરસિંહ સમય જોઈને સૂબા પાસે ગયા. સૂબો આનંદમાં હતો. સમરસિંહને જોઈને ખુશ થયો. સમરસિંહે લાગ જોઈ કહેવા માંડ્યું ખુદાવિંદ! હિંદુઓના તીર્થોનો નાશ થવાથી ધર્મકાર્યો અટકી પડ્યાં છે તો મને આજ્ઞા આપ કે હું શત્રુંજયતીર્થને ફરીથી તૈયાર કરું. તોડફોડ એ વિધિના હાથમાં છે. તીર્થને તોડવું અને બનાવવું એ તમારા હાથમાં છે તો તું આનો વિધિ બન અને મને ફરમાન લખી આપ. આ વાતથી પ્રસન્ન થઈ સૂબાએ સમરસિંહને ફરમાન લખી આપ્યું એટલું જ નહિ પણ સૌરાષ્ટ્રના હાકેમ મલિક બહેરામને આજ્ઞા કરી કે શેઠને તીર્થ બાબતમાં સર્વ પ્રકારની સગવડ કરી આપવી.

સમરા શાહે બહિરામ શાહને ખુશ કરી તેની સમ્મતિ પણ મેળવી લીધી.

સમરા શાહની ઈચ્છા હતી કે મંત્રી વસ્તુપાલે મૂર્તિ માટે છુપાવી રાખેલ મમ્માણી પત્થરમાંથી નવી પ્રતિમા બનાવવી પણ પાટણમાં શ્રી૦ અરિષ્ટનેમિના મંદિરમાં આ૦ સિદ્ધસેનની મુખ્યતામાં સંઘ મળ્યો. સંઘે ગંભીર વિચારણા કરી આજ્ઞા આપી કે મંત્રી વસ્તુપાલ વાળી ફલહી હાલ એમ ને એમ રાખવી અને આરાસણથી નવી ફલહી મંગાવવી ને તેમાંથી નવી પ્રતિમા ઘડીને સ્થાપન કરવી.

સમરા શાહે પિતાની આજ્ઞા મેળવી માણસોને ત્રિસંગમપુર મોકલ્યા. તેમણે ત્યાં જઈ ત્યાંના રાજા મહીપાલની આજ્ઞા મેળવી ખાણમાંથી મોટી શિલા કઢાવી અને શિલ્પીઓ પાસે નવી મૂર્તિ ઘડાવી તૈયાર કરાવી. આ તરફ સમરા શાહે મૂળ આદીશ્વર પ્રાસાદનો પાયાથી તે કળશ સુધીનો ઉદ્ધાર કરાવ્યો. બીજા તે શ્રીવત્સપુત્રના[1]

શ્રીવત્સવંશ—

(૧) ભાવડના વંશમાં (૪૩) મા શાલિગ્રામ તેમજ (૪૪) મા કક્ક સૂરિ થયા.

સંઘમાં ૭૦ ચારણ, ૩૦ ભાટ ૧૦૦ થીયે વધુ ગાયકો હતા, તેઓને ખુશ કર્યા. યાત્રીઓ તમજ શિલ્પીઓ વગેરેને રાજી કર્યા.

સંઘ ત્યાંથી ગિરનાર તીર્થમાં ગયો. ત્યાં દશ દિવસ રોકાયો. ત્યાંથી પ્રભાસપાટણ, વણથલી, દેવપાટણ, અજારા, કોડીનાર, અને દીવબંદર થઈ ફરી વાર પાલીતાણા ગયો.

આ૦ સિદ્ધસૂરિએ ઉ૦ મેરુગિરિને સં૦ ૧૩૭૧ના મહા સુદિ ૫ના રોજ આચાર્યપદ આપી આ૦ કક્કસૂરિ બનાવ્યા. સંઘ પાછો, હારિજ મોઢેરા થઈને પાટણ આવ્યો. નગરજનોએ સંઘનો સત્કાર કર્યો.

સં૦ દેશલે સં૦ ૧૩૭૫માં ૭ લઘુ આચાર્યો વગેરે સાથે શત્રુંજયનો બીજી વાર છ'રી પાળતો સંઘ કાઢ્યો.

આ૦ સિદ્ધસેન સં૦ ૧૩૭૬ના ચૈત્ર સુદિ ૧૪ના રોજ પાટણમાં સ્વર્ગસ્થ થયા.

સમરા શાહે શત્રુંજય ઉપર અષ્ટાપદચૈત્ય તથા દેશલવસહી જિનાલયો બંધાવ્યાં. દેશલવસહીમાં આ૦ સિદ્ધસેન, સં૦ શેઠ આશાધર, સં૦ દેશલ, શેઠ લૂણસિંહ વગેરેની અંજલિમુદ્રામાં મૂર્તિઓ સ્થાપન કરી, જે આજે પહેલી ટૂંકમાં પુંડરીકજીથી ઓરડીમાં વિદ્યમાન છે.

દિલ્હીના બાદશાહ કુતબુદ્દીને સમરા શાહને દિલ્હી બોલાવી આદર કર્યો અને દિલ્હીમાં વેપારીઓના વડા તરીકે તેમની નિમણૂક કરી.

સમરસિંહ મહાદાની હતો. તેણે એક ગવૈયાને એક મુખથી ખુશ થઈ ૧ ટંકા આપ્યા હતા.

ગ્યાસુદ્દીને પણ સમરા શાહનો ભારે સત્કાર કર્યો. ટૂંકમાં દિલ્હી દરબારમાં સમરા શાહની લાગવગ ઘણી વધી ગઈ.

બાદશાહે પાંડુ દેશના રાજા વીરવલ્લભને કેદમાં પૂર્યો હતો, સમરસિંહે તેને છોડાવી પાંડુ દેશની ગાદીએ બેસાર્યો, આથી સમરસિંહને રાજસ્થાપનાચાર્ય તરીકેનું બિરુદ મળ્યું. સમરસિંહે સં૦ ૧૩૭૮માં ફરીવાર છ'રી પાળતા શત્રુંજયનો યાત્રાસંઘ કાઢ્યો.

સમરા શાહે બાદશાહનું ફરમાન મેળવી આ૦ જિનપ્રભસૂરિ સાથે મથુરા, હસ્તિનાપુર વગેરે તીર્થોની યાત્રા કરી.

સમરા શાહ દેવગિરિ ગયો. ત્યાં ગયાસુદ્દીનનો નવાબજાદો ઉલુઘ ખાન નામે હતો. તેણે સમરસિંહને પોતાનો ભાઈ જાહેર કરી ખૂબ સન્માન કર્યું તેને તિલંગનો સૂબો બનાવ્યો. તે તેને તિલંગનો સરદાર તથા આચ્છા કહી બોલાવતો હતો.

મુસલમાન સૈન્યે પાડુ દેશના રાજા-પ્રજા વગેરે ૧૧ લાખને કેદમાં પૂર્યા હતા. તેને સમરસિંહે છોડાવી મૂક્યા અને દેવગિરિમાં નવા જૈનોને વસાવી શાસનશાસન પ્રવર્તાવ્યું ઉરંગલમાં નવું જિનમંદિર બંધાવ્યું. સમરા શાહ સં૦ ૧૩૯૩માં મરણ પામ્યો. આ૦ કક્કસૂરિએ તે જ સાલમાં પાટણમાં નાભિનંદનજિનોદ્ધારપ્રબંધ ની રચના કરી શત્રુંજયઉદ્ધારપ્રબંધ ગ્રં૦ ૨૭૪૩ બનાવ્યો.

(—જુઓ, નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ, શત્રુંજય ઉદ્ધાર પ્રબંધ રચના સં૦ ૧૩૯૩ પ્રબંધ પ્રસ્તાવ ૫, ગ્રં૦ ૨૨૪૩ વગેરે)

સમરા શાહની પત્નીનું નામ રત્નોદી હતું તેમને ૧ સાલ્હ, ૨ સત્ય, ૩ ડુંગર, ૪ સાલિગ ૫ સ્વર્ણપાલ અને ૬ સાધુ સજ્જનપાલ એમ ૭ પુત્રો હતા. તે પૈકી બીજા પુત્ર સત્યસિંહે શત્રુંજયતીર્થનો છરી પાળતો સંઘ કાઢ્યો હતો તથા બાવન જિનાલયવાળો મોટો જિનપ્રાસાદ બંધાવ્યો હતો. ત્રીજો પુત્ર ડુંગરસિંહ દિલ્હીમાં બાદશાહનો માનીતો હતો. ચોથા પુત્ર સાલિગ શાહે મોટા ઉત્સવો દાખલ કરાવ્યા હતા. પાંચમા પુત્ર સ્વર્ણપાલે શત્રુંજયતીર્થનો છરી પાળતો સંઘ કાઢ્યો હતો, જેમાં સાથે ચોવીશ જિનાલયો હતા. છઠ્ઠો પુત્ર સજ્જનસિંહ અત્યંત સાધુવૃત્તિનો હતો.

૧૦ સાધુ સજ્જનસિંહ—તે સં૦ સમરા શાહનો છઠ્ઠો સૌથી નાનો પુત્ર હતો. સમરા શાહના મોટાભાઈનું નામ સજ્જનપાલ હતું અને આ છઠ્ઠા પુત્રનું નામ પણ સજ્જનસિંહ મળે છે આ રીતે મોટા કાકા અને ભત્રીજાનું એક જ નામ હોય એ સંભવતું નથી. પણ એક નામ હોવાથી બંનેની જીવનઘટનાઓને અલગ કરવાનું કામ અશક્ય છે શિલાલેખોમાં સાધુ સજ્જનસિંહ સાધુ બિરુદવાળો અને જગતના જીવોનું કલ્યાણ કરનારો લેખાયો છે

તેણે શિલાલેખમાં જણાવ્યા મુજબ તીર્થંપદ મેળવ્યું, આથી તે 'સાધુ' તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

(—નિવૃતિગચ્છના આ૦ આમ્રદેવનો સમરરાસ સં. ૧૩૭૧, આ૦ કક્કસૂરિનો નાભિનંદનજિનોદ્ધારપ્રબંધ; દેશલહરા શેઠ શિવરાજની પત્ની દેવલદેવીએ સં. ૧૫૧૬ના ચૈત્ર સુદિ ૮ને રવિવારે ઉપકેશગચ્છના આ૦ કક્કસૂરિના વાચનાચાર્ય વિત્તસારને વહોરાવેલ સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રની લેખન પ્રશસ્તિ શ્લો૦ ૬ થી ૧૭, આ૦ વિજયસેનસૂરિ પ્રશિષ્ય મુનિ ગુણવિજયગણિકૃત કોચર વ્યવહારિયાનો રાસ સં. ૧૬૮૭, પ્રા૦ 'ઐતિહાસિક રાસસંગ્રહ' ભા. ૧નો રાસ-સંક્ષિપ્તસાર)

મહાકવિ દેપાલ—તે ભોજક જ્ઞાતિનો જૈન હતો. કવિ ઋષભદાસ તેના વિશે જણાવે છે કે—'હંસરાજ વાછો દેપાલ' (કુમારપાલરાસ). એટલે તે સમયે ગણાતા મહાકવિઓમાં તેની ગણના થતી હતી. જૈન ભોજકો પોતાને ઠાકુર તરીકે ઓળખાવે છે એ રીતે તે પોતાને ઠાકુર બતાવે છે.

૧ દેપાલ દેશલહરાવંશના સં. સમરા શાહની નિશ્રામાં [illegible] જ રહેતો હતો. તેણે ૧ સ્થૂલભદ્ર કક્કાવલી, ૨ ચંદનબાલા ચોપાઈ, ૩ હરિયાળી, ૪ સં. ૧૫૨૨માં સ્વામી વજ્રસ્વામીની ચોપાઈ ૫ આર્દ્રકુમારરાસ, ૬ રોહિણિયા ચોરનો રાસ, ૭ જાવડ શાહ રાસ, ૮ શ્રેણિક—અભયકુમારચરિત, ૯ સં. ૧૫૨૨ના આષાઢ સુદિ ૧૫ના રોજ રચેલો જંબૂસ્વામી પાંચ ભવ રાસ, ૧૦ સ્થૂલિભદ્ર ફાગ (ક૦ : ૨૭) ૧૧ મંગલગીતો વગેરે રાસ આદિ ગ્રંથો રચ્યા છે.

## કોઠારીવંશ

૧ રાજકોઠારી—ગ્વાલિયરનો રાજા આમ આ૦ બપ્પભટ્ટસૂરિનો ઉપાસક હતો. તેને રાજકોઠારી બનાવ્યો. તે ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થયો અને તેનો વંશ કોઠારી તરીકે જાહેર થયો. તેની પરંપરા આ પ્રમાણે છે—

૧ સરણુદેવ—ગ્વાલિયરનો રાજા નાગાવલોક, જેનું બીજુ નામ આમ રાજા હતું, તે આ૦ બપ્પભટ્ટિસૂરિનો ઉપાસક હતો. તેને એક રાણી વણિકપુત્રી હતી. (જુઓ, પ્રક ૩૨, પૃ૦ ૫૩૮)

આમ રાજાને તે વૈશ્ય રાણીથી એક પુત્ર થયો, તેનું નામ સરણુ દેવ હતું સરણુદેવ ઓસવાલ જ્ઞાતિમા દાખલ થયો. આમ રાજાએ તેને રાજ્યનો કોઠારી બનાવ્યો, તેનાથી કોઠારીવંશ ચાલ્યો. તે ચિત્તોડમા રહેતો હતો. તેની પરંપરા આ રીતે મળે છે—

૨. રામદેવ, ૩ લક્ષ્મીસિંહ, ૪ ભુવનપાલ, ૫. ભોજદેવ (ભોજ રાજ) ૬ ઠકુરસિંહ (અમરસિંહ) ૭ ખેતાક (ખેતોજી) ૮. નરસિંહ.

૯ દોશી તોલાશાહ—તે મેવાડના રાણા સાંગા (સ૦ ૧૫૬૫થી ૧૫૮૫)નો મિત્ર હતો. તે કાપડનો વ્યાપારી બન્યો. એટલે દોશી કહેવાયો. તોલાશાહ માટે શિલાલેખોમા દો૦ શબ્દ વપરાયો છે. તેને ૧ તારાદેવી, ૨. લીલૂદેવી નામે બે પત્નીઓ હતી. સ૦ તોલાશાહ અને લીલૂદેવીને ૬ પુત્રો તથા ૧ પુત્રી એમ સાત સંતાનો હતા. પુત્રોનો પરિચય આ પ્રમાણે છે—

(૧) દોશી રત્નાશાહ—તને રજમલદે નામે પત્ની હતી તથા શ્રીરંગ નામે પુત્ર હતો. દોશી રત્નાશાહે ચિત્તા ના કિલ્લામા મોટો જિનપ્રાસાદ બનાવ્યો હતો.

(૨) પોમો—તને પદ્મા અને પાટમદે પત્નીઓ હતી તેમજ માણેક અને હીરો નામે પુત્રો હતા.

(૩) ગુણરાજ—તને ગુરદે કે ગારવદે પત્ની હતી અને દેવરાજ નામે પુત્ર હતો.

(૪) દશરથ—તેને દેવલદે અને કરમદે પત્નીઓ તથા કેલ્હો નામે પુત્ર હતો.

(૫) ભોજક—તેનુ બીજુ નામ સોમાગ મળે છે તેને ભાવલદે અને હર્ષદેવી પત્નીઓ તથા મદન નામે પુત્ર હતો.

કર્માશાહ—તે દોશી તોલાશાહ તથા સ૦ લીલૂદેવીનો સૌથી

ઇતિહાસ કહે છે કે તે સમયે સલક્ષણપુર નગર, જે આજે શંખલપુર નામથી પ્રસિદ્ધ છે તેમા વીશા પોરવાડ જ્ઞાતિના શેઠ વીદા શાહ, તેમની પત્ની વીરમદે અને તેમનો પુત્ર કોચર શાહ રહેતા હતા. કોચર નાનપણથી જ ધર્મશીલ અને દયાળુ હતો. એ શંખલપુર પાસેના બહુચરાજીના મંદિરમાં મોટો પ્રાણીસંહાર થતો હતો. એવી લોકવાયકા છે કે લોકોએ બહુચરાજીનો કૂકડો મારી ખાધો. તે કૂકડો સવાર થતા તેઓના પેટમા કૂકડુક કૂકડુક કરવા લાગ્યો. આથી તે દેવીનું માહાત્મ્ય વધી ગયું. ત્યાં થતો જીવવધ જોઈને કોચર શાહને ભારે દુઃખ થતું હતું. તે એકવાર વ્યાપારના કામે ખંભાત ગયો. ત્યાં ચોમાસાના દિવસે શ્રીદેવસુંદરસૂરિના પટ્ટધર આ. સાધુરત્નસૂરિના વ્યાખ્યાનમાં ગયો. વ્યાખ્યાનમાં મોટા મોટા ધનાઢ્ય શેઠીઓ બેઠા હતા. સૌએ કોચર શાહને સાધર્મિક બંધુના હિસાબે સૌથી આગળ બેસાડ્યો તે સમયે ખંભાતમાં સુલતાનનું રાજ્ય હતું. દેપાલહરસન શાનો ભરડકમલ સાધુ સજ્જનસિંહ ઓસવાલ રાજમાન્ય મોટો જૈન હતો. તે પણ આ વ્યાખ્યાનસભામાં હાજર હતો. આચાર્યશ્રીએ સ્વાભાવિક રીતે જ જીવદયા પર સચોટ વ્યાખ્યાન આપ્યું. આ સાંભળી કોચર શાહે બહુચરાજીમા થતા પ્રાણીસંહાર વિશે સભા સમક્ષ નિવેદન કર્યું અને તેને અટકાવવા સૌને વિનંતિ કરી. આચાર્યશ્રીના કહેવાથી સાધુ સજ્જનસિંહ કોચર શાહને પોતાના ઘેર લઈ ગયો. તેમને જમાડ્યા પછી તે સુલતાન પાસે લઈ ગયો. સુલતાનને સમજાવી કોચર શાહને શંખલપુરના બાર ગામનો ફોજદાર બનાવ્યો. કોચર શાહે શંખલપુર જતાં જ બાર ગામ—૧ સલખણપુર, ૨ હાંસલપુર, ૩ વડાવલી, ૪ સીતાપુર, ૫ નાવિયાણી, ૬ બહિયર, ૭ ટૂંઆડ ૮ દેલવાડું, ૯ દેનમાલ, ૧૦ મોઢેરા, ૧૧ કાલહરિ અને ૧૨ ભમીસુંમાં અમારિપટહ વગડાવ્યો અને જીવહિંસા બંધ કરાવી. આ ગામોમાં તળાવમાં નખાતી જાળ બંધ કરવી. શિકારી પ્રાણીઓને ઉડાડવા માટે ઢોલ બેસાડ્યા. પશુ-પક્ષીઓ માટે અનાજ તથા પાણીનાં કુંડ ભરાવ્યા અને પરબોમા પાણી ગળાવવાનો પ્રબંધ કર્યો.

દિલ્હીના રાજમાન્ય સારંગ શાહ તથા કુંવર શાહનો કવિ ઠકુર હેપાલ ફરતો ફરતો શંખેશ્વરની યાત્રાએ જવા શંખલપુર આવ્યો. તેણે અમારિ પળાતી જોઈ તે ખંભાત ગયો અને તેણે ત્યાં ચોકશીના વ્યાખ્યાનમાં કવિત્ત કરી કોચર શાહની ખૂબ પ્રશંસા કરી. ત્યાંથી તે શત્રુંજયતીર્થની યાત્રાએ ગયો. આ તરફ, તેણે કોચર શાહના કરેલાં વખાણનું ફળ ઊલટું આવ્યું.

સાધુ સજ્જનસિંહને ઈર્ષ્યા થઈ આવી કે, કોચર શાહને ઊંચે લાવનાર હું છતાં મારું નામ પણ નહીં અને કોચર શાહનાં આટલાં વખાણ! ઠીક છે, જોઈ લઈશ. તેણે સુલતાનને અવળી પાટી ભણાવી અને તરત જ કોચર શાહને પકડાવી જેલમાં પુરાવ્યો. આથી લોકમાં સજ્જનસિંહની નિંદા થવા લાગી અને શંખલપુર–બહુચરાજીમાં જીવહિંસાનો દોર છૂટો થયો—ખૂબ હિંસા થવા લાગી.

ઠકુર હેપાલ ફરી ખંભાત આવ્યો ત્યારે તેને પોતાની ભૂલ સમજાઈ. તેને સ્પષ્ટ થયું કે સજ્જનસિંહને ચીડવવામાં હું જ નિમિત્ત થયો છું. તેને ભારે દુઃખ થયું. સજ્જનસિંહને રીઝવવાનો તેણે ઈરાદો કર્યો. તે સજ્જનસિંહ પાસે ગયો અને કવિતોની ઝડી વરસાવવા લાગ્યો. આખરે તેને ખુશ કર્યો અને સાથોસાથ જણાવી દીધું કે, તારી કૃપાથી બહુચરાજીના પૂજારીઓ પાડાઓ કાપે છે. તારી મહેરબાની છે કે અવળી મૂઠે અમારિ પળાય છે. સજ્જનસિંહ આ સાંભળીને શરમાયો. તેણે કોચરને છોડી મૂકી ફરીથી બાર ગામનો હાકેમ બનાવ્યો. કોચર શાહે શંખલપુરમાં ફરીથી બાર ગામોમાં અમારિ પ્રવર્તાવી.

આ ઘટના ઉપરથી સમજી શકાય છે કે સાધુ સજ્જનસિંહે કોચર શાહને ઊંચે લાવી બાર ગામોમાં અમારિ પળાવી હતી. માટે જ શિલાલેખમાં ઉલ્લેખ મળે છે કે સં૦ ૧૪૪૨માં તે જગતના જીવોના કલ્યાણ માટે થયો, સંભવ છે કે આ ઘટના સં૦ ૧૪૪૨માં બની હોય. સજ્જનસિંહે પછી શત્રુંજયતીર્થ ઉપર આ ભૂલનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું અને સંભવતઃ પ્રાણસર્વમત સ્વીકાર્યું હતું એ રીતે

તેણે શિલાલેખમાં જણાવ્યા મુજબ તીર્થપટ બનાવ્યું, આથી તે 'આબુ તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

(–નિવૃતિગચ્છના આ૦ આમ્રદેવનો સમરારાસ, સં. ૧૩૭૧ આ૦ કક્કસૂરિનો નાભિનંદનજિનોદ્ધારપ્રબંધ; દેશલહરા શેઠ શિવરાજની પત્ની દેવલદેવીએ સં. ૧૫૧૬ના ચૈત્ર સુદિ ૮ને રવિવારે ઉપકેશગચ્છના આ૦ કક્કસૂરિના વાચનાચાર્ય વિત્તસારને વહોરાવેલ સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રની લેખન પ્રશસ્તિ શ્લો. ૬ થી ૧૭ આ૦ વિજયસેનસૂરિ પ્રશિષ્ય મુનિ ગુણવિજયજીકૃત કોચર વ્યવહારિયાનો રાસ સં. ૧૬૮૭, ચીમા; ઐતિહાસિક રાસસંગ્રહ ભા. ૧નો રાસ–સંક્ષિપ્તસાર)

મહાકવિ દેપાલ—તે ભોજક જ્ઞાતિનો જૈન હતો. કવિ ઋષભદાસ તેના વિશે જણાવે છે કે—'હું મહારાજ વાછો દેપાલ' (કુમારપાલરાસ). એટલે તે સમયે ગણાતા મહાકવિઓમાં તેની ગણના થતી હતી. જૈન ભોજકો પોતાને ઠાકુર તરીકે ઓળખાવે છે એ રીતે તે પોતાને ઠાકુર બતાવે છે.

ક. દેપાલ દેશલહરા ગોત્રના સ૦ સમરસ શાહની નિશ્રામાં રહીને જીવતો હતો. તેણે ૧ સ્થૂલભદ્ર કક્કાવલી, ૨ ચંદનબાળા ચોપાઈ ૩ હરિયાળી, ૪ સં. ૧૫૨૨માં રચેલી વજ્રસ્વામીની ચોપાઈ ૫ આર્દ્રકુમારસૂડ, ૬ રોહિણિયા ચોરનો રાસ, ૭ જાવડ ભાવડ રાસ, ૮ શ્રેણિક–અભયકુમારચરિત, ૯ સં. ૧૫૨૨ના આસો સુદિ ૧૫ના રોજ રચેલો જંબૂસ્વામી પંચભવ રાસ ૧૦ સ્થૂલિભદ્ર ફાગ (ક. ૨૭), ૧૧ મંગલદીવો વગેરે રાસ આદિ ગ્રંથો રચ્યા છે.

## દોશીવંશ

૧. રાજકોઠારી—ગ્વાલિયરનો રાજા આમ આ૦ બપ્પભટ્ટસૂરિનો ઉપાસક હતો. તેને રાજકોઠારી બનાવ્યો. તે ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થયો અને તેનો વંશ કોઠારી તરીકે જાહેર થયો. તેની પરંપરા આ પ્રમાણે છે—

૧ સરણુદેવ—ગ્વાલિયરનો રાજા નાગાવલોક જેનું બીજું નામ આમ રાજા હતું, તે આ૦ બપ્પભટ્ટિસૂરિનો ઉપાસક હતો. તેને એક રાણી વણિકપુત્રી હતી.　　　(જૂઓ, પ્રક૦ ૩૨ પૃ૦ ૫૩૮)

આમ રાજાને તે વૈશ્ય રાણીથી એક પુત્ર થયો, તેનું નામ સરણુ દેવ હતું સરણુદેવ ઓસવાલ જ્ઞાતિમા દાખલ થયો. આમ રાજાએ તેને રાજ્યનો કોઠારી બનાવ્યો, તેનાથી કોઠારીવંશ ચાલ્યો. તે ચિત્તોડમા રહેતો હતો. તેની પરંપરા આ રીતે મળે છે—

૨. રામદેવ, ૩ લક્ષ્મીસિંહ, ૪ ભુવનપાલ, ૫. ભોજદેવ (ભોજ રાજ) ૬ ઠકુરસિંહ (અમરસિંહ), ૭ ખેતાક (ખેતોજી) ૮ નરસિંહ.

૯ દોસી તોલાશાહ—તે મેવા ના રાણા સંગા (સં૦ ૧૫૬૫થી ૧૫૮૫)નો મિત્ર હતો. તે કાપ ડનો વ્યાપારી બન્યો. એટલે દોશી કહેવાયો. તોલાશાહ માટે શિલાલેખોમા દો૦ શબ્દ વપરાયો છે તેને ૧ તારાદેવી, ૨. લીલુદેવી નામે બે પત્નીઓ હતી. સ૦ તોલા શાહ અને લીલુદેવીને ૬ પુત્રો તથા ૧ પુત્રી એમ સાત સંતાનો હતા. પુત્રોનો પરિચય આ પ્રમાણે છે—

(૧) દોશી રત્નાશાહ—તેને રજમલદે નામે પત્ની હતી તથા શ્રીરંગ નામે પુત્ર હતો. દોશી રત્નાશાહે ચિત્તા ના કિલ્લાના મોટે જિનપ્રાસાદ બનાવ્યો હતો.

(૨) પોમો—તને પદ્મા અને પાટમદે પત્નીઓ હતી તથા માણેક અને હીરો નામે પુત્રો હતા.

(૩) ગુણરાજ—તેને ગુર્મદે કે ગારવદે પત્ની હતી અને દેવરાજ નામે પુત્ર હતો.

(૪) દશરથ—તેને દેવલદે અને કમ્મદે પત્નીઓ તથા કેહલો નામે પુત્ર હતા.

(૫) ભોજક—તેનું બીજુ નામ સોચ્યાપ્ર મળે છે તેને ભાવ લદે અને હર્ષદેવી પત્નીઓ તથા મદન નામે પુત્ર હતો.

કર્માશાહ—તે દોશી તોલાશાહ તથા મ લીલુદેવીનો સૌથી

નાનો છઠ્ઠો પુત્ર હતો. શેઠશ્રી તોલાશાહના સમયે ચિત્તોડની ગાદી પર રાણા સાંગો હતો અને શેઠશ્રી કર્માશાહના સમયે કુંભા રાણાની પાટે રાણો રાજમલજી તેનો પુત્ર રાણો સંગ્રામસિંહ, તેનો પુત્ર રાણો રત્નસિંહ રાજા હતો.

આ સમયે અમદાવાદમાં સુલતાન મહમ્મદ બેગડા(સં. ૧૫૧૬થી ૧૫૭)નું રાજ્ય હતું. મહમ્મદ બેગડાના પુત્ર મહમ્મદ સિકંદરે સં. ૧૫૨૫–૭૭માં સૌરાષ્ટ્ર પર સવારી કરી સોમનાથ પાટણ, ગિરનારતીર્થ દ્વારિકાતીર્થ અને શત્રુંજયતીર્થ વગેરે હિંદુ તીર્થ ધામોનો વિનાશ કર્યો. મંદિરો ભાંગ્યાં, પ્રતિમાઓ તોડી. આ વાત સાંભળીને શેઠ તોલાશાહને ઘણું દુઃખ થયું. આ અરસામાં તપગચ્છની વડી પોશાળના નં. ૫૭મા આ. રત્નસિંહસૂરિ અને આ. ધર્મરત્નસૂરિ રણથંભોરના મહામંત્રી સંઘપતિ ધનરાજના છરી પાળતા યાત્રાસંઘ સાથે આબૂ વગેરે તીર્થોની યાત્રા કરી ચિત્તોડ પધાર્યા.[1] નાના રાણાએ તેઓનું ઘણું માન સન્માન કર્યું. શેઠ તોલાશાહે આ. રત્નસિંહસૂરિ પાસે જઈ જણાવ્યું કે, ભગવન્! મુસલમાનોએ શત્રુંજય મહાતીર્થ ભાંગ્યું છે. સં. સમરા શાહે સં. ૧૩૭૧માં શત્રુંજય મહાતીર્થનો મોટો ઉદ્ધાર કરાવ્યો હતો, તે મૂળ પ્રતિમાને પણ તોડી નાખી છે તો કૃપા કરીને એ જણાવો કે આ મહાતીર્થની સ્થાપના હવે કઈ રીતે થશે? મારો આ મનોરથ પૂરો થાય તેવો રસ્તો બતાવો. આચાર્યશ્રીએ શેઠશ્રીને શાંત પાડી જણાવ્યું કે મહાનુભાવ! જિનશાસન જયવંતુ છે. તું ભાગ્યશાળી છે. તારા પુત્ર કર્માશાહના હાથે જ આ ઉદ્ધાર થવાનો છે એ તે તારા કુળને જ આ લાભ મળવાનો છે એટલે તારા પુત્રના હાથે જ તારો આ મનોરથ પુરાશે.

શેઠશ્રી તોલાશાહ ગુરુમહારાજના મુખેથી આ ભવિષ્યવાણી સાંભળીને ઘણો ખુશ થયો. તે પછી આચાર્યશ્રીએ કામની સિદ્ધિ માટે

૧ સં. ધનરાજ માટે જુઓ, પ્ર. ૪૫, જુઓ, સં. ભણસાલિનો વંશવૃક્ષ

ઉપા. વિનયમંડનને ચિત્તોડમાં રાખી તેમણે આગળ વિહાર કર્યો. તે પછી દોશી તોલાશાહ સ્વર્ગવાસી થયા અને ગુજરાતમાં મહમ્મદ બેગડાના મરણ પછી મુજફ્ફર શાહ, મહમ્મદ સિકંદર તથા લઘુ મહમ્મદ સુલતાનો થઈ ગયા. તે પછી સં. ૧૫૮૩ ના શ્રાવણ સુદિ ૧૪ના રોજ બહાદુર શાહ ગુજરાતનો સુલતાન (સને ૧૫૨૬ થી ૧૫૩૭) બન્યો. તે પહેલાં પોતાના પિતાથી રીસાઈને ચિત્તોડ ગયો હતો અને ત્યાં દોશી તોલાશાહનો અતિથિ બની રહ્યો. આ સમયે શાહજાદા બહાદુરશાહ અને કર્માશાહ વચ્ચે ગાઢ મૈત્રી થઈ હતી. તેણે ગુજરાત જવા પહેલાં દો. કર્માશાહ પાસેથી વાટખરચીની રકમ માગી હતી. કર્માશાહે તેને વિના શરતે એક લાખ રૂપિયા આપ્યા હતા.

૧૦ કર્માશાહ—તે દોશી તોલાશાહનો સૌથી નાનો અને છઠ્ઠો પુત્ર હતો, ધર્મપ્રેમી હતો, ભાગ્યશાળી હતો, બુદ્ધિમાન હતો. તેને આ. રત્નસિંહસૂરિની ભવિષ્યવાણી મુજબ પિતાની આજ્ઞાથી શત્રુંજય મહાતીર્થનો મોટો ઉદ્ધાર કરવાની ઉત્કટ ભાવના હતી. ઉપા. વિનયમંડન કર્માશાહને આ માટે વારંવાર ઉપદેશ દેતા હતા. એવામાં તપાગચ્છના આ૦ વિજયદાનસૂરિ ચિત્તોડ પધાર્યા. તેમણે પણ દો૦ કર્માશાહને તીર્થોદ્ધાર માટે ઉપદેશ આપી વધુ ઉત્સાહિત કર્યો.

(—જૂઓ, નંદિવર્ધનજિનપ્રાસાદપ્રશસ્તિ)

બહાદુરશાહ ગુજરાતનો સુલતાન બન્યો છે એમ જાણીને કર્માશાહ અમદાવાદ ગયો અને સુલતાનને મળ્યો. સુલતાને તેને એક લાખ રૂપિયા પાછા આપી પ્રેમભાવે પૂછ્યું કે મારા યોગ્ય બીજું કામ હોય તો બતાવ.

કર્માશાહે જણાવ્યું કે તમે આજ્ઞા આપો તો મારે શત્રુંજય તીર્થમાં મારા ભગવાનની પ્રતિમાઓ બેસાડવી છે તો મને રજા આપો. સુલતાને પ્રસન્ન થઈ કર્માશાહને ફરમાન લખી આપી શત્રુંજય ઉપર તીર્થસ્થાપના કરવાની પરવાનગી આપી.

કર્માશાહ અમદાવાદથી ખંભાત ગયો અને ત્યાં ઉપા. વિનય

મહંમદને હકીકત જણાવી અને શત્રુંજય તીર્થ પર પધારવાની વિનંતિ કરી. કર્માશાહ પણ સંઘ સાથે પાલીતાણા ગયા અને સોરઠના સૂબા ખાન મઝાદખાનને મળ્યો અને તેને સુલતાનનું ફરમાન આપ્યું. સૂબો શત્રુંજયતીર્થે સ્વપાવ એમાં રાજી નહોતો, પણ સુલતાનનો હુકમ હોવાથી તે નિરુપાય હતો. ત સૌન સ્થાને તેને રવિરાજ અને નરસિંગ નામે મંત્રીઓ હતા. કર્માશાહે બંને મંત્રીઓને ધન માનથી સંતુષ્ટ કરી પોતાના કામમાં મદદગાર બનાવ્યા.

ઉપા. વિનયમંડન સાધુ-સાધ્વીના પરિવાર સાથે પાલીતાણા પધાર્યા. એક તરફ મૂળ જિનપ્રાસાદનો જીર્ણોદ્ધાર ચાલ્યો અને બીજી તરફ મહામાત્ય વસ્તુપાલે મૂકી રાખેલી મમ્માણી પાષાણની શિલાને બહાર કઢાવી ઉપા. વિનયમંડન અને પં. વિવેકધીરગણિની દેખરેખ નીચે શાસ્ત્રાનુસાર ભ. ઋષભદેવની જિનપ્રતિમા તૈયાર કરાવી.

સં. કર્માશાહ છ'રી પાળતા યાત્રાસંઘ લઈને પાલીતાણા આવ્યો. મંત્રી લલના (લલિતા) સરોવરને કિનારે પડાવ નાખ્યો. કર્માશાહે અહીં જૈનાચાર્યોના વરદ હસ્તે જિનપ્રતિમાની અંજનશલાકાનો મોટો વિધિ કરાવ્યો અને સંઘજમણ કર્યું.

સં. કર્માશાહે સં. ૧૫૮૭ શાકે ૧૫૪૩ના વૈશાખ વદિ ૬ને રવિવારે ધનિષ્ઠામાં શુભ લગ્નમાં, શત્રુંજયતીર્થમાં જીર્ણોદ્ધાર કરેલ પ્રાચીન જિનપ્રાસાદમાં તપાગચ્છની વડી પોષાળના આ૦ વિજયધર્મસૂરિના શિષ્ય આ. વિદ્યામંડનસૂરિના હાથે ભ. આદીશ્વરની નવી જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી અને શત્રુંજય મહાતીર્થનો ૧૬મો મોટો ઉદ્ધાર કરાવ્યો.

શત્રુંજયતીર્થના ૧૬મા મોટા ઉદ્ધારની પ્રશસ્તિ તપાગચ્છના આ. સમયરત્નના શિષ્ય પં. લાવણ્યસમયગણિએ બનાવી અને પં. વિવેકધીરગણિએ શિલા ઉપર લખી હતી. આ પ્રશસ્તિમાં એક શ્લોક આ પ્રકારે છે—

यद् कर्मराजेन कृतं सुकार्यम येन केनापि कृतं हि तन्नो ।
म्लेच्छराज्येऽपि तदाज्ञयैवोद्धार कृतः पोडगम येन ॥२५॥

(શત્રુંજય તીર્થ પરનો પ્રશસ્તિ શિલાલેખ)

સ૦ કર્માશાહે કરેલ આ તીર્થ પ્રતિષ્ઠાના ઉત્સવમાં આ૦ સોમજય વગેરે ૧ આચાર્યો અહીં હાજર હતા. તે સૌએ સર્વાનુમતે ઠરાવ કર્યો કે આ શત્રુંજયતીર્થ મહાતીર્થ છે અને ૮૪ ગચ્છોનું શ્વેતામ્બર જૈનતીર્થ છે

મંડનને હકીકત જણાવી અને શત્રુંજય તીર્થ પર પધારવાની વિનંતિ કરી. કર્માશાહ પણ સંઘ સાથે પાલીતાણા ગયો અને સોરઠના સૂબા ખાન મજાદખાને મળ્યો અને તેને સુલતાનનું ફરમાન આપ્યું. સૂબો શત્રુંજયતીર્થ સંબંધમાં એમ રાજી નહોતો, પણ સુલતાનનો હુકમ હોવાથી તે નિરૂપાય હતો. તે મૌન રહ્યો. તેને રવિરાજ અને નરસિંગ નામે મંત્રીઓ હતા. કર્માશાહે બંને મંત્રીઓને ધન આપીને સંતુષ્ટ કરી પોતાના કામમાં મદદગાર બનાવ્યા.

ઉપા૦ વિનયમંડન સાધુ-સાધ્વીના પરિવાર સાથે પાલીતાણા પધાર્યા. એક તરફ મૂળ જિનપ્રાસાદનો જીર્ણોદ્ધાર આરંભ્યો અને બીજી તરફ મહામાત્ય વસ્તુપાલે મૂકી રાખેલી મંમાણી પાષાણની શિલાને બહાર કઢાવી ઉપા૦ વિનયમંડન અને પં૦ વિવેકધીરગણિની દેખરેખ નીચે શાસ્ત્રાનુસાર ભ૦ ઋષભદેવની જિનપ્રતિમા તૈયાર કરાવી.

સં૦ કર્માશાહ છ'રી પાળતા યાત્રાસંઘ સહિત પાલીતાણા આવ્યા. સંઘે લલના (લલિતા) સરોવરને કિનારે પડાવ નાખ્યો. કર્માશાહે અહીં જૈનાચાર્યોના વરદ હસ્તે જિનપ્રતિમાની અંજનશલાકાનો મોટો વિધિ કરાવ્યો અને સંઘજમણ કર્યું.

સં૦ કર્માશાહે સં૦ ૧૫૮૭ શાકે ૧૫૪૩ ના વૈશાખ વદિ ૬ ને રવિવારે ધનલગ્નમાં શુભ નવાંશમાં, શત્રુંજયતીર્થમાં જીર્ણોદ્ધાર કરેલ પ્રાચીન જિનપ્રાસાદમાં તપાગચ્છની વડી પોશાળના આ૦ વિજયધર્મસૂરિના શિષ્ય આ૦ વિદ્યામંડનસૂરિના હાથે ભ૦ આદીશ્વરની નવી જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી અને શત્રુંજય મહાતીર્થનો ૧૬ મો મોટો ઉદ્ધાર કરાવ્યો.

શત્રુંજયતીર્થના ૧૬ મા મોટા ઉદ્ધારની પ્રશસ્તિ તપાગચ્છના આ૦ સમયરત્નના શિષ્ય પં૦ લાવણ્યસમયગણિએ બનાવી અને પં૦ વિવેકધીરગણિએ શિલા ઉપર લખી હતી. આ પ્રશસ્તિમાં એક શ્લોક આ પ્રકારે છે—

તે સમયથી આ સ્થાન રઘુનાથના મંદિર તરીકે અને તીર્થ તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે.

ધર્મપ્રચાર—

આચાર્યશ્રીએ સં૦ ૯૮૮ માં ચંદ્રાવતીના રાવ જગમાલને સપરિવાર જૈન બનાવ્યો અને ઝામડ ગોત્રની સ્થાપના કરી. સં૦ ૧૦૨૧ માં આબૂ પાસે દેલવાડાના પંવાર સંઘરાવને સપરિવાર જૈન બનાવ્યો. તેના પુત્ર વિજયરાવે સંઘપતિ બની યાત્રાસંઘ કાઢ્યો, તેનું સિંઘી (સંઘવી) ગોત્ર સ્થાપન કર્યું. તેમના વંશજો આજે ગોજરવામાં વિદ્યમાન છે.

દીક્ષા—

ચંદ્રાવતીના રાજા અરણ્યરાજ પરમારના મંત્રી કુંકુણે ચંદ્રાવતીમાં વિશાળ જિનપ્રાસાદ બનાવી, તેની સં૦ ૧૦૧૦માં આચાર્યશ્રીના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી અને આચાર્યશ્રીના ઉપદેશથી વૈરાગ્ય પામી તેમની પાસે દીક્ષા લીધી હતી.

(—ગુર્વાવલી, તપાગચ્છ પટ્ટાવલી, પટ્ટાવલીઓ, વહીવંચાની વહીઓ, અંચલગચ્છની (ગુજરાતી) મોટી પટ્ટાવલી પૃ૦ ૭૪ શંખેશ્વર મહાતીર્થ પૃ૦ ૪૫)

(૩૬) આ૦ સર્વદેવસૂરિ— ઉપદેશમાલાની પ્રશસ્તિમાં એવો ઉલ્લેખ છે કે આ૦ સર્વદેવસૂરિએ ધર્માણ સંનિવેશ પાસે વડની નીચે સાત ગ્રહોના યોગમાં શુભલગ્ને વડગચ્છને જન્મ આપ્યો.

તે પ્રશસ્તિનો સાર એ છે કે આબૂના પવિત્ર છાયામાં આવેલા ધર્માણ સંનિવેશ પાસે મોટું વડનું ઝાડ હતું, જેને સેંકડો શાખાઓ હતી. તેની નીચે મોટા મોટા સંઘો, સાર્થવાહો આવીને સુખેથી આરામ કરી શકતા હતા. લગભગ ૫૦ ગાડાં છોડી શકાય એવી વિસ્તારવાળી જગા હતી.

આ૦ સર્વદેવસૂરિએ પોતાના જ્ઞાનબળથી લગ્નમાં સર્વ કાર્યસાધક ગ્રહનો યોગ જાણીને આચાર્યો બનાવ્યા ત્યારથી ચંદ્રગચ્છ વૃદ્ધિ પામી વડગચ્છ બન્યો. આ ગચ્છમાં શ્રીસીમંધરસ્વામીનું વર્ણન કરનાર (૩૭) આ૦ જિનચંદ્રસૂરિ થયા. જે પોતાના સૈન્યમાં હતા.

# પ્રકરણ છત્રીસમું

## આ૦ સર્વદેવસૂરિ

આ૦ સર્વદેવસૂરિ (સં. ૯૮૦ થી ૧૦૧૦)—આ૦ ઉદ્યોતનસૂરિની પાટે આ૦ સર્વદેવસૂરિ થયા. તે સમયે આ૦ સમુદાયમાં આ૦ માનદેવ, આ૦ અજિતદેવ, પં૦ યશોદેવ, આ૦ દેવ, પં૦ આમ્રદેવ, એમ દેવાન્ત નામવાળા ઘણા આચાર્યો થયા હતા. તે પછી પણ ત્રણ પાટ સુધી દેવાંત નામોવાળા આચાર્યો થયા. આ સૌ આચાર્યોમાં આ૦ દેવ ખૂબ પ્રસિદ્ધ હતા, જે સર્વદેવસૂરિના નામથી ખ્યાતિ પામ્યા. તેમના પટ્ટધર પણ આ૦ દેવસૂરિ નામે હતા.

આ૦ સર્વદેવસૂરિ સં. ૯૯૪માં ટેલી ગામમાં વડ નીચે પોતાના ગુરુદેવના હાથે આચાર્યપદ પામ્યા. આચાર્યપદનું મુહૂર્ત સર્વોત્તમ હતું અને આ૦ સર્વદેવની શિષ્યપરંપરા લાંબી ચાલી, જે આજે પણ એ જ પરંપરાના મુનિવરો વિદ્યમાન છે.

આ૦ સર્વદેવસૂરિ સૂરિમંત્રના પ્રભાવે ઋદ્ધિધારી હતા. શુદ્ધ ચારિત્રશીલ અને સમર્થ પ્રતિબોધક હતા. ગૌતમસ્વામીની જેમ શિષ્યલબ્ધિવાળા હતા. તેમણે જૈન શાસનની ઉન્નતિ કરી અને સં. ૧૦૧૦ લગભગમાં સ્વર્ગસ્થ થયા હતા. (—ગુર્વાવલી)

**તીર્થ**—

તેમના ઉપદેશથી સં. ... કુમુસેને રામસેનના પ્રાચીન જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવી રાજવિહારની સ્થાપના કરી હતી અને તેમાં સં. ૧૦૧૦માં આચાર્યશ્રીના હાથે ભ૦ ચંદ્રપ્રભ, ભ૦ અજિતનાથ વગેરે ઘણી પ્રતિમાઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરાવી હતી.[1]

---

[1] ભ૦ અજિતનાથની સ્થાપના પ્રાચીન પ્રતિમા આજે ... માં ... લાવેલા ભ૦ અજિતનાથના દેરાસરમાં ... વિદ્યમાન છે.

આ૦ જયદેવસૂરિ—

તેમણે 'જયદેવછંદસ્' નામે ગ્રંથ રચ્યો છે તેમાં પિંગલ સૂત્રની જેમ ૮ અધ્યાયો છે. તેમાં વૈદિક છંદોનો પણ વ્યવસ્થિત સમાવેશ કર્યો છે. મંગલાચરણમાં ભ૦ મહાવીરદેવની સ્તુતિ કરી છે. તેની ઉપર ભટ્ટ મુકુલના પુત્ર હર્ષટે વૃત્તિ બનાવી છે. જયદેવછંદસ્ ની સં૦ ૧૧૯૦ માં લખાયેલી તાડપત્રી પ્રતિ મળે છે. તેના ઉપર આ૦ વર્ધમાને વૃત્તિ રચી છે અને શ્રીચંદ્રસૂરિએ એ વૃત્તિ ઉપર ટિપ્પણની રચના કરી છે.

પં૦ હલાયુધ ભટ્ટે 'પિંગલછંદ'ની ટીકામાં, સુલ્હણે કેદારભટ્ટના 'વૃત્તરત્નાકર'ની ટીકામાં,[1] અલંકારશાસ્ત્રી અભિનવગુપ્તે 'નાટ્યશાસ્ત્ર'ની અભિનવભારતી ટીકામાં, ભાગવર્મા (ઈ૦ સં૦ ૯૯૦)એ કાનડી 'છંદોમ્બુધિ'માં, કવિ સ્વયંભૂ (આઠમી સદી)એ 'છંદશ્ચૂડામણિ'માં, શ્રીનમિ સાધુએ રુદ્રટના 'કાવ્યાલંકાર' પર સં૦ ૧૧૨૨ લગભગમાં રચેલા ટિપ્પનમાં, કલિ૦ સં૦ હેમચંદ્રસૂરિએ 'છંદોનુશાસન'ની સ્વોપજ્ઞ વૃત્તિમાં, મહાકવિ વાગ્ભટે રચેલા 'કાવ્યાનુશાસન' પરની સ્વોપજ્ઞ વૃત્તિમાં, આ૦ અમરચંદ્રે રચેલ 'છંદોરત્નાવલી'માં આ જયદેવછંદસ્ના અવતરણો આપ્યાં છે અને તેની ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે.

પં૦ હલાયુધ ભટ્ટ રાજા મુંજ (સં૦ ૧૦૩૧ થી ૧૦૫૨)ની સભાના વિદ્વાન હતા. પં૦ સુલ્હણ આ જયદેવને શ્વેતાંબર જૈનાચાર્ય બતાવે છે. આથી સ્પષ્ટ છે કે આ જયદેવ વાસ્તવમાં વિક્રમની નવમી સદી પહેલાં થયા હતા.

કર્ણાટકમાં દિગંબર આ૦ જયકીર્તિ તથા તેમના શિષ્ય અમલકીર્તિ થયા. તેમાં જયકીર્તિએ આ૦ જયદેવછંદસ્ ના આધારે 'છંદોનુશાસન' આઠ અધ્યાયમાં બનાવ્યાનું લખ્યું છે. જે સં૦ ૧૧૯૨માં તાડપત્રી પર લખેલું છે. આ૦ અમલકીર્તિની પણ સં૦ ૧૧૯૨ માં લખાયેલી

[1] રાજા કર્ણદેવના પુરોહિત વર્ધમાનના શિષ્ય ત્રિવિક્રમે નહીં પણ સપાદલક્ષના પુત્ર ત્રિવિક્રમે 'વૃત્તરત્નાકર'ની ચોથી પહેલી ટીકા રચી છે.

તેમની પાટે નમ્રના વિદ્વાન (૩૮) આ૦ આમ્રદેવ થયા. તેમનું વ્યાખ્યાન શુદ્ધ હતું. તેઓ શુદ્ધ ગ્રંથની રચના કરનારાઓમાં તીવ્ર બુદ્ધિવાળા અને પ્રભાવશાળી હતા. તેમની પાસે અંબિકાદેવી આવતી હતી. તેમની પાટે (૩૯) આ૦ નેમિચંદ્ર થયા, જે ધર્મના આધારરૂપ હતા. તેમણે બે તીર્થંકરોના ચરિત્રો રચ્યા, તેમાં વધુ ખ્યાતિ પામ્યા. તેમનાથી ત્રીજા (૪૦) આ૦ યશોદેવસૂરિ થયા, જે સચ્ચારિત્રપાત્ર હતા. તેમનો મહિમા પ્રસિદ્ધ હતો. શુદ્ધ ધારણાવાળા હતા. ચક્રમાં અમી ગણાવતા હતા. શાંત સ્વભાવી અને હસમુખા હતા. તેઓ વ્યાકરણ સાહિત્ય વગેરેના વિદ્વાન હતા. તેમણે ભારે અંધારામાં ધુમ્મસમાં પ્રકાશ રેલાવ્યો હતો.

આ યશોદેવસૂરિ તે જ પં. યશોદેવગણિ હોવાનો સંભવ છે.
(ખંભાતના શ્રીશાંતિનાથજીના જ્ઞાનભંડારની તાડપત્રી ઉપદેશમાલાની વૃત્તિ પ્રશસ્તિ—જૂઓ, શ્રીપ્રશસ્તિસંગ્રહ, પ્ર૦ ૩૪ પૃ૦ ૨૬).

આ અરસામાં અનેક જૈન આચાર્યો, પ્રભાવકો, જૈન રાજાઓ, શાસ્ત્રો, તીર્થો અને જૈન સ્તૂપોની રચના થઈ.

પ્રભાવકો—

આરક રાજાના ગુરુ આ૦ પ્રદ્યુમ્નસૂરિ, મુંજ રાજાના ગુરુ આ૦ ધનેશ્વર, રાજા અલ્લટના ગુરુ આ૦ નન્નસૂરિ, સામંતસિંહ ચાવડાના ગુરુ આ૦ બલભદ્ર, આ૦ વાસુદેવ, આ૦ મલ્લવાદી, મૂળરાજના ગુરુ આ૦ વીરગણિ (તેમનો પરિચય અગાઉ પ્ર૦ ૩૨ પૃ૦ ૫૭, ૫૮ પ્ર૦ ૩૪ પૃ૦ ૫૬૬ થી ૫૮૭ માં આવી ગયો છે તે) થયા હતા.

યુગપ્રધાન જ્યેષ્ઠાંગ ગણિ—તેમનો યુગપ્રધાનકાળ સં૦ ૯૯૦ થી ૧૦૧૭ તેઓ જ આ૦ વીરગણિ હોવાનો સંભવ છે. (પ્ર૦ ૩૪ પૃ૦ ૫૮૭)

મહાકવિ જમ્બૂનાગ—તેઓ ચંદ્રગચ્છના હતા. વિદ્વાન હતા. તેમણે સં૦ ૧૦૦૫ માં મુનિપતિચરિત્ર, જિનશતકકાવ્ય અને ચંદ્રદૂતકાવ્ય વગેરે રચ્યા છે. નાગેન્દ્રગચ્છના આ૦ સાંબ મુનિએ સં૦ ૧૦૨૫ માં જિનશતકની વૃત્તિ રચી છે.

આ૦ જયદેવસૂરિ—

તેમણે જયદેવછન્દસ્ નામે ગ્રંથ રચ્યો છે તેમાં પિંગલ સૂત્રની જેમ ૮ અધ્યાયો છે તેમાં વૈદિક છંદોનો પણ વ્યવસ્થિત સમાવેશ કર્યો છે મંગલાચરણમાં ભ૦ મહાવીરદેવની સ્તુતિ કરી છે તેની ઉપર ભટ્ટ મુકુલના પુત્ર હર્ષટે વૃત્તિ બનાવી છે જય દેવછન્દસ્ ની સં૦ ૧૧૯૧ માં લખાયેલી તા૦ પત્રી પ્રતિ મળે છે તેના ઉપર આ૦ વર્ધમાને વૃત્તિ રચી છે અને શ્રીચંદ્રસૂરિએ એ વૃત્તિ ઉપર ટિપ્પણની રચના કરી છે

પં૦ હલાયુધ ભટ્ટે પિંગલછંદની ટીકામાં, સુલ્હણે કેદાર ભટ્ટના વૃત્તરત્નાકર ની ટીકામાં,[1] અલંકારશાસ્ત્રી અભિનવગુપ્તે નાટ્યશાસ્ત્ર ની અભિનવભારતી ટીકામાં, નાગવર્મા (વિ૦ સં૦ ૮૯૦)એ કનડી છંદોમ્બુધિ માં, કવિ સ્વયંભૂ (આઠમી સદી)એ છંદશ્ચૂડામણિ માં, શ્રીનમિ સાધુએ રુદ્રટના કાવ્યાલંકાર પર સં૦ ૧૧૨૨ લગભગમાં રચેલા ટિપ્પનમાં, ક૦ સ૦ હેમચંદ્રસૂરિએ છંદોનુશાસન ની સ્વોપજ્ઞ વૃત્તિમાં, મહાકવિ વાગ્ભટે રચેલા કાવ્યાનુશાસન પણની સ્વોપજ્ઞ વૃત્તિમાં, આ૦ અમરચંદ્રે રચેલ છંદોરત્નાવલી માં આ૦ જયદેવછંદસ્ના અવતરણો આપ્યા છે અને તેની ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે

પં હલાયુધ ભટ્ટ રાવ મુંજ (સં૦ ૧ ૩૧ થી ૧૦૫૨)ની સભાના વિદ્વાન તથા પં૦ સુલ્હણ આ૦ જયદેવને શ્વેતાંબર જૈનાચાર્ય બતાવે છે. આથી સ્પષ્ટ છે કે આ જયદેવ વાસ્તવમાં વિક્રમની નવમી સદી પહેલા થયા હતા.

કર્ણાટકમાં દિગંબર આ૦ જયકીર્તિ તથા તેમના શિષ્ય અમલ કીર્તિ થયા. તેમાં જયકીર્તિએ આ જયદેવછંદસ્ ના આધારે છંદોનુશાસન આઠ અધ્યાયમાં બનાવ્યાનું લખ્યું છે જે સં૦ ૧૧૯૨માં તા૦ પત્રી પર લખેલું છે આ અમલકીર્તિની પણ સં૦ ૧૧૯૨ માં લખાયેલી

[1] શાલ કર્ણોત્પલ પુરોહિત વર્ધમાનના શિષ્ય સિંહિરે નહીં પરંતુ રામપાલના પુત્ર સિંહિકે વૃત્તરત્નાકર ની ચોથી મોટી ટીકા રચી છે

૩૫. આ૦ ઉદ્દ્યોતનસૂરિ—સ૦ ૯૯૪

૩૬ આ૦ વર્ધમાનસૂરિ—સ૦ ૧૦૮૮[1]

વિક્રમની દશમી શતાબ્દીના અંતમાં સપાદલક્ષ દેશમાં ચિત્તોડના રાજવી અલ્લટરાજનો પુત્ર ત્રિભુવનપાલ નામે રાજા હતો. તે સમયે આભોહર દેશના કુર્ચપુર નગરમાં ચૈત્યવાસી જિનચંદ્રાચાર્ય હતા. તેમની આજ્ઞામાં ૮૪ ચૈત્યો હતાં. તેમને વર્ધમાન નામે શિષ્ય હતો. તેમણે ચૈત્યોનો ત્યાગ કરી વનવાસીગચ્છના સુવિહિત આ ઉદ્દ્યોતનસૂરિ પાસે દીક્ષા લીધી અને શાસ્ત્રાભ્યાસ કર્યો.

આ ઉદ્દ્યોતનસૂરિએ સ૦ ૯૯૫ માં પોતાના સર્વદેવ વગેરે આઠ શિષ્યોને આચાર્યપદ આપ્યું અને તે પછી તેમને પણ અબ્બરીમાં ભ૦ મહાવીરસ્વામીના મંદિરમાં આચાર્યપદ આપ્યું. તે શાસ્ત્રાનુસાર મુનિજીવન ગાળતા હતા, તેથી તેમની પરંપરા સુવિહિત તરીકે વિશેષ પ્રખ્યાત છે. આ૦ જિનેશ્વર અને આ૦ બુદ્ધિસાગર તેમના પટ્ટધરો હતા. તે સં ૧૦૮૮ માં પત્તપદ્રમાં અનશન કરી સ્વર્ગે ગયા. આ૦ અભયદેવસૂરિ તેમનો પરિચય આ પ્રમાણે આપે છે—

सकलप्रकुलीन-प्रवचनप्रणीताप्रतिबद्धविहारहारिचरितश्रीवर्धमानाभिधानमुनिपति'

(–ठाणंगसुत्त' वृत्ति)

૩૭. આ૦ જિનેશ્વરસૂરિ, આ૦ બુદ્ધિસાગરસૂરિ—અના દેશમાં પં૦ કૃષ્ણગુપ્ત નામે બ્રાહ્મણ હતો. તેને શ્રીધર અને શ્રીપતિ નામે પુત્રો હતા. તે બંને બુદ્ધિમાન હતા. તેથી તેઓ વેદવેદાંતના પારગામી થયા. એકદા તેઓ તીર્થયાત્રાએ નીકળ્યા અને ફરતા ફરતાં માલવાની ધારાનગરીમાં આવ્યા. બંને જણ ભિક્ષા દ્વારા જીવનનિર્વાહ કરતા. તે સમયે ધારામાં ભોજદેવ (સ૦ ૧૦૭ થી ૧૧૧૨) રાજા હતો અને લક્ષ્મીપતિ નામે ધનાઢ્ય જૈન શ્રાવક રહેતો હતો. તે શ્રીધર અને શ્રીપતિને હમેશાં ભિક્ષા આપતો હતો.

1. વર્ધમાનસૂરિનો (જૂઓ પ્ર ૩૨ ૪ ૧ ૯)

તેના ઘરમાં ભીંત પર વીશ લાખ ટકાનો લેણદેણનો હિસાબ નોંધ્યો હતો. બંને ભાઈઓ એ હિસાબને રોજ જોતા હતા, તેથી બંનેને તે મુખપાઠ જેવો થઈ ગયો હતો. એક વેળા શેઠના ઘરમાં આગ લાગી, તેમાં એ હિસાબ નાશ પામ્યો. આથી શેઠ ગમગીન બની ગયો. બીજે દિવસે બંને ભાઈઓ રોજિંદા નિયમ પ્રમાણે ભિક્ષા માટે શેઠને ઘેર આવ્યા. શેઠને શોકગ્રસ્ત બનેલો જોઈ વસ્તુસ્થિતિ પામી ગયા. તેમણે શેઠ પાસે આવીને પોતાની યાદ પ્રમાણે નોંધ કરાવી દીધી. આથી શેઠ તે બંને ઉપર ખુશ થઈ ગયો. તેણે બંનેને આવા બુદ્ધિશાળી જાણી, જો તેઓ જૈન સાધુ બને તો સાચે જ પ્રભાવક થાય અને જૈનશાસનની ઉન્નતિ કરે. આમ વિચારી તેઓનો પરિચય આ૦ વર્ધમાનસૂરિને કરાવ્યો. તે બંનેએ આ ગુરુ પરમ તારક લાગે છે એમ જાણીને તેમની પાસે દીક્ષા લીધી. ધીમે ધીમે જૈન શાસ્ત્રોનો અભ્યાસ કરી છેવટે આચાર્યપદ મેળવ્યું. ગુરુમહારાજે તેઓનું નામ આ૦ જિનેશ્વર અને આ૦ બુદ્ધિસાગર રાખ્યું. બંનેને ગુજરાત તરફ વિહાર કરવા આજ્ઞા આપી, 'બૃહદ્‌ગુર્વાવલી'માં આ૦ વર્ધમાનસૂરિ વગેરે ૧૮ સાધુઓ હતા, એવો ઉલ્લેખ કર્યો છે.

વનરાજ ચાવડાએ ગુજરાતના સ્વતંત્ર રાજ્યનો પાયો સં. ૮૦૨ના વૈશાખ સુદિ ૨ના દિવસે નાખ્યો. તેનો રાજ્યાભિષેક પ્રથમ પંચાસરમાં અને પછી સં. ૮૨૧માં પાટણમાં જૈનાચાર્ય શીલગુણસૂરિ અને આ૦ દેવચંદ્રસૂરિના પ્રભાવક વાસક્ષેપથી થયો હતો. વનરાજે પણ ત્યારે એ ગુરુઓને શિષ્યપરંપરાના હકમાં તામ્રપત્ર ફરમાન લખી આપ્યું કે "આ આચાર્યોને માનનારા ચૈત્યવાસી યતિઓને સમ્મત મુનિઓ જ પાટણમાં રહી શકે બીજાઓ રહી શકશે નહીં. ગુજરાતના રાજાઓએ આ ફરમાનનું આજ સુધી અખંડ પાલન કર્યું હતું. (—જુઓ, પ્ર૦ ૩૧, પૃ૦ ૪૫૩, ૪૫૪)

આ ફરમાનના આધારે પાટણમાં ચૈત્યવાસીઓનું વર્ચસ્વ હતું. સંવેગી, વનવાસી વિહારક કે બીજા સાધુઓને રહેવા માટે પાટણમાં સ્થાન મળતું નહોતું. સં. ૧૦૮૦માં પાટણનો રાજા ભીમદેવ હતો.

અને રાજપુરોહિત સોમેશ્વર હતો, જે આ૦ જિનેશ્વર અને આ૦ બુદ્ધિસાગરનો મામો થતો હતો. આચાર્યોએ તેમને ત્યાં જઈ વેદ, ઉપનિષદ્ અને જૈનાગમ સમ્મત આશીર્વાદ આપ્યો તે આ પ્રમાણે—

જે હાથ, પગ અને મન વિના સ્વીકારે છે, આંખ વિના જુએ છે, કાન વિના સાંભળે છે અને વિશ્વને જાણે છે પણ તેને કોઈ જાણતું નથી એવા નિરંજન, નિરાકાર મહાદેવ એ જ જિનેશ્વર છે તે તમારું કલ્યાણ કરો.

પુરોહિત આ સાંભળીને ચમક્યો. સોમેશ્વર અને આચાર્યો વચ્ચે વાર્તાલાપ થયો. વાતવાતમાં જાણવામાં આવ્યું કે, બંને આચાર્યો તેમના ભાણેજ થતા હતા અને ચૈત્યવાસીઓના કારણે તેઓને ઊતરવા યોગ્ય સ્થાન મળ્યું નથી. આથી તેણે તરત જ આચાર્યોને અતિ આદરપૂર્વક પોતાના મકાનના મેડા ઉપર ઉતારો આપ્યો. યાજ્ઞિક, સ્માર્ત દીક્ષિત, અગ્નિહોત્રી વગેરે કેટલાયે વિદ્વાનો આચાર્યશ્રીનો સત્સંગ કરવા આવ્યા અને તેમની વિદ્વત્તા જોઈ-જાણીને ખુશ થઈ ગયા.

જૈનાચાર્યોની વિદ્વત્તાની વાત નગરમાં ફેલાઈ ગઈ. ચૈત્યવાસીઓના માણસો સાથે તપાસ કરવા આવ્યા અને તેઓએ આચાર્યોને જણાવ્યું 'આ ચૈત્યવાસીઓનું ક્ષેત્ર છે અને તમે ચૈત્યવાસી નથી માટે તરત પાટણમાંથી ચાલ્યા જાઓ. પુરોહિતે તેઓને કહ્યું આનો નિર્ણય રાજસભામાં થશે એમ સમજાવીને તેઓને પાછા મોકલ્યા. બીજે દિવસે પુરોહિતે રાજસભામાં જઈને જણાવ્યું કે દેવ! જૈનાચાર્યો મારા અતિથિ છે. જૈનોએ તેમને ઊતરવા યોગ્ય સ્થાન આપ્યું નથી. મેં તેમને ગુણગ્રાહકદૃષ્ટિએ જ મારે ત્યાં ઉતારો આપ્યો છે. એ આમાં મારી ભૂલ થઈ હોય તો મને દંડ આપશો.

રાજાએ જવાબ આપ્યો કે મારા રાજ્યમાં કોઈ પણ ગુણવાન પરદેશી રહી શકે છે. એને રહેવાની મના કેમ કરાય?

ચૈત્યવાસીઓએ પોતાનો મુદ્દો રજૂ કર્યો ચૈત્યવાસીઓને સમ્મત મુનિરાજો જ પાટણમાં રહી શકે બીજાઓ ન રહી શકે—આ ફરમાનનો અમલ આજ પર્યંત બરાબર થતો આવ્યો છે અને હવે પછી

પણ તેનો બરાબર અમલ થવો જોઈએ, અસલ વસ્તુ આ છે. હવે આપ જણાવો તેમ કરીએ.

રાજાએ કહ્યું: અમે પહેલાના રાજાઓની આજ્ઞાને દૃઢતાથી પાળવાને તૈયાર છીએ, પરંતુ સાથોસાથ અમે એમ પણ ઇચ્છીએ છીએ કે, ગુણીજનોનું સન્માન રૂંધાવું ન જોઈએ. તમારા જેવા ઉત્તમ પુરુષોના આશીર્વાદથી જ રાજાઓ પોતાના રાજ્યને આબાદ બનાવે છે એ વાત પણ ધ્યાન બહાર જવી ન જોઈએ. હવે અહીં એટલું જ બની શકે કે આપ મારી આગ્રહભરી વિનંતિથી આજ્ઞા આપો જેથી એ આચાર્યો પાટણમાં રહી શકે.

ચૈત્યવાસીઓએ રાજાની માગણીને કબૂલ રાખી સંવેગી મુનિવરોને પાટણમાં રહેવાની સમ્મતિ આપી. (જૂઓ, પ્ર૦ ૩૫, પૃ૦ ૮)

શૈવાચાર્ય જ્ઞાનદેવ તેમજ પુરોહિત સોમેશ્વરદેવે નવા ઉપાશ્રયનો પાયો નાખ્યો અને સં. ૧૦૮૦ થી પાટણમાં સુવિહિત સાધુઓને યોગ્ય ઉપાશ્રય બન્યો.

તે પછી બંને આચાર્યો માળવા તરફ વિહાર કરી ગયા અને ત્યાં જઈ અભયકુમારને દીક્ષા આપી. ગુરુદેવની સેવામાં આવેલા તેઓની બેને પણ દીક્ષા લઈને મહત્તરાપદવી પ્રાપ્ત કરી, જેનું નામ કલ્યાણશ્રી મહત્તરા હતું તથા મરુદેવી ગણિની વગેરે સાધ્વીઓ પણ હતી.

તેમની પાટે (૧) આ૦ જિનચંદ્ર, (૨) આ૦ અભયદેવ અને (૩) આ૦ ધનેશ્વર એમ ત્રણ આચાર્યો થયા.[1] તેમજ ઉપાધ્યાય ધર્મદેવ, ઉપા૦ સુમતિ અને ઉપા૦ વિમલ એમ ત્રણ ઉપાધ્યાયો થયા. આ પૈકી આ૦ ધનેશ્વરનું બીજું નામ આ૦ જિનભદ્રસૂરિ પણ હતું. તેમણે સં. ૧૦૯૫માં ચંદ્રાવતીમાં 'સુરસુંદરીચરિય' રચ્યું છે. તેમને પદ્માપાલ નામે શિષ્ય હતા.

---

૧. ખરતરગ૦ પટ્ટાવલીમાં આ ત્રણે ગુરુભાઈઓને એક પછી એક ક્રમશઃ પટ્ટધર બતાવ્યા છે.

પણ તેનો બરાબર અમલ થવો જોઈએ, અસલ વસ્તુ આ છે. હવે આપ જણાવો તેમ કરીએ.

રાજાએ કહ્યું: અમે પહેલાના રાજાઓની આજ્ઞાને દૃઢતાથી પાળવાને તૈયાર છીએ, પરંતુ સાથોસાથ અમે એમ પણ ઇચ્છીએ છીએ કે ગુણીજનોનું સન્માન રૂંધાવું ન જોઈએ. તમારા જેવા ઉત્તમ પુરુષોના આશીર્વાદથી જ રાજાઓ પોતાના રાજ્યને આબાદ બનાવે છે એ વાત પણ ધ્યાન બહાર જવી ન જોઈએ. હવે અહીં એટલું જ બની શકે કે આપ મારી આગ્રહભરી વિનંતિથી આજ્ઞા આપો જેથી એ આચાર્યો પાટણમાં રહી શકે.

ચૈત્યવાસીઓએ રાજાની માગણીને કબૂલ રાખી સંવેગી મુનિવરોને પાટણમાં રહેવાની સમ્મતિ આપી. (જુઓ, પ્રક૦ ૩૫, પૃ૦ ૮)

**શૈવાચાર્ય જ્ઞાનદેવ** તેમજ પુરોહિત સોમેશ્વરદેવે નવા ઉપાશ્રયનો પાયો નાખ્યો અને સં૦ ૧૦૮૦ થી પાટણમાં સુવિહિત સાધુઓને યોગ્ય ઉપાશ્રય બન્યો.

તે પછી બંને આચાર્યો માલવા તરફ વિહાર કરી ગયા અને ત્યાં જઈ અભયકુમારને દીક્ષા આપી. ગુરુદેવની સેવામાં આવ્યા. તેઓની બેને પણ દીક્ષા લઈને મહત્તરાપદવી પ્રાપ્ત કરી, જેનું નામ કલ્યાણશ્રી મહત્તરા હતું તથા મરુદેવી આર્યાની વગેરે સાધ્વીઓ પણ હતી.

તેમની પાટે (૧) આ૦ જિનચંદ્ર, (૨) આ૦ અભયદેવ અને (૩) આ૦ ધનેશ્વર એમ ત્રણ આચાર્યો થયા.[1] તેમજ ઉપાધ્યાય ધર્મદેવ,[2] ઉપા૦ સુમતિ અને ઉપા૦ વિમલ એમ ત્રણ ઉપાધ્યાયો થયા. આ પૈકી આ૦ ધનેશ્વરનું બીજું નામ આ૦ જિનભદ્રસૂરિ પણ હતું. તેમણે સં૦ ૧૦૯૫માં ચંદ્રાવતીમાં સુરસુંદરીચરિય" રચ્યું છે. તેમને પાર્શ્વચંદ્ર નામે શિષ્ય હતા.

૧. ખરતરગચ્છ પટ્ટાવલીમાં આ ત્રણે ગુરુભાઈઓને એક પછી એક ક્રમશઃ પટ્ટધર બતાવ્યા છે.

પોતાના ઘરદેરાસરમાં સ્થાપન કરી હતી. રસસિદ્ધ યોગીશ્વર નાગાર્જુને આ૦ પાદલિપ્તસૂરિ પાસે તેનું માહાત્મ્ય સાંભળી, તેને ચોરી લાવી, નદી કિનારે છુપાવી તેની સન્મુખ રસસિદ્ધિ કરી હતી. આ પ્રતિમા ગુપ્ત હતી. થાંભણાના પટેલ મહીપાલની ગાય નિરંતર ત્યાં જઈ તેની ઉપર દૂધ ઝરી આવતી હતી.[1]

આ૦ અભયદેવસૂરિએ ત્યાં આવી, તે સ્થાનની પાકી ભાળ મેળવી ખાતરી કરી. તેમણે તેની સામે બેસીને ધ્યાન ધર્યું; 'जय तिहुअणवरकप्प' થી શરૂ થતા બત્રીશ ગાથાના સ્તોત્ર વડે શ્રીપાર્શ્વનાથપ્રભુની સ્તુતિ કરી. પરિણામે અધિષ્ઠાયકદેવ પ્રસન્ન થતાં શ્રીપાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ થઈ. તેના ન્હવણ જળથી આચાર્યશ્રીનો રોગ શમી ગયો.

શ્રી અભયદેવસૂરિએ વ્યાખ્યાગ્રંથો અને મૌલિક ગ્રંથો જે રચ્યા છે તેની યાદી નીચે મુજબ છે—

૧ ઠાણંગસુત્તટીકા ગ્રંથાગ્ર ૧૪૨૫  સં૦ ૧૧૨૦
૨. સમવાયાંગસુત્તટીકા ગ્રં ૩૫૭૫, સં૦ ૧૧૨૦
૩. વિવાહપણ્ણત્તિસુત્ત-ટીકા ગ્રં ૧૮૬૧૬ સં ૧૧૨૮
૪ નાયાધમ્મકહાઓ ટીકા ગ્રં૦ ૪૨૫૨ (૩૮૦) સં ૧૧૨૦ આસો સુદિ ૧૦ (પાટણ)
૫. ઉવાસગદસાંગ ટીકા ગ્રં૦ ૯૦૦
૬ અંતગડદસાંગ-ટીકા ગ્રં ૧૩૦૦
૭. અણુત્તરોવવાઇયદસાંગ-ટીકા ગ્રં૦ ૧૦
૮. પણ્હાવાગરણંગ ટીકા ગ્રં૦ ૪૬૦૦
૯ વિવાગસુત્ત-ટીકા ગ્રં૦ ૯૦

૧ નાગાર્જુને તે પ્રતિમાની સામે રસસિદ્ધિ કરી હતી. તે રસ ઘૂંટવાને માટે રાજા શાલિવાહનની રાણી ચંદ્રલેખાને હંમેશાં અહીં લાવતો હતો. રસ સિદ્ધિ થતાં જ ચંદ્રલેખાના પુત્રોએ વિશ્વાસ જમાવી નાગાર્જુનને મારી નાખ્યો અને તે પુત્રો પણ સિંહાસનપતનના કારણે મરણ પામ્યા. એ રસ કોઈને મળ્યો નહીં. (—પ્રભાવકચરિત, શ્રૃં ૧૯ અભયદેવસૂરિચરિત—સ્તંભનકલ્પ, પ્રબંધકોશ પ્ર ૧૯ પ્ર ૧૯ પૃ ૧૦૧)

સ્પષ્ટ છે કે, આ૦ અભયદેવસૂરિ ચંદ્રકુલના સંવિગ્નવિહારી આ૦ વર્ધમાનસૂરિના પ્રશિષ્ય હતા. સમર્થ જ્ઞાની સુવિહિત આ૦ જિનેશ્વર સૂરિ તથા આ૦ બુદ્ધિસાગરસૂરિના શિષ્ય હતા. ભ૦ મહાવીરસ્વામીથી ઊતરી આવેલી પરંપરાના હતા. મહાસજ્જનવંશમાં જન્મ્યા હોય એમ ઉત્તમ મુનિવંશના હતા અને તેમને સહાયક સંવિગ્નવિહારી આ૦ અજિતસિંહસૂરિના શિષ્ય વિદ્વાન અને ક્રિયાપ્રધાન પં૦ યશો દેવગણિ હતા. મહાસજ્જનવંશ' એ શબ્દપ્રયોગ બહુ સૂચક છે સંભવ છે કે તેમણે ઉપકેશગચ્છ રાજગચ્છ કે ચૈત્યવાસીની હરોળમાં પોતાના મુનિવંશની ઉત્તમતા બતાવવા માટે આ પ્રયોગ કર્યો હોય.

તીર્થસ્થાપના—

થામણામાં સેઢી નદીના કિનારે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા આ૦ અભયદેવસૂરિએ પ્રગટ કરી તે સમયે મલ્લવાદીગચ્છના આચાર્ય વિદ્યમાન હતા. આ૦ અભયદેવસૂરિ અહીં પધાર્યા ત્યારે સંઘ એકઠો થયો અને સંઘે ગામજમણ કર્યું હતું પ્રતિમા માટે જિનપ્રાસાદ બાંધવાનો નિર્ણય થતાં એક લાખ દ્રમ્મનો ફાળો કર્યો હતો. મલ્લ વાદીગચ્છના આચાર્યના ઉપદેશથી શ્રાવકોએ શિલ્પી આમ્રેશ્વર અને મલ્લિક પાસે ભવ્ય જિનાલય તૈયાર કરાવ્યું અને આ૦ અભયદેવ સૂરિના કરકમલથી તેની પ્રતિષ્ઠા કરવામાં આવી. તે સમયથી થામણા તીર્થ બન્યું

જય તિહુઅણ૦ સ્તોત્રની રચના સં૦ ૧૧૧૧ માં થયેલી મનાય છે.[1] એટલે આ વ ના પછી નવાગ વૃત્તિઓ રચાઈ એમ સંભવે છે

આચાર્યશ્રીએ જય તિહુઅણ ની બે ગાથાઓ ધરણેન્દ્રની સૂચના થી ગુપ્ત રાખી છે તેથી આજે તેની ૩૦ ગાથાઓ જ વિદ્યમાન છે.

ટીકારચના—

નિર્વૃતિગચ્છના આ૦ શીલાંકસૂરિએ સં૦ ૯૩૩ ની આસપાસ માં આચારાંગસૂત્ર, સૂત્રકૃતાંગસૂત્ર અને વિવાહપન્નત્તિસૂત્રની ટીકાઓ

૧ જુઓ પિટર્સનનો રિપોર્ટ ત્રીજો, પૃ ૨૫, એપેન્ડિક્સ પૃ ૨૪૫, જૈન ગૂર્જર કવિઓ-ભાગ ૨ પૃ ૬૦૪ ૭૧૨

૧૦ ઉવવાઈસુત્ત-ટીકા ગ્રં૦ ૩૧૨૫, સં૦ ૧૧૨
૧૧ પન્નવણાસુત્ત, તૃતીયપદસંગ્રહણી ગાથા ૧૩૩.
૧૨. હારિભદ્રીય પંચાશક-ટીકા ગ્રં :...., સં ૧૧૨૪ (ધોળકા)
૧૩ છટ્ઠાણપગરણ (જિનેશ્વરીય)ભાષ્ય ગ્રં૦
૧૪ પંચનિયંઠી પગરણ ગ્રં૦ :
૧૫ આરાહણાકુલય ગ્રં ૮૬
૧૬ જયતિહુઅણથય ગાથા : ૩ સં૦ ૧૧૧૧.
૧૭. આ૦ જિનચંદ્રગણિકૃત નવતત્ત્વપ્રકરણ ભાષ્યવૃત્તિ
૧૮. સપ્તતી-ભાષ્ય
૧૯ મહાવીરથય (જયંતિ સમણો ) ગાથા ૨૨.
(—જૈનસ્તોત્રસંદોહ, પૃ૦ ૧૯૭)
૨૦ શ્રાવકાધિકરણવૃત્તિ-ગાથાબદ્ધ
૨૧ નિગોદષટ્ત્રિંશિકા.
૨૨. પુદ્ગલષટ્ત્રિંશિકા.
૨૩ સાહમ્મિવચ્છલકુલય ગાથા ૨૯
૨૪ વંદણયભાસ ગાથા ૩૩.

આ અભયદેવસૂરિ તેમના સમયના સમર્થ શાસ્ત્રકાર હતા, તે આ ઉપરથી સમજાય છે. તેઓ પોતાનો પરિચય આ રીતે આપે છે—

"तच्चन्द्रकुलीनप्रवचनप्रणीताप्रतिबद्धविहारहारिचरितश्रीवर्धमानाभिधानमुनिपतिपादोपसेविन प्रमाणादिव्युत्पादनप्रवणप्रकरणप्रबन्धप्रणयिनः प्रबुद्धप्रतिबन्धप्रवक्तृप्रवीणाप्रतिहतप्रवचनार्थवाक्प्रसरस्य सुविहितमुनिजनमुख्यस्य श्रीजिनेश्वराचार्यस्य तदनुजस्य च व्याकरणादिशास्त्रकर्तुः श्रीबुद्धिसागराचार्यस्य चरणकमलचञ्चरीककल्पेन श्रीमदभयदेवसूरिनाम्ना मया महावीरजिनराजसन्तानवर्तिना महाराजवंशजन्मनेव संविग्नमुनिवर्गश्रीमदजितसिंहाचार्यान्तेवासियशोदेवगणिनामधेयसाधोरुत्तरसाधकस्येव विद्याक्रिया प्रधानस्य साहाय्येन समर्थितम्।"

(—ઠાણંગસુત્ત ટીકા-પ્રશસ્તિ, સં૦ ૧૧૨ )

સ્પષ્ટ છે કે આ૦ અભયદેવસૂરિ ચંદ્રકુલના સંવિજ્ઞવિહારી આ૦ વર્ધમાનસૂરિના પ્રશિષ્ય હતા. સમર્થ જ્ઞાની સુવિહિત આ૦ જિનેશ્વરસૂરિ તથા આ૦ બુદ્ધિસાગરસૂરિના શિષ્ય હતા. ભ૦ મહાવીરસ્વામીથી ઊતરી આવેલી પરંપરાના હતા. મહારાજવંશમાં જન્મ્યા હોય એમ ઉત્તમ મુનિવંશના હતા અને તેમને સહાયક સંવિજ્ઞવિહારી આ૦ અજિતસિંહસૂરિના શિષ્ય વિદ્વાન અને ક્રિયાપ્રધાન પં૦ યશોદેવગણિ હતા. 'महाराजवंशजन्मना' એ શબ્દપ્રયોગ બહુ સૂચક છે. સંભવ છે કે તેમણે ઉપકેશગચ્છ રાજગચ્છ કે ચૈત્યવાસીની હરોળમાં પોતાના મુનિવંશની ઉત્તમતા બતાવવા માટે આ પ્રયોગ કર્યો હોય.

**તીર્થસ્થાપના—**

થામણામાં સેઢી નદીના કિનારે શ્રીપાર્શ્વનાથની પ્રતિમા આ૦ અભયદેવસૂરિએ પ્રગટ કરી તે સમયે મલ્લવાદીગચ્છના આચાર્ય વિદ્યમાન હતા. આ૦ અભયદેવસૂરિ અહીં પધાર્યા ત્યારે સંઘ એકઠો થયો અને સૌએ ગામજમણ કર્યું હતું. પ્રતિમા માટે જિનપ્રાસાદ બાંધવાનો નિર્ણય થતાં એક લાખ દ્રમ્મનો ફાળો કર્યો હતો. મલ્લવાદીગચ્છના આચાર્યના ઉપદેશથી શ્રાવકોએ શિલ્પી આમ્રેશ્વર અને મહિપ પાસે ભવ્ય જિનાલય તૈયાર કરાવ્યું અને આ૦ અભયદેવસૂરિના કરકમલથી તેની પ્રતિષ્ઠા કરવામાં આવી. તે સમયથી થામણા તીર્થ બન્યું.

જય તિહુઅણ૦ સ્તોત્રની રચના સં૦ ૧૧૧૧ માં થયેલી મનાય છે[1] એટલે આ ઘટના પછી નવાંગ વૃત્તિઓ રચાઈ એમ સમજાય છે.

આચાર્યશ્રીએ જય તિહુઅણ ની બે ગાથાઓ ધરણેન્દ્રની સૂચનાથી ગુપ્ત રાખી છે તેથી આજે તેની ૩૦ ગાથાઓ જ વિદ્યમાન છે.

**ટીકારચના—**

નિર્વૃતિગચ્છના આ૦ શીલાંકસૂરિએ સં૦ ૯૩૪ ની આસપાસમાં આયારંગસુત્ત, સુયગડંગસુત્ત અને વિવાહપન્નત્તિસુત્તની ટીકાઓ

૧ જુઓ પિટર્સનનો રિપોર્ટ ત્રીજો, પૃ૦ ૨૫, એપેન્ડિક્સ પૃ૦ ૨૪૫, જૈન ગૂર્જર કવિઓ–ભાગ ૨ પૃ૦ ૭૧૨

રચી હતી. બીજા અંગસૂત્રો ઉપર સુબોધ ટીકાઓની ઘણી જરૂર હતી. આ૦ અભયદેવસૂરિએ શાસનદેવીની દૈવી પ્રેરણાથી આયંબિલની તપસ્યા ચાલુ રાખીને સહયોગથી નવ અંગસૂત્રો પર ટીકા રચી, જેમાં સંવિગ્નવિહારી આ૦ અજિતદેવસૂરિના શિષ્ય ક્રિયાનિષ્ઠ વિદ્વાન પં૦ યશોદેવગણિએ મોટી મદદ કરી હતી. તે સમયના પૂર્ણ શ્રુતધર નિર્વૃતિકુલના આ૦ દ્રોણાચાર્ય વગેરે ગુણવાન શાસ્ત્રજ્ઞોએ તે વૃત્તિઓને શુદ્ધ કરી હતી અને તે પછી શ્રાવકોએ તેની પ્રતિઓ લખાવી હતી.

આચાર્યશ્રીને એક દૈવી આભૂષણ મળેલું જેને શાહ ધીમદેવે ત્રણ લાખ દ્રમ્મ આપીને ખરીદી લીધું હતું તે રકમ નવાંગવૃત્તિઓની નકલ કરાવવામાં ખપ લાગી હતી. પાટણ, ખંભાત, આશાવલ અને ધોળકાના જૈનોએ નવાંગવૃત્તિની ઘણી નકલો લખાવી હતી.

ધોળકાનો ઉછ્છુ શાહ ભકુ નિર્ધન હતો. તે આચાર્યશ્રીની આજ્ઞાથી પૂજાપાઠ અને જાપ કરવાથી સુખી થયો હતો. તે શેઠનો દંડનાયક બન્યો હતો. તેણે આ૦ અભયદેવસૂરિને ધોળકામાં પધરાવી તેમના કરકમલથી પોતે તૈયાર કરેલાં બે જિનાલયોમાં ભ૦ આદિનાથ તથા ભ૦ પાર્શ્વનાથની (કસોટીની) પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. ધોળકામાં પ્રતિઓની જરૂરત જોઈ કરાવી. નવાંગવૃત્તિની ઘણી પ્રતિઓ લખાવી તથા શત્રુંજયતીર્થનો સંઘ કાઢ્યો હતો.

(—અષ્ટામહવૃત્તિ, સં ૧૪૨૧)

તે પછી આચાર્યશ્રી સં ૧૧૩૫ કે સં ૧૧૩૯માં સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા. આ૦ અભયદેવસૂરિના સ્વર્ગવાસના સમય અને સ્થાનના વિવિધ ઉલ્લેખો મળે છે.

તેમના સ્વર્ગવાસની સાલ સં ૧૧૩૫ અને સં૦ ૧૧૩૯ મળે છે. તેમના સ્વર્ગવાસનું સ્થાન 'પ્રભાવકચરિત'માં પાટણ, મહો૦ ક્ષમાકલ્યાણની 'પટ્ટાવલી'માં કપડવંજ અને 'વીરવંશાવલી' પૃ ૧૯૫ માં ગોપનગર સ્વર્ગભૂમિ બતાવેલ છે.

તેમની પાટે આ૦ પ્રસન્નચંદ્રસૂરિ આચાર્ય થયા. તેમને ઉ૦

વિમલગણિ નામે શિષ્ય હતો એવો ઉલ્લેખ પણ મળે છે.

એકંદરે આ૦ અભયદેવસૂરિ વિક્રમની બારમી શતાબ્દીના પૂર્વાર્ધમાં થયેલા મહાન પ્રભાવક હતા.

ઉપા૦ સજ્જનના શિષ્ય આ૦ મહેશ્વર આ૦ અભયદેવસૂરિને શ્રુતગુરુ અને યુગપ્રધાન તરીકે નવાજે છે તેઓ જણાવે છે કે—

"नमिऊण अभयसूरिं सुयगुरु जुगप्पहाणं च ।
संजमकुलनिलयं तवलच्छी-सरस्सइनिलयं ॥
सज्जणगुरुस्स सीसो पुप्फवइय कहं कहइ ।"

આ૦ મહેશ્વરસૂરિએ સં૦ ૧૧૦૯ નાણપંચમીકહા તથા 'પુષ્પવતીકથા' રચી છે.

૩૯. આ૦ પ્રસન્નચંદ્રસૂરિ, આ૦ વર્ધમાનસૂરિ—તેઓને માટે વિભિન્ન ચાર ઉલ્લેખો મળે છે—

(૧) આ૦ પદ્મસૂરિ સં૦ ૧૨૯૪ માં કહે છે—

पट्टे श्रीजिनचन्द्रसूरिगुरुभिर्युग्य प्रसन्नामिध
स्तेन प्रकटचतुरधी स्फुरन्मति श्रीचन्द्र प्रभु ॥३॥

(—મુનિસુવ્રતસ્વામિચરિત્ર પ્રશસ્તિ)

આ૦ જિનચંદ્રસૂરિએ પ્રસન્નચંદ્રસૂરિને મોટા બનાવ્યા અને તેમણે પણ બુદ્ધિમાન દેવભદ્રસૂરિને પોતાની પાટે સ્થાપન કર્યા, જેમણે ચાર ગ્રંથો રચ્યા છે.

આથી સ્પષ્ટ છે કે આ૦ પ્રસન્નચંદ્ર મોટા હતા. આ૦ વર્ધમાનસૂરિ અને આ૦ અશોકચંદ્ર તેમનાથી નાના હતા.

આ૦ પ્રસન્નચંદ્રસૂરિ આ૦ જિનચંદ્રસૂરિના શિષ્ય હતા અને આ૦ અભયદેવસૂરિના વિદ્યાશિષ્ય હતા. ન્યાય અને આગમના જ્ઞાતા હતા. આ૦ જિનચંદ્રે પોતાની પાટે આ૦ હરિસિંહને અને આ૦ અશોકચંદ્રે આ૦ અભયદેવની પાટે આ૦ પ્રસન્નચંદ્રને સ્થાપન કર્યા. ત્યાર પછી આ૦ અભયદેવે પોતાના દીક્ષા-શિક્ષાશિષ્ય આ૦ વર્ધ-

રૂપી હતી. બીજા અંગસૂત્રો ઉપર સુબોધ ટીકાઓની ઘણી જરૂર હતી. આ૦ અભયદેવસૂરિએ શાસનદેવીની દૈવી પ્રેરણાથી આયંબિલની તપસ્યા ચાલુ રાખીને સહયોગથી નવ અંગસૂત્રો પર ટીકા રચી, જેમાં ચંદ્રિકાધિકારી આ૦ અજિતદેવસૂરિના શિષ્ય ક્રિયાનિષ્ઠ વિદ્વાન પં૦ યશોદેવગણિએ મોટી મદદ કરી હતી. તે સમયના મુખ્ય શ્રુતધર નિવૃતિકુલના આ૦ દ્રોણાચાર્ય વગેરે ગુણવાન શાસ્ત્રજ્ઞોએ તે વૃત્તિઓને શુદ્ધ કરી હતી અને તે પછી શ્રાવકોએ તેની પ્રતિઓ લખાવી હતી.

આચાર્યશ્રીને એક દૈવી આભૂષણ મળેલું, જેને રાજા ભીમદેવે ત્રણ લાખ દ્રમ્મ આપીને ખરીદી લીધું હતું. તે રકમ નવાંગવૃત્તિઓની નકલ કરાવવામાં ખપ લાગી હતી. પાટણ, ખંભાત, આશાપલ્લ અને ધોળકાના જૈનોએ નવાંગવૃત્તિની ઘણી નકલો લખાવી હતી.

ધોળકાનો ઈચ્છા શાહ બહુ નિર્ધન હતો. તે આચાર્યશ્રીની આજ્ઞાથી પૂજા પાઠ અને જાપ કરવાથી સુખી થયો હતો. તે સોરઠનો દંડનાયક બન્યો હતો. તેણે આ૦ અભયદેવસૂરિને ધોળકામાં પધરાવી તેમના કરકમલથી પોતે તૈયાર કરેલા બે જિનાલયોમાં ભ૦ આદિનાથ તથા ભ૦ પાર્શ્વનાથની (કસોટીની) પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. ધોળકામાં યતિઓની જરૂરત ખપ કરાવી. નવાંગવૃત્તિની ઘણી પ્રતિઓ લખાવી તથા શત્રુંજયતીર્થનો સંઘ કાઢયો હતો.

(—પ્રભાવકચરિત્ર, સ૦ ૧૪૨૧)

તે પછી આચાર્યશ્રી સં૦ ૧૧૩૫ કે સં૦ ૧૧૩૯માં સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા. આ૦ અભયદેવસૂરિના સ્વર્ગવાસના સમય અને સ્થાનના વિવિધ ઉલ્લેખો મળે છે.

તેમના સ્વર્ગવાસની સાલ સં૦ ૧૧૩૫ અને સં૦ ૧૧૩૯ મળે છે. તેમના સ્વર્ગવાસનું સ્થાન 'પ્રભાવકચરિત્ર'માં પાટણ, મહો૦ ધર્મસાગરની પટ્ટાવલીમાં કપડવંજ અને વીરવંશાવલી પૃ૦ ૧૯૫ માં ઓપનગર સ્વર્ગભૂમિ બતાવેલ છે.

તેમની પાટે આ૦ પ્રસન્નચંદ્રસૂરિ આચાર્ય થયા. તેમને ઉ૦

ગુણચંદ્રગણિએ સં૦ ૧૧૨૫ માં 'સંવેગરંગશાળા'નું સંશોધન કર્યું. તેમણે સં૦ ૧૧૩૯ માં મહાવીરચરિય, સં૦ ૧૧૫૮ માં ભરૂચમાં 'કહારયણકોસો', સં૦ ૧૧૬૮ માં ભરૂચની આભડ વસતિમાં 'સિરિ પાસનાહચરિય, પ્રમાણપ્રકાશ, આરાહણા, અનુતજિણથય, થંભણ પાસનાહથય, વીતરાગસ્તવન વગેરે ગ્રંથો રચ્યા છે. તેમણે સં૦ ૧૧૬૭ માં ચિત્તોડમાં આ૦ જિનવલ્લભને અને સં૦ ૧૧૬૯ના વૈશાખ વદિ ૬ દિને આ૦ જિનદત્તને આચાર્યપદ આપ્યું.

તેમની પાટે આ૦ પ્રભાચંદ્ર, આ૦ તિલક, આ૦ દેવાનંદસૂરિ થયા. આ૦ પ્રભાચંદ્રે વીતરાગસ્તોત્ર નું વિવરણ રચ્યું છે. આ૦ તિલક સૂરિએ ગૌતમપૃચ્છા રચી છે.

૪૧. આ૦ દેવાનંદ—તેઓ શુદ્ધ ચારિત્રપાત્ર હતા.

૪૨. આ૦ દેવપ્રભ.

૪૩. આ૦ પદ્મપ્રભસૂરિ—તેમણે સં૦ ૧૨૯૪ માં 'મુનિસુવ્રત-સ્વામિચરિત્ર' રચ્યું છે.

(-પ્રભાવકચરિત્ર, પ્રબંધકોશ, નવાંગવૃત્તિપ્રશસ્તિ, શિલાલેખો, મુનિસુવ્રતસ્વામિચરિત્ર પ્રશસ્તિ, વીતરાગસ્તોત્રવિવરણ પ્રશસ્તિ, પટ્ટાવલી સમુચ્ચય ભા૦ ૨ પૃ૦ ૨૨૧ થી ૨૨૩)

## ૨ સુવિહિત પટ્ટાવલી

૩૮. આ૦ અભયદેવસૂરિ

૩૯. આ૦ વર્ધમાનસૂરિ—તે આ૦ અભયદેવના દીક્ષા-શિક્ષા શિષ્ય હતા. આ૦ અભયદેવસૂરિએ તેમને પોતાના હાથે પાટે સ્થાપન કર્યા હતા. તેમણે સં૦ ૧૧૪૦ માં 'મનોરમાકહા', સં૦ ૧૧૬ માં ખંભાતમાં 'આદિનાહચરિય' અ૦ ૫ અને સં૦ ૧૧૭૨ માં 'ધર્મ કરંડક' સ્વોપજ્ઞવૃત્તિ સહિત રચ્યા છે. ધર્મકરંડક નું ઉપા૦ પાર્શ્વચંદ્ર પં૦ અશોકચંદ્રગણિએ સંશોધન કર્યું હતું. તેમાં નેમિચંદ્ર (આ૦ આમ્રદેવના શિષ્ય) અને ધનેશ્વરના નામોનો ઉલ્લેખ છે.

માનને પોતાની પાટે સ્થાપન કર્યા. આથી આ અભયદેવની પાટે બે આચાર્યો થયા.

(૨) આ૦ વર્ધમાનસૂરિ—સં ૧૧૭૨ માં ધર્મકરંડકવૃત્તિમાં સંશોધનકાર તરીકે ઉપા પાર્શ્વચંદ્ર અને અશોકચંદ્રગણિનું નામ આપ્યું છે.

આથી સ્પષ્ટ છે કે આ અશોકચંદ્ર સં ૧૧૭૨ પછી આચાર્ય થયા, જે આ વર્ધમાનસૂરિથી નાના હતા.

(૩) એક ઉલ્લેખ એવો મળે છે કે આ અશોકચંદ્રે આ અભયદેવની પાટે આ જિનચંદ્રના શિષ્ય આ પ્રસન્નચંદ્રસૂરિને અને તે જ સમયે ઉપા સુમતિના શિષ્ય આ દેવભદ્રને આચાર્ય પદ આપ્યું હતું.

આ હિસાબથી સમજાય છે કે આ અશોકચંદ્ર મોટા હતા અને આ પ્રસન્નચંદ્ર નાના હતા.

(–પટ્ટાવલીસમુચ્ચય ભા ૨ પુરવણી, પૃ ૨૨૩)

(૪) આ જિનેશ્વરસૂરિના શિષ્ય ઉપા ધર્મદેવગણિના ભ્રાતા પં૦ સહદેવગણિના શિષ્ય પં અશોકચંદ્ર હતા. આ જિનચંદ્રે તેમને પોતાની પાટે સ્થાપીને તેમનું નામ આ હરિસિંહ આપ્યું.

(–યુગપ્રધાન ગુર્વાવલી)

આ ચાર ઉલ્લેખોમાંથી એટલું જ તારણી શકાય છે કે આ જિનચંદ્રે અને આ હરિસિંહે (અશોકચંદ્રે) આ પ્રસન્નચંદ્રસૂરિને આ અભયદેવસૂરિની પાટે પ્રથમ સ્થાપ્યા પછી આ અભયદેવે આ વર્ધમાનસૂરિને પોતાના હાથે પોતાની પાટે સ્થાપન કર્યા અને આ અશોકચંદ્ર સં ૧૧૭૨ પછી આ જિનચંદ્રસૂરિની પાટે સ્થાપિત થયા. સંભવ છે કે આ પ્રસન્નચંદ્રસૂરિ અલ્પ આયુષી હશે.

૪ આ દેવભદ્રસૂરિ—તેઓ આ પ્રસન્નચંદ્રના શિષ્ય ઉપાધ્યાય સુમતિગણિ અને તેમના શિષ્ય ગુણચંદ્રગણિ નામે હતા. આ પ્રસન્નચંદ્રસૂરિએ તેમને સં ૧૧૭૯ માં આચાર્યપદવી આપી આ દેવભદ્ર નામ રાખી પોતાની પાટે સ્થાપન કર્યા.

ગુણચંદ્રગણિએ સં૦ ૧૧૨૫ માં 'સંવેગરંગશાલા'નું સંશોધન કર્યું. તેમણે સં૦ ૧૧૩૯ માં મહાવીરચરિય, સં૦ ૧૧૫૮ માં ભરૂચમાં કહારયણકોસો, સં૦ ૧૧૫૮ માં ભરૂચની આંબડ વસતિમાં 'સિરિ પાસનાહચરિય, પ્રમાણપ્રકાશ, આરાહણા, અણુતજિણથય, થંભણ પાસનાહથય, વીતરાગસ્તવન વગેરે ગ્રંથો રચ્યા છે. તેમણે સં૦ ૧૧૬૭ માં ચિત્તોડમાં આ૦ જિનવલ્લભને અને સં૦ ૧૧૬૯ના વૈશાખ વદિ ૬ દિને આ૦ જિનદત્તને આચાર્યપદ આપ્યું.

તેમની પાટે આ૦ પ્રસન્નચંદ્ર, આ૦ તિલક, આ૦ દેવાનંદસૂરિ થયા. આ૦ પ્રસન્નચંદ્રે વીતરાગસ્તોત્રનું વિવરણ રચ્યું છે. આ૦ તિલકસૂરિએ ગૌતમપૃચ્છા રચી છે.

૪૧. આ૦ દેવાનંદ—તેઓ શુદ્ધ ચારિત્રપાત્ર હતા.

૪૨. આ૦ દેવપ્રભ.

૪૩. આ૦ પદ્મપ્રભસૂરિ—તેમણે સં૦ ૧૨૯૪ માં 'મુનિસુવ્રત સ્વામિચરિત્ર' રચ્યું છે.

(—પ્રભાવકચરિત્ર, પ્રબંધકોશ, નવાંગવૃત્તિપ્રશસ્તિ, શિલાલેખો, મુનિસુવ્રતસ્વામિચરિત્ર પ્રશસ્તિ, વીતરાગસ્તોત્રવિવરણ પ્રશસ્તિ, પટ્ટાવલી સમુચ્ચય ભા૦ ૨, પૃ૦ ૨૨૧ થી ૨૨૩)

## ૨. સુવિહિત પટ્ટાવલી

૩૮. આ૦ અભયદેવસૂરિ

૩૯. આ૦ વર્ધમાનસૂરિ—તે આ૦ અભયદેવના દીક્ષાશિક્ષા શિષ્ય હતા. આ૦ અભયદેવસૂરિએ તેમને પોતાના હાથે પાટે સ્થાપન કર્યા હતા. તેમણે સં૦ ૧૧૪૦ માં 'મનોરમાકહા', સં૦ ૧૧૬૦ માં ખંભાતમાં આદિનાહચરિય શ્લો૦ ૫... અને સં૦ ૧૧૭૨ માં ધર્મકરંડક સ્વોપજ્ઞવૃત્તિ સહિત રચ્યાં છે. ધર્મકરંડકનું ઉપા૦ પાર્શ્વચંદ્ર, પં૦ અશોકચંદ્રગણિએ સંશોધન કર્યું હતું. તેમાં નેમિચંદ્ર (આ૦ આમ્રદેવના શિષ્ય) અને ધનેશ્વરનાં નામોનો ઉલ્લેખ છે.

## ૩ સુવિહિત પટ્ટાવલી

૩૬ આ૦ વર્ધમાનસૂરિ

૩૭. આ૦ જિનેશ્વરસૂરિ

૩૮. આ૦ જિનચંદ્રસૂરિ—તેમને ૧૮ નામમાળાઓ મુખપાઠે હતી. તેમણે આ૦ અભયદેવની વિનંતિથી સં૦ ૧૧૨૫માં સંવેગરંગશાળા પ્ર૦ ૧૮૦૦૦, 'દિનચર્યા' ગાથા ૩—વિવરણ પ્ર૦ ૩ અને ઉપદેશસંગ્રહ રચ્યા છે. સંવેગરંગશાળાનું સંશોધન પં૦ પ્રસન્નચંદ્રગણિ, પં૦ ગુણચંદ્રગણિ અને પં૦ જિનવલ્લભગણિએ કર્યું હતું.

તેમને (૧) આ૦ અભયદેવ, (૨) આ૦ ચંદ્રસૂરિ, (૩) આ૦ અશોકચંદ્ર વગેરે અનેક શિષ્યો હતા. આ૦ અશોકચંદ્રની પાટે આ૦ હરિસિંહ થયા.

૩૯ આ૦ અભયદેવ—તેમણે સં૦ ૧૧૬૦માં પાટણમાં વડગચ્છના આ૦ નેમિચંદ્રસૂરિએ રચેલા 'આખ્યાનમણિકોશ'ની વૃત્તિ ગ્રં૦ : ૧૪૦૦૦ રચી છે, જેમાં પં૦ નેમિચંદ્રગણિ, પં૦ ગુણાકરગણિ અને પં૦ પાર્શ્વદેવગણિએ સહાય કરી હતી. તેમની પાટે આ૦ વિજયસેન, આ૦ નેમિચંદ્ર અને આ૦ યશોદેવ થયા.

૪૦ આ૦ નેમિચંદ્ર—તેઓ સં૦ ૧૧૯ થી ૧૨ ના ગાળામાં આચાર્ય થયા. તેમણે અણંતસામિચરિય તથા પૂજાપ્ર૦ ૧૮૭, આઉસજ્ઝપ્રકરણ ગાથા : ૨૨ રચ્યાં છે. તેમને (૪૧) જ્ઞાનચંદ્રગણિ શિષ્ય હતા, જેમણે સં૦ ૧૨૧માં તીર્થંકરોના ૧૨ કલ્યાણકો, દેહવર્ણ, દીક્ષાતપ, કેવલિતપ, મોક્ષતપ અને દેહમાનના ઉલ્લેખવાળો ગદ્ય પદ્ય પ્રાકૃત ભાષામાં આરસપટ્ટ તૈયાર કરાવ્યો હતો, જે આબૂ ઉપર વિમલવસહીની દશમી દેરીની બહાર ડાબી બાજુની દિવાલ પર ચોડેલો આજે પણ વિદ્યમાન છે. તેમાં ભ૦ મહાવીરસ્વામીના છ નહીં પણ શાસ્ત્રાનુસારી પાંચ કલ્યાણકો બતાવ્યાં છે. આ પરથી એ માન્યતા અહીં સિદ્ધ થાય છે કે આ૦ વર્ધ

માનસૂરિ, આ૦ જિનેશ્વરસૂરિ, આ૦ જિનચંદ્રસૂરિ, આ૦ અભયદેવસૂરિની શિષ્યપરંપરા ભ૦ મહાવીરદેવના પાંચ કલ્યાણકો માને છે

(—જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૧૪૫ પૂ૦ જયંતવિજયજીનો અર્બુદ પ્રાચીન લેખસંદોહ, લેખાંક ૫૭)

૪૧ આ૦ શાંતિચંદ્રસૂરિ, ૫૦ જયાનંદગણિ—આ૦ શાંતિસૂરિએ વિ૦ સં૦ ૧૧૬૧માં 'પૃથ્વીચંદ્રચરિત્ર' રચ્યું છે

૪૨. આ૦ મુનિચંદ્રસૂરિ—તે આ૦ આમ્રદેવના શિષ્ય હતા.

## ૪ સુવિહિત પટ્ટાવલી

૩૮. આ૦ જિનચંદ્ર.		૩૯ આ૦ આમ્રદેવ.

૪૦ આ૦ યશોદેવ—શિલાલેખોમાં તેમના નામ સાથે 'મારા સગસક્ક' શબ્દ વપરાયો છે[1]

૪૧ આ૦ દેવચંદ્રસૂરિ—તેમણે સં૦ ૧૨૪૫માં આબૂ ઉપરની વિમલવસહીમાં ઘણી જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી.

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨ પૂ૦ જયંતવિજયજીનો, અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લે૦ ૧૨૪થી ૧૪૪)

૪૨. આ૦ વર્ધમાનસૂરિ—તે મહાન તપસ્વી હતા. તેમણે આબૂતીર્થમાં સં૦ ૧૩૧૯માં જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી.

(—અર્બુદ પ્રાચીન જૈ૦ લે૦ સં૦ લે૦ ૧૩૫)

તેમના ઉપદેશથી મંત્રી વસ્તુપાલે શત્રુંજયતીર્થનો સંઘ કાઢ્યો અને જીર્ણોદ્ધાર કરાવ્યો.

જ્યારે મંત્રી વસ્તુપાલ અને મંત્રી તેજપાલ મરણ પામ્યા ત્યારે આચાર્યશ્રી જૈનશાસનનો મહાન સ્તંભ તૂટી પડ્યો એમ ખેદ પામ્યા અને વિશિષ્ટ વૈરાગ્યથી આયંબિલનું અખંડ વર્ધમાન તપ કરવા લાગ્યા. સંઘે પારણા માટે વિનંતિ કરવા છતાં શંખેશ્વર

1. આ૦ નેમિચંદ્રના પરિવાર આ૦ યશોદેવ માટે જૂઓ, પ્ર૦ ૩૧ ૧ ૧ ૮)

પાર્શ્વનાથના ધ્યાન કરી પારણું કરીશ એવો અભિગ્રહ લીધો. આ તપ ૫૨૨ વર્ષ સુધી તેમણે ચાલુ રાખ્યું હતું.

તેમણે સં. ૧૩૧૯ હરજરામાં તપ પૂરું કરી આબૂની પ્રતિષ્ઠા કરી હતી. શ્રીસંઘ સાથે શંખેશ્વરતીર્થમાં જવા વિહાર કર્યો. તેઓ વૃદ્ધ હતા, તપસ્વી હતા, ધીમે ચાલતો હતો એટલે રસ્તામાં વિસામો લેવા એક ઝાડની છાયામાં નીચે બેઠા અને તે જ સ્થળે શંખેશ્વરજીના ધ્યાનમાં એકતાન થઈ જતા આયુષ્ય પૂરું થવાથી સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા અને મરીને શંખેશ્વરતીર્થમાં જ તીર્થાધિષ્ઠાયક તરીકે ઉત્પન્ન થયા. અધિષ્ઠાયકરૂપે તીર્થમાં વિવિધ પરચા પૂરવા લાગ્યા. આ અધિષ્ઠાયકે શ્રીસીમંધરસ્વામી પાસે જઈને સત્રીના ભવો જાણી લીધા. એક વાર નાગોરનો શેઠ સુભટ શ્રોસવાલ શંખેશ્વરની યાત્રાએ આવતાં રસ્તામાં લૂટાયો ત્યારે અધિષ્ઠાયકદેવે તેને મદદ કરી અને લૂટાયેલો માલ પાછો અપાવ્યો.

આ આચાર્યશ્રી વડગચ્છના હતા.

(—શ્રીજિનહર્ષગણિકૃત વસ્તુપાલચરિત પ્ર. ૮ શ્લો. ૫૯ થી ૬૩૩; પ્રબંધકોશ પૃ. ૧૨૮ પુરાતનપ્રબંધસંગ્રહ, પૃ. ૬૮ શંખેશ્વર મહાતીર્થ ભા. ૧ પૃ. ૬૫, ૬૬ ભા. ૨, પૃ. ૪૬ થી ૪૯)

## ૫ સુવિહિત પટ્ટાવલી

૩૮ આ૦ જિનચંદ્રસૂરિ

૩૯ આ૦ ચંદ્રસૂરિ—તેઓ વ્યાકરણના પારગત, સાહિત્યના સાગર, વાદિવિજેતા, કામવિજેતા અને શાસ્ત્રસિદ્ધાંતના પારગામી હતા.

(—મલ્લિનાથચરિત્ર પ્રશસ્તિ)

આરાસણના એક લેખમાં તેમને નવાંગવૃત્તિકાર આ૦ અભયદેવસૂરિના સંતાનીય તરીકે ઓળખાવ્યા છે.

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા. ૨, લે. ૨૮૩)

૪ આ૦ હરિભદ્રસૂરિ—તેમણે સં. ૧૧૭૨માં પં૦ જિન-

વસ્તુભણગણિ રચિત 'આત્મમિકવસ્તુવિચાર'ની વૃત્તિ ગ્ર૦ ૮૫૦ રચી છે, પાટણના શેઠ નીના પોરવાલના વંશજ તેમજ ગૂર્જરેશ્વર કુમારપાલના મહામાત્ય પૃથ્વીપાલની વિનંતિથી પ્રાકૃત અપભ્રંશ ભાષામાં ચોવીશ તીર્થંકરોના ચરિત્રો રચ્યા છે; તેમાંના આજે સં૦ ૧૨૧૬ના કાર્તિક સુદિ ૧૩ ને સોમવારે પાટણમાં રચેલ અપભ્રંશ ભાષાનું નેમિનાહચરિય, સણંકુમારચરિય સં૦ ૧૨૧૩ લગભગમાં રચેલ ચંદપ્પહચરિય ગ્ર૦ ૮૦૩૨, તથા પ્રાકૃતભાષાનું 'મલ્લિનાહચરિય' પ્રસ્તાવ ત્રણનું વિદ્યમાન છે.

૪૧ આ૦ સર્વદેવગણિ—તેમણે પોતાના ગુરુને ચોવીશ તીર્થંકરોના ચરિત્રો રચવામાં સહાય કરી હતી.

૪૧ આ૦ યશોભદ્રસૂરિ—તેઓ ચંદ્રગચ્છીય આ૦ હરિભદ્રના શિષ્ય હતા. તેમનો સં૦ ૧૩૦ ના વૈશાખ વદિ ૧ ને બુધવારનો પ્રતિમાલેખ મળે છે. (—પ્રાચીન લેખસંગ્રહ, ભા૦ ૨, લે૦ ૫૪૫)

૪૧ આ૦ અજિતસિંહસૂરિ—શ્રાવક રામદેવ પોરવાલે લખાવેલી આ૦ નેમિચંદ્રસૂરિની પ્રશસ્તિ પુષ્પિકામાં અનુક્રમે આ૦ અભયદેવસૂરિ, આ૦ હરિભદ્રસૂરિ, આ૦ અજિતસિંહસૂરિ—એવો ક્રમ આપ્યો છે. એ પરિવારના મુનિવરો પોતાને આ૦ અભયદેવસૂરિના સંતાન બતાવતા હશે તેથી આ ક્રમ અપાયેલો સંભવે છે.

૪૨. આ૦ હેમસૂરિ.

૪૩ આ૦ મહેન્દ્રસૂરિ—તેમના ઉપદેશથી શ્રાવક રામદેવ પોરવાલે આ૦ નેમિચંદ્રસૂરિએ રચેલ મહાવીરચરિય લખાવી ૫૦ ભુવનચંદ્રગણિને વહોરાવ્યું. (—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ પ્ર૦ ૯)

શેઠ શિવનાગ, રાજા અલ્લટ, સં૦ ૧૦૧૦ ભુવનપાલ, મિહિરભોજ ધવલ, સં૦ ૧૦૫૩ જૈન રાજા સુમાનખાન સુમિત્રખાન સં૦ ૧૫૬[1] વગેરેનો પરિચય પ્ર૦ ૩૪ (પૃ૦ ૫૮૯ થી ૬૦)માં આવી ગયો છે.

---

૧. રાજા સુમિત્ર વિ૦ સં૦ ૧૮ લગભગમાં દરિયા નદીના કિનારે પ્રાચીન નગરીઓમાં રહેતા નરનાથ આવેલી અનિહાલિક આર્ય(?) મહમ્મુદ

જ્યારે સં૦ ૮૪૦ માં કનોજમાં વત્સરાજ પ્રતીહાર અને સં૦ ૮૬૦ યશોવર્મા પ્રતીહાર રાજા હતા ત્યારે ગુજરાત તેના તાબામાં હતું. સં૦ ૮૬૦ માં માલખેડના રાજા ગોવિંદ રાઠોડે ગુજરાત જીતી લઈ ત્યાં પોતાના ભાઈ ઇંદ્રને ગાદીએ બેસાડ્યો. એ સમયના સંઘર્ષમાં પરમારવંશનો ઉદય થયો અને તેમણે ચંદ્રાવતી વસાવ્યું. તેમાં પાંચ સદી સુધી પરમારવંશે રાજ્ય કર્યું અને ચંદ્રાવતી તેમના શાસનમાં જાહોજલાલીની ટોચે પહોંચ્યું.

રાજા ધંધુક પરમારના સમયે અહીં ૪૪૪ જિનાલયો હતાં, ૯૯૯ શિવાલયો હતાં ? લાકડાના અનેક હતાં. એ સિવાય વાવો, ધર્મશાળાઓ વગેરે ઘણાં હતાં. આ સમયમાં જ મંત્રી વિમલશાહે વિમલવસહી બંધાવી આબૂને એક તીર્થધામોની હરોળમાં મૂકી દીધું. ચંદ્રાવતીના કિલ્લામાં ૩૬ કરોડપતિ વસતા હતા. તેઓ વારાફરતી હમેશાં આબૂ ઉપર પૂજા ભણાવતા અને ચંદ્રાવતીમાં સાધર્મીવાત્સલ્ય જમાડતા હતા. તેઓ નવા આગંતુક જૈનને પોતાના તરફથી એકેક ઇંટ, નળિયું, થાળી અને રૂપિયો આપીને એક જ દિવસમાં મકાન બનાવી દેતા. તેઓ એવા ઉદાર હતા.

આ૦ ધનેશ્વરે સં૦ ૧૦૯૫ માં અહીં સુરસુંદરીચરિય રચ્યું હતું. મંત્રી કુંકુણે અહીં સં૦ ૧૦૧૦ માં જિનાલય બંધાવ્યું અને તે પછી દીક્ષા લીધી. કક્કેસૂરિગચ્છના આ૦ ઉદયસિંહે સં૦ ૧૨૬૩ માં અહીંની રાજસભામાં મંત્રવાદીને હરાવ્યો હતો. માંડવગઢના મંત્રી પેથડકુમાર તથા ગયાસુદ્દીન ખિલજીના મંત્રી સંગ્રામ સોનીએ અહીં જિનાલયો બંધાવ્યાં હતાં.

મહમ્મુદ ગિઝનવીએ સં૦ ૧૦૮૦ માં તથા અલ્લાઉદ્દીન ખિલજીએ સં૦ ૧૩૬૮ માં પ્રતાપસિંહ પરમારના રાજ્યમાં ચંદ્રાવતી ભાંગ્યું અને લૂંટ્યું હતું. તેના વંશજ સહસમલ ચૌહાણે સં૦ ૧૪૮૨ ના વૈશાખ વદિ ૨ ના રોજ સિરોહી વસાવ્યું. તેથી ચંદ્રાવતીનું મહત્ત્વ ઘટ્યું અને અમદાવાદના બાદશાહ અહમદશાહે સં૦ ૧૫૦૦ પછી

મડ્ડાવતી તોડીને તેને પથરાથી બનાવ્યું અને તેના પથ્થરો તે અમદાવાદ લઈ ગયો.

કર્નલ જેમ્સ ટોડે ઈ સ ૧૮૨૨ (સં ૧૮૭૯)માં મડ્ડાવતીનાં ખંડિયેરોના ચિત્રો ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇંડિયા'મા છપાવ્યા છે.

સર ચાર્લ્સ મેલ્વિલ્સ ઈ૦ ૧૮૨૪ (સં૦ ૧૮૮૧)મા મડ્ડાવતી આવ્યો ત્યારે અહીં ૨૦ જૈન મંદિરોના અવશેષો સ્પષ્ટ હતા. રેલ્વે વિભાગના કાર્યવાહકોએ પણ અહીંથી રેલ્વે લાઇન નીકળ્યા પછી પથ્થરો અને નકશી કામના પથ્થરના નમૂનાઓ લઈ જઈ જુદા જુદા સ્ટેશનોમાં ગોઠવ્યા. સિરોહી રાજ્યે આ બંને કામથી દ્વારા પથ્થરો લઈ જવાની મનાઈ કરી ત્યારે તો અહીંના પથ્થરો દૂર દૂર લઈ જવાયા હતા.

અમે પણ અહીં સં ૧૯૯૨ મા મડ્ડાવતીના ખંડિયેરો જોવા ગયા હતા, ત્યારે અહીં ૩૭ જૈન મંદિરના ટીંબા (ટેકરાઓ) વિદ્યમાન હતા અને એક જ પથ્થરમા બે બાજુએ કડેલી ચિરારીરી એક જિન પ્રતિમા અમને મળી હતી, જે પાછળથી સિરોહીના મ્યુઝિયમમા મૂકવામાં આવી હતી.

જલોરગઢ—

મારવાડમાં જોધપુરથી દક્ષિણે ૭ માઈલ અને એરનપુરારોડથી પશ્ચિમમા ૩૮ માઈલ દૂર સુકડી નદીના કિનારે પહાડની તળેટીમાં જલોરનગર વસેલુ છે તેના જાબાલિપુર, જાલુર વગેરે બીજા નામો પણ મળે છે

નગરની પાસે જ ૧૨ ફીટ ઊંચો પહાડ છે જે સ્વર્ણગિરિ, કનકાચલ, સોહનગઢ વગેરે નામોથી ઓળખાય છે પ્રથમ રાજા નાહડે અહીં કિલ્લો બંધાવ્યો હતો અને વિ સં ૧૨૭ માં અહીં યક્ષ વસતિપ્રાસાદ બંધાવી તેમાં આ પ્રદ્યોતનસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી. બીજા ઉલ્લેખ મુજબ શેઠ ધનપતિએ એ પ્રાસાદ બંધાવી પ્રતિષ્ઠા કરાવી હતી. એ સમયે કરોડપતિઓ આ કિલ્લા ઉપર રહેતા હતા અને લખપતિઓ વગેરે આ કિલ્લાની બહાર વસતા હતા.

રાજા અમરસિંહ ચૌહાણે વિક્રમની બારમી સદીમા આ કિલ્લાનો

જીર્ણોદ્ધાર કરાવ્યો. આથી તેના વંશજો સોનગરા ચૌહાણ તરીકે ખ્યાતિ પામ્યા. આ કિલ્લો અત્યારે ૧૨૦૦ ફીટ ઊંચી ટેકરી પર છે, ૮૦ વાર લાંબો પહોળો છે તેમાં સૂરજપોળ, ધ્રુવપોળ, ચાંદપોળ અને લોહપોળ એવા ચાર દરવાજા છે અંદર ત્રણ જૈન દેરાસરો છે જે પૈકી ચૌમુખજીનું દેરાસર બે માળનું છે

આ પ્રદેશનું પ્રાચીન નામ પિસ્વાહિકામકંળ હોવાનું જણાય છે આજે તેને જાલોર પરગણું કહે છે

અહીં પ્રતીહારો અને સિસોદિયાઓએ વિક્રમની નવમી સદી સુધી, પરમારોએ સં૦ ૧૧૭૮ સુધી, ચૌહાણોએ સં૦ ૧૪૩૬ સુધી, ખિલજી વંશ, મેવાડના રાણાઓ, ચૌહાણો, વિહારી પઠાણો, રાઠોડો વિક્રમની સત્તરમી સદી અને તે પછી જોધપુરના નરેશોનું રાજ્ય હતું અહીં સં૦ ૧૬૮૬ માં રાજા ગજસિંહ અને સં૦ ૧૭૪૨ માં અજિતસિંહ વગેરે રાજાઓ થયા હતા.

આ૦ જિનેશ્વરસૂરિએ સં ૧ ૮૦ માં અહીં આ૦ હરિભદ્રસૂરિના અષ્ટકો ઉપર ટીકા રચી અને આ૦ બુદ્ધિસાગરે બુદ્ધિસાગરવ્યાકરણ (ગ્રં ૭૦ ) અહીં રચ્યાં હતાં

જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિના શિષ્ય ઉદયવર્ધનગણિ, તેમના શિષ્ય પં૦ કુશલવર્ધનગણિ, તેમના શિષ્ય પં૦ નગર્ષિગણિએ અહીં સં ૧૬૫૧ માં ચાતુર્માસ કરીને જાલુર પંચચૈત્યપરિપાટી અને વરકાણા પાર્શ્વનાથસ્તોત્ર રચ્યાં છે[1] તે સમયે જાલોરમાં (૧) ભ આદીશ્વર, (૨) ભ૦ શાંતિનાથ, (૩) ભ નેમિનાથ, (૪) ભ૦

૧ પં નગર્ષિગણિએ સં ૧૬૪૪માં રામસીતા રાસ, અલ્પબહુત્વ વિચારગર્ભિત મ ભગવાન સ્વામીનું સ્તવન સં ૪૪ દંડકાગર્ભિત સં ૧૬૫૧ના ભાદરવા સુદિ ૩ના રોજ જાલોરમાં વરકાણા પાર્શ્વનાથ સ્તવન સં ૧૬૫૧ના ભાદરવા વદિ ૩ના રોજ જાલુરમાં ચૈત્યપરિપાટીસ્તવન અને સં ૧૬૫૭ના વૈશાખ સુદિ ૭ના રોજ સ્થાનાંગદીપિકા ગ્રં ૧૮ તેમજ સં ૧૬૫૭માં ગુજરાતીમાં કલ્પાન્તર્વાચ્ય વગેરે ગ્રંથો રચ્યા હતા. તેમનાથી નગર્ષિગણશાખા નીકળી છે. (જુઓ પ્ર ૫૮)

(—જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૧૧૪)

ચંદ્રાવતી તોડીને તેને ધરાશાયી બનાવ્યું અને તેના પથ્થરો તે અમદાવાદ લઈ ગયો.

કર્નલ જેમ્સ ટોડે ઈ. સ. ૧૮૨૨ (સં. ૧૮૭૮)માં ચંદ્રાવતીના ખંડિયેરોનાં ચિત્રો ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇંડિયા માં છપાવ્યાં છે.

સર ચાર્લ્સ મેલિકસ ઈ. ૧૮૨૪ (સં. ૧૮૮૧)માં ચંદ્રાવતી આવ્યો ત્યારે અહીં ૨૦ જૈન મંદિરોનાં અવશેષો સ્પષ્ટ હતા. રેલ્વે વિભાગના કાર્યવાહકોએ પણ અહીંથી રેલ્વે લાઇન નીકળ્યા પછી પથ્થરો અને નકશી કામના પથ્થરના નમૂનાઓ લઈ જઈ જુદા જુદા સ્ટેશનોમાં જોડ્યા. સિરોહી રાજ્યે આ બંને કારણે ખાસ પથ્થરો લઈ જવાની મનાઈ કરી ત્યારે તો અહીંના પથ્થરો દૂર દૂર લઈ જવાયા હતા.

અમે પણ અહીં સં. ૧૯૯૨માં ચંદ્રાવતીનાં ખંડિયેરો જોવા ગયા હતા, ત્યારે અહીં ૩૭ જૈન મંદિરોના ટીલા (ટીંબાઓ) વિદ્યમાન હતા અને એક જ પથ્થરમાં બે બાજુએ ઘડેલી દ્વિશરીરી એક જિન પ્રતિમા અમને મળી હતી, જે પાછળથી સિરોહીના મ્યુઝિયમમાં મૂકવામાં આવી હતી.

**જાલોરનગર—**

મારવાડમાં જોધપુરથી દક્ષિણે ૭૦ માઈલ અને એરનપુરારોડથી પશ્ચિમમાં ૪૮ માઈલ દૂર સુકડી નદીના કિનારે પહાડની તળેટીમાં જાલોરનગર વસેલું છે. તેનાં જાબાલિપુર, જાલૂર વગેરે બીજાં નામો પણ મળે છે.

નગરની પાસે જ ૧૨૦૦ ફીટ ઊંચો પહાડ છે જે સ્વર્ણગિરિ, કનકાચલ, સોહનગઢ વગેરે નામોથી ઓળખાય છે. પ્રથમ રાજા નાહડે અહીં કિલ્લો બનાવ્યો હતો અને વિ. સં૦ ૨૭ માં અહીં યક્ષવસતિપ્રાસાદ બંધાવી તેમાં આ૦ પ્રદ્યોતનસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી. બીજા ઉલ્લેખ મુજબ શેઠ ધનપતિએ એ પ્રાસાદ બંધાવી પ્રતિષ્ઠા કરાવી હતી. એ સમયે કરોડપતિઓ આ કિલ્લા ઉપર રહેતા હતા અને લખપતિઓ વગેરે આ કિલ્લાની બહાર વસતા હતા.

રાજા અમરસિંહ ચૌહાણે વિક્રમની બારમી સદીમાં આ કિલ્લાનો

તાથી વસતી મળવા લાગી. આ ઘટના સં૦ ૧૦૯૪ લગભગમાં બની હોય એવો સંભવ છે

કૌલ મતના આ ધર્મ પંડિત કવીશ્વર ધનપાલની સૂચના મુજબ વાદિવેતાલ આ૦ શ્રીશાન્તિસૂરિ પાસે પાટણ આવ્યો. તેમની સામે વાદ કરવાની શરૂઆત કરી. તેણે પ્રથમ પ્રગ્નક ચલાવ્યું, આચાર્ય શ્રીએ પોતાને દેવ અને પંડિતને કૂતરો બનાવે એવો જવાબ આપ્યો. પછી તો પંડિતે વિતંડાવાદ શરૂ કર્યો. આચાર્યશ્રીએ તે પાઠને અક્ષરશઃ સંભળાવ્યો. તેમજ તેના ચોજપ૦ વગેરે લઈ ઘૂબહુ તેની નક્ષરૂપે અગચેષ્ટા કરી બતાવી. પંડિતે તેમના ચરણમાં મસ્તક ઝુકાવીને કહ્યું કવીશ્વર ધનપાલે જેવા કહ્યા હતા તેવા જ તમે વિદ્વાન છો. આચાર્યશ્રી સ્વભાવતઃ શાંત હતા. તેથી તે પણ શાંત બની ગયો.

આચાર્યશ્રીએ એક દ્રવિડના વિદ્વાનને પણ જીતી લઈ શાંત બનાવ્યો હતો.

ધર્મપ્રચાર—

આચાર્યશ્રીએ ૪૧૫ રાજકુમારોને જૈન બનાવ્યા. પૂજનો કોટ પડી જવાની ભવિષ્યવાણી કહી સંભળાવી. ૭ શ્રીમાલી કુટુંબને બચાવી લીધા અને તેઓને દૃઢ જૈનધર્મી બનાવ્યા.

આ શાન્તિસૂરિના ઉપદેશથી ૭૦૦ શ્રીમાલી જૈન બન્યા હતા. તેમણે ભ૦ આદીશ્વરનું ચૈત્ય બંધાવ્યું હતું અને તે મહીશલ ગોત્રના હતા. સમય જતા તેઓ પલ્લીવાલગચ્છના બન્યા હતા.

(—જૈનપુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્ર ૩૫)

તેમણે બે ગ્રંથો બનાવ્યા છે તેની નોંધ નીચે મુજબ છે—

(૧) ઉત્તરાધ્યયન-પાઇયટીકા—તેમણે અન્ય વૃત્તિઓ હોવા છતાં પૂર્ણતલ્લગચ્છના આ૦ ગુણસેનની વિનતિથી પાટણમાં શ્રિમાલ વંશીય મહામાત્ય શાંતુના ચૈત્યગૃહમાં રહી સ્વાધ્યાયઅભ્યાસવખતી વાદ શક્તિના શિષ્ય મળી ઉત્તરાધ્યયનની ટીકા બનાવી છે જેનું બીજું નામ પાઇયટીકા છે આ૦ વાદિદેવસૂરિએ આ ટીકાના આધારે જ સિદ્ધરાજની સભામાં દિગંબરાચાર્ય કુમુદચંદ્રને હરાવ્યો હતો.

(૨) જીવવિચારપયરણ—ગાથા ૫૧

(૩) સંઘાચારચૈત્યવંદનભાષ્ય—તેનું બીજું નામ સંઘસામાચારભાષ્ય પણ છે ગાથા ૯૧

(૪) ધમ્મરયણપયરણ—(ધર્મશાસ્ત્ર).

(૫) પવપંજિકા (અહ્ દલિપિકલિપિ)—તેનું સાતમું પદ બૃહત્ શાંતિ છે

(૧) અંગવિજ્જા—તેનો ઉદ્ધાર કર્યો.

(૨) તિલકમંજરી—કવિ ધનપાલે રચેલી આ કથાનું સંશોધન કર્યું

આચાર્યશ્રીના વ્યાખ્યાનમાં નાગિની દેવી આવતી હતી અને ગુરુએ વાસક્ષેપ નાખેલા પાટલા પર બેસતી હતી. એક દિવસે આચાર્યશ્રી વાસક્ષેપ નાખવાનું ભૂલી ગયા, ત્યારે દેવીએ તરત જણાવ્યું કે ભગવન્! હવે આપ છ મહિના જીવશો, તે પહેલાં આપે ગચ્છની વ્યવસ્થા અને પરલોકની સાધના કરી લેવી જોઈએ.

આચાર્યશ્રીને ૩૨ શિષ્યો હતા. તેમાંથી મુનિ વીરભદ્ર, મુનિ શાલિભદ્ર અને મુનિ સર્વદેવને બીજે દિવસે તેમણે આચાર્ય બનાવ્યા. આમાં આ વીરભદ્ર તો રાજપુરીમાં જ કાલધર્મ પામ્યા. તેમની શિષ્યપરંપરા ચાલી નહીં; પરંતુ તે સિવાયના બંને આચાર્યોની શિષ્યપરંપરા લાંબા કાળ સુધી ચાલી છે.

અંતે આ શાંતિસૂરિ શેઠ યશના પુત્ર સોઢે કાઢેલા ગિરનાર તીર્થના યાત્રાસંઘ સાથે ગિરનાર પધાર્યા. ત્યાં તેમણે ભૂખ, તરસ અને ઊંઘનો ત્યાગ કરી ૨૫ દિવસનું અનશન કર્યું અને સં ૧ ૯૬ ના જેઠ સુદિ ૯ ને મંગળવારે કૃત્તિકા નક્ષત્રમાં સમાધિપૂર્વક કાલધર્મ પામી સ્વર્ગગમન કર્યું. ટૂંકમાં તેઓ અનશન સ્વીકારીને દેવ થયા.

પેટાગચ્છો—

આ શાંતિસૂરિની શિષ્યપરંપરામાંથી થારાપદ્રગચ્છ, આરાસણગચ્છ, મડાહડગચ્છ અને પિપ્પલગચ્છ એ નામે ઉપગચ્છો અને ભિન્ન શાખાઓ નીકળી છે તે આ પ્રકારે છે—

આરાસણગચ્છ—

૪ આ૦ વાદિવેતાલ શાંતિસૂરિ. ૫. આ૦ પૂર્ણભદ્રસૂરિ
૬ આ૦ શાલિભદ્રસૂરિ ૭. આ૦ વર્ધમાનસૂરિ

૮. આ૦ યશોદેવસૂરિ—તેઓ આરાસણના હતા. તેમનાથી 'આરાસણગચ્છ' નીકળ્યો.

મડાહડાગચ્છ—થારાપદ્રગચ્છ—

ગુજરાતમાં આબૂરોડથી દક્ષિણે પશ્ચિમ તરફ ૬॥ માઈલ દૂર મુંડસ્થલ અને કીવલી ગામો છે જ્યારે ૨૫ માઈલ દૂર મંડાર ગામ છે. મંડારથી ૪ માઈલ દૂર કુસુમા, વરમાણ ગામો છે તેમાના કેટલાએક તો વિક્રમની સાતમી સદી પહેલાના વસેલા છે.

કીવલી ગામ આબૂ પર્વતના દક્ષિણ ઢાળ પર હતું. તે ગામની ઉત્તરમાં વશિષ્ઠાશ્રમ હતો. અહીં ઉમરણી (અમરાવતી) ગામના શાહ અંબરીશે ઋષિકેશનું મંદિર બંધાવ્યું અને તેની રાણી તારાદેવીએ મધુસૂદનનું મંદિર બંધાવ્યું ત્યારથી એટલે સં૦ ૧૨૮૮ પછી કીવલી ગામનું બીજું નામ 'મધુવાણી' જાહેર થયું.

આબૂરોડથી પશ્ચિમ તરફ મંડાર જતી મોટરની સડક પર આશરે છ માઈલ દૂર એક પથ્થર ઊભો છે તેમાં ઉલ્લેખ છે કે માંડલિક સુરત્રાણ પરમાર પ્રતાપસિંહદેવ સં૦ ૧૨૪૫ના ભાદરવા સુદિ ૧ ને બુધવારના રાજની આજ્ઞા છે કે કીવલીના વશિષ્ઠાશ્રમની રક્ષા કરવી. નુકસાન કરે તેને દંડ દેવો.

(—જૈનપત્ર, વર્ષ ૫૮ અંક ૩ પ્ર ૩૫, પૃ૦ ૧૫૬)

અહીં આજે મધુવાણી ઋષિકેશ અને કોટિધ્વજ ગામો છે. મધુવાણીના મંદિર પાસેની ભૂમિમાં પ્રાચીન જૈન દેરાસરનું તોરણ તથા થાંભલા આજેય વિદ્યમાન છે. (—જૈનસત્યપ્રકાશ, ક્રમાંક : ૨૬૮)

મુંડસ્થલ પણ પ્રાચીન જૈન તીર્થ છે. (જૂઓ, પ્ર૦ ૧ પૃ૦ ૬૧)

મંડાર ગામના બીજા નામો મડાહડા, મહાહૃત, માદુહડા, મડાર, મંડાર મંડાર મળી આવે છે. આજે અહીં જૈનોનાં ૨૦૦ ઘર વિદ્યમાન છે. તપાગચ્છ, અંચલગચ્છ, મડાહડગચ્છ અને લોંકાગચ્છના ઉપાશ્રયો

છે આ ધર્મનાથ તેમજ આ મહાવીરસ્વામીના દેરાસરો છે

વડગચ્છના આ૦ વાદિદેવસૂરિ (જન્મ સં. ૧૧૪૩) પાલ્હણપુર ગચ્છના આ. ચક્રેશ્વરસૂરિ (સં. ૧૧૮૪–૧૨૨૧), ઉપકેશગચ્છના આ. સિદ્ધસૂરિના પટ્ટધર આ૦ દેવગુપ્તસૂરિ (સં. ૧૪૮૬) અહીં જન્મ્યા હતા, કેમકે તેમના નામની પહેલાં મહાહડીય, મહુરીય વિશેષણો લગાડેલા જોવાય છે

(—અનુ. પ્રાચીન જૈનલેખસંગ્રહ, લેખાંક : ૧૧૪ ૬૨૨)

મહાહડીથી મહાહડગચ્છ નીકળ્યો તે આ ચક્રેશ્વરસૂરિથી શરૂ થયો હતો. પ્રતિમાલેખોમાં આ ચક્રેશ્વરસૂરિને વડગચ્છની સંવિગ્નવિહારી શાખાના આ વર્ધમાનસૂરિના શિષ્ય બતાવેલા છે પણ તેઓ કોણ અને ક્યારે થયા તેનો નિર્ણય કરવો એ એક જટિલ સમસ્યા છે કેમકે ઇતિહાસના પરિશીલનથી જણાય છે કે વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમાં વડગચ્છમાં સંવેગી વર્ધમાનસૂરિઓ બે થયેલા છે તે આ પ્રકારે—

૧ વડગચ્છના આ. ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય આ. વર્ધમાનસૂરિની સુવિહિત પરંપરાના નવાંગીવૃત્તિકાર આ૦ અભયદેવસૂરિના બીજા પટ્ટધર આ. વર્ધમાનસૂરિ (સં. ૧૧૪ —સં. ૧૧૭૨) હતા.

૨. આમ તો વટેશ્વરગચ્છ પ્રાચીન છે પણ વડગચ્છ પછી નીકળ્યો છે. બંને ગચ્છોની શબ્દસામ્યતા અને સામાચારીની એકતાથી કેટલાએક વિદ્વાનો બંનેને એક માની વટેશ્વરગચ્છમાંથી નીકળેલા થારાપદ્રગચ્છને વડગચ્છનો પેટાગચ્છ બતાવે છે (પ્ર. ૩૧ પૃ. ૪૭૩)

આ સાધારણ માન્યતા અનુસાર થારાપદ્રગચ્છના આ૦ શાલિભદ્ર-ની પાટે સંવિગ્નવિહારી આ૦ વર્ધમાનસૂરિ (સં. ૧૧૫ લગભગ) થયા. આથી અહીં એવી ભ્રમણા થાય છે કે આ ચક્રેશ્વરસૂરિ આ બંનેમાંથી ક્યા આચાર્યના શિષ્ય હતા? આનો ખુલાસો આપણને થારાપદ્રીયગચ્છના શેઠ સિદ્ધદેવની સં. ૧૧૮૭ માં લખાવેલ ભગવતી સૂત્રની વિશેષ વૃત્તિની પુષ્પિકામાંથી મળે છે. તેમાં લખ્યું છે કે શેઠ સિદ્ધદેવે આ પુસ્તક આ૦ શાલિભદ્રસૂરિના પટ્ટધર આ૦

વર્ધમાનસૂરિના આ૦ ચક્રેશ્વરસૂરિને અર્પણ કર્યું
(—જૈન પુસ્તક પ્ર૦ સ૦ પ્ર૦ ૩)

## ૧ મડાહડગચ્છ પટ્ટાવલી

આ૦ ચક્રેશ્વરસૂરિ અને શેઠ સિદ્ધદેવ બંને થારાપદ્રગચ્છના અને બંને મડાહડના હતા. આથી માનવું પડે છે કે થારાપદ્રગચ્છના આ૦ વર્ધમાનસૂરિના શિષ્ય આ૦ ચક્રેશ્વરસૂરિથી મડાહડગચ્છ શરૂ થયો.

પ્રતિમાલેખોને આધારે જણાય છે કે મડાહડગચ્છ એ વટેશ્વરગચ્છની શાખા છે. સાધારણ રીતે વડગચ્છ અને વટેશ્વરગચ્છ એક મનાય છે. તેથી તે જ ગચ્છની શાખારૂપે નોંધાયો છે. ખાસ નોંધપાત્ર ઘટના એ છે કે આ સંવિજ્ઞવિહારી ગચ્છ (સં૦ ૧૧૮૭ સં૦ ૧૩૩૫ સં૦ ૧૩૩૭ સં ૧૩૩૮) હતો. સં૦ ૧૩૩૫ અને સં૦ ૧૩૭, સં૦ ૧૩૭૧ સં૦ ૧૩૮૭ના પ્રતિમાલેખોમાં મડાહડીય અને મડાહડીયગચ્છના સ્પષ્ટ ઉલ્લેખો મળે છે. એટલે એ વાત ચોક્કસ થાય છે કે વટેશ્વરગચ્છના આ૦ ચક્રેશ્વરસૂરિથી મડાહડગચ્છ શરૂ થયો.

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ ભા૦ ૨, લેખાંક ૧૮૪, ૨૮૪ ૨૯૧ ૨૯૨ ૫૫ અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૧૧૪ ૨૯૭ ૫૪૩)

મડાહડગચ્છની ઘણી પરંપરાઓ ચાલી છે. તેમજ તેમાંથી રત્નપુર, જાખડિયા જાલોર વગેરે શાખાઓ નીકળી છે.

વડગચ્છના આ૦ હારિલસૂરિથી હારિલશાખા નીકળી, જેનું બીજું નામ હારિજગચ્છ સંભવે છે. (—પ્રક ૨૭ પૃ૦ ૪૪૭ થી ૪૯૨)

તે પરંપરાના આ૦ વટેશ્વર ક્ષમાશ્રમણે ગુજરાતમાં આવીને નવા જૈનો બનાવ્યા અને તેમનો પરિવાર વટેશ્વરગચ્છ નામથી જાહેર થયો. ઘણા વિદ્વાનો વટેશ્વરગચ્છ અને વડગચ્છને એક સમજે છે. આ ગચ્છની એક શ્રમણપરંપરા થારાપદ્રમાં વિચરતી હતી, જે થારાપદ્રગચ્છ તરીકે વિખ્યાત થઈ હતી.

થારાપદ્રગચ્છની એક પરંપરા આ પ્રમાણે મળે છે—

૧ જયેકાર્ય ૨. આ શાલિભદ્રસૂરિ

૩ સિદ્ધાંતમહોદધિ આ૦ સર્વદેવસૂરિ

૪ આ શાલિભદ્રસૂરિ—તેમનું પ્રસિદ્ધ નામ વાદિવેતાલ શાંતિસૂરિ (સ્વ સં૦ ૧ ૯૬) હતું

૫. આ પૂર્ણભદ્રસૂરિ—તેમણે ગુરુદેવની આજ્ઞાથી સં૦ ૧ ૮૭મા ફાગણમા રામસેન નગરના રાજા રઘુસેનના જિનપ્રાસાદમા ભ આદીશ્વરની પ્રતિષ્ઠા કરાવી. (પ્રક ૩૧ પૃ ૪૭૨)

૬ આ શાલિભદ્રસૂરિ—તેઓ વાદિવેતાલ આ શાંતિસૂરિના હાથે આચાર્ય થયા હતા. તેમણે સંગ્રહણીવૃત્તિ બનાવી છે.

૭. આ વર્ધમાનસૂરિ—તેમણે ચૈત્યવાસ છોડી, ક્રિયોદ્ધાર કરી, સંવેગીપણું સ્વીકાર્યું હતું, આથી તેઓ સંવિગ્નવિહારી તરીકે વિખ્યાત થયા હતા. (–પ્રા જૈ લે સં૦ લેખાંક ૨૮૪ ૨૯૨, ૫૫ )

આ કારણે તેમની પરંપરાના આચાર્યો પોતાને વર્ધમાનસૂરિના સંતાનીય ઓળખાવવામા ગૌરવ માનતા હતા.

(–પ્રા જૈ લે સં લેખાંક ૧૧૪ ૨૯૭)

આ વર્ધમાનસૂરિથી નવી શિષ્યપરંપરાઓ ચાલી છે—

સં ૧૧૮૪મા આ વર્ધમાનસૂરિના આ ચક્રેશ્વરસૂરિ, આ પરમાનંદસૂરિ, આ યશોદેવસૂરિ, આ પદ્મસૂરિ વિદ્યમાન હતા.

(–જૈનપુસ્તકપ્રશસ્તિસં૦ પ્ર ૨)

આ વર્ધમાનસૂરિની પાટે આ પદ્મસૂરિ અને તેમની પાટે આ ચક્રેશ્વરસૂરિ થયા. તેમણે સં ૧૧૮૭ના ફાગણ વદિ ૪ ને સોમવારે આબૂ તીર્થમા ભદ્રસિંહના શેઠ બાહડ પોરવાડે બનાવેલ ભ ઋષભદેવની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. (–પ્રા જૈ લે સં લેખાંક ૧૮૪)

૮. આ૦ ચક્રેશ્વરસૂરિ—તેઓ મડાહડમા જન્મ્યા હતા. તેમનાથી મડાહડગચ્છ નીકળ્યો છે તથા તેમના શિષ્ય આ૦ પરમાનંદસૂરિના ઉપદેશથી શેઠ દેશલ પોરવાડે ભ મહાવીરસ્વામીનું દેરાસર બનાવ્યું. સં ૧૧૮૪ના માહ સુદિ ૧૧ ને રવિવારે પાટણમા ગૂર્જરેશ્વર રાજા સિદ્ધરાજના રાજ્યમાં જ્ઞાતાધર્મકથાંગ વગેરે સૂત્રો તથા ટીકાઓ

વગેરે ચાર પુસ્તકો લખાવ્યાં. શેઠ સિદ્ધરાજ પોરવાડ તથા તેની પત્ની રાજિમતીએ સં૦ ૧૧૮૭ના કાર્તિક સુદિ ૨ના રોજ પાટણમાં આગમ, નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય વગેરે આગમના પુસ્તકો લખાવ્યાં. તે શ્રાવકે સં૦ ૧૨૧૨માં ચંદ્રાવતીમાં ગૂર્જરેશ્વર રાજા કુમારપાલના પ્રીતિપાત્ર રાજા ધારાવર્ષદેવના રાજ્યકાળમાં '[illegible]' લખાવી.

(—જૈ૦ પુ૦ પ્ર૦ સં૦ પુષ્પિકા ૬૯)

સં૦ ૧૧૮૭ના ફાગણ વદિ ૪ને સોમવારે આબૂ તીર્થમાં ભ૦ ઋષભદેવના બિંબની પ્રતિષ્ઠા કરી.

તેમની પાટે આ૦ પરમાનંદસૂરિ,[1] આ૦ જયસિંહસૂરિ, આ૦ પદ્મચંદ્ર, આ૦ જિનદત્ત, આ૦ ધર્મઘોષ વગેરે આચાર્યો થયા હતા.

(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા ૨, ૩; જૈ૦ સા૦ સં૦ ઇતિ૦ પારા ૪૦ ટિ૦ પા૦ ૩૩૭ પૃ૦ ૨૧૮)

૯ આ૦ જયસિંહસૂરિ    ૧૦ આ૦ સોમપ્રભસૂરિ

૧૧. આ૦ વર્ધમાનસૂરિ—તેમના સં૦ ૧૩૩૫, સં૦ ૧૩૩૭ સં૦ ૧૩૩૮ના પ્રતિમાલેખો મળે છે. તેમના ઉપદેશથી આરાસણમાં સમલિકાવિહારનો આ મંડપ બનાવવામાં આવ્યો હતો.

(—પ્રા૦ જૈ૦ લે૦ સં૦ લેખાંક ૨૮૪, ૨૯૧, ૨૯૨)

૧૨. આ૦ સર્વદેવસૂરિ—સમરા શાહે સં૦ ૧૩૭૧ના માહ સુદિ ૭ ગુરુવારે શત્રુંજય તીર્થનો મોટો ઉદ્ધાર કરાવ્યો ત્યારે તે ત્યાં વિદ્યમાન હતા.

## ૨ મડાહડગચ્છ પટ્ટાવલી

૮ આ૦ ચક્રેશ્વરસૂરિ    ૯ આ૦ પદ્મપ્રભસૂરિ

૧૦ આ૦ જયચંદ્રસૂરિ    ૧૧ યશોદેવસૂરિ

૧૨. આ૦ શાંતિસૂરિ—સં૦ ૧૩૭૦ સં૦ ૧૩૭૧ સં૦ ૧૩૭૩

---

૧. રાજગચ્છના દેવેન્દ્રાચાર્ય આ૦ પરમાનંદના શિષ્ય આ૦ રત્નપ્રભ સં૦ ૧૨૧ માં થયા. (જુઓ, પ્ર૦ ૩૫, પૃ૦ ૩૧)

સં૰ ૧૩૮૭ સં ૧૨ ૩ (—અનુક પ્રા જૈ લે સ લેખાંક ૫૭૩
પ્રા જૈ લે સ લેખાંક ૫ ૮)

૧૩ આ૰ હેમસૂરિ—સં ૧૩૮૧
(—અનુક પ્રા૰ જૈ લે૰સ લેખાંક ૫૫૧)

૧૪ આ રત્નસાગરસૂરિ—સં ૧૩૮૯
(—અનુક પ્રા જૈ લે૰સ લેખાંક ૫૫૮)

૧૫ આ સોમતિલકસૂરિ—સં ૧૩૫૧ સં ૧૩૬૧

## ૩ મડાહડગચ્છ પટ્ટાવલી

૮ આ ચક્રેશ્વરસૂરિ ૯ આ જિનદત્તસૂરિ
૧ આ દેવચંદ્રસૂરિ ૧૧ આ ગુણચંદ્રસૂરિ
૧૨. આ ધર્મદેવસૂરિ
૧૩ આ જયદેવસૂરિ—આ દેવસૂરિ સં ૧૩૮૯
૧૪ આ પૂર્ણચંદ્રસૂરિ—સં ૧૪૨
૧૫. આ હરિચંદ્રસૂરિ—સં ૧૪૪૧ ૧૪૬૨.

૧૬ આ૰ કમલપ્રભસૂરિ—સં ૧૫૨ ના અષાઢ સુદિ ૨ ને ગુરુવારે આ કમલપ્રભના ઉપદેશથી સિરોહી નગરમાં શ્રી અજિતનાથના દેરાસરમાં મડાહડગચ્છના શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનો પ્રાસાદ બન્યો. આચાર્યે તેમાં સર્વધાતુની પરિકરવાળી તે પ્રતિમાની પ્રતિષ્ઠા કરી આવો લેખ તેના કાઉસગ્ગિયા નીચે છે.

આ કમલપ્રભના શિષ્ય પં અમરચંદ્રે સં ૧૫૧૭માં કલ્પસૂત્રનો બાલાવબોધ રચ્યો.

૧૭. આ ગુણકીર્તિસૂરિ—તેમણે કાલિકાચાર્યકથા રચી
આ ધર્મપ્રભસૂરિ—સં ૧૫૨
૧૮ આ કમાનચંદ્રસૂરિ ૧૯ આ ભાવચંદ્રસૂરિ
૨ આ કર્મસાગરસૂરિ ૨ પં મનકચંદ્ર

૨૧ આ જ્ઞાનસાગર—કવિ સારંગ તેમનો શ્રાવક હતો, જેણે સં ૧૬૩૮માં જાલોરમાં બિલ્હણપંચાશિકાચોપાઈ સં ૧૬૫૧

આ૦ મોહનપ્રભ ઉપાધ્યાય, સં૦ ૧૬૭૮માં પાલનપુરમાં 'કૃષ્ણરુક્મિણી વેલી'ની સંસ્કૃત ટીકા રચી. તે આચાર્યશ્રી માટે લખે છે કે—

"વડગચ્છશાખા ચંદ્ર વિચાર, મડાહડગચ્છ ગચ્છસિણગાર;
સુવિહિત જયવંતા જાણ, જ્ઞાનસાગર સૂરીશ વખાણ.'

| | |
|---|---|
| ૨૨. આ૦ સૌભાગ્યસાગર | ૨૩ ભ૦ ઉદયસાગર |
| ૨૪ ભ૦ દેવસાગર | ૨૫ ભ૦ કમલસાગર |
| ૨૬ ભ૦ ધ્રસિંહ | ૨૭ ભ૦ વાગસાગર |
| ૨૮ ભ૦ કેસરસાગર | ૨૯ ભ૦ ગોપાળજી |
| ૩૦ ભ૦ ધનરાજજી | ૩૧ મ૦ લાલજી—સં૦ ૧૭૮૭ |
| ૩૨. મહાત્મા હુકમચંદ | ૩૩ મ૦ ઉદયચંદ |
| ૩૪ મ૦ ફૂલચંદ | ૩૫. મ૦ રતનચંદ |

## ૪ મડાહડગચ્છના છૂટક આચાર્યો

§ આ૦ ધર્મપાલસૂરિની પાટે આ૦ સોમદેવ રત્નપુરીય—સં૦ ૧૩૫૦

§ આ૦ ધર્મસિંહસૂરિની પાટે આ૦ [illegible]—સં૦ ૧૩૬૭

§ આ૦ આનંદપ્રભ—સં૦ ૧૩૫૮

§ આ૦ ઉદયપ્રભ—સં૦ ૧૪૩૫, ૧૪૬૦, ૧૪૮૧

§ આ૦ ધર્મચંદ્ર રત્નપુરીય—સં૦ ૧૪૮૦, સં૦ ૧૪૮૫, સં૦ ૧૫૦૧—તેમની પાટે આ૦ કમલચંદ્ર—સં૦ ૧૫૪૧

§ આ૦ પાસચંદ્ર—સં૦ ૧૪૯૬

§ આ૦ મુનિચંદ્ર—સં૦ ૧૪૮૬ સં૦ ૧૪૯૯

§ આ૦ સોમદેવની પાટે આ૦ ધનચંદ્ર—સં૦ ૧૫૦૩ સં૦ ૧૫૧૩

§ આ૦ મુનિદેવ સં૦ ૧૪૧૧—તેમની પાટે આ૦ સોમચંદ્ર—સં૦ ૧૫૦૩

§ આ૦ સોમદેવની પાટે આ૦ જ્ઞાનચંદ્ર—સં૦ ૧૪૯૩

§ આ૦ સોમપ્રભની પાટે આ૦ શ્રીસૂરિ—સં૦ ૧૫૧૧

§ આ૦ મુનિપ્રભની પાટે સં૦ ૧૪૫૮ સં૦ ૧૪૭૩

§ આ૦ નયનકીર્તિ—સં૦ ૧૫ ૭

§ આ૦ મતિસુંદર—સં૦ ૧૫૫૯

§ આ૦ વીરપ્રભની પાટે આ૦ ગુણચંદ્ર—સં૦ ૧૫૫૭.

§ આ૦ રવિચંદ્ર—સં૦ ૧૫૩૫.

§ આ૦ પૂર્ણચંદ્રની પાટે ઉપા૦ આનંદમેરુ ભણાવિયા—સં૦ ૧૫૫૭.

§ આ૦ કમલચંદ્ર ભણાવિયા—સં૦ ૧૫૩૫, સં૦ ૧૫૫૭.

માણેકરત્ન—સં૦ ૧૬૨ (—અનુ૦ પ્રા૦ લે૦ સં૦ લે૦ : ૬૪)

§ આ૦ દેવચંદ્ર, આ૦ લાલચંદ્રએ સં૦ ૧૭૮૭માં માણિભદ્ર વીર તથા આ૦ મહેશ્વરસૂરિની ચરણપાદુકાની સ્થાપના કરી.

વિક્રમની અઢારમી સદી સુધી મલધારગચ્છના ભટ્ટારકો, મહાત્માઓ વિદ્યમાન હતા.

(—શિલાલેખો, મલધારગચ્છ પટ્ટાવલી, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૩૩, ૨૩૮, ૨૪૨, ૨૪૩, ૨૪૯).

મલહટીય—

ઉપકેશગચ્છના આ૦ સિદ્ધસૂરિના સંતાનીય મલહટીય આ૦ દેવગુપ્તસૂરિએ સં૦ ૧૪૮૬ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે ઉપકેશગચ્છના મંત્રી ચેતસીએ ભ૦ વિમલનાથની પંચતીર્થી પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

(—અનુ૦ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૬૨૨)

## ૧ પિપ્પલકગચ્છની પટ્ટાવલી

૬. આ૦ શાંતિભદ્રસૂરિ—તેઓ ચંદ્રકુળના થારાપદ્રગચ્છના હતા.

૭. આ૦ નેમિચંદ્રસૂરિ

૮. આ૦ શાંતિભદ્રસૂરિ (આ૦ શાંતિસૂરિ)—

તેમને આ૦ સર્વદેવે દીક્ષા આપી. આ૦ ભદ્રસૂરિએ સાહિત્ય, ન્યાય અને આગમ ભણાવી આચાર્યપદ આપ્યું. તેમનું બીજું નામ આ૦ શાંતિસૂરિ પણ મળે છે. તેઓ કૃપાળુ, પરમ શાંત, લબ્ધિપ્રતા-ધારા, ક્ષમાશીલ અને મિષ્ટભાષી હતા. તેઓ પરમસંવેગી અને ચારિત્રચૂડામણિ હતા. બહુ યશસ્વી, મોટા વાદી અને મહાપ્રભાવક હતા.

તેમને ચક્રેશ્વરીદેવી પ્રસન્ન હતાં, તેથી તેઓ બહુ પ્રભાવક બન્યા

હતા. તેમની ઉપાસના કરવાથી મડાર ગામનો ધારાપદ્રગચ્છનો સિદ્ધરાજ પોરવાલ જૈન સંઘને માન્ય અને નમસ્કાર કરવાયોગ્ય બન્યો હતો.

તેમણે વીર સં ૧૬૩૧ (વિ૦ સં૦ ૧૨૨૧)ના કાર્તિક સુદિ ૧૫ના કૃત્તિકા નક્ષત્રમાં શિષ્ય મુનિચંદ્રની વિનતિથી 'પૃથ્વીચંદ્રચરિત્ર' (ગ્રં૦ ૭૫૦૦) રચ્યું તેમજ જીવવિચાર પ્રકરણ, ધર્મરત્નપ્રકરણ મૂળ, તેની સ્વોપજ્ઞ ટીકા વગેરે ગ્રંથો રચ્યા છે.

તેમણે વિ૦ સં૦ ૧૨૨૨માં શુભ મુહૂર્તે શેઠ સિદ્ધનાગ પોરવાલના વંશના શેઠ સિદ્ધરાજ પોરવાલે બંધાવેલા ભ૦ નેમિનાથ (અથવા ભ૦ મહાવીરસ્વામી)ના જિનપ્રાસાદમાં એકીસાથે પોતાના આઠ શિષ્યોને આચાર્ય બનાવ્યા. ૧ આ૦ મહેન્દ્રસૂરિ, ૨. આ૦ વિજયસિંહસૂરિ, ૩ આ૦ દેવેન્દ્રસૂરિ અથવા દેવચંદ્રસૂરિ ૪ આ૦ પદ્મદેવસૂરિ, ૫. આ૦ પૂર્ણદેવ કે પૂર્ણચંદ્રસૂરિ, ૬ આ૦ જયદેવસૂરિ, ૭ આ૦ હેમપ્રભ ૮. આ૦ જિનેશ્વર.

આ૦ શાંતિસૂરિએ ઉપર મુજબ પોતાના શિષ્યોને આચાર્યપદ આપ્યા પછી પોતાના ધારાપદ્રગચ્છને 'પિપ્પલગચ્છ' એવા નામથી જાહેર કર્યો. સંભવ છે કે ત્યારે પિપ્પલક નગર જાહેર ક્ષેત્ર અને જૈન તીર્થસ્થાન હશે.

મડાહ, પિપ્પલક સાચોર તીર્થ એ પિપ્પલકગચ્છનાં ક્ષેત્રો હતાં.

૫. આ૦ પૂર્ણદેવથી પૂર્ણચંદ્રશાખા ચાલી જે પરંપરામાં (૧૫) આ૦ પદ્મતિલક (૧૬) આ૦ ધર્મસાગર, (૧૭) રાજપાલ થયા. રાજપાલે સં૦ ૧૬૪૨ના માહ વદિ ૭ના રોજ જંબૂકુમારરાસ બનાવ્યો.

૬ આ૦ વિજયસિંહસૂરિ—તેમણે સં૦ ૧૨ ૮માં ઢીંકવા ગામમાં જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરી અને સં૦ ૧૧૮૩ના ચૈત્ર માસમાં શ્રાદ્ધપ્રતિક્રમણચૂર્ણિ (ગ્રં૦ ૪૫૯) રચી છે.

§ આ૦ મતિસુંદર—સં૦ ૧૫૫૯
§ આ૦ વીરપ્રભની પાટે આ૦ ગુણચંદ્ર—સં૦ ૧૫૫૭
§ આ૦ રવિચંદ્ર—સં૦ ૧૫૩૫
§ આ૦ પૂર્ણચંદ્રની પાટે ઉપા૦ આનંદમેરુ લખનિકા—સં૦ ૧૫૫૭
§ આ૦ કમલચંદ્ર લખનિકા—સં૦ ૧૫૩૫, સં૦ ૧૫૫૭

માલ્વેકરત્ન—સં૦ ૧૬૨ (—અનુસંધાન કે સં૦, લે૦ ૬૪)

§ પં૦ દેવચંદ્ર ભ૦ લાલજીએ સં૦ ૧૭૮૭માં માણિભદ્ર વીર તથા આ૦ ચક્રેશ્વરસૂરિની ચરણપાદુકાની સ્થાપના કરી.

વિક્રમની અઢારમી સદી સુધી મલધારગચ્છના ભટ્ટારકો, મહાત્માઓ વિદ્યમાન હતા.

(—શિલાલેખો, મલધારગચ્છ પટ્ટાવલી, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૩૩ ૨૩૮ ૨૪૨, ૨૪૩ ૨૪૯)

મહાવીર—

ઉપકેશગચ્છના આ૦ સિદ્ધસૂરિના સમકાલીન મહાવીર આ૦ દેવગુપ્તસૂરિએ સં૦ ૧૪૮૧ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે ઉપકેશગચ્છના મંત્રી ખેતસીએ ભ૦ વિમલનાથની પંચતીર્થી પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

(—અનુ૦ પ્રાચીન જૈનલેખસંગ્રહ, લેખાંક ૬૨૨)

## ૧ પિપ્પલકગચ્છની પટ્ટાવલી

૬ આ૦ શાંતિભદ્રસૂરિ—તેઓ ચંદ્રકુળના થારાપદ્રગચ્છના હતા.
૭. આ૦ નેમિચંદ્રસૂરિ.
૮ આ૦ શાંતિભદ્રસૂરિ (આ૦ શાંતિસૂરિ)—

તેમને આ૦ સર્વદેવે દીક્ષા આપી. આ૦ ભદ્રસૂરિએ સાહિત્ય, ન્યાય અને આગમ ભણાવી આચાર્યપદ આપ્યું. તેમનું બીજું નામ આ૦ શાંતિસૂરિ પણ મળે છે. તેઓ રૂપાળા, પરમ શાંત, હાજરજવાબી, ક્ષમાશીલ અને નિઃસ્પૃહી હતા. તેઓ પરમસંવેગી અને ચારિત્રચૂડામણિ હતા. બહુ યશસ્વી, મોટા વાદી અને મહાપ્રભાવક હતા.

તેમને ચક્રેશ્વરીદેવી પ્રસન્ન હતી, તેથી તેઓ બહુ પ્રભાવક બન્યા

હતા. તેમની ઉપાસના કરવાથી મજર ગામનો ધારાપદ્રગચ્છનો સિદ્ધરાજ પોરવાલ જૈન સંઘને માન્ય અને નમસ્કાર કરવાયોગ્ય બન્યો હતો.

તેમણે વીર સં૦ ૧૬૩૧ (વિ૦ સં૦ ૧૨૨૧)ના કાર્તિક સુદિ ૧૫ના કૃત્તિકા નક્ષત્રમા શિષ્ય મુનિચંદ્રની વિનતિથી 'પૃથ્વીચંદ્રચરિત્ર' (ગ્રં ૭૫૦૦) રચ્યું તેમજ જીવવિચાર પ્રકરણ, ધર્મરત્નપ્રકરણ મૂળ, તેની સ્વોપજ્ઞ ટીકા વગેરે ગ્રંથો રચ્યા છે

તેમણે વિ૦ સં૦ ૧૨૨૨મા શુભ મુહૂર્તે શેઠ સિદ્ધનાગ પોરવાલના વંશના શેઠ સિદ્ધરાજ પોરવાલે બધાવેલા ભ નેમિનાથ (અથવા ભ મહાવીરસ્વામી)ના જિનપ્રાસાદમા એકીસાથે પોતાના આઠ શિષ્યોને આચાર્ય બનાવ્યા ૧ આ૦ મહેન્દ્રસૂરિ, ૨. આ૦ વિજયસિંહસૂરિ, ૩ આ૦ દેવેન્દ્રસૂરિ અથવા દેવચંદ્રસૂરિ ૪ આ૦ પદ્મદેવસૂરિ, ૫. આ૦ પૂર્ણદેવ કે પૂર્ણચંદ્રસૂરિ, ૬ આ જયદેવ સૂરિ, ૭ આ૦ હેમપ્રભ, ૮. આ જિનેશ્વર.

આ શાંતિસૂરિએ ઉપર મુજબ પોતાના શિષ્યોને આચાર્યપદ આપ્યા પછી પોતાના ધારાપદ્રગચ્છને પિપ્પલકગચ્છ એવા નામથી જાહેર કર્યો. સભવ છે કે ત્યારે પિપ્પલકનગર જાહેર ક્ષેત્ર અને જૈન તીર્થસ્થાન હશે.

થરાદ, પિપ્પલક સાચોર તીર્થ એ પિપ્પલકગચ્છના ક્ષેત્રો હતા.

૫. આ૦ પૂર્ણદેવથી પૂર્ણચંદ્રશાખા ચાલી, જે પરંપરામાં (૧૫) આ પદ્મતિલક (૧૬) આ ધર્મસાગર, (૧૭) રાજપાલ થયા. રાજપાલે સં ૧૬૪૭ ના માહ વદિ ૭ના રોજ જંબૂકુમારરાસ બનાવ્યો.

૬ આ વિજયસિંહસૂરિ—તેમણે સં૦ ૧૨૮મા ટીંટોઈ ગામમાં જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરી અને સં ૧૧૮૩ ના ચૈત્ર માસમાં શ્રાદ્ધપ્રતિક્રમણચૂર્ણિ (ગ્રં૦ ૪૫૯) રચી છે

૧ આ દેવભદ્ર—સાજાઓ અને રાણાઓ તેમને બહુમાન આપતા હતા.

૧૧ આ૦ ધર્મઘોષ—તેમની પાટે બે આચાર્યો થયા.

૧૨. આ શીલભદ્ર, આ પરિપૂર્ણદેવ.

૧૩. આ વિજયસેન—તેમણે ભ પાર્શ્વનાથ પ્રભુનો ઉદ્ધાર કરાવ્યો.

૧૪ આ ધર્મદેવ—તેમને દેવી પ્રસન્ન હતા. તેઓ દેવી મારફત બીજાઓના ત્રણ ભવની વિગત જાણી શકતા હતા. આથી તેઓ ત્રિભવિયા તરીકે પ્રસિદ્ધ થયા. તેમની શિષ્યપરંપરા ત્રિભવિયા શાખા તરીકે પ્રસિદ્ધિ પામી. તેમણે ગુજરાતના રાજા [1]સારંગદેવને ત્રણ ભવો બતાવવાથી તે તથા વઘેલના ભૂપાલ વગેરે તેમના ભક્તો બન્યા. બીજા પણ ઘણા રાજાઓ તેમને મળવા આવતા હતા. તેમની કૃપાથી ભૂપાલ રાજા બન્યો હતો. રાણા ભૂપાલે સરસ્વતીમંડપ બનાવ્યો.

૧૫. આ૦ ધર્મચંદ્ર—તેઓ ચોરાશીની ચાબીની સ્થાપના થવી યુક્તિથી કરી શકતા હતા. રાજા ભેખ તેમના ઉપદેશથી સંઘપતિ બન્યો હતો. તેઓ સં ૧૩૧૧ મા વિદ્યમાન હતા.

૧૬ આ૦ ધર્મરત્ન—આ આચાર્ય સુધીની પિપ્પલગચ્છની સ્વામેલી ગુરુસ્તુતિ સંસ્કૃતમાં (શ્લો ૧૫) મળે છે

૧૭. આ૦ ધર્મતિલક—તે પિપ્પલગચ્છના પ્રભાવક હતા. સં ૧૪૩૭

૧૮. આ૦ ધર્મસિંહ—તેઓ કવિ હતા. તેમની વાણીમાં અમોઘ શક્તિ હતી. તે તથા આ૦ ધર્મપ્રભસૂરિના ઉપદેશથી ગુંદીમા મોટો જિનપ્રાસાદ બન્યો અને અમુક દિવસો માટે અમારિ પળાવવાનો નિર્ણય થયો હતો.

૧૯ આ૦ ધર્મપ્રભ—તેઓ શેઠ વિરરાજ અને પત્ની શ્રીદેવીના પુત્ર હતા. શેઠ પાસદ અને શેઠ પેથડ સોલાસરે તેમનો પાટ

[1] આ અરસામાં ત્રણ સારંગદેવ થયા હતા. (૧) સારંગદેવ વાઘેલો સં ૧૩૩૧ થી ૧૩૫૩ (પ્ર ૩૫ પૃ ) (૨) સારંગદેવ ચૌહાણ સં ૧૩૩૯, (૩) સારંગદેવ ચૌહાણ બીજો, કાન્હડ ચૌહાણનો પુત્ર.

મહોત્સવ કર્યો હતો. તેઓ વ્યાકરણ સાહિત્ય, છ દ પિંગલ અને આગમોના વિદ્વાન હતા, ગુણવાળા હતા અને ત્રિભવિયા શાખાના પ્રભાવક હતા.

એ સમયે સારંગદેવ રાજા હતો અને ગુદીનો સૂબો ઠાકુર સાધુ હતો એ સૂબાનો મંત્રી શેઠ હેમચંદ જૈન હતો. શેઠ હેમચંદે સં૦ ૧૪૪૭ માં આ ધર્મપ્રભના હાથે શ્રીચંદ્રપ્રભના જિનપ્રાસાદની પ્રતિષ્ઠા કરાવી અને આચાર્યશ્રીને ચોમાસુ રાખી તેમની પાસે 'કલ્પસૂત્ર' સાંભળ્યું તથા શ્રીચંદ્રપ્રભના જિનપ્રાસાદમાં મહાવીર સ્વામીનો જ માભિષેક-મહોત્સવ કર્યો.

૨૦ આ૦ ધર્મશેખર—તે મિષ્ટભાષી હતા. તેમની વ્યાખ્યાન-કળા આકર્ષક હતી.

૨૧ આ૦ ક્ષેમસાગર—તેમને રાજા અને રાજાઓ બહુમાન આપતા હતા. તેમની શિષ્યપરંપરામાં (૨૨) આ૦ વિમલપ્રભ, (૨૩) સૌભાગ્યસૂરિ શિષ્ય (૨૪) રાજસાગર થયા. પં૦ રાજસાગરજીએ સં૦ ૧૬૪૭ માં થરાદમાં 'પ્રસન્નચંદ્રરાસ સં૦ ૧૬૭૨ ?૮ વદિ ૦)) થરાદમાં લવ-કુશરાસ બનાવ્યા છે.

૨૨. આ૦ ધર્મવલ્લભ.

૨૩. આ૦ ધર્મવિમલ.

૨૪ આ૦ ધર્મહર્ષ—સં૦ ૧૬૭

આ શાખાના યતિઓ મોટે ભાગે થરાદ, પિપલકનગર અને સાચોર તરફ વિચરતા હતા.

## ૨ પિપ્પલકગચ્છની પટ્ટાવલી

શિલાલેખો, પ્રતિમાલેખો, ગ્રંથપ્રશસ્તિઓ વગેરેના આધારે પિપ્પલકગચ્છના જુદા જુદા આચાર્યોના નામો નીચે મુજબ છે—

આ વીરદેવસૂરિ—(સં૦ ૧૪૧૪ થી ૧૫૦૨) તેમની પાટે ત્રણ આચાર્યો થયા.

૧. આ સુમતિપ્રભ—સં૦ ૧૪૫૪

૧ આ દેવભદ્ર—સંઘજનો અને રાજાઓ તેમને બહુમાન આપતા હતા.

૧૧ આ ધર્મઘોષ—તેમની પાટે બે આચાર્યો થયા.

૧૨. આ શીલભદ્ર, આ પરિપૂર્ણદેવ.

૧૩ આ વિજયસેન—તેમણે શ્રી પાર્શ્વનાથ પદ્નો ઉદ્ધાર કરાવ્યો.

૧૪ આ ધર્મદેવ—તેમને દેવી પ્રસન્ન હતાં. તેઓ દેવી આસક્ત બીજાઓના ત્રણ ભવની વિગત જાણી શકતા હતા. આથી તેઓ ત્રિભવિયા તરીકે પ્રસિદ્ધ થયા. તેમની શિષ્યપરંપરા ત્રિભવિયા શાખા તરીકે પ્રસિદ્ધિ પામી. તેમણે ગુજરાતના રાજા [1]સારંગદેવને ત્રણ ભવો બતાવવાથી તે તથા મંત્રીના પૂનડ વગેરે તેમના ભક્તો બન્યા. બીજા પણ ઘણા રાજાઓ તેમને મળવા આવતા હતા. તેમની કૃપાથી પૂનડ રાજા બન્યો હતો. રાજા પૂનડે સરસ્વતીમંડપ બનાવ્યો.

૧૫ આ૦ ધર્મચંદ્ર—તેઓ ઔષધની વાપીની સ્થાપના વગેરે યુક્તિથી કરી શકતા હતા. રાજા મેખ તેમના ઉપદેશથી સંઘપતિ બન્યો હતો. તેઓ સં ૧૩૧૧ માં વિદ્યમાન હતા.

૧૬ આ૦ ધર્મરત્ન—આ આચાર્ય સુધીની પિપ્પલગચ્છની રચાયેલી ગુરુસ્તુતિ સંસ્કૃતમાં (શ્લો ૧૫) મળે છે.

૧૭. આ૦ ધર્મતિલક—તે પિપ્પલગચ્છના પ્રભાવક હતા. સં ૧૪૩૭.

૧૮ આ૦ ધર્મસિંહ—તેઓ કવિ હતા. તેમની વાણીમાં અમોઘ શક્તિ હતી. તે તથા આ ધર્મપ્રભસૂરિના ઉપદેશથી ગુંદીમાં મોટો જિનપ્રાસાદ બન્યો અને અમુક દિવસો માટે અમારિ પળાવવાનો નિર્ણય થયો હતો.

૧૯ આ૦ ધર્મપ્રભ—તેઓ શેઠ વિરરાજ અને પત્ની શ્રીદેવીના પુત્ર હતા. શેઠ પાલ્હ અને શેઠ પેથડ સોદાગરે તેમનો પાટ

[1] આ અરસામાં ત્રણ સારંગદેવ થયા હતા. (૧) સારંગદેવ વાઘેલો સં ૧૩૩૧ થી ૧૩૫૩ (પ્ર ૩૫ પૃ ) (૨) સારંગદેવ સોલંકી સં ૧૪૩૧, (૩) સારંગદેવ સોલંકી બીજો, કાનાજી સોલંકીનો પુત્ર.

આબૂ તીર્થ—

नागेन्द्र-चन्द्र-निर्वृति विद्याधरप्रमुखसंघेन ।
अर्बुदशैलप्रतिष्ठो युगादिजिनपुङ्गवो जयति ॥

(—વીરવંશાવલી, વિવિધગચ્છીય પટ્ટાવલી, પૃ૦ ૧૮૮)

આબૂ પર્વત પર દેલવાડા, ઓરિયા અને અચલગઢમાં જૈન દેરાસરો છે. દેલવાડામાં પાંચ દેરાસરો છે. તેમાં વિમલવસહી અને લુણિગવસહી મુખ્ય છે. પાંચે મંદિરો ભવ્ય અને વિશાળ છે. તે તીર્થસ્થાન મનાય છે. આબૂના શાસકોએ અવારનવાર ફરમાનો બહાર પાડી દેલવાડાના દેરાસરોને કરમુક્ત જાહેર કર્યાં છે.

૧. વિમલવસહી (વિમલવસતિ)—

ગુજરાતના મહામાત્ય વીરને (૧) નેઢ (૨) વિમલ અને (૩) ચાહિલ એમ ત્રણ પુત્રો હતા, તે પૈકી વિમલ ભારે બાહોશ હતો. તે અમોઘ બાણાવલી હતો. પુખ્ત વયે તે રાજ્યકારણમાં પડ્યો અને તે સર્વપ્રથમ સેનાપતિ બન્યો. તેણે પોતાની જિંદગીનાં છેલ્લાં વર્ષો શાંતિ માટે ચંદ્રાવતીમાં વીતાવ્યાં. ત્યાં વિદ્યાધરગચ્છના જાલીહર શાખાના આ૦ ધર્મઘોષને ચતુર્માસ કરાવ્યું, તેમનું વ્યાખ્યાન સાંભળીને યુદ્ધમાં લાગેલા પાપોનું તેણે પ્રાયશ્ચિત્ત માગ્યું. આચાર્યશ્રીએ જણાવ્યું કે 'તું આબૂ તીર્થનો ઉદ્ધાર કર. તું એ માટે સમર્થ છે. એમ કરવાથી તારા પાપોની શુદ્ધિ થશે.'

એ પછી તેણે અંબિકાની આરાધના કરી ત્યારે અંબિકાએ પ્રસન્ન થઈ વર માગવા કહ્યું. મંત્રીએ જણાવ્યું 'મને પુત્ર પ્રાપ્ત થાય અને આબૂ તીર્થનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય મળે.' દેવીએ કહ્યું 'તારી બે મહેચ્છાઓમાંથી એક જ પૂરી થઈ શકશે, માટે એ બેમાંથી એકની માગણી કર.' વિમલ મંત્રીએ પોતાની પત્ની શ્રીદેવી સાથે વિચાર કરીને તીર્થોદ્ધાર કરવાની માગણી કરી. અંબિકા 'તથાસ્તુ' કહીને અંતર્ધાન થઈ ગઈ.

મંત્રી વિમલે રાજા ભીમદેવ (સં૦ ૧ ૭૮ થી સં૦ ૧૧૨૦) આબૂના રાજા ધંધુક (સં૦ ૧૦૮૦) અને મોટાભાઈ નેઢની આજ્ઞા

૨. આ૦ વીરભદ્ર—સં૦ ૧૪૮૫ થી ૧૪૮૯

૩. આ૦ હીરાનંદસૂરિ, હીરસૂરિ—સં૦ ૧૪૮૫ થી ૧૫૦૩. તેમણે સં૦ ૧૪૮૫ માં વિદ્યાવિલાસપવાડો, સં૦ ૧૪૯૪ માં વસ્તુપાલ-તેજપાલરાસ, દશાર્ણભદ્રરાસ, જંબૂસ્વામિવિવાહલો, સં૦ ૧૪૮૯ માં કલિકાલરાસ, સ્થૂલિભદ્ર બારમાસ વગેરે બનાવ્યા છે.

આ૦ ગુણરત્નસૂરિ—સં૦ ૧૫૦૭ થી ૧૫૧૭. આ૦ સમયે ભાવુદમેરુએ કાલિકાચાર્યકથારાસ બનાવ્યો. તેઓ અંચલગચ્છના વગાલા હતા. તેમની પાટે આ૦ ગુણસાગર (સં૦ ૧૫૨૪ થી ૧૫૨૮) અને તેમની પાટે આ૦ શાન્તિસૂરિ (સં૦ ૧૫૪૬) થયા.

આ૦ ધર્મઘોષસૂરિ—તેના ઉપદેશથી સં૦ ૧૪૮૩ માં ઉજ્જયંત તીર્થમાં એક દેરીનો ઉદ્ધાર થયો. (—ઉજ્જયંતલેખ)

આ૦ લલિતચંદ્ર—તેમણે સં૦ ૧૪૯૧ ના ફાગણ વદિ ૨ ને સોમવારે ભ૦ સંભવનાથની જિનપ્રતિમાની અંજનશલાકા કરાવી. તેમાંની એક જામનગરમાં શેઠ રાયશી શાહના જિનાલયમાં અને બીજી મહેસાણાના જિનાલયમાં વિદ્યમાન છે.

ભ૦ વિજયદેવ, ભ૦ શાલિભદ્ર—સં૦ ૧૫૧ માં થયા.

(—જૈ૦ સં૦ પ્ર૦ ક્ર૦ ૨૫૫)

પિપ્પલકગચ્છમાં આ૦ વીરભદ્ર સં૦ ૧૪૩૫, આ૦ સુમતિપ્રભ સં૦ ૧૪૫૪માં થયા. મડાહડગચ્છમાં પણ આ નામના આચાર્ય થયા છે.

આ૦ ગુણસેનસૂરિ, આ૦ દેવચંદ્રસૂરિ—તેઓ પૂર્ણતલ્લગચ્છના પ્રસિદ્ધ આચાર્યો હતા. (પ્રક૦ ૩૫, પૃ૦ ૧૧)

નમિ સાધુ—તેઓ આ૦ શાલિસૂરિના શિષ્ય હતા. તેમણે સં૦ ૧૧૨૨ માં આવશ્યકવૃત્તિ, ચૈત્યવંદનવૃત્તિ તથા રુદ્રટના કાવ્યાલંકાર પર ટિપ્પન રચ્યું છે. તે ટિપ્પનમાં તેઓ અપભ્રંશ ભાષા માટે લખે છે કે અપભ્રંશ ભાષા પ્રાકૃતમાંથી ઊતરી આવી છે. તેના દેશદેશે અનેક ભેદો છે. તેના વિવિધ લક્ષણો છે. તે જાણવા માટે તે તે દેશની જનતાનો સંપર્ક સાધવો જોઈએ.

આબૂ તીર્થ—

नागेन्द्र-चन्द्र-निर्वृति-विद्याधरप्रमुखसंघेन ।
अर्बुदशैलप्रसिद्धो युगादिजिनपुङ्गवो जयति ॥

(—વીર વંશાવલી વિવિધગચ્છીય પટ્ટાવલી, પૃ૦ ૧૮૮)

આબૂ પર્વત પર દેલવાડા, ઓરિયા અને અચલગઢમાં જૈન દેરાસરો છે. દેલવાડામાં પાંચ દેરાસરો છે. તેમાં વિમલવસહી અને લુણિગવસહી મુખ્ય છે. બંને મંદિરો ભવ્ય અને વિશાળ છે. તે તીર્થસ્થાન મનાય છે. આબૂના રાજાઓએ અવારનવાર ફરમાનો બહાર પાડી દેલવાડાના દેરાસરોને કરમુક્ત જાહેર કર્યાં છે.

૧. વિમલવસહી (વિમલવસતિ)—

ગુજરાતના મહામાત્ય વીરને (૧) નેઢ (૨) વિમલ અને (૩) ચાહિલ એમ ત્રણ પુત્રો હતા, તે પૈકી વિમલ ભારે બાહોશ હતો. તે અમોઘ બાણાવળી હતો. પુખ્ત વયે તે રાજકારણમાં પડ્યો અને તે સર્વપ્રથમ સેનાપતિ બન્યો. તેણે પોતાની જિંદગીના છેલ્લા વર્ષો શાંતિ માટે ચંદ્રાવતીમાં વીતાવ્યાં. ત્યાં વિદ્યાધરગચ્છના વલીહર શાખાના આ૦ ધર્મઘોષને ચતુર્માસ કરાવ્યું. તેમનું વ્યાખ્યાન સાંભળીને યુદ્ધમાં લાગેલા પાપોનું તેણે પ્રાયશ્ચિત્ત માગ્યું. આચાર્યશ્રીએ જણાવ્યું કે તું આબૂ તીર્થનો ઉદ્ધાર કર. તું એ માટે સમર્થ છે. એમ કરવાથી તારા પાપોની શુદ્ધિ થશે.

એ પછી તેણે અંબિકાની આરાધના કરી ત્યારે અંબિકાએ પ્રસન્ન થઈ વર માગવા કહ્યું. મંત્રીએ જણાવ્યું: મને પુત્ર પ્રાપ્ત થાય અને આબૂ તીર્થનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય મળે. દેવીએ કહ્યું: તારી બે મહેચ્છાઓમાંથી એક જ પૂરી થઈ શકશે, માટે એ બેમાંથી એકની માગણી કર. વિમલ મંત્રીએ પોતાની પત્ની શ્રીદેવી સાથે વિચાર કરીને તીર્થોદ્ધાર કરવાની માગણી કરી. અંબિકા તથાસ્તુ કહીને અંતર્ધાન થઈ ગઈ.

મંત્રી વિમલે રાજા ભીમદેવ (સં૦ ૧૦૭૮ થી સં૦ ૧૧૨ ), આબૂના રાજા ધંધૂક (સં૦ ૧૦૮૦) અને મોટાભાઈ નેઢની આજ્ઞા

લઈ આબૂ ઉપર દેરાસર કરાવવાનું નક્કી કર્યું એ સમયે આબૂ ઉપર બ્રાહ્મણોની વસતી હતી, બધી જમીન બ્રાહ્મણોના તાબામાં હતી. તે બધા ત્યાં જૈન મંદિર બંધાવવા માટે વિરોધ કરતા હતા, એટલે જમીન મેળવવાનું કામ ઘણું મુશ્કેલ હતું. મંત્રી ધારે તો રાજ્યસત્તાથી મફતમાં જમીન લઈ શકે તેમ હતું, પણ ધર્મકાર્યમાં રાજ્યસત્તાના પ્રભાવ કે દબાવનો ઉપયોગ કરવાની તેની ઇચ્છા નહોતી. તે જમીનના માલિકોને સંતુષ્ટ કરીને ધર્મનું કાર્ય કરવામાં માનતો હતો.

એ સમયે લોકોની એવી માન્યતા પણ હતી કે પ્રાચીન કાળે આબૂ નંદિવર્ધન જૈન તીર્થ હતું, પણ તેના કોઈ એ પ્રમાણ કે નોંધ મળતા નહોતા. એવું કોઈ પ્રમાણ મળે તો બ્રાહ્મણોનો વિરોધ હળવો કરી શકાય. એક દિવસે મંત્રીને સ્વપ્ન આવ્યું કે પહાડ ઉપર અમુક સ્થાને નીચે ખાડો ખોદવા લોકમાન્યતાને સમર્થક એવું પ્રાચીન પ્રમાણ મળી આવશે. મંત્રીએ સ્વપ્ન મુજબ કરી જોયું તો ત્યાં શ્રી ઋષભદેવની પ્રાચીન પ્રતિમા નીકળી આવી. લોકવાયકા સાચી પડી.

બ્રાહ્મણો એ જોઈ-જાણીને નરમ પડ્યા. પછી તો તેઓએ જમીનની કીમત આપી ન શકે એવી કીમતનો તુક્કો અજમાવ્યો કે જેટલી જમીન લેઈએ તેટલી જમીન ઉપર સોનામહોર પાથરીને લઈ લો. જમીન લેવા માટે આ એક જ માગ છે.

મંત્રી તો બ્રાહ્મણો માગે તે કરતાંયે વધુ કિંમત આપવા તૈયાર હતા એટલે તેમણે બ્રાહ્મણોને વધુ સંતુષ્ટ કરવા જણાવ્યું : સોનામહોર તો ગોળ હોય છે એટલે વચ્ચે જગા ખાલી રહે, તે પુરાય એ રીતે કીમત આપવાની મારી ઇચ્છા છે.

એ ખાતર મંત્રીએ ચોરસ સોનામહોરો બનાવીને બ્રાહ્મણોને ૧૪૦ ફૂટ લાંબી અને ૮૦ ફૂટ પહોળી જમીનના ૬૦ રૂપિયા આપી ખરીદી લીધા. બ્રાહ્મણો તો માલામાલ થતાં મંત્રીને હર્ષભેર આશીર્વાદ આપીને અન્યત્ર રહેવા ચાલ્યા ગયા.

મંત્રીએ અહીં આરસનું ૫૪ દેરીઓવાળું વિશાળ અને ભવ્ય દેરાસર બંધાવ્યું. આબૂ ઉપર દર ૭ મહિને ખસ્તીક પથ્થરો લાવાને

કારણે મંદિરનું શિખર નાનું બનાવ્યું તેમાં ૨ગમ ૫, દેરીઓ અને છતમાં મોટી મોટી ગુમ્મજો ઉતારી છે. છતોમાં મનુષ્યો, પશુ પક્ષી, દેવ દેવી, હંસવાહિની સરસ્વતી અભિષેક કરાવતી લક્ષ્મી, ગજવાહિની, પાંચ કલ્યાણકો, ચૌદ સ્વપ્નો, છપ્પન દિક્કુમારી ઉત્સવ, અભિષેક દીક્ષાનો વરઘોડો, લોચ, કાયોત્સર્ગ ધ્યાન, સમવસરણ ત્રણ ગઢ, સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા, અયોધ્યા, તક્ષશિલા, ભરતબાહુ બલિના છ યુદ્ધો, દીક્ષા, ભ૦ શાન્તિનાથનો મેઘરથનો ભવ ભ૦ નેમિનાથની જાન, વિવાહ નેમિજીવનચરિત, આર્દ્રકુમારનો ગજઉપદેશ, નમસ્કારમુદ્રા ચૈત્યવંદનમુદ્રા, કાયોત્સર્ગમુદ્રા, પચાસ નમસ્કાર, અષ્ટાગ પ્રણિપાત, પૂજાર્થે ગમન, ફૂલમાળા, ગુરુ ગુરુવંદન, ગુરુભક્તિ, ગુરુઉપદેશ, વ્યાખ્યાનસભા, ઠવણી, અવનતમુદ્રા વાસક્ષેપદાન, કૃષ્ણજીવનની ઘટનાઓ, નાગનાગિણી, કાલીય અહિદમન, ચાણૂર મલ્લયુદ્ધ, નૃસિંહાવતાર શેષશય્યાશયન વગેરે અનેક ઘટનાઓ આરસમાં કોતરીને ગોઠવી છે. આરસને એવી રીતે કાર્યો છે કે તે જોનારને જાણે કોતરેલો કાગળ જ લાગે. તેની નકશી એવી ઝીણવટવાળી છે કે સારામાં સારો ચિત્રકાર પણ તેની નકલ ન કરી શકે આકૃતિઓ પણ હૂબહુ ઉતારેલી લાગે છે જાણે અહીં શાસ્ત્રીય કળાશિલ્પ-આકૃતિશાળા ઊભી કરેલી લેવાય. આ મંદિર તૈયાર કરવામાં એ સમયે ૧૮૫૩ ૦૦૦ રૂપિયાનો વ્યય થયો હતો. આ કાર્ય તૈયાર થવામાં ત્યાંનો ક્ષેત્રપાલ વાલીનાહ અડચણો ઊભી કરતો હતો. મંત્રીએ તેને નૈવેદ્ય ધરાવીને સાત્ત્વિક બનાવી અનુકૂળ કર્યો હતો.

મંત્રી વિમલે ભ. ઋષભદેવની પિત્તલની ભવ્ય પ્રતિમા તૈયાર કરાવી તેને મૂળનાયકના સ્થાને સ્થાપન કરી અને ભ. ઋષભદેવની જે પ્રાચીન પ્રતિમા જમીનમાંથી નીકળી હતી તેને ભમતીની ૨ મી દેરીમાં સ્થાપન કરી.

મંત્રી વિમલે આ પ્રતિષ્ઠા માટે ચાર સંઘને આમંત્રણ આપ્યું ત્યારે જૈન સમાજમાં ચૈત્યવાસ વ્યાપ્ત હતો. નાગેન્દ્ર ચંદ્ર, નિવૃતિ અને વિદ્યાધર એ ચારે ગચ્છ તથા તેના પેટાગચ્છના આચાર્યો એકત્ર

લઈ આબૂ ઉપર દેરાસર કરાવવાનું નક્કી કર્યું એ સમયે આબૂ ઉપર બ્રાહ્મણોની વસ્તી હતી, બધી જમીન બ્રાહ્મણોના તાબામાં હતી. તે બધા ત્યાં જૈન મંદિર બંધાવવા માટે વિરોધ કરતા હતા, એટલે જમીન મેળવવાનું કામ ઘણું મુશ્કેલ હતું. મંત્રી ધારે તો રાજ્યસત્તાથી મફતમાં જમીન લઈ શકે તેમ હતું, પણ ધર્મકાર્યમાં રાજ્યસત્તાના પ્રભાવ કે દબાવનો ઉપયોગ કરવાની તેની ઇચ્છા નહોતી. તે જમીનના માલિકોને સંતુષ્ટ કરીને ધર્મનું કાર્ય કરવામાં માનતો હતો.

એ સમયે લોકોની એવી માન્યતા પણ હતી કે પ્રાચીન કાળે આબૂ નંદિવર્ધન જૈન તીર્થ હતું, પણ તેના કોઈ એ પ્રમાણ કે નોંધ મળતા નહોતા. એવું કોઈ પ્રમાણ મળે તો બ્રાહ્મણોનો વિરોધ હળવો કરી શકાય. એક દિવસે મંત્રીને સ્વપ્ન આવ્યું કે પહાડ ઉપર ચંપાના ઝાડ નીચે ખાડો ખોદતાં લોકમાન્યતાને સમર્થક એવું પ્રાચીન પ્રમાણ મળી આવશે. મંત્રીએ સ્વપ્ન મુજબ કરી જોયું તો ત્યાં જ ઋષભદેવની પ્રાચીન પ્રતિમા નીકળી આવી. લોકવાયકા સાચી પડી.

બ્રાહ્મણો એ જોઈ-જાણીને નરમ પડ્યા. પછી તો તેઓએ જમીનની કીમત આપી ન શકે એવી કીમતનો તુક્કો અજમાવ્યો કે જેટલી જમીન લેઈએ તેટલી જમીન ઉપર સોનામહોર પાથરીને લઈ લો. જમીન લેવા માટે આ એક જ માગ છે.

મંત્રી તો બ્રાહ્મણો માગે તે કરતાયે વધુ કિંમત આપવા તૈયાર હતા એટલે તેમણે બ્રાહ્મણોને વધુ સંતુષ્ટ કરવા જણાવ્યું કે સોનામહોર તો ગોળ હોય છે એટલે વચ્ચે જગા ખાલી રહે, તે પુરાય એ રીતે કીમત આપવાની મારી ઇચ્છા છે.

એ ખાતર મંત્રીએ ચોરસ સોનામહોરો બનાવીને બ્રાહ્મણોને ૧૪ ફૂટ લાંબી અને ૯૦ ફૂટ પહોળી જમીનના ૬૦ ... રૂપિયા આપી ખરીદી લીધી. બ્રાહ્મણો તો માલામાલ થતા મંત્રીને હર્ષભેર આશીર્વાદ આપીને અન્યત્ર રહેવા ચાલ્યા ગયા.

મંત્રીએ અહીં આરસનું ૫૪ દેરીઓવાળું વિશાળ અને ભવ્ય દેરાસર બંધાવ્યું. આબૂ ઉપર ૧૨ ૭ મણિને પત્થીક ૫ થતો હોવાને

મંત્રી વિમલ શાહે આબૂ પાસેના પ્રદેશમાં શ્રીદેવીના નામથી શ્રીપુર ગામ વસાવ્યું જે આજે મધેવરાના નામથી વિદ્યમાન છે. એમાં બંધાવેલા મંદિરના ખંડિયેરો આજે પણ વિદ્યમાન છે

વિમલવસહીના જીર્ણોદ્ધારો ઘણા થયા છે મહામાત્ય વીરના

---

and praise both being entirely of white marble and carved with all the delicacy and richness of ornament which the resources of Indian art at the time of their creation could devise. The amount of ornamental detail spread over these structures in the minutely carved decoration of ceilings, doorways pillars, panels and niches, is simply marvellous, while the crips thin transculent shall like treatment of the marble surpasses anything seen elsewhere, and some of the designs are just dreams of beauty The general plan of the temples, too with its recesses and corridor lends itself very happily in bright and shade with every change in the Sun s position.

*Col E skin*

It hangs from the centre more lik a lustere of crystal drops than a solid mass of marble and is finished with a delicacy f detail and appropriateness of ornament which is probably unsurpassed by any similar xample to be found anywhere else. Those introduced by th Gothic Architects in Henry the Seventh s Chapel at Westminster or at Oxford are coarse clumsy in comparision.

*M Fergusson*

( The Eminent A cheologist ).

There are two places, Umeer (Amber) and Jaipur surpassing all which I have seen of the kremlin or heard of the alhambra and the Jain temples of Aboo.... ... rank above them all.

*Bi hop Heber*

Architectural style is perfect and complete in all parts when we first practically meet with it in th early part of 11th century at Abu or at Girnar. From that point it

વર્ષના દશરથે સં. ૧૨૦૧ માં દશમી દેરીનો ઉદ્ધાર કરાવ્યો હતો. તેમાં ભ૦ શ્રીનેમિનાથની પ્રતિમા પધરાવી એક મોટા આરસમાં પોતાના પૂર્વજ શેઠ નીનાથી લઈને આઠ પુરુષોની મૂર્તિઓ કોતરાવી અને બીજા પથ્થરમાં ગજારોહી મંત્રી વિમલ શાહ તથા અશ્વારોહી દશરથની મૂર્તિ કોતરાવી. એ જ વર્ષના મંત્રી પૃથ્વીપાલે સં. ૧૨૦૪ થી સં. ૧૨૦૬ માં ચંદ્રગચ્છના આ૦ ચંદ્રસૂરિના ઉપદેશથી ત્યાંની ઘણી દેરીઓનો ઉદ્ધાર કરાવ્યો. નવી હસ્તિશાળા બનાવી. તેમાં ઘોડા ઉપર મંત્રી વિમલને અને પાછળ સાત હાથીઓ ઉપર શેઠ નીનાથી લઈને પોતાના સુધીના સાત પુરુષોને બેસાર્યા. તેના પુત્ર મંત્રી ધનપાલે સં. ૧૨૪૫ માં વિમલવસહીનો પૂરો જીર્ણોદ્ધાર કરાવ્યો. દેરીઓમાં નવી જિનપ્રતિમાઓ બેસાડી પોતાના કુટુંબ વતી ૨૪ તીર્થંકરોની જિનપ્રતિમાઓ ભરાવી બેસાડી. બીજા શ્રેષ્ઠીઓએ પણ બીજી પ્રતિમાઓ ભરાવી સ્થાપન કરી અને તે દરેકની પ્રતિષ્ઠા કાસદ્રહગચ્છના આ૦ સિંહસૂરિ વગેરે ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો પાસે કરાવી છે. મંત્રી ધનપાલે સં. ૧૨૩૭ માં હસ્તિશાળામાં ૩ હાથીઓ પર પોતે બે ભાઈ અને એક પોતાનો પુત્ર એમ ત્રણ મૂર્તિઓ બેસાડી છે.

અલાઉદ્દીન ખિલજીએ સં. ૧૩૬૮ માં અહીંથી આબૂ આવી વિમલવસહી અને લુણિગવસહીના મંદિરો તોડી નાખ્યાં. જિન પ્રતિમાઓને ખંડિત કરી અને અનેક નકશી કામનો વિનાશ કર્યો.

આથી ધર્મઘોષગચ્છના આ૦ જ્ઞાનચંદ્રના ઉપદેશથી મંડોવરના શેઠ ગોસલના પુત્ર બીજડ વગેરે ૭ ભાઈઓ તથા મહણસિંહના પુત્ર લાલિગ વગેરે ૩ ભાઈઓ એમ કુલ્લે ૯ ભાઈઓએ મળીને

progresses during one or two centuries towards greater richness but in doing so it loses its purity and perfection it has attained in the earlier period and from the culminating point its downward progress can be traced through abundant examples to the present day

સં ૧૩૭૮ના જેઠ સુદિ ૯ ને સોમવારે વિમલવસહીનો જીર્ણોદ્ધાર કર્યો. તેમા ગભારો અને ગૂઢમંડપ સાદા જ બનાવ્યા. શેઠ ગોસલ, તેની પત્ની ગુણદેવી, શેઠ મહણસિંહ અને તેની પત્ની મીણલદેવીની મૂર્તિઓ બનાવીને સ્થાપન કરી.

વિમલવસહી અને લુણિગવસહીનો છેલ્લો જીર્ણોદ્ધાર સં૦ મા અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ ૨૨ લાખથી વધુ રૂપિયાના ખર્ચથી શરૂ કર્યો છે જે આજે પણ ચાલુ જ છે

વિમલવસહીમા વળી જિનપ્રતિમાઓ અને બીજી મૂર્તિઓ પણ છે સં૦ ૧૩૯૬ની આ૦ જ્ઞાનચંદ્રના પટ્ટધર આ મુનિશેખરની, સં ૧૬૬૧ ની મહો૦ લબ્ધિસાગર પ્રતિષ્ઠિત જગદ્ગુરુ આ૦ હીરવિજયસૂરિની પરિકરવાળી ગુરુપ્રતિમાઓ છે જગદ્ગુરુની પ્રતિમાના પરિકરમા બે બાજુએ બે મુનિવરો છે તેમની નીચે બે શ્રાવકો બેઠા છે મંત્રી વિમલના વંશના મંત્રી ઠા૦ અભયસિંહના પુત્ર મંત્રી જગસિંહના પુત્ર મંત્રી લાલુકે સં ૧૩૯૪ મા સ્થાપન કરેલી અંબિકાદેવીની મૂર્તિ તેમજ લક્ષ્મીની મૂર્તિ પણ છે હસ્તિશાલામા ગજારૂઢ તથા અશ્વારોહી શ્રાવકની મૂર્તિઓ છે અને છતમાં વિવિધતાભરેલું સુંદર સ્થાપત્ય છે

વિમલવસહીમા વિક્રમની બીજી સહસ્રાબ્દીના ઐતિહાસિક ઘણા શિલાલેખો–પ્રતિમાલેખો છે ભમતીના ૧ મી દેરીની બહાર ડાબી તરફ એક કલ્યાણક પટ્ટ છે જેને બૃહદ્ગચ્છની સુવિહિત શાખાના આ વર્ધમાનસૂરિની પરંપરાના આ૦ નેમિચંદ્રના શિષ્ય પં જ્ઞાનચંદ્રગણિએ સં૦ ૧૨ ૧ મા ગદ્યપદ્ય પ્રાકૃત લેખ તૈયાર કરીને દાખલ કરાવ્યો છે તેમા ભારત પર ચોવીશ તીર્થંકરોના ૧૨ કલ્યાણકો, દેહવર્ણ દીક્ષાતપ, કેવલિતપ, નિર્વાણતપ અને દેહમાન કોરેલા છે તેમા ભ૦ મહાવીરસ્વામીના પાંચ કલ્યાણકો બતાવ્યાં છે આ પટ્ટથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે ત્યાં સુધી સમસ્ત જૈનસંઘ વડગચ્છ અને આ વર્ધમાનસૂરિના પ્રમુખો ભ૦ મહાવીરસ્વામીના સિદ્ધાંત મુજબના પાંચ કલ્યાણકો જ માનતા હતા.

૨ લુણિગવસહી (લૂણવસહી)—

શેઠ આસરાજ પોરવાલને ચાર પુત્રો અને સાત પુત્રીઓ હતી. તે સૌમાં વધુ તેજસ્વી વસ્તુપાલ અને તેજપાલ નામની બંધુબેલડીએ ગુજરાતના તેરમા સૈકાના રાજકારણના ઇતિહાસમાં વિશિષ્ટ આદર અને પ્રસિદ્ધિ મેળવ્યા હતા. તેઓ માત્ર જૈન સંસ્કૃતિના નહીં પણ ગૂર્જર સંસ્કૃતિના રક્ષણહાર અને સૂત્રધાર હતા.

તેમને લુણિગ નામે મોટો ભાઈ હતો. તે ભરયુવાનીમાં સ્વર્ગસ્થ થયો. તેમણે મરણ સમયે આ ભાઈઓના આગ્રહથી મનની વાત જાહેર કરી કે મને આબૂ તીર્થમાં એક દેરી બનાવવાની તીવ્ર ઉમ્મેદ હતી પણ મારા આયુમાં એ લાભ લેવાનું નહીં હોય. હવે તમારાથી બની શકે તો તમે એ લાભ અવશ્ય લેજો.

વસ્તુપાલ અને તેજપાલ સં. ૧૨૭૧ માં મહામાત્ય બન્યા. તેમના દિલમાં મોટા ભાઈ લુણિગે જે ભાવનાનાં બીજ રોપ્યાં હતાં તેમાંથી વટવૃક્ષ બનાવવાનો તેમણે સંકલ્પ કર્યો અને સં. ૧૨૮૬ માં રાજા ભીમદેવ, રાજા સોમસિંહ પરમારની આજ્ઞા મેળવી અને આબૂ ઉપર દેલવાડામાં વિમલવસહીની પાસેની ભૂમિમાં 'લુણિગવસહી' નામે વિશાલ અને ભવ્ય જિનપ્રાસાદ ઊભો કર્યો.

તેમાં વિમલવસહીના જેવું મોટું દેરાસર નાનું શિખર, ભમતીમાં ૪૮ દેરીઓ, છતમાં આરસનું કોતરણીવાળું શિલ્પ, હસ્તિશાલા, હસ્તિશાલામાં હાથીઓ, હાથીઓ પાસેની દીવાલના આરસમાં આ વિજયસેન, આ ઉદયપ્રભ અને પોતાના પૂર્વજોની વગેરેની રચના કરી છે.

વિમલવસહીમાં જે જે ઘટનાઓ કોતરી છે તે તે અહીં પણ આરસમાં ઉતારી છે. આ ઉપરાંત ભ૦ નેમિનાથ તથા કૃષ્ણવાસુદેવના જીવનની વિશિષ્ટ ઘટનાઓ પણ દાખલ કરી છે.

કાર્યપદ્ધતિ—

ઠેઠ ૧૨ માઈલના પથ્થરો વગેરે ઓરિયા તરફના રસ્તે પર્વત પર ચઢાવવામાં આવ્યા હતા. દરેક કામ પર પાણી, ભોજન અને દુકાનો

ની વ્યવસ્થા હતી. આથી મજૂરો અને શિલ્પીઓને પૂરી અનુકૂળતા રહેતી હતી. દેરાસરનું કામ થયા પછી શત્રુઓ પણ આ રસ્તે થઈ ન આવે એવી અગમચેતી રાખવી આ રસ્તાને સદંતર બંધ કરી પહાડી માર્ગને વિષમ બનાવી દીધો. આબૂમાં ઠંડી ઘણી રહે છે એ ઠંડી કારીગરોને ન નડે તે માટે સગડીઓની આગ કારીગરની નજીક તપતી રહે અને કારીગર તેની હૂંફમાં મસ્ત રહી આરસને કંડારતો રહે, એવી પાકી વ્યવસ્થા કરી હતી.

મંત્રીઓએ દેરાસરને સર્વાંગસુંદર બનાવવા માટે કલાધરોને ઉત્તરોત્તર ચાર વાર સક્રિય પ્રોત્સાહન આપ્યું હતું. દેરાસર પૂરું બની રહ્યું અને ભાવવાહી કોરણી તૈયાર થઈ એટલે બીજી વાર તેમાં નવી કોરણી કરનારને કોરણી કરતાં નીકળેલા રૂપાની બારોબાર ચાંદી આપી, ત્રીજી વાર કોરણી કરતાં નીકળેલા ચૂરાના બારોબાર સોનું આપ્યું અને ચોથી વાર કોરણી કરતાં નીકળેલા ચૂરાના બારોબાર મોતીઓ આપી શિલ્પીઓની કદર કરી હતી. એ કારણે તેમણે આ શિલ્પકળાને છેલ્લી ટોચે પહોંચાડી દીધી છે.

મંત્રીઓ રાજ્યના કારોબારમાંથી ફુરસદ મેળવી શકે એમ નહોતા છતાં તેઓ અવારનવાર આવીને તપાસ કરી જતા અને યોગ્ય સલાહ સૂચન આપતા. બાકી તો આ કામની સંપૂર્ણ જવાબદારી મંત્રી તેજપાલની પત્ની મહં૦ અનુપમાદેવીને શિરે હતી. અનુપમા દેવીએ પોતાના ભાઈ ઉદલને સાથે રાખી આ જવાબદારીને ઘણી સફળતાપૂર્વક પાર કરી. આ લુણિગવસહી તે પોતાના મોટાભાઈ લુણિગ, મહં૦ અનુપમાદેવી અને તેના પુત્ર લૂણસિંહના શ્રેય માટે બનાવી અને તેમાં બે ગોખલાઓ તેજપાલની બીજી પત્ની સુહડા દેવીના શ્રેય માટે બનાવ્યા છે. આ બે ગોખલાઓ એટલે બે દેરીઓ શિલ્પકળાના અદ્ભુત નમૂનારૂપે આજે પણ પ્રતીતિ કરાવવા વિદ્યમાન છે.

મંત્રીઓએ નાગેન્દ્રગચ્છના આ૦ વિજયસેનસૂરિના હાથે સં૦ ૧૨૮૭ના ફાગણ વદિ ૩ (હિંદી ચૈત્ર વદિ ૩)ને રવિવારે લુણિગ

વિજયસેનસૂરિ, આ. ઉદયપ્રભસૂરિની પ્રતિમા, મંત્રીઓના પૂર્વજોની મૂર્તિઓ, આસરાજના આસપાલ પોરવાડે ૧૯મી દેરીમાં સં. ૧૩૩૮માં અશ્વાવબોધ સમલિકાવિહારનો પટ્ટ સ્થાપ્યો હતો. ગૂઢમંડપમાં સં. ૧૫૧૫ની સતી રાજિમતીની કાઉસ્સગ્ગ પ્રતિમા છે અને છતમાં સુંદર કોરણીભર્યું શિલ્પ છે. સ્થાને સ્થાને ઐતિહાસિક શિલાલેખો પણ લાગેલા છે.[1]

ઉજ્જયન્તાવતાર—લુણિગવસહીના મોટા દરવાજા પાસે ઉત્તર તરફ નાનો દરવાજો છે. ત્યાં આગળ જતાં ડાબા હાથ પર ગિરનાર તીર્થની ૪ ટૂંકોની સ્થાપનાની ૪ દેરીઓ છે.

૩. મહાવીરસ્વામીનું દેરાસર—

વિમલવસહીની બહાર હસ્તિશાળા પાસે ભગવાન મહાવીરસ્વામીનું દેરાસર છે. એ વિક્રમની અઢારમી સદીના પ્રારંભમાં બન્યું છે.

૪. પિત્તલહરનું મંદિર—

સંભવતઃ કુલગુરુ દૂરના શેઠ ભીમા શાહ પોરવાડે દેલવાડામાં ભ. આદીશ્વરનું દેરાસર બંધાવ્યું અને તેમાં ૫૧ આંગળની પ્રતિમા બનાવવા પિત્તલનો ઉત્તમ રસ તૈયાર કર્યો. પાલનપુરના શેઠ ધનાશાહે તેમાં પોતાનો ભાગ રાખવા વિનતિ કરી, પણ ભીમા શાહે ના પાડી. આથી તેણે હાથમાં સોનું મૂકવી લાગી મૂકી. પર જ તે રસમાં સોનું મેળવી દીધું. પ્રતિમાજી તૈયાર થઈ પણ ભીમા શાહ મરણ પામ્યો. પોતાના ગોત્રના પુના એ કાર્યને પૂરું કરવાની ભાવનાથી મા...વડ સિંહ પોરવાડના પુત્ર સં. પેથડ શાહે તે પ્રતિમાને સોનાથી રસાવી મજબૂત બનાવી, પણ તેને અહીં પધરાવવામાં મુસલમાનોના હુમલાનો ભય હતો. આથી કુલગુરુના તપાગચ્છીય શ્રીસંઘે દૂરમાં ચૌમુખજીનું મંદિર બંધાવી, તેમાં મુખ્ય દિશામાં સં. ૧૫૧૮ની પહેલા આ પ્રતિમાને બેસાડ્યાં અને બાકીની ત્રણ દિશામાં બીજી

૧. મેવાડના કુંભા રાણાએ સં. ૧૫૦૬ના અષાડ સુદિ ૨ના રોજ દૂર સોમની વિનતિથી આબૂના યાત્રિકોનો મુંડકવેરો માફ કર્યો હતો, એના શિલાલેખો લુણિગવસહીના સભામંડપ પાસે વિદ્યમાન છે.

પ્રતિમાઓ બેસાડી હતી. આ પ્રતિમાઓ સોનાવાળી હોવાથી કાઢી પડતી નથી.

ત્યાર બાદ અમદાવાદના મહમ્મુદ બેગડાના રાજ્યમાં માન્ય દીવાન સુંદર તથા તેના પુત્ર બીજા દીવાન ગદા ગુર્જર શ્રીમાલીએ સં૦ ૧૫૧૫ માં મોટા યાત્રાસંઘ સાથે આવી મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. શ્રી૦ ઋષભદેવની ૧૦૮ મણ ધાતુની પ્રતિમા (૧૨૦ મણ પિત્તલની) બનાવી અને તેની સં૦ ૧૫૧૫ માં તપાગચ્છીય આ૦ લક્ષ્મીસાગરસૂરિના હાથે તે મંદિરમાં પ્રતિષ્ઠા કરાવી. (જુઓ, પ્ર૦ ૫૩)

મંત્રી ગદાના પુત્ર શ્રીરંગે પણ સં૦ ૧૫૨૫ માં અહીં ઘણી પ્રતિમાઓ ભરાવી, તે પછી અહીં સં૦ ૧૫૩૧ માં બને ગોખલાની અને સં ૧૫૪૭ સુધીમાં બીજી દેરીઓની પ્રતિષ્ઠા થયેલી છે અહીં કુલ ૨૦ દેરીઓ છે

આ મંદિરમાં પિત્તલની પ્રતિમાઓ છે તેથી આ મંદિર પિત્તલહરમંદિર અથવા ભીમાશાહનું મંદિર કહેવાય છે

પિત્તલહરમંદિરની બહાર મણિભદ્રવીરનું મંદિર છે સુરહીલેખ છે મતીનો પાળિયો છે અને સં ના લેખ છે

(-ઉપદેશતરંગિણી, અબુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૪૬૭)

૫. ચૌમુખનું મંદિર—

આ મંદિર ત્રણ માળનું છે દરેક માળમાં ચૌમુખ પ્રતિમા વિરાજમાન છે દરડાગોત્રના શા૦ મંડલિક ઓસવાલ તથા તેના પરિવારે સં૦ ૧૫૧૫ માં આ મંદિરમાં ખરતરગચ્છના આ૦ જિનચંદ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી હતી. એ સમયે મૂળનાયક શ્રીપાર્શ્વનાથ હતા.

સંભવ છે કે આ મંદિરના નિર્માણમાં વિમલવસહી અને લૂણવસહીમાંથી બચેલો માલસામાન વપરાયો હોય. શિલ્પીઓ-સલાટો વગેરેએ કંઈક અવૈતનિક કામ કર્યું હશે, તેમાના મંડપો બનાવ્યા હશે. આથી આ મંદિર સલાવટોના મંદિર તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે ત્રણ માળમાં સલાટોના નામ કોતરેલા મળે છે પણ એટલા ઉપરથી તેને સલાટોનું મંદિર કહી ન શકાય.

વસહીમાં ભ૦ નેમિનાથ વગેરે પ્રતિમાઓની મોટા મહોત્સવ પૂર્વક પ્રતિષ્ઠા કરાવી.

આ ઉત્સવમાં આબૂનો રાજા સોમસિંહ પરમાર, અમલદારો, પંચ, ૪ મહાધર, ૧૨ માંડલિકો, ૮૪ રાણા ૮૪ જ્ઞાતિના મહાજનો અને દૂર દૂરના જૈન, જૈનેતર ભાઈઓ વગેરે આવ્યા હતા. સૌએ એકીઅવાજે લુણિગવસહીની પ્રશંસા કરી. જાલોરના દીવાન યશોવીર, જેઓ શિલ્પસ્થાપત્યના મહાવિદ્વાન મનાતા હતા, તે મંત્રી વસ્તુપાલના આગ્રહથી અહીં આવ્યા અને મંદિરના શિલ્પસ્થાપત્યને નિહાળી મુખ્ય શિલ્પી શોભનદેવની પ્રશંસા કરી. સાથોસાથ જેના પરિણામે મંત્રી કુટુંબને કે લુણિગવસહીને નુકસાન થાય એવી નાની મોટી ૧૩ ભૂલો હતી તે શિલ્પીઓને વિગતવાર સમજાવી. આવા ધર્મસ્થાનો રચાવવા માટે તેમણે મંત્રી તેજપાલની અત્યંત પ્રશંસા કરી હતી.

મંત્રીઓએ આ ઉત્સવમાં રાજા, પ્રજા, જૈનો, અજૈનોની હાજરીમાં પોતાના કુટુંબની તથા ચંદ્રાવતીના જૈન સંઘની અમુક વ્યક્તિઓની વ્યવસ્થાસમિતિ બનાવી તે સમિતિને આ લુણિગવસહીનો વહીવટ સોંપ્યો હતો અને એ પણ નક્કી કરવામાં આવ્યું હતું કે દેલવાડાનો સંઘ લુણિગવસહીની સારસંભાળ રાખે અને ચંદ્રાવતી, ઉમરણી, કિસરઉલી, કાસહૃદ, વરમાણ, ધઉલી, મહાતીર્થ મુંડસ્થલ, હડાઉદ્રા, ડબાણી, મડાહડ તથા સાહિલવાડાનો જૈન સંઘ દર સાલ પ્રતિષ્ઠાની સાલગીરી ઉપર આવીને એકેક દિવસ વહેંચી લઈ અષ્ટાહ્નિકા મહોત્સવ કરે.

આ રીતે તીર્થની રક્ષાનો પ્રબંધ કરવામાં આવ્યો અને વિમલવસહી તેમજ લુણિગવસહીને કરમુક્ત—જાહેર કરવામાં આવ્યાં.

રાજા સોમસિંહ પરમારે ભગવાનની પૂજા માટે ડબાણી ગામ ભેટ આપ્યું હતું.

લુણિગવસહીનો સં. ૧૨૮૧માં પ્રારંભ થયો. સં૦ ૧૨૮૭માં પ્રતિષ્ઠા થઈ. સં. ૧૨૮૯માં ધ્વજદંડ કળશની પ્રતિષ્ઠા થઈ, સં.

૧૨૮૭થી સં. ૧૨૯૩ સુધી દેરીઓની પ્રતિષ્ઠા અને સં૦ ૧૨૯૭માં પ્રસિદ્ધ કલામય ગોખલાઓની પ્રતિષ્ઠા થઈ. લુણિગવસહીના નિર્માણ અને ઉત્સવમાં એ સમયે કુલ મળીને ૧,૨૫,૩૦૦૦૦ દ્રવ્યનો ખર્ચ થયો હતો.

લુણિગવસહી આજે શિલ્પકલાનું પ્રદર્શનગૃહ છે. વિમલવસહીની જોડનું બીજું મંદિર છે. પ્રેક્ષકો, સ્થાપત્યરસિકો, ચિત્રકારો અને કલાધરો તેને ફરી ફરી વાર જુએ તોપણ ધરાતા નથી.

લુણિગવસહીના જીર્ણોદ્ધારો ઘણા થયા છે.

અલ્લાઉદ્દીન ખિલજીએ સં૦ ૧૩૬૮માં જાલોરથી આબૂ આવી વિમલવસહી અને લુણિગવસહીના મંદિરમાં તોડફોડ કરી, જિનપ્રતિમાઓને ખંડિત કરી, ઘણીએક કોરણીનો નાશ કર્યો અને હસ્તિશાળાના હાથીઓને પણ ખંડિત કર્યા.

આવા સુંદર અને કલામય મંદિરને અસ્તવ્યસ્ત જોઈ મંડલિક પોરવાડના પુત્ર સં૦ પેથડ શાહે સં૦ ૧૩૭૮માં ઘણું સમારકામ કરાવ્યું અને મોટા મંદિરનો પૂરો જીર્ણોદ્ધાર કરી ભ૦ નેમિનાથની ફરી પ્રતિષ્ઠા કરાવી. નેણપ બંદરના શેઠ જગદેવના પુત્રો સોમચંદ્ર તથા શુભચંદ્ર વિજાપુર જઈ વસ્યા હતા. તેમણે પણ લુણિગવસહીના આ જીર્ણોદ્ધારમાં ભારે સહયોગ આપ્યો હતો.[1]

અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની જૈન પેઢી તરફથી સં .. થી લુણિગવસહીનો છેલ્લો જીર્ણોદ્ધાર ચાલુ છે.

લુણિગવસહીમાં ઘણી જિનપ્રતિમાઓ બિરાજમાન છે. આ૦

૧ નેણપબંદરના શેઠ જગદેવે રાજા સાથે જાતનો ઝઘડો થવાથી ૧૮ લાખ દ્રમ્મનો ખર્ચ કરી નગરનો બંદર ખાડીનો કિનારો પથ્થર અને કચરો નાખી પુરાવી દીધો એટલે તે સમયથી નેણપનું બંદર બંધ થયું. વેપારી વહાણો આવતાં બંધ થયાં, નગર પણ ઉજ્જડ થવા લાગ્યું અને સ્થાનિક વેપારીઓ પણ નેણપને છોડી બીજે વસવા ગયા. આ સમયે શેઠ જગદેવના પુત્રો સોમચંદ્ર અને શુભચંદ્ર વિજાપુર જઈ વસ્યા. તેમણે લુણિગવસહીનો જીર્ણોદ્ધાર કરાવ્યો. (—અંચલગચ્છની ગુજરાતી મોટી પટ્ટાવલી, પૃ ૬૬)

વિજયસેનસૂરિ, આ૦ ઉદયપ્રભસૂરિની પ્રતિમા, મંત્રીઓના પૂર્વજોની મૂર્તિઓ, આસરાજના આસપાલ પોરવાડે ૧૯મી દેરીમાં સં૦ ૧૩૩૮ માં અશ્વાવબોધ સમળિકાવિહારનો પટ સ્થાપ્યો હતો. ગૂઢમંડપમાં સં ૧૫૧૫ની સતી રાજિમતીની કાઉસ્સગ્ગ પ્રતિમા છે અને છતમાં સુંદર કોતરણીભર્યું શિલ્પ છે. સ્થાને સ્થાને ઐતિહાસિક શિલાલેખો પણ લાગેલા છે.[1]

ઉજ્જયંતાવતાર—લુણિગવસહીના મોટા દરવાજા પાસે ઉત્તર તરફ નાનો દરવાજો છે. ત્યાં આગળ જતાં ઊંચા ભાગ પર ગિરનાર-તીર્થની ૪૬ જિની સ્થાપનાની ૪ દેરીઓ છે.

૩. મહાવીરસ્વામીનું દેરાસર—

વિમલવસહીની બહાર હસ્તિશાળા પાસે ભગવાન મહાવીરસ્વામીનું દેરાસર છે જે વિક્રમની અઢારમી સદીના પ્રારંભમાં બન્યું છે.

૪. પિત્તલહરનું મંદિર—

સંભવતઃ કુંભલમેરુ દુર્ગના શેઠ ભીમા શાહ પોરવાડે દેલવાડા-માં સં૦ આદીશ્વરનું દેરાસર બંધાવ્યું અને તેમાં ૫૧ આંગળની પ્રતિમા બનાવવા પિત્તલનો ઉત્તમ રસ તૈયાર કર્યો. પાલનપુરના શેઠ ધનાશાહે તેમાં પોતાનો ભાગ રાખવા વિનતિ કરી, પણ ભીમા શાહે ના પાડી. આથી તેણે હાથમાં સોનું છુપાવી લાવી ભઠ્ઠી પર જ તે રસમાં સોનું ભેળવી દીધું. પ્રતિમાજી તૈયાર થઈ પણ ભીમા શાહ મરણ પામ્યો. પોતાના ગોત્રબંધુના એ કાર્યને પૂર્ણ કરવાની ભાવનાથી આ....મંડ-સિંહ પોરવાડના પુત્ર સં૦ પેથડ શાહે તે પ્રતિમાને સોનાથી રસાવી મજબૂત બનાવી. પણ તેને અહીં પધરાવવામાં મુસલમાનોના હુમલાનો ભય હતો. આથી કુંભલમેરના તપાગચ્છીય શ્રીસંઘે દુર્ગમાં ચૌમુખજીનું મંદિર બંધાવી, તેમાં મુખ્ય દિશામાં સં૦ ૧૫૧૮ની પહેલાં આ પ્રતિમાને બેસાડયા અને બાકીની ત્રણ દિશામાં બીજી

૧. મેવાડના કુંભ રાણાએ સં. ૧૫૦૬ના અષાડ સુદિ ૨ના રોજ ડુંગર સોમની વિનતિથી આબૂના યાત્રિકોનો મુંડકવેરો માફ કર્યો હતો, જેના શિલાલેખો લુણિગવસહીના દરવાજા પાસે વિદ્યમાન છે.

ખાસ નાશ પામી અને મહેન્દ્રાચાર્યની અકસ્માત નીકળી પડેલી વાણી સાચી પડી. સંભવ છે કે આ મહેન્દ્રાચાર્ય ચૈત્યવાસી હશે. તેઓ શીઘ્ર કવિ હતા એ વાત ચોક્કસ છે

## મલધારગચ્છ

ચિત્તોડના સુપ્રસિદ્ધ રાજા અલ્લટે આહવર વસાવ્યું અને રાણી હરિદેવીના નામથી હર્ષપુર વસાવ્યું પુષ્કરની પાસેનું હસોટ એ જ હર્ષપુર હતું ત્યાં શ્રી જૈનસંઘે આ૦ પ્રિયગ્રંથસૂરિની અજ્ઞિમા શાખાના પ્રશ્નવાહનકુલના આચાર્યોને પધરાવ્યા અને ત્યારથી એ પ્રશ્નવાહનકુલના શ્રમણોનું 'હર્ષપુરીયગચ્છ' નામ પડ્યું તેમાં વિક્રમની બારમી સદીમાં આ૦ વિજયસિંહસૂરિ થયા. તેમના શિષ્ય આ૦ અભય દેવસૂરિથી ગુજરાતના રાજા કર્ણદેવ (સં૦ ૧૧૨૦ થી સં૦ ૧૧૫૦) ના સમયમાં હર્ષપુરીયગચ્છનું નામ 'મલધારગચ્છ' પડયું આ ગચ્છની પરંપરા ઘણા વર્ષો સુધી ચાલી હતી. તેના આચાર્યો કે શ્રીપૂજ્યોની પરંપરાનો વિચ્છેદ થતા તેમની ગાદીએ તપાગચ્છના શ્રીપૂજ્ય બેસતા હતા.

(જૂઓ, પ્રક૦ ૩૪ પૃ૦ ૫૯૭, ૫૯૮)

મલધારગચ્છની પટ્ટાવલી આ પ્રકારે મળે છે—

૧. આ૦ અભયદેવસૂરિ—તેઓ હર્ષપુરીયગચ્છના આ૦ વિજયસિંહસૂરિના શિષ્ય હતા. તેઓ શરીર પ્રત્યે એકદમ નિસ્પૃહ હતા. વસ્ત્રોમાં માત્ર એક ચોલપટ્ટો અને એક પછેડી (ઉપરનું ઓઢવાનું કપડું) પહેરતા હતા. તેઓ નિરંતર છઠ્ઠ-છઠ્ઠનું તપ કરતા હતા. આવજ્જીવ સુધી પાંચ વિગયનો ત્યાગ કર્યો હતો. તેઓ મહા વિદ્વાન હતા તેમને ચક્રેશ્વરીદેવી પ્રસન્ન હતા.

ગૂર્જરેશ્વર કર્ણદેવ એક દિવસે બહાર જતો હતો. યુવરાજ (સિદ્ધરાજ) જયસિંહ પણ તેની સાથે હતો. ત્યારે તેમણે મેલા શરીર અને મેલા કપડાવાળા આ૦ અભયદેવસૂરિને જોયા. તે આચાર્યશ્રીની કડક નિસ્પૃહતાથી પ્રસન્ન થઈ તેમને મલધારી (ઓલિયા)નું

બિરુદ આપ્યું. (સં ૧૧૨ થી ૧૧૫ )[1]

વિદ્વાન વીરાચાર્યે તેમને સૂરિમંત્ર આપ્યો. તેઓ સૂરિમંત્રની આરાધનાથી દિનપ્રતિદિન વધુ પ્રભાવક બન્યા. શાકંભરીના રાજા વિગ્રહદેવ (ત્રીજા વિગ્રહરાજ)ના પુત્ર પ્રથમ પૃથ્વીરાજે (સં ૧૧... ) આચાર્યશ્રીના પત્રથી રણથંભોરના જૈન દેરાસર પર સોનાનો કલશ સ્થાપન કર્યો. આચાર્યશ્રીએ ગ્વાલિયરમાં રાજા ભુવનપાલને ઉપદેશ આપી અહીંના અધિકારીઓએ જ મહાવીરના દેરાસરનો દરવાજો બંધ કરાવ્યો હતો તે ખોલાવ્યો. આચાર્યશ્રીએ અરૂવથી રાજા એલક શ્રીપાલની વિનતિથી શ્રીપુર પધારી સં ૧૧૪૨ના માહ સુદિ ૫ ને રવિવારે શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. રાજાએ અંતરિક્ષ પાર્શ્વનાથની પૂજા માટે સિરપુર ગામ વસાવી આપ્યું અને પ્રતિમાજી જે સ્થળેથી પ્રગટ થયા હતા તે સ્થળે ભંડારું બનાવી આપ્યો. આચાર્યશ્રીએ ત્યાંથી કુલ્પાક તીર્થની યાત્રા કરી અને દેવગિરિમાં આવીને ચતુર્માસ કર્યું.

સોરઠનો રાજા ખેંગાર પણ તેમનો ભક્ત હતો.

આચાર્યશ્રીએ મેડતામાં કલમકલા તથા હજારો બ્રાહ્મણોને પ્રતિબોધી ત્યાં જ મહાવીરસ્વામીનું મંદિર કરાવ્યું. ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહે તેઓશ્રીના ઉપદેશથી પોતાના દેશમાં શ્રાવણ વદિ ૧૨ થી ભાદરવા સુદિ ૪ સુધીના પર્યુષણાપર્વ અને અગિયારસ વગેરે દિવસોમાં અમારિ પ્રવર્તાવી હતી, પશુવધ બંધ કરાવ્યો હતો.

૧ श्रीसूरी निजपदे तत्र मलधारीत्यभिधेयसार ॥५॥
(–મલ૦ આ૦ રાજશેખરસૂરિ ન્યાયકંદલી ટીકા ની પ્રશસ્તિ, તથા પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિપ્રશસ્તિ, સં ૧૩૮૭)
तस्स मलधारी नाम दिन्नं कणेन नरवइणा ।
(–આ૦ લક્ષ્મણગણિ સુપાસનાહચરિય)
मलधारिरावेण मलधारी बोलाविओ गुरुदयालो ति दिन्नं मलधारीति नाम ॥ (–જિનપ્રભસૂરિ વિવિધતીર્થકલ્પ ક૦ ૧૪ )

અને એ અંગેનું રાજફરમાન આપ્યું હતું.[1] આચાર્યશ્રીની સૂચનાથી મહામાત્ય શાતૂએ ભરૂચના શકુનિવિહાર જિનમંદિરમાં સોનાના કળશ ચઢાવ્યા હતા.

તેમણે અનશન કર્યું ત્યારે તેરમા દિવસના ઉપવાસ વખતે પાટણના મુખ્ય શ્રાવક સીમકે બારમાહઅીમાં મરતા પહેલાં આચાર્યશ્રીના દર્શનની અભિલાષા દર્શાવી. આચાર્યશ્રીએ ત્યાં જઈને તેને ઉપદેશ આપ્યો. તેના પાસે યોગ્ય ક્ષેત્રોમાં ૨ હજાર દ્રમ્મનું દાન કરાવ્યું. આચાર્યશ્રીએ કુલ ૪૭ દિવસનું અનશન પાળી સં૰ ૧૧૯૮ લગભગમાં પાટણમાં સમાધિપૂર્વક સ્વર્ગગમન કર્યું. રાજા સિદ્ધરાજ અનશનમાં તેમના ખાસ દર્શન માટે ગયો હતો. આચાર્યના અંતિમ શબની પાલખી નીકળી ત્યારે રાજા તથા તેમના પરિવારે ગઢની નાની અટારીએ આવીને તેમના શબના અંતિમ દર્શન કર્યાં હતાં. લોકો આચાર્યશ્રીના અગ્નિસંસ્કારના સ્થાનેથી રાખ લઈ ગયા ત્યાં સુધી કે રાખ ન રહી ત્યારે ત્યાંની માટી પણ લઈ ગયા અને એ રીતે ત્યાં મોટો ઊંડો ખાડો બની ગયો. તેમના શરીરની રાખ પણ પ્રભાવશાળી હતી.

આચાર્યશ્રી પરમ શાંત હતા. સૌ કોઈ તેમને જોતાં શાંત બની જતા હતા. તેમને રાજા મહારાજાઓ બહુ માનતા હતા. કેટલાયે મંત્રીઓ તો તેમના શિષ્ય જેવા પરમભક્ત બની ગયા હતા.

(–આ૰ જયસિંહસૂરિકૃત ધર્મોપદેશમાલા વિવરણ પ્રશસ્તિ, સં૰ ૧૧૯૧; આ૰ રાજશેખરસૂરિકૃત પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્યવૃત્તિ પ્રશસ્તિ, સં૰ ૧૩૮૭; આ૰ રાજશેખરસૂરિકૃત ન્યાયકંદલીપંજિકા પ્રશસ્તિ, સં૰ ૧૩૮૫; આ૰ પદ્મદેવસૂરિકૃત સદ્‌ગુરુપદ્ધતિ; આ૰ ચંદ્રસૂરિકૃત મુનિ

1. जेण कुमारनरिंदेणो रज्जा भणिऊण गुज्जरदेसम्मि ।
कारावियो अमारिं पज्जोसवणासु तिहिसु ॥
तृणादपीयुश्रवशिष्यमार्गिमकारवत् शासनशासनपूर्वम् ।
(–धर्मोपदेशमाला विवरण, प्रा० २६, पृ० ६१)

મુનિસુવ્રતચરિત્ર પ્રશસ્તિ, સં૰ ૧૧૯૩; આ૰ જિનપ્રભસૂરિ કૃત વિવિધતીર્થકલ્પ સં૰ ૧૩૨૭ થી ૧૩૮૯ મહોપાધ્યાય ભાવવિજયગણિકૃત અંતરીક્ષતીર્થમાહાત્મ્ય સં૰ ૧૭૨૫, પિટર્સનનો રિપોર્ટ પૃ૰ ૧૦ ૧૧, ૮૯ ૯૧)

૮. આ૰ હેમચંદ્રસૂરિ—તેઓ આ૰ અભયદેવસૂરિના શિષ્ય હતા. એ સમયે એટલે ગુજરાતના રાજા સિદ્ધરાજ અને કુમારપાલના સમયે જૈનશાસનમાં આ હેમચંદ્રસૂરિ નામના ત્રણ સમર્થ આચાર્યો વિદ્યમાન હતા. મલધારી આ૰ હેમચંદ્રસૂરિ એ સૌમાં ઉમ્મરથી મોટા હતા. શાંત અને પ્રભાવક હતા.

આ૰ અભયદેવસૂરિના ઉપદેશથી મહામાત્ય પ્રદ્યુમ્ન વૈરાગ્ય પામ્યો ત્યારે લાખોની મિલકત, રૂપાળી સ્ત્રીઓ પત્નીઓ, સાહ્યબી અને મંત્રીપદને છોડી દઈ દીક્ષા લીધી અને શાસ્ત્રો ભણી-ગણીને ગુરુમહારાજના હાથે આચાર્યપદ પ્રાપ્ત કર્યું તે જ આ તે મલધારી હેમચંદ્રસૂરિના નામથી ખ્યાતિ પામ્યા.

આ૰ હેમચંદ્રસૂરિ સ્વભાવથી જ નમ્ર, વિનયશીલ, પરમ શાંત, બહુશ્રુત, સત્યપ્રિય અને સિદ્ધાંતજ્ઞ હતા. તેમની જીવન ઘટનાઓ અને ગ્રંથોમાં તેમના આ ગુણોની ઝલક મળે છે તેઓ વધુ પ્રમાણમાં ઉપમિતિભવપ્રપંચા કથા નું વ્યાખ્યાન આપતા હતા, ત્યારથી જ એ કથા વધુ પ્રસિદ્ધિ પામી. રાજા સિદ્ધરાજ તેમના નૈસર્ગિક ગુણોથી આકર્ષિત હતો. તે તેમના વ્યાખ્યાનમાં પોતાના પરિવાર સાથે ઘણી વાર જતો હતો અને ચિત્તને સ્વસ્થ બનાવી વ્યાખ્યાન સાંભળતો હતો. તેમના દર્શન માટે અવારનવાર આવતો હતો. આલાપસંલાપ પણ કરતો હતો અને કોઈ કોઈ વાર આચાર્યશ્રીની રાજમહેલમાં પધરામણી પણ કરાવતો હતો.

રાજાએ એક વાર આચાર્યશ્રીને રાજમહેલમાં પધરાવ્યા. સૌ મિઠાઈ થાળ વગેરે વસ્તુઓથી આચાર્યશ્રીની ત્રણ વાર આરતી ઉતારી અને આચાર્યશ્રીના ચરણમાં પડીને તેમને પંચાંગ નમસ્કાર

કર્યો. પોતાને માટે પિરસાઈને આવેલા થાળમાંથી આચાર્યશ્રીને ચાર પ્રકારનો આહાર વહોરાવ્યો.

આથી પોતાનું જીવન સફળ થયું એમ માનીને તેણે સહર્ષ જાહેર કર્યું કે 'હું માનું છું કે આજે ભ૦ મહાવીર સાક્ષાત્ મારા આંગણે પધાર્યા છે.'

રાજાએ આચાર્યશ્રીના ઉપદેશથી ગુજરાતના જિનમંદિરો ઉપર સોનાના કળશ ચડાવ્યા.[1]

ભરૂચના દંડનાયક શાંતૂ મહેતાએ આચાર્યશ્રીના ઉપદેશથી સમળીવિહાર ઉપર સોનાનો કળશ ચડાવ્યો.

ખંભાત, સાચોર વગેરેના અજૈનો જૈનોને કનડતા હતા. જૈનોની રથયાત્રાના ઉત્સવમાં વિઘ્ન નાખતા હતા. રાજા સિદ્ધરાજે આચાર્યશ્રીના ઉપદેશથી આ કનડગત દૂર કરાવી. રથયાત્રા નિર્વિઘ્ને નીકળી શકે એવો પાકો પ્રબંધ કરાવ્યો. રાજ્યના અમલદારોએ સત્તાના મદથી જિનમંદિરના લાગા બંધ કરાવ્યા હતા તે રાજાએ ફરીથી ચાલુ કરાવ્યા. કોઈ કોઈ ગામોમાં તો લાગાની રકમ રાજખજાનામાં દાખલ થઈ ગઈ હતી તે પણ જૈન દેરાસરોને પાછી અપાવી.

(—પિટર્સન રિપોર્ટ પાન ૧૪-૧૬)

એક દિવસે રાજા સિદ્ધરાજે આચાર્યશ્રીના ઉપદેશથી ખુશ થઈ દર સાલ માટે વર્ષના ૮ દિવસોના અમારિશાસન કર્યું તે

---

૧ प्रतिबोध्य सिद्धभूपालमुद्यत्कनककुम्भकैः ।
स्वर्णसिताप्य परितः ...-...म्यामि ॥१॥

(—પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્ય-પ્રશસ્તિ, સં ૧૩૮૭ ન્યાયકંદલી-પંજિકા પ્રશસ્તિ, સં ૧૩૮૫, પિટર્સનનો રિપોર્ટ પાન ૧૪ ૧૬)

...जिनरथविधानानां ...प्रवीणु ।
...सिद्धराजेन राज्ञा ...स्थापिता ...॥

(—પિટર્સન રિપોર્ટ પાન ૮૯)

આ સાંભળી રાજાનું મન પીગળી ગયું. તેણે સર્વસ્વ લૂંટી લેવાનો મનસૂબો કરી લીધો પણ તેને રાજમર્યાદાનો ભંગ અને અપયશનો મોટો ડર હતો, તેથી શું કરવું એની વિમાસણમાં તે પડી ગયો. તેણે સંઘને જાણી જોઈને એક દિવસ અહીં વધુ રોકાણ કરાવ્યું. એક દિવસ તે સંઘપતિને મળ્યો જ નહીં. બીજે દિવસે રાજકુટુંબમાં કોઈ મોટું મરણ થયું. આ૦ હેમચંદ્રે રાજાનું મન પારખી લીધું હતું તેથી તેમણે આ મરણના બહાનાથી રાજમહેલમાં જઈ રાજાને ઉપદેશ આપ્યો. રાજવીને નીતિના માર્ગે દોરવણી આપી. રાજાએ પણ ઉપકાર માની પ્રસન્ન થઈને સંઘને આગળ પ્રયાણ કરવાની રજા આપી. સંઘ ત્યાંથી રવાના થઈ શત્રુંજયતીર્થની યાત્રા કરી પાટણ ગયો.

શ્રીસંઘે ગિરનારતીર્થને ૫ ૦ ૦ અને શત્રુંજયતીર્થને ૩ ૦ ૦ પારુત્થની ભેટ ધરી હતી.

(આ૦ ચંદ્રસૂરિકૃત મુનિસુવ્રતચરિત્ર ગાથા ૬૩ થી ૭૬)

મલધાર હેમચંદ્રસૂરિએ નીચે પ્રમાણેના ગ્રંથોની રચના કરી છે જેનું પ્રમાણ લગભગ લાખ શ્લોક જેટલું થાય છે—[1]

૧ આવ૦ સૂત્ર ટિપ્પણક આવશ્યકપ્રદેશવ્યાખ્યા, ગ્રં૦ ૫૦૦

૨. શતક કર્મગ્રંથ વિવરણ, ગ્રં૦ ૪ ૦૦

૩ અનુયોગદ્વારસૂત્રવૃત્તિ, ગ્રં૦ ૬૦ ૦

૪ ઉપદેશમાલા પુષ્પમાલાપ્રકરણ મૂલ, ગ્રં૦

૫. પુષ્પમાલા સ્વોપજ્ઞવૃત્તિ, ગ્રં૦ ૧૪૦ ૦

૬ જીવસમાસવિવરણ, ગ્રં૦ ૭૦ સં૦ ૧૧૬૪ના ચૈત્ર સુદિ ૪ને સોમવાર પાટણ. (તેમણે સં૦ ૧૧૬૪માં રચેલા આ

---

૧ ग्रन्थलक्षविनिर्माता निर्ग्रन्थानां शिरोमणिः ॥८॥

(—नाभेयनेमिद्विसंधानप्रशस्ति)

येन प्रतिदिनमध्यस्य कर्मणैषां प्रभाव समम् ॥

(—आ० जयसिंहसूरि धर्मोपदेशमाला विवरण )

વિવરણની તાડપત્રિ આ૦ ? ખંભાતમાં વિદ્યમાન છે એટલે આચાર્યના હાથે જ લખાયેલી આ પ્રતિ મનાય છે.)[1]

૭. ભવભાવનાસૂત્ર, સં ૧૧૭૦ મેડતા અને છત્રાપલ્લી

૮ ભવભાવના સ્વોપજ્ઞવૃત્તિ, ગ્રં૦ ૧૩૦૦૦ સં૦ ૧૧૭૦ મેડતા છત્રાપલ્લી

૯. નંદિસુત્ત ટિપ્પન

૧ વિસેસાવસ્સય બૃહદ્વૃત્તિ, ગ્રં૦ ૨૮ સં૦ ૧૧૭૫

તેમને વિસેસાવસ્સય વૃત્તિ રચવામાં ૧ પં૦ અભયકુમાર, ૨ પં૦ ધનદેવ ગણિ, ૩ પં૦ જિનભદ્ર ગણિ ૪ પં૦ લક્ષ્મણ ગણિ ૫ મુનિ વિબુધચંદ્ર તથા ૬ સાધ્વી આણંદશ્રી મહત્તરા અને ૭. સાધ્વી વીરમતી ગણિનીએ સહાય કરી હતી.

તેમના ગ્રંથોમાં ભવભીરુતાનો પરિચય આ પ્રકારે મળે છે—
"મને ગુરુજનોએ જ્ઞાન આપ્યું છે હું તેમાંથી જે જે સમજ્યો છું તેને આત્મસ્મરણ માટે મેં અહીં ગોઠવ્યું છે આમાં જે દોષો હોય તે મુનિજનોએ મારા ઉપર પ્રસન્ન બનીને શોધવા. કેમકે જગતમાં સૌ કર્મને આધીન છે હું છદ્મસ્થ છું અને મારા જેવા તો સદ્બુદ્ધિ વિહોણા છે ને મતિવિભ્રમ તો કોને થતો નથી ? (—આવસ્સય ટિપ્પન)

તેમના શિષ્યોમાં ચાર બહુ પ્રસિદ્ધ હતા.

૧ આ૦ વિજયસિંહસૂરિ—તેમણે સં ૧૧૯૧ ના માહ વદિ ૩ ના રોજ ધૃતપૂર્ણિના શિષ્ય આ૦ જયસિંહસૂરિની 'ધર્મોપદેશમાલા' ગાથા ૯૮ નું વિવરણ ગ્રં ૧૪૪૭૧ રચ્યું જેમાં તેમના ગુરુભાઈ પં૦ અભયકુમાર ગણિએ સહાય કરી હતી. આ આચાર્ય ઘણા રૂપાળા અને શાંત હતા.

૨. આ૦ ચંદ્રસૂરિ—તેઓ લાટ દેશના નાણાપ્રધાન મંત્રી હતા.

૩ આ૦ વિબુધચંદ્ર—તે પણ લાટદેશના મંત્રી હતા. તેમણે મંત્રીપદ તજી દઈ દીક્ષા લીધી. તેમણે ગુરુદેવની વિસેસાવસ્સય ની

૧ જુઓ, જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ, પુષ્પિકા : ૧૪

બૃહદ્‌વૃત્તિનું તથા આ૦ ચંદ્રસૂરિએ રચેલા મુનિસુવ્રતચરિત્ર'નું સંશોધન કર્યું હતું તેમના શિષ્ય ઉપાધ્યાય પદ્મચંદ્ર હતા.

૪ પં૦ લક્ષ્મણ ગણિ—તેમણે સં૦ ૧૧૯૯ના માહ સુદિ ૧૦ના રોજ ગુર્જરેશ્વર કુમારપાલના રાજ્યમાં મા લમાં 'સુપાસનાહચરિય' ગ્રંથાગ્ર ૧૦૦૦૦ પ્રમાણ રચ્યું છે.

આ૦ હેમચંદ્રસૂરિએ ઘણી ધર્મપ્રભાવના કરી હતી. ગિરનાર તીર્થનો કબજો અપાવ્યો હતો. અમારિ પ્રવર્તાવી હતી. સાધુઓનો મતો પરાજય નિવાર્યો હતો. ચૈત્યવાસનો ફેલાવો ન થાય એ માટે તેમણે સક્રિય પ્રયત્ન કર્યો હતો. જિનમંદિરો માટે ઘણા વિઘ્નો દૂર કરાવ્યા હતા. લગભગ એક લાખ શ્લોક પ્રમાણ ગ્રંથોની રચના કરેલી છે.

તેઓ સાત દિવસનું અનશન કરી પાટણમાં સ્વર્ગે ગયા. રાજા સિદ્ધરાજ તેમની શ્મશાનયાત્રામાં થોડાએક માગ સુધી સાથે ગયો હતો અને એ રીતે પોતાનો આચાર્યશ્રી પ્રત્યેનો હાર્દિક પૂજ્યભાવ વ્યક્ત કર્યો હતો.

આચાર્યશ્રી પરમનૈષ્ઠિક પં૦ શ્વેતાંબરાચાર્ય ભટ્ટારક તરીકે પ્રસિદ્ધ હતા. એકંદર તેઓ વિક્રમની બારમી શતાબ્દીના પ્રભાવક આચાર્ય હતા. (જૂઓ, જીવસમાસની સ્વલિખિત પ્રત)

(—આ૦ ચંદ્રસૂરિકૃત સણંકુમારચરિય અને મુનિસુવ્રતચરિત્ર પ્રશસ્તિઓ, આ૦ વિજયસિંહસૂરિકૃત ધર્મોપદેશમાલાવિવરણ પ્રશસ્તિ, પં૦ લક્ષ્મણગણિકૃત 'સુપાસનાહચરિય પ્રશસ્તિ આ૦ દેવપ્રભસૂરિકૃત ન્યાયાવતાર ટિપ્પન, આ૦ દેવભદ્રકૃત પાંડવચરિત્ર આ૦ રાજશેખરસૂરિકૃત ન્યાયકંદલીપંજિકા-પ્રશસ્તિ અને પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્યવૃત્તિ પ્રશસ્તિ, પિટર્સન રિપોર્ટ પા૦ ૮૯ થી ૯૬, જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૧૩૬; જૈન તા. ૨-૧૦-૧૯૨૭. પાન ૬૯૭)

૨. આ૦ હેમચંદ્રસૂરિ પોતે જીવસમાસની વૃત્તિમાં પોતાનો પરિચય આપે છે કે 'યમ, નિયમ, સ્વાધ્યાય અને ધ્યાનાનુષ્ઠાનરત,

વિવરણની તાડપ્રતિ આજે ખંભાતમાં વિદ્યમાન છે એટલે ગ્રંથકારના હાથે જ લખાયેલી આ પ્રતિ મનાય છે.)[1]

૭ ભવભાવના મૂલ, સં ૧૧૭ મેડતા અને છત્રાપલ્લી

૮ ભવભાવના સ્વોપજ્ઞવૃત્તિ, ગ્રં ૧૩ ૦ સં ૧૧૭ મેડતા છત્રાપલ્લી

૯ નંદિસુત્ત ટિપ્પન

૧ વિસેસાવસ્સય બૃહદ્વૃત્તિ ગ્રં૦ ૨૮ સં ૧૧૭૫

તેમને વિસેસાવસ્સય વૃત્તિ રચવામાં ૧ પં૦ અભયકુમાર, ૨ પં૦ ધનદેવ ગણિ, ૩ પં૦ જિનભદ્ર ગણિ, ૪ પં૦ લક્ષ્મણ ગણિ, ૫ મુનિ વિબુધચંદ્ર તથા ૬ સાધ્વી આનંદશ્રી મહત્તરા અને ૭ સાધ્વી વીરમતી ગણિનીએ સહાય કરી હતી.

તેમના ગ્રંથોમાં ભવભીરુતાનો પરિચય આ પ્રકારે મળે છે— 'મને ગુરુજનોએ જ્ઞાન આપ્યું છે. હું તેમાંથી જે કંઈ સમજ્યો છું તેને આત્મસ્મરણ માટે મેં અહીં ગોઠવ્યું છે આમાં જે જે દોષો હોય તે મુનિજનોએ મારા ઉપર પ્રસન્ન બનીને શોધવા. કેમકે જગતમાં સૌ કર્મને આધીન છે સૌ છદ્મસ્થ છે અને મારા જેવા તો મંદબુદ્ધિ વિહોણા છે ને મતિવિભ્રમ તો કોને થતો નથી?' (—આવસ્સય ટિપ્પન)

તેમના શિષ્યોમાં ચાર બહુ પ્રસિદ્ધ હતા.

૧ આ૦ વિજયસિંહસૂરિ—તેમણે સં ૧૧૯૧ના માહ વદિ ૩ના રોજ કૃષ્ણર્ષિના શિષ્ય આ૦ જયસિંહસૂરિની ધર્મોપદેશમાલા ગાથા : ૯૮નું વિવરણ ગ્રં ૧૪૪૭૧ રચ્યું, જેમાં તેમના ગુરુભાઈ પં અભયકુમાર ગણિએ સહાય કરી હતી. આ આચાર્ય ઘણા રૂપાળા અને શાંત હતા.

૨. આ૦ ચંદ્રસૂરિ—તેઓ લાટદેશના નાણાપ્રધાન મંત્રી હતા.

૩ આ૦ વિબુધચંદ્ર—તે પણ લાટદેશના મંત્રી હતા. તેમણે મંત્રીપદ તજી દઈ દીક્ષા લીધી. તેમણે ગુરુદેવની વિસેસાવસ્સય ની

૧ જુઓ, જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ, પુષ્પિકા : ૧૫.

સિદ્ધ સારસ્વત બન્યો તે ચાર ભાષાનો વિદ્વાન હતો. પ૦ સિદ્ધે સં૦ ...માં બાલ વાડુમા અપભ્રંશભાષામાં પજ્જુણકહા (પજ્જુણ ચરિય)ની રચના કરી હતી. તેણે આ કથામાં દરેક સંધિના છેડે શાર્દૂલવિક્રીડિત છંદમાં બનાવેલો એકેક શ્લોક જોડ્યો છે, જેમાં તેણે જરૂરી બાબત તથા પોતાનો અને પોતાના વંશનો પરિચય રજૂ કર્યો છે

(૨) શુભંકર—તે પ્રેમાળ હતો અને સજ્જનોને પ્રિય હતો. વિદ્વાન અને નાની હતો. રાજાના જેવો પ્રભાવશાળી હતો.

(૩) સાધારણ—તે દેખાવડો હતો અને જૈનધર્મમાં અત્યંત પ્રેમવાળો હતો. (—પજ્જુણકહા)

૨. આ૦ ચંદ્રસૂરિ—તેઓ રાજા સિદ્ધરાજના લાટદેશ ખાતેના નાણાંપ્રધાન હતા. તેમણે રાજમુદ્રા છોડી દઈ સાધુમુદ્રા ગ્રહણ કરીને જૈનધર્મની પ્રભાવના કરી હતી.

તેમણે નીચે મુજબના ગ્રંથો બનાવ્યા છે—

૧ મુણિસુવ્વયચરિય—ગ્રંથાગ્ર ૧૦૯૯૪ તેઓ જ્યારે પીળાકામાં આવ્યા અને શેઠ ધવલ પોરવાડના બંધાવેલ વસહીના નામથી ઓળખાતા ભ૦ મુનિસુવ્રતસ્વામીના દર્શન કરવા પધાર્યા ત્યારે શેઠે તેમને 'મુનિસુવ્રત ચરિત્ર' રચવાની વિનંતિ કરી. આથી આચાર્ય શ્રીએ આશાવલ્લમાં શેઠ નાગિલ શ્રીમાલીના પુત્રોની વસતિમાં ચતુર્માસ નિર્ગમન કર્યું અને સં ૧૧૯૩ ના આસો વદિ અમાવાસ્યાના દિવસે આ ચરિત્રની રચના પૂર્ણ કરી. સણકુમારચરિય તેનો જ અવાંતર ભાગ છે.

૨. સંગહણીસુત્ત—આ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના સંગ્ગહણીસુત્ત ના આધારે આ ગ્રંથની રચના કરી.

૩ લઘુસમાસ—મોટા ક્ષેત્રસમાસ માંથી ઉદ્ધારરૂપે આ ગ્રંથની રચના કરેલી છે તેની પ્રારંભગાથા આ પ્રકારે છે—

नमिउं वीरं समासमासगं ।

આ૦ ચંદ્રસૂરિની પાટે બે આચાર્યો થયા.

(૧) આ૦ મુનિચંદ્રસૂરિ (જુઓ, પ્રકરણ ૪)

સિદ્ધ સારસ્વત બન્ને તે ચાર ભાષાનો વિદ્વાન હતો. ૫૦ સિંહે સં૦ ..મા ભભડવાડુમાં અપભ્રંશભાષામાં પજ્જુણ્ણકહા (પજ્જુણ્ણ ચરિત્ર)ની રચના કરી હતી. તેણે આ કથામાં દરેક સંધિના છેડે શાર્દૂલવિક્રીડિત છંદમાં બનાવેલો એકેક શ્લોક મૂક્યો છે જેમાં તેણે જરૂરી બાબત તથા પોતાનો અને પોતાના વંશનો પરિચય રજૂ કર્યો છે

(૨) શુભંકર—તે પ્રેમાળ હતો અને સજ્જનોને પ્રિય હતો. વિદ્વાન અને જ્ઞાની હતો. રાજાના જેવો પ્રભાવશાળી હતો.

(૩) સાધારણ—તે દેખાવડો હતો અને જૈનધર્મમાં અત્યંત પ્રેમવાળો હતો. (—પજ્જુણ્ણકહા)

૩. આ૦ ચન્દ્રસૂરિ—તેઓ રાજા સિદ્ધરાજના લાટદેશ ખાતેના નાણાપ્રધાન હતા. તેમણે રાજમુદ્રા છોડી દઈ સાધુમુદ્રા ગ્રહણ કરીને જૈનધર્મની પ્રભાવના કરી હતી.

તેમણે નીચે મુજબના ગ્રંથો બનાવ્યા છે—

૧ મુણિસુવ્વયચરિયં—ગ્રંથાગ્ર ૧૦૯૯૪ તેઓ જ્યારે પાટણમાં આવ્યા અને શેઠ ધવલ પોરવાડના ભરુઅચ્છવસહીના નામથી ઓળખાતા ભ૦ મુનિસુવ્રતસ્વામીના દર્શન કરવા પધાર્યા ત્યારે શેઠે તેમને 'મુનિસુવ્રત ચરિત્ર' રચવાની વિનંતિ કરી. આથી આચાર્ય શ્રીએ આશાવલ્લમાં શેઠ નાગિલ શ્રીમાલીના પુત્રોની વસતિમાં ચતુર્માસ નિર્ગમન કર્યું અને સં૦ ૧૧૯૩ ના આસો વદિ અમાવાસ્યાના દિવસે આ ચરિત્રની રચના પૂર્ણ કરી. સણકુમારચરિયં તેનો જ અવાંતર ભાગ છે

૨. સંગહણીસુત્ત—આ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના સંગ્રહણીસુત્ત ના આધારે આ ગ્રંથની રચના કરી.

૩ લઘુસમાસ—મોટા ક્ષેત્રસમાસ માંથી ઉદ્ધારરૂપે આ ગ્રંથની રચના કરેલી છે તેની પ્રારંભગાથા આ પ્રકારે છે—

नमिउं वीर समक्खमासग ।

આ૦ ચન્દ્રસૂરિની પાટે બે આચાર્યો થયા.

(૧) આ૦ મુનિચન્દ્રસૂરિ (જૂઓ, પૃષ્ઠ ૪)

(૩) આ૦ દેવપ્રભસૂરિ—તેઓ તેમના સમયના પ્રતિષ્ઠિત વિદ્વાન હતા. આ મુનિચંદ્રસૂરિએ તેમને આચાર્યપદવી આપી હતી. તેમણે પોતાના ગુરુએ રચેલા સંગ્રહણીસુત્ત અને ખિત્તસમાસ ની વૃત્તિઓ રચી છે. જેમાં આગમ ગ્રંથો, ટીકાઓ વગેરેના આધારે ભૂગોળ-ખગોળનું વિશદ પ્રતિપાદન કરેલું છે તેમણે ન્યાયાવતાર પર આ૦ સિદ્ધર્ષિએ રચેલી વૃત્તિ ઉપર ટિપ્પન રચેલું છે.

૪ આ૦ મુનિચંદ્રસૂરિ—તેમણે ચૌલુક્યવંશી રાજા આનલને દીક્ષા આપી હતી. તેમના વિશે પ્રસંગ એવો બન્યો કે એક દિવસ રાજા આનલ શિકારે ગયો હતો ત્યાં તેને ભારે કષ્ટનો અનુભવ થયો. આ૦ મુનિચંદ્રસૂરિના દર્શને જઈને તેણે પોતાની વીતક કથા કહી. તે ઉપરથી તેમણે ઉપદેશ આપ્યો અને તે વૈરાગ્યવાસિત થતાં સંસારની માયા તજી દઈ આ૦ મુનિચંદ્રના ચરણે ગયો અને દીક્ષા અંગીકાર કરી.

આ મુનિચંદ્રસૂરિની પાટે ત્રણ આચાર્યો (૧) આ૦ દેવાનંદસૂરિ, (૨) આ૦ દેવપ્રભસૂરિ, (૩) આ૦ યશોભદ્રસૂરિ થયા.

૫. આ૦ દેવપ્રભસૂરિ—તેમના ઉપદેશથી પાળકાના રાજા વીરધવલે માંસ, શિકાર અને મદિરાનો ત્યાગ કર્યો. તે રાજા તેમના ઉપદેશથી તત્ત્વનો જાણકાર અને બુદ્ધિશાળી બન્યો હતો.

(–પ્રબંધચિંતામણિ)

આચાર્યશ્રીએ પાંડવચરિત તથા ધર્મસાર (મૃગાવતીચરિત્ર) ગ્રંથો રચ્યા છે આ પાંડવચરિતને આ૦ યશોભદ્રસૂરિ લઈ ગયા હતા અને જ્ઞાનમૂર્તિ આ૦ નરચંદ્રસૂરિએ પોતાની બુદ્ધિ અનુસાર તેનું સંશોધન કર્યું હતું તેઓ પોતાને કોટિક ગણ, વજ્રશાખા કેલાવતી મધ્યમા શાખા, પ્રશ્નવાહન કુલ, સુમનોથી શોભતા હર્ષપુરીયગચ્છ અને મલધારગચ્છના બતાવે છે (–પાંડવચરિત પ્રશસ્તિ)

૬ આ૦ નરચંદ્રસૂરિ—આ૦ દેવાનંદસૂરિ અને આ૦ દેવપ્રભસૂરિની પાટે આ૦ નરચંદ્રસૂરિ થયા.[1] તે જ્ઞાનમૂર્તિ હતા.

૧ દેવપ્રભમુનીશ્વરપદપદ્માદિત્યમાનચરિતઃ ।
ज्योतिषागमकाव्येषु नरचन्द्रो मुनीश्वरः ॥ (—नारचंद्र ज्योतिष)

આ૦ નરચંદ્રસૂરિ ભારે બુદ્ધિશાળી હતા. તેમને સરસ્વતી પ્રસન્ન હતાં. તેઓ મંત્રીશ્વર વસ્તુપાલના મોસાળ પક્ષના ધર્માચાર્ય હતા. તેઓ મંત્રી વસ્તુપાલના ગાઢ સંબંધમાં હતા. તેઓ તેમને પૂજ્ય માનતા હતા. તેમણે તેમના સંબંધથી જ સં૦ ૧૨૭૬-૭૭માં શત્રુંજયતીર્થનો છ'રી પાળતો સંઘ કાઢ્યો હતો. આચાર્યશ્રીએ મંત્રી વસ્તુપાલના માથે હાથ મૂક્યો હતો. પોતે છેલ્લા બિમાર પડ્યા ત્યારે મહામંત્રી વસ્તુપાલને જણાવ્યું કે હવે મારું આયુષ્ય પૂરું થયું છે અને તું પણ અગિયારમે વર્ષે (સં૦ ૧૨૯૮ના ભાદરવા સુદિ ૧૦ અથવા સં૦ ૧૨૯૬ માહ સુદિ રવિવારે સ્વર્ગવાસી બનીશ. તેમણે આ પ્રમાણે કહી મંત્રીને ધર્મોપદેશ આપ્યો. અને સં૦ ૧૨૮૮ના ભાદરવા સુદિ ૧૦ના રોજ સ્વર્ગવાસ કર્યો. રાજગચ્છના આ૦ પ્રદ્યુમ્નસૂરિએ આ૦ નરચંદ્રસૂરિ પાસે ઉત્તરાધ્યયનસૂત્રનું અધ્યયન કર્યું હતું. રાજપુરોહિત સોમેશ્વરદેવે આ૦ નરચંદ્રને કીર્તિકૌમુદીમાં મહાકવિ તરીકે નવાજ્યા છે.

આ૦ નરચંદ્રસૂરિએ નીચે પ્રમાણેના ગ્રંથો રચેલા મળે છે—

(૧) ચમત્કારમય ચતુર્વિંશતિ જિનસ્તોત્ર, સ્તુતિઓ, સુભાષિતો.
(૨) કથારત્નસાગર : મંત્રી વસ્તુપાલની પ્રેરણાથી રચના કરી.
(૩) જ્યોતિઃસાર (નારચંદ્ર જૈન જ્યોતિષ).
(૪) શ્રીધરકૃત ન્યાયકંદલી ઉપર ટિપ્પન.[1]

---

तस्य शिष्यो देवप्रभसूरिः विज पाण्डवचरित्रम् ॥१३॥
न्यायकन्दलीसमर्थमर्थ सूरिवरः श्रीनरचन्द्रनामा ॥१४॥

(—ન્યાયકંદલી પ્રશસ્તિ)

૧. મહર્ષિ કણાદના તાર્કિક ઉપર પ્રશસ્તપાદે ભાષ્ય રચ્યું છે. તેના ઉપર ચાર ટીકાઓ બની છે—૧ વ્યોમશિવાચાર્યની વ્યોમવતી, ૨. શ્રીધરાચાર્યની ન્યાયકંદલી, ૩ ઉદયનાચાર્યની કિરણાવલી અને ૪ શ્રીવત્સાચાર્યની લીલાવતી.

આ નરચંદ્રસૂરિએ ન્યાયકંદલી પર ટિપ્પન રચ્યું છે અને આ૦ રાજશેખરસૂરિએ પંજિકા રચી છે.

તેમણે સં૦ ૧૦૧ મા વડગચ્છના આ મુનિભદ્રસૂરિએ રચેલા શાંતિનાથચરિત્રમહાકાવ્ય નું સંશોધન કર્યું હતું આ મહાકાવ્ય તેમને સૌમ્યમૂર્તિ તરીકે નવાજે છે.

(-શાંતિનાથચરિત્ર પ્રશસ્તિ, શ્લો૦ ૧૧)

સાધ પુનમિયાગચ્છના આ૦ ૫ જ્ઞાનચંદ્રે રત્નાકરાવતારિકા ઉપર ટિપ્પણ રચેલું છે તેનું પણ તેમણે જ સંશોધન કર્યું હતું આ સિવાય તેમણે સૂરિમંત્રવિચાર નામે કૃતિ રચેલી છે.

આ૦ રાજશેખરસૂરિના શિષ્ય ૫ સુધાકલશે સં૦ ૧૩૮૦ મા સંગીતોપનિષદ્ ન ૧૪૦૬ મા સંગીતોપનિષત્સાર' (અ ૬) રચ્યા છે

આ મુનિશેખરસૂરિ—તેમનો સં ૧૪૨૮ ના વૈશાખ વદિ ૧ નો પ્રતિમાલેખ મળે છે.

૧૧ આ મુનિસાગરસૂરિ—તેમના સં ૧૫૫૪ સં ૧૫૫૫ ના પ્રતિમાલેખો મળે છે

૧૨ આ ગુણસાગરસૂરિ—આ ગુણસુંદરના (?) સં ૧૫૨૨ના પ્રતિમાલેખો મળે છે

આ ગુણસાગરજીની પાટે આ લક્ષ્મીસાગરસૂરિ થયા. તેઓ સં૦ ૧૫૪૮ માં આચાર્ય થયા સં૦ ૧૫૭૫ માં સ્વર્ગસ્થ થયા. તેમણે વસ્તુપાલરાસ ની રચના કરેલી છે

**મલધારગચ્છના જૈનો—**

મલધારગચ્છના આચાર્યોએ બનાવેલા જૈનગોત્રોના નામો નીચે મુજબ મળે છે—

૧ પગારિયા (ગોલીયા, કોઠારી, સોંધી), ૨. કોઠારી ૩ ગિરિયા, ૪ બળ, ૫ ગગ, ૬ ગહેલડા અને ૭. ખીમસરા.

આ ગોત્રો મલધારગચ્છના મુનિવર્યો અને શ્રીપૂજ્યોની પરંપરાનો વિચ્છેદ થતા તપગચ્છના શ્રીપૂજ્યોની સત્તામા આવ્યા છે એટલે આજે આ ગોત્રો તપગચ્છના મનાય છે

(-મલધારગચ્છના કુલગુરુઓની વહીઓના આધારે)

મહાકવિ ધનપાલ—

મધ્યદેશના સાંકાશ્યનગરનો બ્રાહ્મણ દેવર્ષિ પોતાના પરિવાર સાથે ધારાનગરીમાં આવીને વસ્યો હતો. તે વસ્તુતઃ—

'शास्त्रेष्वधीती कुशलः कलासु बन्धे च बोधे च गिरां प्रकृष्टः ।'

ની ઉક્તિ મુજબ હતો. તે શાસ્ત્રજ્ઞ, કલાકુશલ, જ્ઞાની, તાર્કિક અને મિષ્ટભાષી હતો. દેવર્ષિ પોતે બૃહસ્પતિ જેવો વિદ્વાન, પુણ્યશાલી, રાજમાન્ય અને મોટો દાની હતો. તે ધારાનગરીમાં ઉત્કર્ષ પામ્યો. તેણે મોટું કરેલું ધન ભૂમિમાં દાટી રાખ્યું હતું, પણ તેની કોઈને માહિતી નહોતી. તેને સર્વદેવ નામે પુત્ર હતો. તેની પત્નીનું નામ સોમશ્રી હતું. તેમને ધનપાલ અને શોભન નામે બે પુત્રો હતા.

પં૦ સર્વદેવે પોતાના પિતાએ દાટેલા ધનનું સ્થાન જાણી લઈ પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું હતું. તેના બદલામાં તેણે આચાર્યશ્રીને પોતાનો નાનો પુત્ર શોભન સોંપ્યો હતો. કવિ ધનપાલ, જે મુંજ રાજ અને ભોજરાજનો પુરોહિત હતો, તેણે રાજાના કાન ભંભેરીને માળવામાં જૈન શ્વેતાંબર સાધુઓના વિહાર માટે પ્રતિબંધ મુકાવ્યો હતો. શોભનાચાર્ય વાચનાચાર્ય બન્યા પછી ધારામાં આવ્યા અને કવિ ધનપાલને જૈન સિદ્ધાંતોનો બોધ આપીને જૈન બનાવ્યો. પછી તો તેણે આ૦ મહેન્દ્રસૂરિને ધારામાં પધરાવી માળવામાં જૈન સાધુઓના વિહારનો પ્રતિબંધ દૂર કરાવ્યો.

કવિ ધનપાલ અને શોભનાચાર્ય એ બન્ને પ્રૌઢ વિદ્વાનો હતા. તેમની પ્રથમ મુલાકાત કટાક્ષ શબ્દોથી થઈ હતી અને છેવટે મિષ્ટ ભાષામાં પરિણામ પામી હતી. એ બંનેની મુલાકાત વાંચવા જેવી છે—

ધનપાલ—गर्दभदन्त ! भदन्त ! नमस्ते ।

શોભનાચાર્ય—कपिवृषणास्य ! वयस्य ! सुखं ते ।

ધનપાલ—અહો ! તમે પણ વિદ્વાન માલૂમ પડો છો. તમે તો બોલવાની છટામાં મને પણ જીતી લીધો, પણ બતાવો કે અહીં તમે કોના અતિથિ થયા છો ?

શોભન—મહાકવિ ધનપાલના.

(૫) મુરારિકૃત અનર્ઘરાઘવ પર ટિપ્પન (ગ્રં૦ ૨૩૫૦) આ વિમલસૂરિની પ્રેરણાથી રચ્યું.

(૬) સિદ્ધહેમ પ્રાકૃતવૃત્તિદીપિકા, ગ્રં ૧૫

(૭) મભોજપચાત્રિશ ઉપદેશ.

(૮-૯) ગિરનાર પર મંત્રી વસ્તુપાલે બંધાવેલા જિનમંદિરની બે પ્રશસ્તિઓ સં ૧૨૮૮.

(૧૦) વસ્તુપાલ પ્રશસ્તિ, શ્લો ૨૬

આ ઉપરાંત તેમણે આ દેવપ્રભના પાંડવચરિત તથા આ૦ ઉદયપ્રભસૂરિના ધર્માભ્યુદયમહાકાવ્ય (સં ૧૨૮૮)નું સંશોધન કર્યું હતું

આ નરચંદ્રના[1] શિષ્યે રચેલા ગ્રંથો નીચે મુજબ મળે છે—

(૧) આ નરેન્દ્રપ્રભસૂરિ—તેઓ આ નરચંદ્રના પ્રિય શિષ્ય હતા. મોટા તપસ્વી અને પ્રભાવક વાદી હતા. તેમણે ઘણા વાદીઓને જીત્યા હતા, રાજાઓને પ્રતિબોધ કર્યો હતો. મહામાત્ય વસ્તુપાલના આગ્રહથી તેમણે અલંકારમહોદધિ (પ્રકાશ ૮) નામે ગ્રંથની રચના કરેલી છે તેના ઉપર સ્વોપજ્ઞવૃત્તિ પણ રચી છે કાકુત્સ્થકેલિ (ગ્રં : ૧૫ ) વિવેકપાદપ, વિવેકકલિકા ગિરનાર પર મંત્રી વસ્તુપાલે બંધાવેલા જૈન મંદિરની પ્રશસ્તિઓ સં૦ ૧૨૮૮ વગેરે રચ્યા છે. તેમણે રચેલું કાકુત્સ્થકેલિ એમના સમયમાં ભજવાતું હતું

(૨) આ૦ પદ્મદેવસૂરિ

(૩) પં ગુણવલ્લભ—તેમણે આ૦ નરચંદ્રની પ્રેરણાથી સં ૧૨૭૧માં વ્યાકરણચતુષ્કિકા રચી છે

(–વસ્તુપાલચરિત, ન્યાયકંદલીપંજિકાપ્રશસ્તિ, જ્યોતિષ્સાર પ્રશસ્તિ, જિનશુદ્ધિદીપિકા પ્રસ્તાવના, જૈનસત્યપ્રકાશ, ક્ર૦ ૨૪ પૃ ૪૦૩ પ્રો ભોગીલાલ સાંડેસરાકૃત વસ્તુપાલનું વિદ્યામંડલ.

---

૧. મલધારીગચ્છના આ નરચંદ્રસૂરિ માટે જૂઓ પ્ર ૩૫, ૧

હર્ષપુરીયગચ્છના મલધારી આચાર્યની આજ્ઞાપાલક સાધ્વી અજિતસુંદરી ગણિનીએ સં ૧૨૫૮ ના આ૦ સુદિ ૭ ને સોમવારે પાટણમાં ત્રિષષ્ટિભાષ્ય લખ્યું.

૭. આ૦ પદ્મદેવસૂરિ—એમના સમયમાં થયેલા આ૦ પ્રભાનંદસૂરિનો સં ૧૩૨૧ નો પ્રતિમાલેખ મળે છે.

૮. આ૦ તિલકસૂરિ—તેમનો સં૦ ૧૩૭૮ નો પ્રતિમાલેખ મળે છે.

૯ આ૦ રાજશેખરસૂરિ—તેમણે શ્રીધરની ન્યાયકંદલી ઉપર પંજિકા સં૦ ૧૩૮૫, પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્યવૃત્તિ સં૦ ૧૩૮૭ વિનોદાત્મક ચતુરશીતિપ્રબંધકથાકોશ (૮૪ કથા) સ્યાદ્વાદકલિકા, દાનષટ્ત્રિંશિકા, ષડ્દર્શનસમુચ્ચય (શ્લો૦ ૧૮૦) પ્રબંધકોશ (ચતુર્વિંશતિપ્રબંધ) સં ૧૪ ૫, નેમિનાથફાગ સં૦ ૧૪૦૫ વગેરે ગ્રંથોની રચના કરી છે.

તેમણે આ૦ મેરુતુંગસૂરિના સ્તવનેકપ્રબંધનું સંશોધન કર્યું હતું. રાજગચ્છપટ્ટાવલીમાં તેમને [illegible] બતાવ્યા છે (પૃ૦ ૬૫)

તેમણે મહાવીર દુસાખશ'ના શેઠ જગ્ગે જેણે જંબુદ્વીપમાં જિનમંદિર બંધાવ્યું હતું, તેનો પુત્ર ગુણપાલ, જે સંવાલકમાં જન્મ્યો હતો, તેનો પુત્ર નૂનક તેનો પુત્ર સાહક તેનો પુત્ર જગત્‌સિંહ મહમ્મદ બેગડાનો માનીતો હતો. તે જગત્સિંહને શ્રીદેવી પત્ની હતી, તેના પુત્ર મહણસિંહની વિનતિથી આચાર્યશ્રીએ સં૦ ૧૪૦૫ ના જેઠ સુદિ ૭ ના રોજ દિલ્હીમાં જગત્સિંહની વસતિમાં રહીને પ્રબંધકોશની રચના કરી.

તેમના સં૦ ૧૩૮૭, સં૦ ૧૪૧૮ ના શિલાલેખો મળે છે[1]

---

૧ દુસાખવંશ માટે જુઓ પ્ર૦ ૪૩

૨ પ્રતિમાલેખો માટે જુઓ પૂ૦ શ્રીજયંતવિજયજીનો અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, શ્રીજિનવિજયજીનો પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા ૨ અને જૈન તા અંક ૧૩-૮-૧૯૧૪ સં ૨૧ જે સુદિ ૯ ના દિવસે પ્રગટ થયેલો પ્રતિમાલેખ.

તેમણે સં. ૧ ૧૦માં ચંદ્રગચ્છના આ. મુનિભદ્રસૂરિએ રચેલા શાંતિનાથચરિત્રમહાકાવ્યનું સંશોધન કર્યું હતું. આ કાવ્યકર્તા તેમને સૌમ્યમૂર્તિ તરીકે નવાજે છે.

(-શાંતિનાથચરિત્ર પ્રશસ્તિ, શ્લો. ૧૧)

સાધુ પૂર્ણિમાગચ્છના આ. ૫. જ્ઞાનચંદ્રે રત્નાકરાવતારિકા ઉપર ટિપ્પણ રચેલું છે તેનું પણ તેમણે જ સંશોધન કર્યું હતું. આ સિવાય તેમણે સૂરિમંત્રવિચાર નામે કૃતિ રચેલી છે.

આ રાજશેખરસૂરિના શિષ્ય પં. સુધાકલશે સં. ૧૩૮ માં સંગીતોપનિષદ્, સં. ૧૪ ૬માં સંગીતોપનિષત્સાર (અ. ૬) રચ્યા છે.

આ. મુનિશેખરસૂરિ—તેમનો સં. ૧૪૨૮ના વૈશાખ વદિ ૧નો પ્રતિમાલેખ મળે છે.

૧૧. આ. મુનિસાગરસૂરિ—તેમના સં. ૧૫૫૪, સં. ૧૫૫૫ના પ્રતિમાલેખો મળે છે.

૧૨. આ. ગુણસાગરસૂરિ—આ. ગુણસુંદરના (?) સં. ૧૫૨૨ના પ્રતિમાલેખો મળે છે.

આ. ગુણસાગરજીની પાટે આ. લક્ષ્મીસાગરસૂરિ થયા. તેઓ સં. ૧૫૪૮માં આચાર્ય થયા. સં. ૧૫૭૫માં સ્વર્ગસ્થ થયા. તેમણે વસ્તુપાલરાસની રચના કરેલી છે.

**મલધારગચ્છના જૈનો—**

મલધારગચ્છના આચાર્યોએ બનાવેલાં જૈનગોત્રોના નામો નીચે મુજબ મળે છે—

૧. પગારિયા (ગોઠીયા, કોઠારી, સીંઘી), ૨. કોઠારી, ૩. ગિરિયા, ૪. બબ, ૫. ગગ, ૬. ગહેલડા અને ૭. ખીમસરા.

આ ગોત્રો મલધારગચ્છના મુનિવરો અને શ્રીપૂજ્યોની પરંપરાનો વિચ્છેદ થતાં તપગચ્છના શ્રીપૂજ્યોની સત્તામાં આવ્યા છે. એટલે આજે આ ગોત્રો તપગચ્છના મનાય છે.

(-મલધારગચ્છના કુલગુરુઓની વહીઓના આધારે)

## મહાકવિ ધનપાલ—

મધ્યદેશના સાંકાશ્યનગરનો બ્રાહ્મણ દેવર્ષિ પોતાના પરિવાર સાથે ધારાનગરીમાં આવીને વસ્યો હતો. તે વસ્તુત —

'गार्ग्योऽप्यभीती कुशलः कलासु मन्त्रे च बोधे च गिरां प्रकृष्टः ।

ની ઉક્તિ મુજબ હતો. તે શાસ્ત્રજ્ઞ, કલાકુશલ, જ્ઞાની તાર્કિક અને મિષ્ટભાષી હતો. દેવર્ષિ પોતે બૃહસ્પતિ જેવો વિદ્વાન, પુણ્યશાળી, રાજમાન્ય અને મોટો દાની હતો. તે ધારાનગરીમાં ઉત્કર્ષ પામ્યો. તેણે એકઠું કરેલું ધન ભૂમિમાં દાટી રાખ્યું હતું, પણ તેની કોઈને માહિતી નહોતી. તેને સર્વદેવ નામે પુત્ર હતો. તેની પત્નીનું નામ સોમશ્રી હતું. તેમને ધનપાલ અને શોભન નામે બે પુત્રો હતા.

પં॰ સર્વદેવે પોતાના પિતાએ દાટેલા ધનનું સ્થાન જાણી લઈ પુષ્કળ ધન પ્રાપ્ત કર્યું હતું. તેના બદલામાં તેણે આચાર્યશ્રીને પોતાનો નાનો પુત્ર શોભન સોંપ્યો હતો. કવિ ધનપાલ, જે મુંજ રાજ અને ભોજરાજનો પુરોહિત હતો, તેણે રાજાના કાન ભંભેરીને માળવામાં જૈન શ્વેતાંબર સાધુઓના વિહાર માટે પ્રતિબંધ મુકાવ્યો હતો. શોભનાચાર્ય વાચનાચાર્ય બન્યા પછી ધારામાં આવ્યા અને કવિ ધનપાલને જૈન સિદ્ધાંતોનો બોધ આપીને જૈન બનાવ્યો. પછી તો તેણે આ॰ મહેન્દ્રસૂરિને ધારામાં પધરાવી માળવામાં જૈન સાધુઓના વિહારનો પ્રતિબંધ દૂર કરાવ્યો.

કવિ ધનપાલ અને શોભનાચાર્ય એ બંને પ્રકાંડ વિદ્વાનો હતા. તેમની પ્રથમ મુલાકાત કટાક્ષવચનોથી થઈ હતી અને છેવટે મિષ્ટ ભાષામાં પરિણામ પામી હતી. એ રમુજી મુલાકાત જાણવા જેવી છે—

ધનપાલ—गर्दभदन्त ! भदन्त ! नमस्ते ।

શોભનાચાર્ય—कपिवृषणास्य ! वयस्य ! सुखं ते ? ।

ધનપાલ—અહો ! તમે પણ વિદ્વાન માલૂમ પડો છો. તમે તો બોલવાની છટામાં મને પણ જીતી લીધો, પણ બતાવો કે અહીં તમે કોના અતિથિ થયા છો ?

શોભન—મહાકવિ ધનપાલના.

ધનપાલ—અહુ ખુશીની વાત છે તો પધારો મારે ઘેર જમવા.

શોભન—અમે એક ઘેરથી ભિક્ષા લેતા નથી. માધુકરી વૃત્તિથી જ આહાર કરીએ છીએ.

ધનપાલ—એમાં શું દોષ છે?

શોભન—ઋષિઓએ કહેલું છે કે માધુકરીવૃત્તિથી મ્લેચ્છકુળનું પણ અન્ન લેવું પણ બૃહસ્પતિ જેવાનું એકલાનું ન લેવું—ન જ ખાવું આ શય્યમ્ભવસૂરિએ કહ્યું છે કે જ્ઞાની પુરુષો ભમરા જેવા છે તેઓ એક સ્થળે સ્થિર રહેતા નથી, એક ઘરનું અન્ન ખાતા નથી અને કદિયેને પુષ્પે દોષ આપતા નથી. આ પ્રમાણે વર્તે તે જ સાચા સાધુ છે.

ધનપાલ—હું જૈન મુનિઓના આવા ત્યાગથી ખુશ થાઉં છું

પછી તો લાંબી વાતચીતને અંતે કવિ ધનપાલને પોતાના ભાઈ તરીકે શોભનાચાર્યની અણુ મતા માટે આનંદ થાય છે અને તેમની વિદ્વત્તા જોઈને હર્ષ પામે છે

એક દિવસે કવિ ધનપાલને ત્યાં સાધુઓ ભિક્ષા લેવા આવ્યા. કહીનો થાળ હતો પણ તે ત્રણ દિવસનું હતું સાધુઓએ ત્રણ દિવસના દહીંમાં જીવોત્પત્તિ થાય છે તેથી તે અમને ન ખપે' એમ કહીને ના પાડી. કવિ ધનપાલને તો આવી વાતમાં શ્રદ્ધા જ નહોતી એટલે તેણે જણાવ્યું કે આમાં જીવ બતાવો તો હું તમારી વાત માનું અને શાસ્ત્રોની સચ્ચાઈની મને પ્રતીતિ પણ થાય. વહોરવા આવેલા સાધુઓ કુશળ અને વિદ્વાન હતા તેમણે અળતો મંગાવી આપવા જણાવ્યું તે અળતો દહીં ઉપર પાથરી દેવામાં આવ્યો ત્યારે કવિને જીવોત્પત્તિની સાચી ખાતરી થઈ આવી.

શોભનાચાર્યે જૈન સિદ્ધાંતો વિરોધી ભૂમિકા રચી જ હતી અને જૈન સાધુઓના સંપર્કમાં આવવાથી તેમના વિશે તેનો ઊંચો ખ્યાલ બંધાયેલો જ હતો ત્યાં આ પ્રત્યક્ષ જીવવિજ્ઞાને તેના ઉપર ક્રાંતિકારી અસર નિપજાવી. તેને જૈન સિદ્ધાંતોની સચ્ચાઈ વિશે સંદેહ ન રહ્યો. તેણે જૈનધર્મ સ્વીકારવા માટે મક્કમને નિશ્ચય કરી લીધો.

'મેં આજ સુધી ભોજ આદિના ધણી અને માગ્યું ન આપે એવા રાજાઓની મોહવશ ખુશામત કરી પણ હવે તો આજથી ત્રણ ભુવનના નાયક અને મોક્ષદાતા એવા વીતરાગદેવની ભક્તિથી સેવા કરીશ. કવીશ્વર ધનપાલ આજથી જૈન બન્યો. તેણે પોતાની વિદ્વત્તાનો પ્રવાહ જૈનશાસનના પીરી માર્ગે વહાવ્યો.

કવિ ધનપાલ મોટો વિદ્વાન હતો. મુંજ રાજાએ તેને પોતાના પુત્ર જેવો માન્યો હતો અને પોતાના ખોળામાં બેસાડી કુર્ચાલસરસ્વતી (દાઢી-મૂછવાળી ભારતી)ના બિરૂદથી શોભાવ્યો હતો. ભોજ રાજાએ પણ તેને પોતાનો બાલમિત્ર, વકીલ, હિતૈષી અને રાજ્યનો વફાદાર વિદ્વાન માન્યો હતો. તેણે તેને કવીશ્વ૦ અને સિદ્ધસારસ્વત એવા બે બિરૂદોથી અલંકૃત કર્યો હતો.

કવિશ્વર ધનપાલ વિદ્વાન્ સત્યવાદી અને નિડર વક્તા હતો. તે ભોજ રાજાની સભાનો મુખી હતો. ભોજ તેને પોતાની સાથે જ રાખતો હતો. તે તેની કાવ્યકળાથી આનંદ આપતો હતો. ભોજરાજ તેને પ્રસંગોચિત જુદી જુદી વસ્તુઓનું વર્ણન કરવા કહેતો ત્યારે તે ચમત્કારિક શબ્દલલિત, પ્રાસાદિક અને અર્થગંભીર વાણીમાં વર્ણન કરતો. કવીશ્વરના સૂક્તોની મહાવિદ્વાનો પણ પ્રશંસા કરતા હતા. તેમના કેટલાક સૂક્તો સુંદર અને જાણવા જેવા છે—

શંકર—ભોજરાજ! શંકર અને પાર્વતી સાથે બેઠેલા છે તેથી જ તેના દર્શનમાં મને શરમ આવે છે હું બાલક હોત તો જુદી વાત હતી પણ હવે ત્યાં કેમ જવાય?

ભૃંગી—મારા સ્વામી શંકર છે તે દિગંબર છે તો તેમને ધનુષ્યની શી જરૂરત છે? શસ્ત્ર રાખે છે તો ભસ્મની શી જરૂરત છે? ભસ્મ લગાવીને રહેવું છે તો સ્ત્રીની શી જરૂર છે? અને સ્ત્રી રાખવી છે તો કામ પર દ્વેષ શા માટે રાખે છે? ભૃંગી સેવક પોતાના સ્વામીની આવી પરસ્પર વિરોધી ચેષ્ટાથી હાડપિંજર જેવો બની ગયો.

કામદેવ—જે શિવના કારણે સ્ત્રીને શરીરમાં જ ધારણ કરી

રાખે છે એ શંકરે મને જીત્યો હતો એમ હસતો અને રતિના હાથમાં તાળી દેતો કામદેવ જયવંત છે.

યાજ્ઞવલ્ક્યસ્મૃતિ—રાજન્! શ્રુતિમાં વિષ્ટા ખાનારી ગાયનો સ્પર્શ ગાયની પૂજા, બકરાનો વધ પૂર્વજોને તર્પણ બ્રહ્મભોજન, અગ્નિમાં બલિસમર્પણ, માતાવીને માનવા વગેરે ધર્મમાર્ગ બતાવેલા છે તેને સાચા કેમ મનાય!

ગાય—ગાય પશુ છે વિષ્ટા ખાય છે પતિ પુત્રીનો ભેદ રાખતી નથી, ખરીથી જીવોને મારે છે બીજાને શીંગડું મારે છે આવી ગાયને નમસ્કાર શા માટે કરવો? એ દૂધ આપે છે માટે જ એ વંદનીય હોય તો ભેંશ પણ વંદનીય ગણાય.

યજ્ઞપશુ—

नाहं स्वर्गफलोपभोगतृषितो नाभ्यर्थितस्त्वं मया
संतुष्टस्तृणभक्षणेन सततं साधो ! न युक्तं तव ।
स्वर्गं यान्ति यदि त्वया विनिहता यागे ध्रुवं प्राणिनो
यज्ञं किं न करोषि मातृ-पितृभिः पुत्रैस्तथा बान्धवैः ॥

શિકાર—હે દેવ! તારા ભયથી ભય પામી પ્રાણીઓ પોતાની જાતના રક્ષણ માટે ભગવાનનું શરણ લે છે. જેમ હરણ ચંદ્રમામાં રહેલા હરણ તરફ દોડે છે અને ભૂંડ આદિવરાહની તરફ નીચે જમીન ખોતરે છે.

रसातलं यातु यदत्र पौरुषं दुर्नीतिरेषा अशरणीकृतानाम् ।
निहन्यते यद् बलिना हि दुर्बलो हहा ! महाकष्टमराजकं जगत् ॥

આ મેરુતુંગસૂરિ કહે છે કે રાજાએ આ વચન સાંભળીને દયા ઉપજતાં આજીવન પણ શિકારનો ત્યાગ કર્યો.

તથાચ—

एषा तटाकमिषतो वरदानशाला
मत्स्यादयो रसवती प्रगुणा सदैव ।
पात्राणि यत्र बत सारस-चक्रवाका
पुण्यं कियद् भवति तत्र वयं न विद्मः ॥

આ રીતના કવિનાં અનેક સૂક્તો ઉત્તમ મનાયાં છે. તેની સમસ્યાપૂર્તિ પણ પ્રૌઢ પાંડિત્યવાળી ગણાતી હતી.

એક વાર ભોજ રાજાની સભામાં એક વહાણવટીએ રામેશ્વરના શિવાલયની પ્રશસ્તિની ભીંતના પાટિયાથી ઉતારેલી નકલ મૂકી, તેમાં ઘણા શ્લોકો ત્રુટક હતા. રાજપંડિતોએ ત્રુટક પાઠના સ્થાનમાં નવા નવા ચરણો બનાવ્યા. રાજાને તેનાથી સંતોષ ન થયો. તેણે સિદ્ધસારસ્વત પં૰ ધનપાલને તે ચરણોની પૂર્તિ કરવા નિવેદન કર્યું.

કવિશ્રીએ "रनावासविन्ति" પદના ત્રણ ચરણ હતાં તેમાં ચોથું ચરણ ઉમેર્યું. વળી "हरशिरसि" પદના બે ચરણો હતા તેમાં બે ચરણો નીચે મુજબ ઉમેરી બતાવ્યા—

हरशिरसि शिरांसि यानि रेजुः हरिहरितानि लुठन्ति गृध्रपादैः ।
अयि ! खलु विषमः पुराकृतानां भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥

—રાવણના શિર પર જે માથાં શોભતાં હતાં તે (લક્ષ્મણના હાથે કપાતાં) ગીધોના પગ તળે કચરાય છે. ખરેખર, પ્રાણીઓમાં પહેલાંના કર્મોનું વિષમ ફળ વિલસે છે.

એક પંડિતે આ સમસ્યાને કલ્પનાનું રૂપ બતાવ્યું. આથી ભોજ રાજાએ તે મંદિરની પ્રશસ્તિની બીજી નકલ મંગાવીને જોયું તો તેમાં આ રીતે જ શ્લોક હતા. કવિ ધનપાલની આ શક્તિ જોઈ રાજા પ્રસન્ન થયો અને કવિને ઘણા આદર માનથી જોવા લાગ્યો.

કવિની સ્પષ્ટવાદિતાથી રાજા પ્રસન્ન હતો, પણ તે ક્યારેક નારાજ પણ થઈ જતો. સમય જતાં તેને સિદ્ધસારસ્વત આગળ નમતું જોખવું પડતું. રાજા તેને સવિનય વિનવતો.

એક વાર રાજાએ વિચાર કર્યો કે આ કવીશ્વર યજ્ઞહિંસા અને શિકાર વગેરેની નિંદા કરે છે તો આનું કાસળ કાઢી નાખવું જોઈએ. કવિ પણ રાજાના આ ભાવને કળી ગયો હતો. એક વાર એક બાલિકા સાથે રાજમાર્ગમાં ઊભેલી ડોશીએ ૯ વાર માથું ધુણાવ્યું ત્યારે રાજાએ કવિશ્રીને પૂછ્યું કે બોલો આ ડોશી શાની મના કરે છે ?

વગાડ્યું તેણે ધારામાં ભ૦ આદીશ્વરનું સુંદર ચૈત્ય બધાવ્યું તેમાં આ૦ મહેન્દ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી અને નિરંતર પૂજા ચાલુ રાખી. તેની સ્તુતિરૂપે 'ઋષભપંચાશિકા' રચી. તે ભૂજમલ્લિશાસ્ત્રનો અભ્યાસી હતો, જૈનદર્શનનો જ્ઞાતા અને બાર વ્રતધારી હતો. જે સાતે ક્ષેત્રોમાં દાન આપતો હતો.

કવિ ધનપાલે કાવ્યની ચમત્કૃતિઓથી ભરપૂર, અલંકાર અને નવ રસોથી સભર એવી ઋષભદેવની સ્તુતિપ્રધાન ગદ્યકથા (ગ્રં૦ ૧૨૦૦૦ પ્રમાણ) બનાવી, ગુજરાતના પ્રદેશમાં વિચરતા આ૦ શાંતિસૂરિને ધારામાં મહોત્સવપૂર્વક પધરાવી તેમની પાસે એ કથાનું સંશોધન કરાવ્યું તેમણે ઘણા વાદીઓને જીત્યા હોવાથી તેમને રાજાના હાથે 'વાદિવેતાલ'નું માનવંતુ બિરુદ અપાવ્યું તે કથા શિપ્રાજામાં શરતના વખતે રાજા ભોજને સંભળાવી. એ સાંભળીને રાજા ઘણો પ્રસન્ન થયો, આવા સાહિત્યભર્યા વર્ણનથી તેનું મન લલચાયું અને કહ્યું, મિત્ર! હું તારી પાસે એ માગણી કરું છું કે આ કથામાં જ્યાં પાત્ર જિન ના સ્થાને પાત્ર શિવ, અયોધ્યાના સ્થાને અવન્તી (ધારા), શક્રાવતાર ચૈત્યના સ્થાને મહાકાલમંદિર ઋષભદેવના સ્થાને મહાદેવ અને ઈન્દ્રના સ્થાને મોજ એવું પરિવર્તન કરી દે તો તું માગીશ એ હું આપીશ. તારી આ કથા અમર બની જશે એમાં શંકા નથી.

કવિરાજે જવાબ આપ્યો કે, રાજન્! આ રીતે પરિવર્તન કરવું એ તો સાચા હૃદયનો ગંભીર અપરાધ છે એ આત્મઘાતી પગલું છે દૂધના વાસણમાં સુરાનું એક ટીપું પડે તો તે અપવિત્ર બની જાય. એવું પરિવર્તન કરનાર વિદ્વાન એ વિદ્વાન નથી પણ હિજ્જિક–ખલ છે એમ હું માનું છું. વળી સૂર્ય અને આગિયામાં જે તફાવત છે તે પણ ક્યારેય ભૂંસી શકાય તેમ નથી.

રાજાને આ નગ્ન સત્ય વાત સાંભળીને ભારે ગુસ્સો ચડ્યો તેણે એ કથાને પાસેની સગડીમાં મૂકીને બાળી નાખી. કવિએ પણ રાજાને કડક શબ્દોમાં ઘણું ઘણું સંભળાવ્યું

કવિએ કહ્યું, રાજન્! તે બાલિકાએ ૬ પ્રશ્નો કર્યા છે અને તે રાણીએ તેનો ૬ વાર નિષેધ કર્યો છે તે આ પ્રકારે હશે એમ માનું છું—

किं नन्दी किं मुरारिः किमुत सुरपतिः किं नलः किं कुबेरः
किं वा विद्याधरोऽसौ किमु रतिरमणः किं विधुः किं विधाता।
नायं नायं न चायं न खलु नहि नवा नापि नासौ न चैषः
क्रीडां कर्तुं प्रवृत्तः स्वयमिह हि हले! भूपतिर्भोजदेवः ॥

—બાલિકા પૂછે છે કે શું આ મહાદેવ છે? વિષ્ણુ છે? ઇંદ્ર છે? નલ છે? કુબેર છે? વિદ્યાધર છે? કામદેવ છે? ચંદ્ર છે કે બ્રહ્મા છે? તેનો રાણીઓએ ઉત્તર આપ્યો કે હે ભોળી બાલિકા! આ તેમનાં કોઈ નથી પણ ક્રીડા કરવાને જઈ રહેલા આ ભોજદેવ છે.

રાજા મનમાં ખુશ થયો અને બોલ્યો, કવિરાજ! મને વિષ્ણુ વગેરેની ઉપમા અપાય તે યોગ્ય નથી. આમાં તો અતિશયોક્તિ રહેલી છે.

કવિશ્રીએ તરત જવાબ આપ્યો કે તમને વિષ્ણુની ઉપમા આપી છે તે બરાબર છે તેનું કારણ સાંભળો—

अभ्युद्धृता वसुमती दलितं रिपूरः
क्रोडीकृता बलवता बलिराजलक्ष्मी
एकत्र जन्मनि कृतं तदनेन यूना
जन्मत्रये यदकरोत् पुरुषः पुराणः ॥

—વિષ્ણુએ પૃથ્વીનો ઉદ્ધાર, શત્રુની છાતી ચીરવી અને બલિરાજની લક્ષ્મીને ગ્રહણ કરવાનાં કાર્યો ત્રણ જન્મ લઈને કર્યાં હતાં જ્યારે તમે એક જ જન્મમાં એ ત્રણે કાર્યો કર્યાં છે.

ભોજરાજે આ શીઘ્ર કવિત્વથી પ્રસન્ન થઈ કહ્યું, કવિરાજ! જે ઇચ્છા હોય તે માગો, જરૂરથી આપીશ.

કવિશ્રીએ બીજું કંઈ ન માગતાં પોતાના જીવિતવ્યનું વરદાન માગ્યું, ત્યારે રાજાએ તેની આ મનોવિજ્ઞાનકળાથી અપરાધ ખમી તેને ન મારવાની પ્રતિજ્ઞા લીધી.

ભોજરાજે 'સરસ્વતીકંઠાભરણ' નામે રાજમહેલ બનાવ્યો હતો. તેના દરવાજાના ગોખમાં રતિ સાથે હાથતાળી દેતી કામદેવની મૂર્તિ બેસાડી હતી. કવિ ધનપાલે મહેલની પ્રશસ્તિ રચી શિલામાં કોતરાવી. તેમાં આ શ્લોક પણ દાખલ કર્યો હતો. રાજાએ એ પ્રશસ્તિના ઉપહારમાં સ્વર્ણકળશ પારિતોષિક તરીકે આપ્યો હતો.[1]

એક વાર ભોજરાજે કહ્યું, 'કવિરાજ! તમે તમારી મનોવિજ્ઞાન કળાથી જણાવો કે હું આજે આ સરસ્વતીમહેલમાંથી કયા દરવાજેથી બહાર નીકળીશ?'

કવિશ્રીએ એક ભોજપત્ર પર 'તોડેલી છતમાંથી' એવા શબ્દો લખીને એ ભોજપત્ર એક દાબડામાં મૂક્યું અને તે દાબડો રાજાના અંગરક્ષકોને આપ્યો. રાજાએ કવિશ્રીને ખોટા પાડવા માટે ઉપરની છત તોડાવી નાખી અને તે રસ્તે બહાર નીકળ્યો. પછી કવિશ્રીનો જવાબ જોવા માટે જ્યારે તેણે દાબડો ખોલ્યો અને વાંચ્યું ત્યારે તો તે કવિશ્રીની આ અદ્ભુત શક્તિ ઉપર મુગ્ધ થઈ ગયો.

એક વાર ભોજરાજે કવિશ્રીને દેવોની પૂજા કરવાની અનુજ્ઞા આપી. કવિ તો સ્નાન વગેરેથી શુદ્ધ થઈ એક પછી એક કાલિકા, વિષ્ણુ, શિવ અને જિનેશ્વરના મંદિરોમાં ગયો. પ્રથમના ત્રણ મંદિરોમાંથી તો પૂજા કર્યા વિના દુખાતા દિલે પાછો ફર્યો. ચોથા જિન મંદિરમાં ગયો અને ત્યાં પૂજા કરી પ્રસન્નવદને બહાર આવ્યો.

રાજાએ જાસૂસ મારફત આ ઘટના વિશે જાણી લીધા પછી કવિશ્રીને પૂછ્યું, 'કહો, કોની કોની પૂજા કરી?'

કવિએ નિખાલસપણે જવાબ આપ્યો, 'હું પ્રથમ મહાકાલિકા દેવીના મંદિરમાં ગયો તો તે દેવી મહિષાસુરને હણવામાં વ્યગ્ર બનેલી

૧ સંભવ છે કે મુસલમાનોએ એ મહેલની જ મસ્જિદ બનાવી હોય. એ મસ્જિદની દીવાલમાંથી જે ત્યારે શ્વેત મકરાણાની બનેલી શિલાઓ મળી આવી છે તેની મૂળ લિપિ દિલ્હીના મ્યુઝિયમમાં છે. શ્રીમાન્ દયારામ સાહનીએ સં. ૧૯૮૯માં અમારી પાસે તેની પ્રતિલિપિનો આ ગ્રંથને તેની નકલ તૈયાર કરી હતી.

હતી. તેના હાથમાં ઓપણી હતી, શસ્ત્રો હતા. તેનું રૂપ ભયંકર હતું એ જોઈને મને લાગ્યું કે દેવી અત્યારે ક્રોધમાં છે તેથી તેની પૂજા કરવી ન શોભે.

પછી હું વિષ્ણુમંદિરમાં ગયો ત્યારે વિષ્ણુની પાસે સત્યભામા, રુક્મિણી વગેરે બેઠેલા હતા. રાસલીલા ચાલતી હતી એટલે મને થયું કે એકાંતમાં બેઠેલા દેવ પાસે ન જવાય. બીજાએ પણ અત્યારે ત્યાં જવું ઠીક નથી એટલે હું ત્યાં પડદો નાખીને પાછો વળ્યો.

પછી હું શિવાલયમાં ગયો. ત્યાં તો મને સમજણ જ ન પડી કે શિવજીના ક્યા અંગની પૂજા કરું કેમ કે ક્યાં કંઈ નથી ત્યાં ફૂલમાળા ક્યાં પહેરાવું? નાક નથી ત્યાં ધૂપ દેવાનો અર્થ નથી. કાન નથી ત્યાં ગીત કોને સંભળાવવા? પગ નથી ત્યાં પ્રણામ કોને કરવા? એટલે મારે અહીં કેનું પૂજન કરવું તેનો વિચાર થઈ પડ્યો.

પછી જિનાલયમાં ગયો. ત્યાં વીતરાગની સૌમ્ય મૂર્તિના દર્શન થયા. તેમની આંખમાં અમી હતું મુખ પ્રસન્ન હતું ખોળો સ્ત્રી સંગથી ખાલી હતો, હાથ શસ્ત્રોથી રહિત હતા. અહીં સાચું દેવત્વ દેખી મેં તે દેવાધિદેવની પૂજા કરી. મને ત્યાં પૂર્ણ શાંતિ મળી. રાજન્! તમે મને દેવપૂજાની આજ્ઞા કરી તો મને જ્યાં દેવત્વ જોવાયું ત્યાં મેં પૂજા કરી.

કવિશ્રીએ આ પ્રમાણે વર્ણન કર્યું તે પછી કવિએ રાજાને દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વ સમજાવ્યું. રાજા એ બધું સાંભળીને ખુશ થયો.

એક વાર રાજાએ પૂછયું, કવિરાજ! મહાકાલિના મંદિરમાં પવિત્રારોહ મહોત્સવ થાય છે તારા દેવનો એવો મહોત્સવ કેમ થતો નથી?

ધનપાલે જવાબ આપ્યો કે, પવિત્રારોહ તો જે અપવિત્ર હોય તેને પવિત્ર બનાવવા માટે છે; જ્યારે જિનેશ્વરદેવ તો સદાય પવિત્ર છે તેને પવિત્ર કરવાની કશી જરૂરત નથી.

હવે કવિ ધનપાલે આત્મકલ્યાણ તરફ પોતાનું મન વિશેષપણે

હતા છુ. તેણે ધારામાં ભ૦ આદીશ્વરનું સુંદર ચૈત્ય બંધાવ્યું. તેમાં આ૦ મહેન્દ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી અને નિરંતર પૂજા ચાલુ રાખી. તેની સ્તુતિરૂપે ‘ઋષભપંચાશિકા’ રચી. તે શબ્દાગમશાસ્ત્રનો અભ્યાસી હતો, જૈનદર્શનનો જ્ઞાતા અને બાર વ્રતધારી હતો. જે સાતે ક્ષેત્રોમાં દાન આપતો હતો.

કવિ ધનપાલે કાવ્યની ચમત્કૃતિઓથી ભરપૂર, અલંકાર અને નવ રસોથી સભર એવી ઋષભદેવની સ્તુતિપ્રધાન ગદ્યકથા (પ્ર૦ ૧૨૦૦૦ પ્રમાણ) બનાવી, ગુજરાતના પ્રદેશમાં વિચરતા આ૦ શાંતિસૂરિને ધારામાં મહોત્સવપૂર્વક પધરાવી તેમની પાસે એ કથાનું સંશોધન કરાવ્યું. તેમણે ઘણા વાદીઓને જીત્યા હોવાથી તેમને રાજાના હાથે 'વાદિવેતાલ'નું માનવંતુ બિરુદ અપાવ્યું. તે કથા ચિત્રશાળામાં રાતના વખતે રાજા ભોજને સંભળાવી. એ સાંભળીને રાજા ઘણો પ્રસન્ન થયો. આવા સાહિત્યસર્જનના વર્ણનથી તેનું મન લલચાયું અને કહ્યું: મિત્ર! હું તારી પાસે એ માગણી કરું છું કે આ કથામાં જ્યાં જ્યાં જિનના સ્થાને પણ શિવ, અયોધ્યાના સ્થાને અવન્તી (ધારા), શક્રાવતાર ચૈત્યના સ્થાને મહાકાલમંદિર, ઋષભદેવના સ્થાને મહાદેવ અને ઇન્દ્રના સ્થાને ભોજ એવું પરિવર્તન કરી દે તો તું માગીશ એ હું આપીશ. તારી આ કથા અમર બની જશે એમાં શંકા નથી.

કવિએ જવાબ આપ્યો કે: રાજન્! આ રીતે પરિવર્તન કરવું એ તો મારા હૃદયનો ગંભીર અપરાધ છે. એ આત્મઘાતી પગલું છે. દૂધના વાસણમાં સુરાનું એક ટીપું પડે તો તે અપવિત્ર બની જાય. એવું પરિવર્તન કરનાર વિદ્વાન એ વિદ્વાન નથી પણ વિદૂષક-ખલ છે એમ મારું માનવું છે. વળી સૂર્ય અને આગિયામાં જે તફાવત છે તે પણ કદાપિ ભૂલી શકાય તેમ નથી.

રાજાને આ નગ્ન સત્ય વાત સાંભળીને ભારે ગુસ્સો ચડ્યો. તેણે એ કથાને પાસેની સગડીમાં મૂકીને બાળી નાખી. કવિએ પણ રાજાને કડક શબ્દોમાં ઘણું ઘણું સંભળાવ્યું.

કવીશ્વર ધનપાલ યાદ આવ્યા. તેણે સાધાર માણસ મોકલીને કવીશ્વરને આમંત્રણ મોકલ્યું પણ કવીશ્વર તો પ્રભુભક્તિમાં લીન હતા તેથી આવ્યા નહીં.

ભોજરાજે બીજો માણસ મોકલી કવીશ્વરને વિનતિ કરી કે કવિરાજ! તમે મોટા છો હું નાનો છું મોટાએ નાનાના કહેણ ઉપર ગુસ્સો કરવો ન જોઈએ. જો કે તમે તીર્થસેવામાં લીન છો પણ મારા સંતોષની ખાતર એક વાર ધારા આવી જાઓ. માળવો જુવે કે હારે પણ એ તમારી જ જન્મભૂમિ છે એક પરદેશી કૌલ પંડિત ધારાને જીતી જાય એ તમને ઠીક લાગે છે? વધુ શું કહું? તમે વિવેકી છો. તમને ઠીક પડે તેમ કરો.

કવીશ્વર માતૃભૂમિના પ્રેમ ખાતર ધારા ગયા અને ધર્મ પંડિતને શાસ્ત્રાર્થ માટે પડકાર કર્યો. તરત જ શાસ્ત્રાર્થની યોજના થઈ. ધર્મ પંડિતે મંગલાચરણ કર્યું—

सारस्वते स्रोतसि मे प्रवाहं प्लवाल्लवत्पा धनपालवाच ।'

—ધનપાલની વાણી મારા સારસ્વત પ્રવાહમાં તરખલાની જેમ તણાતી રહો.

કવિશ્રીએ એ જ શ્લોકનો પદવિચ્છેદ કરી બીજો અર્થ બતાવી પંડિતને ચોંકી પાડ્યો. એટલે કે આ ધર્મ પંડિત ઇચ્છે છે કે, હે धनप—હે ધનપતિ રાજન્! मे मालवाच—મારી મેંડવાણી, सारस्वते स्रोतसि—સિદ્ધસારસ્વત ધનપાલના સ્વરમાં, प्लवात्लवत्पा—તરખલાની જેમ, प्रवाहम्—તણાતી રહો.

પછી બંને વચ્ચે શાસ્ત્રાર્થ જામ્યો. તેમાં ધર્મ પંડિત હારી ગયો. કવિ ધનપાલની આગળ તેનો ગર્વ ગળી ગયો પણ રાજાએ કવિ ધનપાલની સમ્મતિથી ધર્મ પંડિતને લાખ દ્રમ્મનું દાન કર્યું. પંડિતે જણાવ્યું મને હવે ખાતરી થઈ છે કે કવીશ્વર ધનપાલ બુદ્ધિનિધાન અને અજોડ પંડિત છે.

કવિએ કહ્યું પંડિતજી! એમ ન કહો. પૃથ્વી રત્નની ખાણ

આ પ્રમાણે પછી કવિ ઘેર આવ્યા અને દુઃખાતા હૃદયે ખાટલામાં સૂઈ ગયા. તેમની નવ વર્ષની નાની પુત્રી તિલકમંજરીએ પિતાની ગમગીની જોઈ પિતાજીને તેનું કારણ પૂછ્યું. તિલકમંજરી તેના પિતાની વહાલસોયી પુત્રી હતી. પિતાએ તેને પોતાની વિદ્યાનો વારસો આપ્યો હતો અને નવ વર્ષની વયે પણ તે એક વિદુષી બની ચૂકી હતી. તે પિતાજીની એ કથા રોજ વાંચી જતી અને યાદ કરી લેતી. તિલકમંજરીએ હકીકત સાંભળીને પિતાને આશ્વાસન આપતાં કહ્યું, "પિતાજી! રાજાએ તમારી કૃતિને બાળી નાખી તેથી ચિંતા કરવા જેવું નથી. મને તે કથા અક્ષરશઃ યાદ છે."

પુત્રીની વાત સાંભળી કવિશ્રી આનંદિત થઈ ગયા. તેમણે ભોજન કર્યા પછી બાલિકાના મુખેથી એ કથાપાઠ સાંભળીને લખી લીધી. એમ કરતાં થોડા દિવસોમાં જ એ કથા ફરીથી લખાઈ ગઈ. જો કે તેમાં કોઈ કોઈ ભાગ બાલિકાએ સાંભળ્યો કે વાંચ્યો ન હતો તેથી તે ભાગ અધૂરો રહી ગયો. પણ કવિશ્રીએ ત્યાં નવો પાઠ ઉમેરીને જાણે નવા જેવી કથાને અખંડ સ્વરૂપ આપ્યું. કથા પૂર્ણ રીતે તૈયાર થતાં તેનું નામ 'તિલકમંજરી' રાખ્યું. આ ઘટના વિ. સં. ૧ ૯૪ લગભગમાં બની હતી.

એ ઘટના પછી જ નિર્વૃતિગચ્છના આ. સૂરાચાર્ય ધારામાં આવ્યા હતા અને તેમણે ભોજરાજની સભાને જીતી લીધી હતી. કવિ ધનપાલે તેમના મહામોંઘા જીવનને ભોજરાજથી બચાવી લીધું.

પછી તો કવિને પણ લાગ્યું કે હવે ધારામાં રહેવું યોગ્ય નથી. તેઓ ધારાને છોડીને સાચોરમાં આવીને રહ્યા. ત્યાં તેમણે સાચોરના જિનમંદિરમાં મૂળનાયકની મૂર્તિ જોઈને અપભ્રંશમાં સુંદર સ્તુતિ કરી. એ સ્તુતિ ઉપરની ઘટના ઉપર સારો પ્રકાશ પાથરતી હોવાથી ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે.

ભરૂચનો બ્રાહ્મણપુત્ર કૌલાચાર્ય ધર્મ નામે પંડિત ધારાની રાજસભામાં આવ્યો અને પંડિતોને શાસ્ત્રાર્થ માટે લલકાર્યા. ધારાનો વિદ્વાન તેની સામે હામ ભીડી શકે એમ ન હતું. આથી સૌને

કવીશ્વર ધનપાલ યાદ આવ્યા. તરત રાજાએ માણસ મોકલીને કવીશ્વરને આમંત્રણ મોકલ્યું પણ કવીશ્વર તો પ્રભુભક્તિમાં લીન હતા તેથી આવ્યા નહીં.

ભોજરાજે બીજો માણસ મોકલી કવીશ્વરને વિનંતિ કરી કે કવિરાજ! તમે મોટા છો હું નાનો છું મોટાએ નાનાના કહેવા ઉપર ગુસ્સો કરવો ન જોઈએ. જો કે તમે તીર્થસેવામાં લીન છો પણ મારા સંતોષની ખાતર એક વાર પાસ આવી જાઓ. આજરોજ છતે કે હારે પણ એ તમારી જન્મભૂમિ છે એક પરદેશી કોઈ પંડિત ધારાને જીતી જાય એ તમને ઠીક લાગે છે? વધુ શું કહું? તમે વિવેકી છો. તમને ઠીક પડે તેમ કરો.

કવીશ્વર માતૃભૂમિના પ્રેમ ખાતર ધારા ગયા અને ધર્મ પંડિતને શાસ્ત્રાર્થ માટે પડકાર કર્યો. તરત જ શાસ્ત્રાર્થની યોજના થઈ ધર્મ પંડિતે મંગલાચરણ કર્યું—

सारस्वते स्रोतसि मे प्लवन्तां पद्मकल्पा धनपालवाचः ।'

—ધનપાલની વાણી મારા સારસ્વત પ્રવાહમાં તરણલાની જેમ તણાતી રહો.

કવિશ્રીએ એ જ શ્લોકનો પદવિચ્છેદ કરી બીજો અર્થ બનાવી પંડિતને ચોંકાવી નાખ્યો. એટલે કે આ ધર્મ પંડિત ઈચ્છે છે કે, हे धनप—હે ધનપતિ રાજન્! म आलवाच—મારી મેળવાણી, सारस्वते स्रोतसि—સિદ્ધસારસ્વત ધનપાલના સ્વરમાં पद्मकल्पा—તરણલાની જેમ, प्लवन्ताम्—તણાતી રહો.

પછી બંને વચ્ચે શાસ્ત્રાર્થ ચાલ્યો. તેમાં ધર્મ પંડિત હારી ગયો. કવિ ધનપાલની આગળ તેનો ગર્વ ગળી ગયો પણ રાજાએ કવિ ધનપાલની સમ્મતિથી ધર્મ પંડિતને લાખ દ્રમ્મનું દાન કર્યું. પંડિતે જણાવ્યું મને હવે ખાતરી થઈ છે કે કવીશ્વર ધનપાલ બુદ્ધિનિધાન અને અજોડ પંડિત છે.

કવિએ કહ્યું, પંડિતજી! એમ ન કહો. પૃથ્વી રત્નોની ખાણ

છે. પાટણમાં આ૦ શાંતિસૂરિ પાસે જાઓ, ત્યાં તમને સાચુ પંડિત જોવા મળશે.

પંડિતને પરાજય થવાના કારણે બહાર જવું જ હતું તેથી તેણે કવિશ્રીની વાતને વધાવી ગુજરાત તરફ પ્રયાણ કર્યું.

ધર્મ પંડિત ભોજની સભામાં બીજે દિવસે આવ્યો નહીં એટલે કવીશ્વરે જણાવ્યું કે ધર્મ પંડિતે ધર્મ છૂટે અને અધર્મ હારે એ કહેવતને ખોટી પાડી છે પણ ધર્મસ્ય ત્વરિતા ગતિઃ ની કહેવતને સાચી પાડી છે.

ભોજરાજે માલવાનું ગૌરવ જળવાયું એમ માનીને આનંદનો દમ ખેંચ્યો.

કવીશ્વરે વૃદ્ધાવસ્થા થવાથી ભોજરાજની આજ્ઞા લઈ આ૦ મહેન્દ્રસૂરિ પાસે સંલેખના કરી શુભ સમાધિથી મરણ પામી પહેલા દેવલોકમાં વાસ કર્યો.

કવીશ્વર દીર્ઘાયુષી હતા, કેમકે સં. ૧૦૨૯ માં માલવેશ સીયક હર્ષે માનખેડ લૂંટ્યું ત્યારે તે તેની સાથે હતો. એ વખતે સીયકની ઉંમર ૨૦–૨૨ વર્ષની હશે જ. સં. ૧૦૮૧ માં મહમ્મદ ગીઝનીએ સોમનાથ તોડ્યું હતું. સં. ૧૦૮૪ લગભગમાં 'તિલકમંજરી'ની રચના કરી અને સુરાચાર્યને જનથી ભગાવ્યા, તે પછી તે સાચોર તીર્થમાં ગયા. ત પછી પણ તે ઘણાં વર્ષો સુધી જીવ્યો. આ હિસાબે તેનો સં૦ ૧૦૦૦ માં જન્મ થયો હશે અને સં. ૧૦૯૦ પછી મરણ પામ્યા હશે એમ કલ્પી શકાય.

આ મહેન્દ્રસૂરિ પણ સં. ૧૦૯૦ પછી અનશન લઈ સમાધિપૂર્વક કાળધર્મ પામી સ્વર્ગે ગયા.

કવીશ્વર ધનપાલે સંસ્કૃત અને પ્રાકૃતમાં નીચે મુજબના ગ્રંથોની રચના કરી છે—

૧ પાઈઅલચ્છી નામમાલા—(ગાથા ૨૭૫) કવીશ્વરે આ ગ્રંથ સં. ૧૦૨૯ માં આ પ્રાકૃત કોષની રચના માનખેડ ભાંગી પાછા વળતાં રસ્તામાં કરી છે. સંભવ છે કે તેણે આ ગ્રંથ પોતાની પત્ની લક્ષ્મી માટે બનાવ્યો હોય.

૨. ધનંજય કોશ (ગ્રં૦ ૧૮૦૦)—આ સંસ્કૃત ભાષાના કોશનો ઉલ્લેખ શ્રીહેમચન્દ્રસૂરિના 'અભિધાનચિંતામણિ' અને 'દેશીનામમાલા'ની ટીકામાં આવે છે. સંભવ છે કે આના આધારે જ 'ધનંજય નામમાલા કોશ' (ગ્રં૦ ૨૦૦)ની રચના થઈ હશે.

૩. તિલકમંજરી—આ કથામાં જ કવિશ્રી લખે છે કે, મેં રાજાને જિનાગમની કથા સાંભળવાની ઇચ્છા થતાં તેના માટે આ 'તિલકમંજરી' ગ્રંથ રચ્યો (શ્લો૦ ૫૦). આ કથાના કારણે જ કહેવાય છે કે, સમ્યક્-સાહિત્યવેત્તાસ્તુ સિવસાસ્ત્વતે નુ કિમ્—સિદ્ધ સારસ્વતમાં શબ્દવ્યાકરણ અને સાહિત્યના દોષો ક્યાંથી હોય?

વાદિવેતાલ શાંતિસૂરિએ સં૦ ૧૦૮૪માં આ કથામાં ઉત્સૂત્ર કથન ન આવે એટલા પૂરતું જ આ કથાનું સંશોધન કર્યું હતું. એ સંસ્કૃત કથા અદ્ભુત નવ રસોથી ભરપૂર અને રોચક છે. આ કથા પણ સંસ્કૃત ગદ્ય કથાસાહિત્યમાં જેવી કે સુબંધુની વાસવદત્તા, બાણની કાદંબરી, દંડીનું દશકુમારચરિત, ત્રિવિક્રમની નલકથા અને સોઢલની ઉદયસુંદરીની જેમ ગૌરવવંતું સ્થાન ભોગવે છે. ક૦ સ૦ શ્રીહેમચન્દ્રસૂરિએ પોતાના કાવ્યાનુશાસન તથા છંદોનુશાસનમાં તિલકમંજરીના પદ્યો ઉતાર્યાં છે.

તિલકમંજરી પર પૂર્ણતલ્લગચ્છના આ૦ શાંતિસૂરિએ સં૦ ૧૧૮ માં ટિપ્પન, પં૦ પદ્મસાગરગણિએ ટીકા (ગ્રં૦ ૮ ) અને વર્તમાનમાં વિજયલાવણ્યસૂરિએ તેના ઉપર પરાગ નામની વિશદ ટીકા (ગ્રં૦ ૨૦૦૦૦)ની રચના કરેલી છે.

આ તિલકમંજરીના આધારે—(૧) દિગંબર પં૦ ધનપાલે સં૦ ૧૨૬૧માં કથાસાર (૨) શ્વેતાંબર પં૦ લક્ષ્મીધરે સં૦ ૧૨૮૧માં કથાસાર (૩) પં૦ પદ્મસાગરગણિએ કથાસાર અને (૪) એક વિદ્વાને કથાંશ રચેલા છે.

૪. શોભનકૃત—ચતુર્વિંશતિની ટીકા.

૫. સાવગધમ્મપગરણ (શ્રાવકવિધિપ્રકરણ)—ગા૦ ૨૪ (

(—જૈ૦સ૦પ્ર૦ ક્રમાંક ૧૫૫)

પત્નીનું નામ હમ્મીરદેવી અને પુત્રોનું નામ શલિભદ્ર તથા નાનુ હતા. બન્ને પુત્રો રૂપાળા હતા. તેમાં શલિભદ્ર પુણ્યશાળી, વ્યવહારનિપુણ, વિશાળ મનનો, નમ્ર, ઉદાર, સુમતિ, પરગજુ પરોપકારી અને ધર્મપ્રેમી હતો. હરિએ વડગચ્છના આ૦ વાદિદેવસૂરિની પરંપરાના આ૦ ગુણસમુદ્ર પાસે દીક્ષા લીધી અને હરિભદ્ર નામે મુનિ થયા. તે સાધુભક્ત હતા. સાધ્વાચારમાં સદા તત્પર રહેતા. તેમણે ગુરુની આજ્ઞા મેળવી, શત્રુંજય ગયા અને અનશન લઈ સ્વર્ગે સંચર્યા.

૬ નાનુ—તે હરિનો નાનો પુત્ર હતો. ધર્માત્મા હતો. તેણે સં૦ ૧૪૧૪ ના શ્રાવણ સુદિ ૫ ને ગુરુવારે શંભસેનમાં રાજગચ્છના આ૦ માણેકચંદ્રસૂરિએ સં ૧૨૭૬ માં રચેલા શ્રીશાંતિનાથચરિત્ર (સર્ગ ૮ ગ્રં ૫૫૭૪)ની પ્રતિ લખાવી, આ૦ ગુણસમુદ્રસૂરિને વહોરાવી. એ આચાર્યશ્રીએ જ તેની પુષ્પિકામાં પ્રસ્તુત દાનપ્રશસ્તિ આપી છે.

(—જૂઓ, શાંતિનાથચરિત્ર પ્રશસ્તિ,
પ્ર૦ ૩૫, પૃ ૩૮ સં૦ ૧૪૧૪)

(૨) વસ્તુપાલવંશ—

૧ વસ્તુપાલ—શ્રીમાલીવંશમાં વિઘટુ નામે બહુ યશસ્વી શેઠ હતો. તેણે સંઘભક્તિ કરવા સાથે દેરાસર, વાવ, દાનશાળા, પરબ વગેરે બંધાવ્યાં હતાં. તે ગચ્છના કાર્યોમાં રહેતો હતો. તેને વસ્તુપાલ નામે પુત્ર થયો. તે ધર્માત્મા હતો. તેણે શત્રુંજય, ગિરનાર વગેરે તીર્થોના સંઘ કાઢ્યા હતા. ગરીબોને ખૂબ મદદ કરી દાનવીર તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી. (શંભસેનનો વસ્તુપાલ આ [illegible] વસ્તુપાલથી જુદો સમજવો.)

૨. વાસ—તે મોટો દાની અને સત્યવાદી હતો. તેને ૧. વીસલ, ૨. વીરદેવ, ૩. નેમિ, ૪ વાધૂ અને ૫. શ્રીવત્સ નામે પુત્રો થયા.

૩. વીસલ—તે ગુણવાન હતો. તેને ૧ દેદ, ૨ સુલક્ષણ, ૩ સોલાક અને ૪ સોઢી નામે પુત્રો હતા. શેઠ વીસલ મરીને દેવ થયો. દેદ વિદ્વાન હતો. સુલક્ષણ સદ્ગુણી હતો. સોલાક યશસ્વી હતો. સોઢી પોતાના ગુણોથી લોકપ્રિય બન્યો હતો. તે શાંત અને દાનવીર

હતો તેમજ વેપારીઓમા વડો હતો.

૪ સોલ—તેની નામના ખૂબ ફેલાયેલી હતી તેને શ્રી નામે રૂપાળી પત્ની હતી. તે કચ્છકોટ છોડીને ભદ્રેશ્વર નગરમા આવી વસ્યો. તે સમયે ભદ્રેશ્વર મોટું નામી નગર હતું વેપારનું મોટું પીઠું હતું અહીં ખુખુંસ નામે દેવી હતી જે કામિતદાયિની મનાતી હતી. સોલને ૧ જગડૂ ૨ રાજ ૩ પદ્મ—એમ ત્રણ પુત્રો હતા. પહેલા પુત્રને યશોમતી બીજાને રાજલદે અને ત્રીજાને પદ્મા નામે પત્નીઓ હતી. રાજને વિક્રમસિંહ તથા ધાંધલ નામે બે પુત્રો અને હંસી નામે એક પુત્રી હતી.

૫. જગડૂશાહ—તે ત્રણે ભાઈઓમા વડેરા હતો. દાની હતો. તેને એક બકરીના ગળામા બાંધેલા હારમાંથી લક્ષ્મીવર્ધક મણિ મળી ગયો ત્યારથી તે ધનપતિ થઈ ગયો. તે છૂટે હાથે ધન દેતો હતો.

તેની પત્નીનું નામ યશોમતી હતું તેને પ્રીતિમતી નામે એક પુત્રી હતી. પ્રીતિમતીને શેઠ યશોદેવ સાથે પરણાવી કે તરત જ તે વિધવા બની. પિતાએ તે વિધવાનો વિવાહ કરવાનો વિચાર કર્યો પણ બે વૃદ્ધાઓએ યુક્તિપૂર્વક સમજાવ્યો એટલે તે સમજી ગયો. તેણે પુત્રીના શ્રેય માટે વાવ કૂવા વગેરે બંધાવ્યા.

જગડૂશાહ તથા યશોમતીને પુત્ર ન હોવાના કારણે ભારે ચિંતા રહેતી હતી. જગડૂ શાહે સાત ઉપવાસ કરી સમુદ્રના અધિષ્ઠાયક વરુણદેવને પ્રત્યક્ષ કર્યો અને તેની પાસે પુત્રની યાચના કરી. દેવે સ્પષ્ટ જણાવ્યું શેઠ! તારા ભાગ્યમા પુત્ર નથી; પણ તારે ત્યા લક્ષ્મી સ્થિર થઈને રહેશે, તારા ભાઈ રાજને પુત્ર પુત્રી થશે. દેવ આ રીતે કહી શેઠને રત્નો આપી ચાલતો થયો.

શાહે પોતાના મુનિમ જયંતસિંહ ઓશવાલને વેપાર માટે સમુદ્રયાત્રાએ મોકલ્યો. જયંતસિંહ આર્દ્રપુરમા ગયો. ત્યા મકાન ભાડે લઈ પોતાનું કરિયાણું ઉતાર્યું અહીં દરિયાકાંઠે એક સરસ શિલા હતી. જયંતસિંહને તે શિલા લઈ જવાનો વિચાર થયો. ખંભાતના તુર્ક જહાજનો વડો પણ અહીં આવ્યો હતો તેની નજર પણ આ શિલા ઉપર પડી અને તેને લઈ જવાનો તેણે પણ ઈરાદો કર્યો.

આથી બંને વચ્ચે હરિફાઈ ચાલી. શિલા લઈ લેવા માટે બંને વચ્ચે ઝઘડો થયો. આખરે જગતસિંહે ત્યાંના રાજાને ત્રણ લાખ રૂપિયાની રકમ આપી તે શિલા પોતાના કબજે કરી. તેણે ત્યાં જગડૂ શાહનો યશ વધાર્યો અને શિલાને વહાણમાં ચડાવી ભદ્રેશ્વર પહોંચાડી. જગડૂ શાહે તે શિલા ઓટલા આગળ પગ ધોવાની જગાએ મૂકી.

જગડૂ શાહે એક દિવસ એક યોગીના મુખથી સાંભળ્યું કે આ શિલા છુપાવી રાખવા જેવી છે એટલે જગડૂ શાહે તે શિલાને તોડી નાખી તો તેમાંથી તેને રત્નોનો ભંડાર મળી આવ્યો.

એક દિવસે પારકરના રાજા પીઠદેવે કચ્છ ઉપર ચડાઈ કરીને રાજા ભીમદેવે બંધાવેલો ભદ્રેશ્વરનો કિલ્લો તોડી નાખ્યો અને જાહેર કર્યું કે હવે તો જો ગધેડાને શીંગડાં ઊગે તો જ ભદ્રેશ્વરનો કિલ્લો બને.

જગડૂ શાહે પાટણથી ગુજરાતના રાજા ભીમદેવના અને અર્ણોરાજ સોલંકીના પુત્ર લવણપ્રસાદ પાસેથી સૈન્યની મદદ મેળવી સેનાની દેખરેખ નીચે છ મહિનામાં ભદ્રાવતીનો નવો કિલ્લો ઊભો કર્યો. તેના એક ખૂણાના ભાગમાં રાજા પીઠદેવની માતાની મૂર્તિ અને તેની ઉપર શીંગડાવાળો ગધેડો બનાવ્યો. તેનાં શીંગડાંને સોનાથી મઢી લીધાં. રાજા પીઠદેવ આ જોઈ આઘાત પામી મરણ પામ્યો.

પૂર્ણિમાગચ્છના આ. પરમદેવે શંખેશ્વર તીર્થમાં વર્ધમાન તપ શરૂ કર્યું. સં. ૧૩૦૨ ના માહ સુદિ ૫ ના દિવસે શ્રવણ નક્ષત્રમાં ફલોધિમાં શેઠ દેવપાલના ઘરેથી આહાર વહોરી પારણું કર્યું. તેમણે સાત યક્ષ દેવોને ઉપદેશ આપી શંખેશ્વરના ભક્ત બનાવ્યા. રાજા દુર્જનશલ્યને શંખેશ્વર તીર્થની ઉપાસના કરાવી, કોઢ રોગથી મુક્ત કરાવ્યો અને એ જ રાજા પાસે શંખેશ્વર તીર્થનો ઉદ્ધાર કરાવ્યો. તે પછી આ. પરમદેવ ભદ્રાવતી તીર્થની યાત્રાએ પધાર્યા. તેમના ઉપદેશથી જગડૂ શાહ ધર્મપ્રેમી બન્યો.

આ સમય દરમિયાન રાજા ભીમદેવ સોલંકીના મરણ પછી વીરધવલ તથા વીસલદેવ (સં. ૧૩૦૨ થી ૧૩૧૮) ગુજરાતના રાજા બન્યા.

જગડૂ શાહે રાજા વીસલદેવની આજ્ઞા મેળવી શત્રુંજય તથા ગિરનાર તીર્થની યાત્રાનો છ'રી પાળતો સંઘ કાઢ્યો. પૂનમિયાગચ્છ તથા થીરાપદ્રિયાગચ્છના ઘણા જૈનાચાર્યો તેમાં સાથે પધાર્યા હતા.[1] આ૦ વીરસૂરિએ સ્થાપન કરેલ ભ૦ મહાવીરસ્વામીના જિનપ્રાસાદને જગડૂ શાહે સોનાના ૧૬ કળશ ચડાવ્યા, પરકોટો બનાવ્યો, આરસની ત્રણ દેરીઓ, અષ્ટાપદાવતાર જિનાલય, ૧૭ જિનાલય બનાવ્યાં. ત્રિઅંકેશ શ્રીપાર્શ્વનાથની મૂર્તિ ભરાવી, તેમાં પુત્રી પ્રીતિમતીના કલ્યાણ માટે સ્વર્ણપત્ર તૈયાર કરાવ્યું. રાજા કર્ણદેવની વાવનો જીર્ણોદ્ધાર કરાવ્યો. રાજા મૂલરાજ તથા કુમારપાલના તળાવો સમરાવ્યા. જિનપૂજા માટે મોટી ફૂલવાડી બનાવી ભેટ આપી. કપિલકોટમાં ભ૦ નેમિનાથ તથા કૃષ્ણના મંદિરો સમરાવ્યા. કૂનડામાં શિવાલય તથા વિષ્ણુ મંદિર સમરાવ્યા. ઢંકામાં શ્રીઋષભદેવનું નવું દેરાસર બંધાવ્યું. વઢવાણમાં ચોવીશ દેરીવાળો વીરજિનપ્રાસાદ બંધાવ્યો. સેવાડીમાં ભ૦ ઋષભદેવનો બાવન દેરીવાળો પ્રાસાદ બનાવ્યો, શત્રુંજયતીર્થ સુલખણપુર તથા દેવકાઠામાં નવા દેરાસરો બનાવ્યાં, ભદ્રેશ્વરમાં આ૦ પરમદેવ માટે ઉપાશ્રય બંધાવ્યો. તેમાં આચાર્યશ્રી માટે તાંબાની પાટ મેળવી. આ૦ પરમદેવના શિષ્ય આ૦ શ્રીદેવને આચાર્યપદ અપાવ્યું, તેમને પોતાના વંશના કુલગુરુ સ્થાપન કર્યા. ભદ્રેશ્વરમાં સેંકડો વાવ બંધાવી. તે દેવની વાડીમાં દેરી બનાવી. મુસલમાન વેપારીઓ માટે ખીમલી મસ્જિદ બંધાવી.

એક વાર આ૦ પરમદેવે જગડૂ શાહને જણાવ્યું કે સં૦ ૧૩૧૩ ૧૩૧૪ ૧૩૧૫માં સમગ્ર દેશમાં ત્રિવર્ષી મોટો દુકાળ પડવાનો છે માટે અનાજનો સંગ્રહ કરી લેજો. શાહે જેટલું મળી શક્યું તેટલું અનાજ એકઠું કર્યું હતું. આચાર્યની ભવિષ્યવાણી સાચી પડી. ત્રિવર્ષી દુકાળ પડ્યો ત્યારે રાજ્યોના કોઠારો ખાલીખમ હતા. સર્વત્ર હાહાકાર થવા માંડ્યો. રાજા વીસલદેવે રાજકોઠાર તપાસ્યો ત્યારે તેમાંથી માત્ર ૧૨ દાણા મળ્યા. પરંતુ પાટણમાં જગડૂ શાહે ગરીબોને

१ राजा-पूर्णपीपल्लकमूर्तिसूरिभिः ।
स संघः समुपेत्य महापूर्णोत्सवेन ॥ ४ ॥ (सर्ग ६ श्लोक ११)

આપવા માટે નક્કી કરેલા અનાજના ૭૦૦ કોઠારો હતા. તેથી રાજાએ નાગડ મંત્રી દ્વારા જગડૂશાહને બોલાવી અનાજની માગણી કરી. જગડૂશાહે કહ્યું કે 'આ અનાજ તો ગરીબોનું છે મેં આપી દીધું છે એ લે તે મારું નથી. રાજાએ નમ્રતાથી કહ્યું, તો મારી પ્રજાની શી દશા થશે? એ પછી જગડૂશાહે વીસલદેવને અને બીજા રાજાઓને અનાજ પૂરું પાડ્યું. અનાજ આપ્યાની વિગત આ રીતે મળે છે—જગડૂશાહે રાજા વીસલદેવને ૮ ૦ મૂડા, સિંધના હમીરને ૧૨ મૂડા, માળવાના મદનવર્માને ૧૮૦ ૦ મૂડા, દિલ્હીના મોજુદીનને ૨૧ ૦ મૂડા, કાશીના રાજા પ્રતાપને ૧૨૦ મૂડા, (મેવાડના રાણાને ૩૨ મૂડા) સ્કંદિલને ૧૨ મૂડા અનાજ આપ્યું અને સોરઠ, ગુજરાત તથા કચ્છ દેશમાં ૩૩ દાનશાળાઓ, કચ્છ મારવાડ તથા ધારામાં ૩ મેવાડ, માળવા તથા હાલમાં ૪ અને બીજી છૂટીછવાયી ૯ એમ કુલ મળીને ૧૧૨ દાનશાળાઓ સ્થાપન કરી. જગડૂશાહે આ દુકાળમાં કુલ ૯૯૯ ૦ મૂડા (૮૦૬ ૭ ૫ ૭૨ મણ) અનાજનું દાન કર્યું હતું. ગરીબોને [illegible] પિ મા કરોડ સોનામહોરનું દાન આપ્યું હતું એ રીતે તેણે સર્વત્ર દાનવીર તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરી.

જગડૂ શાહ અને નાગડ મંત્રી વચ્ચે ગાઢ મૈત્રી જામી હતી એ સમયે જ રાજા વિસલદેવના ઘોડાનો પ્રસંગ બન્યો હતો. એટલે એ મૈત્રીમાં ઘણો જ વધારો થયો.

આ પરમદેવનો સ્વર્ગવાસ થયો અને આ૦ શ્રીષેણ તેમની પાટે આવ્યા. તેઓ પણ મહાપ્રભાવિક હતા. તેમણે ગારુડી જોગીના સાપનું ઝેર ઉતારી તેને જીવતો કીધો. જોગી તે પછી પાપ કરવાથી સાતમા દિવસે કોઢમાં મરણ પામ્યો.

જગડૂ શાહ ધર્મધ્યાનમાં મસ્ત બની સં ૧૩૨૦ થી ૧૩૩ ના ગાળામાં મરણ પામ્યો ત ૭૨ વર્ષ જીવ્યો. તેના મરણના સમાચાર સાંભળી ભારતભરમાં ખૂણે ખૂણે શોક છવાયો. દિલ્હીના બાદશાહે તેના માનમાં પોતાનો મુગટ ઉતાર્યો. સિંધપતિએ બે દિવસ માટે અન્ન

ત્યાગ કર્યું. રાજા અર્જુનદેવે (સં૦ ૧૩૧૮ થી સં ૧૩૩૧) ઘણું દાન કર્યું તેણે ખાધું પણ નહીં.

આ શીખે ઉપદેશ આપી તેમના ભાઈ રાજ અને પદ્મનો શોક મુકાવ્યો અને બન્ને ભાઈઓને વિશેષપણે ધર્મમાં પ્રીતિ લગાડી.

(—આ૦ ધનપ્રભસૂરિ શિષ્ય આ૦ સર્વાનંદરચિત જગડૂચરિત-મહાકાવ્ય, સર્ગ ૭ શ્લોક ૩૮૭ જૈનસત્યપ્રકાશ, ક૦ : ૧૧૬)

સૌરાષ્ટ્રના દક્ષિણ વિભાગના સમુદ્ર કાંઠાના પ્રદેશમા સાધારણ જનતાની લોકવાણીમા શેઠ જગડૂ શાહની યશોગાથા છુપાયેલી મળે છે.

સૌરાષ્ટ્રની પશ્ચિમમા, દક્ષિણમા અને પૂર્વમા સમુદ્ર વીંટાયેલો છે સમુદ્રના વ્યાપારીઓ આ રસ્તે થઈ ઘણી વાર પસાર થાય છે ભદ્રાવતીથી જળરસ્તે ખભાત જવું હોય તો સમુદ્ર કિનારે ઘણા બંદરો આવે છે સૌરાષ્ટ્રમા દક્ષિણ છેડે સમુદ્ર કિનારે કોયલા નામે પહાડી છે તેની ઉપર વિક્રમની બારમી શતાબ્દીમા દેવીનુ મંદિર હતું એ દેવી તથા મંદિર દક્ષિણાભિમુખ હતા. મુસાફરો એમ માનતા હતા કે મધ્યાહ્ન સમયે આ મંદિરની નીચે દેવીની દૃષ્ટિએ માર્ગમા જે વહાણ આવે ત નાશ પામે.

એક વાર જગડૂ શાહ પોતાના દત્તક પુત્ર તથા પરિવારને સાથે લઈ ભદ્રાવતીથી વહાણમા બેસી ખભાત જતો હતો. મધ્યાહ્ન થવાને થોડીએક વાર હતી અને સામે દેવીનું મંદિર દેખાતું હતું, ત્યારે ખલાસીઓ બોલ્યા શેઠજી આપણા વહાણને હાલ તુરતમાં થોડી ઘડીઓ માટે અહીં જ લગાડવા પડશે, કારણ કે મધ્યાહ્ન સમયે આ દેવીની દૃષ્ટિમા જે વહાણ આવે છે તે સર્વથા નાશ પામે છે

જગડૂ શાહે લોકમાન્યતાને માની ત્યાં સમુદ્ર કિનારે વહાણ થભાવ્યા અને આપણે થોડાએક દિવસ અહીં રોકાવું છે એમ જાહેર કર્યું શેઠ કૃપામૂર્તિ હતો, સાથે દયાળુ હતો. તેણે પહાડી ચઢી દેવીના મંદિરમા જઈ આસન જમાવી એક પછી એક ત્રણ ઉપવાસ કર્યા. એ તપથી પ્રસન્ન થઈ દેવીએ શેઠને પૂછ્યુ શું જોઈએ છે? વરદાન માગી લે. શેઠે બે હાથ જોડી વિનતિ કરી, 'માતાજી! સમુદ્ર

ના મુસાફરો અપાર અહીંથી પસાર થાય તો તેઓ જાનમાલથી જાય છે. માતા એ માતા જ છે તો તારે તારા આ પુત્રો ઉપર વાત્સલ્ય ભાવ લાવી આ માનવસંહાર બંધ કરવો જોઈએ એવી આ બાળકની વિનતિ છે. દેવી ધમધમીને બોલી, એ નહીં જ બને તું તારી હઠ છોડી દે અને ચાલ્યો જા. શેઠ ખૂબ કરગર્યા એટલે દેવી બોલી કે તારે એ સંહાર બંધ જ કરાવવો હોય તો મારી દેરીએ અઢાર ૧૮ પગથિયાં છે, એ દરેક પગથિયે એક એક પાડાનું બલિદાન આપે તો આ માનવસંહાર સદાને માટે બંધ કરીશ. બસ, હવે માત્ર એ જ માગ છે બલિદાન આપ અથવા ચાલ્યો જા.

શેઠ દેવીની વાણી સાંભળી વિચારમાં પડ્યો. માનવસંહાર રોકવા માટે પશુઓનો સંહાર! આ તો કેવળ મૂર્ખાઈ જ છે પરંતુ શેઠે તરત જ મુનિમોને હુકમ કરી પાડા મંગાવ્યા. ૧૦૬ પાડા આવી ગયા. સારો દિવસ જોઈ બલિદાન દેવાનો પ્રબંધ ગોઠવ્યો. તે દિવસે પહેલે પગથિયે જઈ દેવીને વિનતિ કરી કે માતાજી! તું માનવસંહાર બંધ કરે એ માટે આ ભોગ આપવામાં આવે છે હું, મારો પુત્ર અને ૧૬ પાડા તૈયાર છે પણ તું માનવસંહાર સદાને માટે બંધ કરજે એમ કહી શેઠે હાથમાં તલવાર લઈ જય માતા કહી તલવારને પોતાની ગરદન ઉપર ઉગામી પણ એકાએક અજવાળું થયું, ને કોઈ પ્રકાશમાં અદ્રશ્ય બની ગયા. કોઈ અદ્રશ્ય હાથે આવી શેઠના હાથને પકડી રાખ્યો અને એવી અવાજ કર્યો, બસ, શેઠ! મારે તારું સત્ત્વ જોવું હતું તારા સાહસ અને પ્રાણી પ્રેમથી હું પ્રસન્ન થઈ છું. હવે તું એક કામ કર આ પહાડી પર મારી દક્ષિણમુખી દેરી છે તેને સ્થાને ઉત્તરમુખી દેરી બનાવીને મને તેમાં બેસાડજે જેથી દક્ષિણના મુસાફરોનો ભય આપથી દૂર થાય. હવે એક પણ પ્રાણી માણસ કારણે નાશ નહીં પામે.

જગડૂ શાહે ત્યાં દેવીની ઉત્તરમુખી દેરી બનાવી અને તેમાં દેવીને બેસાડી. લોકોએ આ સાહસવીર ઉપકારી પિતા પુત્રના પૂતળાં બનાવી તે દેરીની બહાર બેસાડ્યાં અને દેવીની આરતી થયા પછી

તે બન્નેની આરતી ઉતારવાનું શરૂ કર્યું.

આજે પણ કોયલા પહાડીની દેવીનો મેળો ભરાય છે અને લોકો દેવોની આરતી ઉતાર્યા પછી જગડૂ શાહ તથા તેના પુત્રની આરતી ઉતારે છે.

(૧) સિદ્ધનાગવંશ—

૧ શેઠ સિદ્ધનાગ—તે પોરવાડ જ્ઞાતિનો હતો. તેને અંબિની નામે પત્ની હતી અને પોઢક, વીરક, વર્ધન અને કોચ્ચક એમ ચાર પુત્રો હતા. તે સાચોરનો વતની હતો, પણ પોતાના પરિવારને લઈને દધિપદ્ર(દધિયા અથવા દાહોદ)પત્તનમાં આવી વસ્યો. તેણે દધિપદ્રના ભ૦ શાંતિનાથના દેરાસરમાં સોના તથા પિત્તળના મિશ્ર દ્રવ્યથી ભ૦ શાંતિનાથની પ્રતિમા ભરાવી પધરાવી.

૨ પોઢક—તેને અણુદત્ત, અણુવર્ધન અને સજ્જન નામે પુત્રો હતા તેમજ બે પુત્રીઓ હતી. પોતાના પરિવારને લઈને તે મડાર આવીને વસ્યો. તેણે અહીંના મહાવીરસ્વામીના દેરાસરમાં ભ૦ સુપાર્શ્વનાથ તથા ભ૦ પાર્શ્વનાથની પાષાણની પ્રતિમાઓ ભરાવી. તેની બંને પુત્રીઓએ દીક્ષા લીધી હતી, જે ચારુશ્રી ગણિની અને જિનદેવી મહત્તરા નામે ખ્યાત હતી.

૩ સજ્જન—તેને મહાલચ્છિ નામે પત્ની તથા ધવલ, વિસલ, દેસલ, શાહડ અને બાહડ નામે પુત્રો હતા તથા શાંતિ અને ધાધિકા નામે પુત્રીઓ હતી. ધવલને ભરમદેવી નામે પત્ની, વીરચંદ્ર અને દેવચંદ્ર નામે પુત્રો થયા. શાંતિને શુભંકર વગેરે પુત્રો થયા. વીસલ અને દેસલને કોઈ સંતાન નહોતું. બાહડને જિનમતી નામે પત્ની અને જસુક નામે પુત્ર થયો.

૪ શાહડ—તે વિદ્વાન, ગુણવાન, સજ્જનપ્રિય, ધર્મપ્રેમી, દાતા અને ઉદાર હતો. તે હમેશાં જિનપૂજા, જિનસ્તવન, ગુરુવંદન, શાસ્ત્રશ્રવણ, દાન-શીલ-તપ વગેરે કાર્યોમાં દિવસ વ્યતીત કરતો હતો. તેને દેમતી નામે પત્ની તેમજ ધાહડ, બોહડિ, આસડ અને આશાધર નામે પુત્રો હતા તથા અભયદેવી, મૂંધી, આશુ, તેજુક અને

સલુણ નામે પુત્રવધૂઓ હતી. તેઓને યશોધર, યશોવીર, યશઃકર્ણ વગેરે પુત્રો તથા દેઉ, વસુ, જયતુ નામે પુત્રીઓ હતી. શેઠ સહદેવનું કુટુંબ મોટું હતું તેમાંથી બાહડિ નામનો પુત્ર એકાએક મરણ પામ્યો. આથી તેને સંસારની અસારતાનું ભાન થયું ધર્મ પ્રત્યે વધુ પ્રેમ જન્મ્યો.

તેણે પોતાના હાથે કમાયેલા દ્રવ્યમાંથી ઘરમાં પૂજવાયોગ્ય ભ. શાંતિનાથની પિત્તલની પ્રતિમા ભરાવી હતી. ઉપરનો પ્રસંગ બનતાં તેણે સં. ૧૨૨૭ના ભાદરવામાં પાટણમાં ચૌલુક્ય રાજા કુમારપાલના રાજ્યમાં આ. દેવભદ્રસૂરિકૃત શાંતિનાથચરિત્ર લખાવી. આ. યશોભદ્રના પટ્ટધર આ૦ પરમાનંદસૂરિને વહોરાવ્યું. જે અક્ષરો અને ચિત્રોથી શોભાયમાન હતું તેની પ્રશસ્તિ આ. ચક્રેશ્વરસૂરિના શિષ્ય આ. પરમાનંદસૂરિએ રચી છે. (—જૈ પુ૦ પ્ર૦ સં૦ પુષ્પિકા : ૫)

(૨) સિદ્ધનાગવંશ—

૧ સિદ્ધનાગ—તે પોરવાડ જ્ઞાતિનો હતો. તેણે પોતાની ભાવ કમાઈમાંથી ઘણાં જિનબિંબો ભરાવ્યાં હતાં. તેને વોહક, વીરક, વર્ધન અને દ્રોણક એમ ચાર પુત્રો હતા.

૨. વીરક—તે જિનભક્ત અને ગુરુભક્ત હતો. તેની પત્નીનું નામ ધનદેવી હતું. તે મંડારમાં આવીને વસ્યો.

૩ વરદેવ—તે સરળ હતો. જૈનધર્મમાં દૃઢ અનુરાગી, કૃપાળુ અને જનમાન્ય હતો. તેણે ભ. મહાવીરસ્વામીની પિત્તલની પ્રતિમા તેમજ સમવસરણ બનાવ્યાં અને વાદિવેતાલ આ. શાંતિસૂરિને વિનંતિ કરી ઉત્તરાધ્યયનની પાઇય ટીકા બનાવરાવી અને તે જ્ઞાનની ભક્તિભક્તિથી તે લખાવી.

તેને સાક્ષાત્ લક્ષ્મી જેવી લક્ષ્મી નામે પત્ની હતી અને સિદ્ધરાજ નામે પુત્ર હતો. શાંપૂશ્રી, અમૃતદેવી, જિનમતી, યશોરાજી અને પાલ્હણમતિ નામે પુત્રીઓ હતી. શેઠ વરદેવે મરતી વેળા સિદ્ધરાજને જણાવ્યું હતું કે ચાર માસ મેળ માટે તીર્થયાત્રા, સંઘ અને જિનપૂજામાં ધન વાપરવું, છતાં પુસ્તક લખાવવામાં વિશેષ ધન આપવું.

૪ સિદ્ધરાજ—તે પાટણમાં આવી વસ્યો. તે મોટો કોઈને

પ્રિય થાય તેવી મીઠી વાણી બોલનારો, ગુણનો પક્ષપાતી, વીર, કૃપાળુ, જૈનધર્મમાં અત્યંત રાગી, જિનપ્રાસાદો બંધાવનાર રાજમાન્ય, દૃઢ પ્રતિજ્ઞાવાળો, દાક્ષિણ્યશીલ, દાની અને સદાચારી હતો. તેને ૧ રાજિમતી અને ૨ શ્રીદેવી એમ બે પત્નીઓ હતી. વીરદત્ત, અભ, ચરણ વગેરે પુત્રો હતા. વીરિકા, જયશ્રિણી વગેરે પુત્રીઓ હતી. તે બધો પરિવાર સદાચારી અને લોકપ્રિય હતો. શેઠાણી રાજિમતીએ મરતી વેળા પોતાના પતિને વિનંતિ કરી કે તમે મારા શ્રેય માટે ભગવતીસૂત્ર ની બે પ્રતિઓ લખાવજો. શેઠ સિદ્ધરાજે પોતાના પિતા અને પત્નીના શ્રેય માટે નીચે પ્રમાણેની પ્રતિઓ લખાવી—૧ સૂયગડંગસુત્તનિજ્જુત્તિવૃત્તિ, ૨. ઉવાસગદસાઓ અંગવૃત્તિ, ૩ ઉવવાઇસુત્તવૃત્તિ, ૪ રાયપસેણિયસુત્ત, ૫. કપ્પસુત્તભાસ્સ, ૬ કપ્પસુત્તચુણ્ણિ ૭ દસવેયાલિયસુત્તણિજ્જુત્તિવૃત્તિ, ૮. ઉવએસમાલા, ૯ ભવભાવના, ૧૦ પંચાસગસુત્તવૃત્તિ, ૧૧. પિંડવિસુદ્ધિવૃત્તિ, ૧૨. જયદેવસૂરિ રચિત પ્રથમ પંચાસગચુણ્ણિ, ૧૩ લઘુવીરચરિત્ર ૧૪ સ્વપ્નચૂડામણિ, ૧૫–૧૬ ભગવતીસુત્તમૂલ, ૧૭ ભગવતીસુત્તવૃત્તિ—એમ ૧૦ આગમો અને બીજા ગ્રંથો મળીને કુલ એક લાખ શ્લોક પ્રમાણથીય વધુ એવા ગ્રંથો લખાવ્યા. તેમા ભગવતીસૂત્રની વૃત્તિવાળું પુસ્તક સં ૧૧૮૭ના કાર્તિક સુદિ ૨ ના રોજ પાટણમા ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહના રાજ્યમા લખાવી તૈયાર કરવામા આવ્યું હતું, જે આ શાલિભદ્ર અને આ૦ વર્ધમાનસૂરિના પટ્ટધર સંવિગ્નવિહારી આ૦ ચંદ્રપ્રભાચાર્યને વહોરાવ્યુ.

(જૂઓ પ્ર૦ ૩૭ પૃ૦ ૨૬૪)

શેઠ સિદ્ધરાજના પૂર્વજો અસલમા મહાહડ(મંડાર)ના વતની હતા. તે હર્ષપુર(હરખા)મા રહેતા હતા પોતે પાટણમાં આવીને વસ્યો હતો.

થારાપદ્રગચ્છના આ૦ શાંતિસૂરિએ શેઠ સિદ્ધદેવના દેરાસરમાં–ઉપાશ્રયમાં સં૦ ૧૨૨૨ મા પોતાના આઠ શિષ્યોને આચાર્ય બનાવ્યા અને પોતાના ગચ્છનું નામ પિપ્પલકગચ્છ રાખ્યુ. સંભવ છે કે આચાર્યશ્રીએ પોતાના ગચ્છની ગાદી થરાદને બદલે પિપ્પલક નગરમા

રાખી હોય અથવા તેમણે આ પદ્મપ્રભાન પીપળના વૃક્ષ નીચે કર્યું હોય. વડગચ્છ અને પિપ્પલકગચ્છ એ સમાનાંતર સૂચક નામો છે. (—જૈન પુ પ્રશસ્તિસંગ્રહ, પ્ર૦૩૭ પુષ્પિકા ૨, ૫, પ્ર૦૩૭૫ ૨૭૧)

સીહવંશ—

૧ સીહ—તે પોરવાડ જ્ઞાતિનો હતો. ચંદ્રાવતીમાં રહેતો હતો. ધનકુબેર હતો. નગરમાં પ્રતિષ્ઠિત વ્યક્તિ તરીકે તેની ગણના થતી. તે યશસ્વી હતો. તેને વીરદેવી નામે પત્ની હતી.

૨. પૂર્ણચંદ્ર—તેનું જીવન પવિત્ર હતું તેણે નાગેંદ્રગચ્છીય આ વિજયસિંહસૂરિની ઉપાસના, દેરાસર, જિનબિંબો, તળાવો, પરોપકાર, પોતાના બે પુત્રોની દીક્ષાના ઉત્સવો વગેરેમાં પુષ્કળ ધનવ્યય કર્યું હતું તેમને ૧ પદ્મદેવ, ૨ બોહડિ, ૩ બહુદેવ, ૪ આમણ, ૫. વરદેવ, ૬ યશોવીર, ૭. વીરચંદ, ૮ જિનચંદ્ર એમ ૮ પુત્રો હતા. તે પૈકી પદ્મદેવ અને તેની પત્ની પોઇણીએ જગતમાં સારી ખ્યાતિ મેળવી. તેઓએ આ પદ્મદેવના ઉપદેશથી ત્રિ શ પુ ચરિત્ર આદિનાથ ચરિત્ર લખાવ્યું ભગવાન મહાવીરસ્વામીના બે મોટા જિનપ્રાસાદ બનાવ્યા. (૩) બહુદેવે નાગેંદ્રગચ્છના આ વિજયસિંહના ઉપદેશથી પ્રતિબોધ પામી આ વિબુધપ્રભસૂરિ પાસે દીક્ષા સ્વીકારી અને તે આ પદ્મદેવસૂરિ બન્યા. (૬) યશોવીર વિદ્વાન હતો તે પંડિતોને પણ માન્ય હતો, તેણે મોટી નામના મેળવી હતી અને રુદ્રગચ્છના દેવેંદ્ર શાખાના (૧૨) આ૦ અભયદેવસૂરિ પાસે દીક્ષા લીધી હતી. તેઓ (૧૩) આ પરમાનંદ સૂરિ નામે જાહેર થયા. તેમની પાટે (૧૪) આ રત્નપ્રભસૂરિ આવ્યા. (જુઓ, પ્ર૦ ૩૫, પૃ ૩૧)

૩. બોહડિ—તે મોટો ગુણવાળો હતો. તેને આબી નામે પત્ની હતી.

૪ નિસલ—તેને રૂપિણી નામે પત્ની હતી. તેને આશાપાલ, સીધુ, જગતસિંહ, પદ્મસિંહ નામે પુત્રો અને વીરીદેવી નામે પુત્રી હતી. તે પૈકીના જગતસિંહે રુદ્રગચ્છના આ પરમાનંદસૂરિ પાસે દીક્ષા લીધી અને તે જ આ રત્નપ્રભસૂરિ નામથી ખ્યાતિ પામ્યા. નિસલે આ૦

રત્નપ્રભસૂરિના ઉપદેશથી સં ૧૩૧૦માં આરાસણમાં ભ૦ નેમિનાથના દેરાસરમાં સ્તંભ કરાવ્યો. (—રાજગચ્છ પટ્ટાવલી, નં૦ ૭)

૫. આશાપાલ—તે સૌ ભાઈ-બેનોમાં મોટો હતો. તેને ખેતુકા નામે પત્ની હતી. સજ્જન, અભયસિંહ અને સહજ નામે પુત્રો હતા. તેણે આ૦ રત્નપ્રભસૂરિના ઉપદેશથી કાલાપદ્રમાં ભ૦ સુમતિનાથનું દેરાસર તથા પ્રતિમા બનાવ્યાં અને સં ૧૩૨૨ના કાર્તિક વદિ ૮ને સોમવારે વિવેકમંજરીની વૃત્તિ લખાવી. આ વૃત્તિ રામચંદ્રે લખી છે અને તેની પ્રશસ્તિ રાજગચ્છના આ૦ પ્રદ્યુમ્નસૂરિએ શોધી છે (—જૈન પુસ્તક પ્રશસ્તિ સંગ્રહ, પુષ્પિકા ૩૦, સાતમી રાજગચ્છ પટ્ટાવલી, પ્રક૦ ૩૫, પૃ૦ ૪૧)

**શુભંકર શા—**

૧ (૧) તે સં૦ ૧૧૯૩માં સાંડેરાવમાં થયો.

(જુઓ પ્ર૦ ૩૭ પૃ૦ ૩૦૩)

શુભંકર—તે પોરવાડ જ્ઞાતિનો હતો. વિધિપક્ષગચ્છનો હતો.

(૨) ભણસુવાડામાં શુભંકર ગૂર્જર શ્રીમાળી જૈન થયો છે

(જુઓ પ્રક૦ ૪૮ પૃ૦ ૪૩૩

૨. સેવાક

૩ યશોધન—તેને ઉદ્ધરણ, સત્યદેવ, સુમદેવ બાહૂ અને લીલાક નામે પુત્રો હતા. સુમદેવના પુત્ર વડગચ્છના આ શ્રીમલય-પ્રભસૂરિ થયા છે

૪ બાહૂ—તેને લાહડ, લાખણ, લખમણ લખમિણીદેવી, સુખમણિદેવી, જયસિરિદેવી અને જેહડદેવી નામે સંતાનો હતા.

૫. લાહડ—તેને શ્રીદેવી નામે પત્ની અને સોલાક વાસલ, મદન, વીરુક તથા સાઉક નામે સંતાનો થયા. તે પૈકીના મદને દીક્ષા લીધી. તે આ૦ મદનચંદ્રસૂરિ નામથી પ્રસિદ્ધ થયા.

૬ સોલાક—તેને લક્ષ્મણા નામે પત્ની હતી. ઉદય, ચંદ્ર, આલાક રત્ન, વાલ્હાકદેવી તથા પાલ્હીદેવી નામે સંતાનો હતાં. ચંદ્રે દીક્ષા લીધી, જે આ ઉદયચંદ્રસૂરિ નામે ખ્યાતિ પામ્યા.

વાસ્તાકના પુત્રે દીક્ષા લીધી જે આ લલિતકીર્તિ તરીકે પ્રસિદ્ધ થયા. ચાહાકના પુત્ર પૂર્ણદેવના પુત્ર તથા પુત્રીએ દીક્ષા લીધી, જેના નામ ૫૦ ધનકુમાર ગણિ અને સાધ્વી ચંદનબાલા ગણિની હતા. ચાહાકની પુત્રી નાઉલદેવીએ દીક્ષા લીધી, તેનું નામ સાધ્વી જિન સુંદરી ગણિની પણ તે વિદુષી હતી. (સં૦ ૧૩૧૩ ૧૩૨૯) તેનો પરિવાર મોટો હતા. તેના ઉપદેશથી સં૦ ૧૩૧૩ના ચૈત્ર સુદિ ૮ને રવિવારે મહા વિસલદેવ અને નાગડ મંત્રીના રાજ્યમાં પાલનપુરમાં શેઠ વીરજી ઓસવાલનો પુત્ર શ્રીકુમાર અને તેની બીજી પત્ની પદ્મશ્રીએ જ્ઞાનપંચમીની કથા લખાવી. તે પ્રતિ સાધ્વી લલિત સુંદરી ગણિનીને વહોરાવી.

૭ ઉદય—તેને પાસવીર, આહડ, છાહડ, વાહીદેવી, લિલિણી દેવી, વસ્તિણિદેવી વગેરે સંતાનો હતા. આહડને વસુંધરી નામે પત્ની હતી તેમને ગુણચંદ્ર, ગાગી વગેરે સંતાન થયા. ગુણચંદ્રનું બીજું નામ કુલચંદ્ર હોવાનો સંભવ છે ગુણચંદ્રને રુક્મિણી પત્ની હતી.

૮. પાસવીર—તેને સુખમતિ પત્ની હતી તથા સેવાક હરિચંદ્ર (તે આ૦ જયચંદ્રસૂરિ), સોશાક, લક્ષ્મીદેવી, ખીમણીદેવી વગેરે સંતાન હતા.

૯ સેવાક—તેને પાલ્હણદે પત્ની હતી. તેણે સં ૧૩૨૯ના શ્રાવણ સુદિ ૮ના 'પરિશિષ્ટપર્વ' લખાવ્યું.

આસ્તનો વંશ—

૧ શેઠ આસ્ત—તે પોરવાડ જ્ઞાતિનો હતા. મોટા મોટા રાજાઓ પણ તેને માન આપતા હતા.

૨. યશોનાગ—તે ઘણો સોહામણો અને ગુણવાન હતો.

૩ પદ્મસિંહ—તે રાજમાન્ય હતો. શ્રીકલ્પસૂત્રવાળો હતો. તેને તિહુણાદેવી પત્ની હતી. યશોરાજ આસરાજ સોમરાજ, સલિગ, સોઢુકા અને માહિણી નામે સંતાનો હતા. તે પૈકીના સોમરાજે દીક્ષા લીધી અને સલિગને શેઠ કુલચંદ તથા અમુકદેવીની પુત્રી રાજલદે પત્ની તથા સંગ્રામસિંહ નામે પુત્ર હતો. સંગ્રામસિંહની

પત્ની અને શેઠ અભયકુમાર તથા સલક્ષણદેવીની પુત્રી સુહડાદેવીએ આ૦ મલધારગચ્છના ગુરુના ઉપદેશથી તેમજ પતિદેવની મદદથી 'પર્યુષણાકલ્પ'નું નવું પુસ્તક લખ્યું તેને કોઈ સંતાન નહોતું

૪ મહીરાજ—તેને પૃથ્વીસિંહ, મહણાદ, ગેહુમાદેવી, અને સજ્જનદેવી નામે સંતાન હતા.

૫. મહણાદ—તેને માલણ નામે પત્ની હતી અને દેવસિંહ, સોમસિંહ, પમાદેવી, સહૂનાદેવી અને રાજીદેવી નામે સંતાન હતા.

૬ દેવસિંહ. (–જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા ૧૦)

**સોઢી પલ્લીવાલનો વંશ—**

૧ સોઢી—તે પલ્લીવાલ હતો. તે પવિત્ર આત્મા, કૃપાળો અને વિવેકી શ્રાવક હતા. તેને સુહવા નામે પત્ની હતી.

૨. પાસનાગ—તેને પદ્મશ્રી પત્ની હતી. તેમને સાજન, સર્વાંક આહડ પદ્મો અને જેસલદેવી નામે સંતાન હતા. સાજુક આરાધના પૂર્વક મરણ પામ્યો.

૩ આહડ—તેને વઝૂ નામે પત્ની હતી અને આસરાજ શ્રીપાલ, ખાખક પદ્મસિંહ, લલતુ અને વાસ્તુદેવી નામે સંતાન હતા. વાસ્તુની પુત્રી મદનસુંદરી અને પદ્મસિંહની પુત્રી ભાવસુંદરી કીર્તિ ગણિનીની શિષ્યા બની હતી.

૪ શ્રીપાલ—તેને વેઢુ નામે પત્ની હતી. તેના પુત્રનું નામ વીલા હતું તેણે સં૦ ૧૩ ૩ના કાર્તિક સુદિ ૧ ને રવિવારે લક્ષ્મમાં આ૦ કુલપ્રભસૂરિના ઉપદેશથી પોતાનું ન્યાયસંપન્ન દ્રવ્ય ખર્ચી આ૦ હેમચંદ્રસૂરિના ત્રિષષ્ટિશલાકાપુરુષના સ૦ અજિતનાથથી સં૦ શીતલનાથ સુધીના તીર્થંકરોના ચરિત્રોની પ્રતિ લખાવી અને આ૦ કુલપ્રભસૂરિના પટ્ટધર આ૦ નરેશ્વરસૂરિ પાસે તેનું વ્યાખ્યાન કરાવી સાંભળ્યું તેની પુષ્પિકામાં પલ્લીવાલવંશનું વર્ણન આ પ્રમાણે છે—

तत्वाना सकल कल्मषमथिकं पर्याप्तवाक्यम्

मरमीश्वरान्तरीय य भितकती प्रेक्षरगुणाप्यासितम् ।

राज्ञामोपरणाभिधमप्यकरोत् स्याद्वर्णतामागता
पल्लीवाल इति प्रसिद्धमहिमा वंशोऽस्ति सोऽयं भुवि॥

(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા ૧૧)

**વસ્તુડિયા વંશ—પલ્લીવાલ**

अस्तीह श्रेष्ठपर्वपरिष्कृत स्फायत्ताप्रतिष्ठ-
सच्छायप्रकाशवर्णः सकलसुमनसामाश्रयत्वं गतस्तु ।
पल्लीवालाख्यवंशो जगति सुविदितस्तत्र मुक्तेव साधु-
साधुव्रातमण्डना वरहुडिरिति तस्मात्त्रिमान् नेमडोऽभूत्॥

(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા ૨૯)

૧ વરદેવ—સં૦ ૧૧૫ પછી પાલીથી શ્વેતામ્બર પલ્લીવાલ ગચ્છ નીકળ્યો. એ રીતે પાલીની અને પાલીની બહાર ગઈ તે પલ્લીવાલ તરીકે પ્રસિદ્ધિ પામી. એમાંનો પલ્લીવાલ શેઠ વરદેવ નાગોરમાં રહેતો હતો. તેનાથી વસ્તુડિયા ગોત્ર થયું. તેને આસદેવ અને લક્ષ્મીધર નામે બે પુત્રો હતા. લક્ષ્મીદેવને વિરદેવ, ગુણધર, જયદેવ અને ભુવન એમ ચાર પુત્રો હતા.

૨. આસદેવ—તેને નેમડ, આભડ, માણિક અને સલખણ એમ ચાર પુત્રો હતા.

૩ નેમડ—તે પાલનપુર આવીને વસ્યો. તેને રાહડ, જયદેવ અને સહદેવ—એમ ત્રણ પુત્રો હતા. રાહડને બે પત્નીઓ અને પાંચ પુત્રો હતા. જયદેવને જાસલદેવી નામે પત્ની હતી. તેનાથી તેને ત્રણ પુત્રો થયા. ૧ વીરદેવ (પત્ની વિજયશ્રી), ૨. દેવકુમાર (પત્ની દેવશ્રી), ૩. હાલૂ (પત્ની હર્ષિણી). સહદેવને ખેમા અને ગોસલ નામે બે પુત્રો હતા. ખેમાને હીરૂઓ નામે પત્ની હતી. તેમને જેહડ, હેમચંદ, કુમારપાલ અને પાસદેવ નામે પુત્રો હતા. ગોસલને ગુણદેવી પત્ની હતી. તેમને હરિચંદ પુત્ર અને દેમતી નામે પુત્રી હતા.

નેમડના વંશજો નેમા વાણિયા કહેવાયા.

૪ રાહડ—તેને બે પત્નીઓ હતી. તેમાં પ્રથમ લક્ષ્મી નામની

પત્નીથી જિનચંદ્ર અને દુલહ નામે પુત્રો થયા અને બીજી પત્ની નાઈકિથી ધનેશ્વર, લાહડ અને અભય નામે પુત્રો થયા. ધનેશ્વરને ધનશ્રી નામે પત્ની હતી અને અરિસિંહ નામે પુત્ર હતો. શેઠ લાહડે સં૦ ૧૩૦૭માં 'સટીક-ભગવતીસૂત્ર' ની અને સં૦ ૧૩૦૯ના ભાદરવા સુદિ ૧૫ના રોજ 'વ્યવહારસૂત્ર'નો પ્રથમ ખંડ લખાવ્યો.

(-જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા ૨૯)

૫. જિનચંદ્ર—તેને ચાહિણી નામે પત્ની હતી. ચાહિણી નામે પુત્રી હતી અને સં૦ દેવચંદ્ર, નામધર મહીધર વીરધવલ અને ભીમદેવ નામે પુત્રો હતા. શેઠ જિનચંદ્ર તેના ભાઈઓ, કાકા ભાઈઓ વગેરે મોટો પરિવાર હતો. તેઓ તપગચ્છના આ૦ દેવેન્દ્ર અને આ૦ વિજયચંદ્રના ઉપાસક હતા. શેઠ જિનચંદ્રનો પરિવાર વિજાપુરમાં રહેતો હતો ત્યારે વીજાપુરમાં સં૦ ૧૨૯૨માં પં૦ દેવભદ્ર પં મલયકીર્તિ, પં૦ અજિતપ્રભ વગેરે સં ૧૨૯૬માં આ૦ દેવેન્દ્ર, આ૦ વિજયચંદ્ર ઉપા૦ દેવભદ્ર વગેરે ચાતુર્માસ રહ્યા હતા.

(-પ્રો૦ ૬૦ દે પાસ ૫૧૦)

૬ વીરધવલ-ભીમદેવ—વીજાપુરમાં વીરધવલનું લગ્ન થવાનું હતું અને લગ્નમંડપ ઊભો કરવામાં આવ્યો હતો તે જ સમયે આ૦ દેવેન્દ્રસૂરિ વીજાપુર પધાર્યા હતા. તમના વૈરાગ્યજનક ઉપદેશથી વીરધવલ અને ભીમદેવ બંને ભાઈઓ વૈરાગ્યવાસિત બન્યા. લગ્નનો મંડપ દીક્ષાનો મંડપ બની ગયો. આ૦ દેવેન્દ્રસૂરિએ તે બંનેને સં૦ ૧૩૨માં દીક્ષા આપી. તે બંને વિદ્યાધ્યયન કરીને આ૦ વિદ્યાનંદસૂરિ (સં૦ ૧૩૨૩ થી ૧૩૨૭) અને આ૦ લઘુ ધર્મઘોષસૂરિ (૧૩૨૭ થી ૧૩૫૭) નામથી ખ્યાતિ પામ્યા. (પ્ર૦ ૪૧)

પ્રતિષ્ઠાઓ—

શા૦ નેમડના વંશજોએ આબૂ ઉપરના લુણિગવસહીમાં દેરીઓ, પરિકરો અને પ્રતિમાઓ કરાવી હતી. શત્રુંજય, ગિરનાર, આબૂ, તારંગા, ખંભાત, થારૂપ, પાટણ વીજાપુર, લાડોલ, પાલનપુર અને નાગોર વગેરે સ્થાનોમાં દેરાસરો, દેરીઓ, પ્રતિમાઓ, પરિકરો અને

વર્ણનરૂપે છે.[1]

શેઠ નેમિકુમારના પુત્ર વાગ્ભટે પોતાના કાવ્યાનુશાસનમાં જણાવ્યું છે કે પં૦ દંડી, વામન અને વાગ્ભટ વગેરેએ ૧૦ ગુણો બતાવ્યા છે જ્યારે મેં માત્ર મધુરતા, ઓજસ્ અને પ્રસાદ એ ત્રણ ગુણો જ માન્યા છે જેમાં ઉપરના ૧૦ ગુણોનો સમાવેશ થાય છે. એટલે કે કાવ્યાનુશાસનકાર વાગ્ભટ અને અલંકારકાર વાગ્ભટ ભિન્ન ભિન્ન છે એક નથી. વાગ્ભટાલંકારની ઉપર નીચેના વિદ્વાનોએ ટીકાઓ રચેલી મળે છે—

(૧) આ૦ જિનવર્ધન, (૨) પં૦ ક્ષેમહંસ, (૩) પં૦ અનંતભટ્ટ-પુત્ર ગણેશ, (૪) ઉપા૦ રાજહંસ અને (૫) પં૦ સિંહદેવગણિ.

પં૦ સિંહદેવ ગણિએ પોતાની ટીકામાં આ વાગ્ભટને મહામાત્ય જણાવ્યો છે પણ તે ઠીક નથી. તે મહામાત્ય નહીં પણ મહામાત્ય શ્રેષ્ઠી હતો.

૪ શરણદેવ—તેને સુહડાદેવી નામે પત્ની હતી અને વીરચંદ, પાસડ, આમડ તેમજ રાવણ નામે પુત્રો હતા. તેણે સં૦ ૧૨૭૫માં આરાસણના દેરાસરમાં બે ગોખલા કરાવ્યા. તેની ચાર પુત્રીઓએ સં૦ ૧૩૧ માં આરાસણના દેરાસરમાં ૧૭૦ તીર્થંકરનો પટ કરાવ્યો. આમડને અભયસિરિ નામે પત્ની અને વાલ્હે, એતો નામે પુત્રો હતા. રાવણને હીરુ નામે પત્ની અને બોડસિંહ પુત્ર હતો. બોડસિંહને જગતશ્રી નામની પત્ની હતી.

૫ વીરચંદ—તેને સુખમણિ પત્ની, પૂનો નામે પુત્ર અને મોહણદેવી નામે પુત્રવધૂ હતી. શેઠ વીરચંદે સં૦ ૧૩૩૮ના જેઠ

[1] કવિ વાગ્ભટ પોતાની પોતાના કાવ્યાનુશાસનના શ્લોક પરિચ્છેદ—
जगदेकवर ॥२॥ रम्यात्मा ॥१॥ नेमि ॥१॥
ब्रुवन्ति ॥११॥ कान्तारपूर्व ॥१७॥ चतुर्दिक्षु ॥१९॥
निजकीर्ति ॥१२॥ नवरं सुजन ॥१९॥—વગેરે શ્લોકો વાગ્ભટ શેઠ નેમિકુમારના પુત્ર કવિ વાગ્ભટના નેમિનિર્વાણકાવ્ય ના છે. આથી ચોક્કસ છે કે આ બંને કવિ વાગ્ભટો સમકાલીન વિદ્વાનો હતા.

સુદિ ૧૪ ને શનિવારે આરાસણમાં શ્રી વાસુપૂજ્યસ્વામીની પ્રતિમા કરાવી. તેમાં ચ ગચ્છના આ૦ પરમાણંદસૂરિના હાથે શ્રી૦ વાસુપૂજ્યની પ્રતિષ્ઠા કરાવી. સં ૧૩૪૫ માં સમેતશિખર મહાતીર્થની યાત્રા કરી અને સમેતશિખરનો પટ બનાવી તેની મુખ્ય પ્રતિષ્ઠા કરાવી, તેને પોતાના તીર્થમાં સ્થાપન કરી.

(—આરાસણાતીર્થના લેખો, પ્રાચીન જૈનલેખસંગ્રહ, લે ૨૭૯ થી ૨૯૦)

દેવવંશ—

૧ દેવ—તે પોરવાડ જ્ઞાતિનો હતો.

૨. સંધીરણ.

૩. યશોધન—તેને યશોમતી નામે પત્ની તથા અભ, ગોત, શ્રીધર, આશાધર અને વીર એમ પાંચ પુત્રો હતા. આ ભાઈઓએ સં૦ ૧૨૧૨ ના જેઠ વદિ ૮ ને મંગળવારે વિમલવસહીના ગૂઢમંડપના ગોખલામાં પિતાના કલ્યાણ માટે શ્રી૦આદિનાથનું બિંબ ભરાવી પધરાવ્યું

જિનદેવ વંશ—

૧ જિનદેવ—તે પોરવાડ જ્ઞાતિનો હતો. મહાત્મા હતો. ગુણવાન, પ્રતિષ્ઠિત અને વિવેકી જૈન હતો.

૨. સવદેવ.

૩ સોમદેવ—તેણે વડગચ્છના આ વિજયસિંહની પાસે દીક્ષા લીધી જેઓ પ્રસિદ્ધ શતાર્થી આ સોમપ્રભસૂરિ તરીકે વિખ્યાત થયા.

(—કુમારપાલપડિબોહો)

બાહિલ મહત્તમ વંશ—

૧ બાહિલ—રાજા ભીમદેવનો વ્યયકરણ અમાત્ય (ખરચખાતા નો પ્રધાન) હતો. તે પોરવાડ નાતિનો જૈન હતો.

૨. નરસિંહ—તે પણ મહત્તમ હતો.

૩. દુર્લભરાજ—તે રાજા કુમારપાલનો મહત્તમ હતો. કવિ હતો. તેણે સં૦ ૧૨૧૬ માં સામુદ્રિકતિલક નામે ગ્રંથ રચ્યો છે તેના પુત્ર જગદેવે તેમાં મદદ કરી હતી.

૪ જગદેવ—તેણે અન્યાન્ય વામલિ નામનો ગ્રંથ (અ ૧૨, શ્લોક : ૭૧૧) રચ્યો છે

શેઠ દોહડિનો વંશ—

૧. દોહડિ—તે જૈનધર્મનો પ્રેમી હતો. સાધુઓનો ભક્ત હતો. તે પાટણમાં ? કલ્યાણની પાછળ પોતાની વસતિમાં સાધુ-મુનિઓને ઉતારો આપતો હતો. વાદિવેતાલ આ શાંતિસૂરિ, આ નેમિચંદ્ર અને આ મુનિચંદ્ર વગેરે પ્રતિ આદરભક્તિ રાખતો હતો. તેણે સં ૧૧૨૯માં આ નેમિચંદ્રસૂરિએ રચેલી ઉત્તરાધ્યયનસૂત્ર-લઘુવૃત્તિ (પ્ર ૧૪ )ની પહેલી પ્રતિ પોતાના હાથે લખી હતી.

શેઠ ભામક—તેની પત્નીનું નામ વસુંધરા. તે બંને જણ મોટા દાનવીર હતા. તેમના આગ્રહથી આ દેવસૂરિએ સં૦ ૧૧૬૨માં પાટણમાં તેના વસતિમાં રહી જીવાનુશાસન (ગાથા ૩૨૮) તથા તેની વૃત્તિ એક જ મહિનામાં રચીને પૂર્ણ કરી હતી.

૩. વીર—સં૦ ૧૧ ૨.

શેઠ નીનાનો શ્રીમાલવંશ—

તેના પૂર્વજોમાં શેઠ નાદ ત શ્રીમાલનગરનો ભારદ્વાજ ગોત્રી શ્રીનાગી બ્રાહ્મણ હતો તે શહેરમાં પૂર્વ દરવાજે લક્ષ્મીવાસમાં રહેતો હતો. પાસે કરોડનો તે આસામી હતો. તેણે સં ૭૯૫માં જૈનધર્મ સ્વીકાર્યો. શ્રીમાલીઓમાં ત શાંતિનાથનું ચૈત્ય હતું. તેનો ગોત્રિક બન્યો. તેની પરંપરા નીચે મુજબ હતી—

૧ શેઠ નાદ, ભાર્યા સુલક્ષણે ૨ ગુણ્ય, ભાર્યા ૨ગાઈ ૩ હરપાલ, આ નાહલી, ૪ લોહો, ભાર્યા ૧ગાઈ ૫ ખીમાલ ભાર્યા પારુલ, ૬ આશા, ભાર્યા પુહતી, ૭ ધનંજ ભાર્યા લક્ષ્મી, ૮ શિવો, ભાર્યા પતી, ૯ મહારાજ ભાર્યા કમાઈ ૧૦ રાજ, ભાર્યા પૂરી, ૧૧ ગણપતિ, ભાર્યા સરી, ૧૨ આસણ, ભાર્યા ક્ષ્મૂ ૧૩ મહીધર ભાર્યા નાગી, ૧૪ કુંવરપાલ, ભાર્યા નાગી, ૧૫ પાસા, ભાર્યા પ્રેમી, ૧૬ વસ્તા, ભાર્યા ધનાઈ, ૧૭ કાન્હો, ભાર્યા માધૂ ૧૮ નાનો, ભાર્યા પૂરી

સં૦ ૧૧૧૧માં શ્રિમમાલ ભાંગ્યું લાખો મનુષ્યો મરી ગયા.

ઘણા કેટમા પુરાણા શેઠ નાનો શ્રીમાળી ભિન્નમાલ છોડી નાઠો અને કોલિહાયમા પાયચી ગામે જઈ વસ્યો. તેનો વંશ નીચે મુજબ ચાલ્યો—

૧૮ શેઠ નાનો, ભાર્યા પુરી, ૧૯ અમરો, ભાર્યા આઉ ૨૦ હરદે, ભાર્યા હાસલદે ૨૧ ગોપી, ભાર્યા ગુરીદે, ૨૨ એગો, ભાર્યા હાપૂ ૨૩ નાહિલ ભાર્યા નાહલદે ૨૪ સારિંગ, ભા૦ નારિંગદેવી. તે સં૦ ૧૨૨૫ મા પોતાના સાસરે પાટણમા કોટલિયાવાડામા જઈ વસ્યો. ૨૫ શ્રીધર, ભાર્યા સરીયાદે. તે સં૦ ૧૨૮૫ મા ઝાંબૂ પાસે સાસરે નરેશીમા જઈ વસ્યો ૨૬ અના, ભાર્યા અનાદે, ૨૭ મૂલો, ભાર્યા માણકદે. તેણે સં૦ ૧૩૧૬ મા આગમગચ્છના આ૦ અજિતસિંહના ઉપદેશથી સં૦ આદિનાથનો ચોવીશવટો બનાવ્યો. ૨૮ વર્ધમાન, ભાર્યા વયજલદે. શેઠ વર્ધમાનનો નાનો ભાઈ શેઠ જઈતા પોતાના સાસરે ચાણસ્મા જઈને વસ્યો. તેણે ત્યા આ૦ અજિતપ્રભસૂરિ કે આ૦ ભુવનતુંગસૂરિના ઉપદેશથી સં૦ ૧૩૧૫ મા ભટેવા પાર્શ્વનાથના મંદિરનો ઉદ્ધાર કરાવ્યો. ૨૯ શેઠ કરમણ, ભાર્યા કરમાદે તે સાહૂ મહં૦ હાપીશીમુને ત્યા મોઢેરા જઈને વસ્યો અને સં૦ ૧૩૭૫ માં મહં૦ (મંત્રી) બન્યો.

આ પરિવારના વંશજો વગાર પાટણ, બહાલાણુ, નાગનેશ, ખંભાત, તામ્રપુર માડવગઢ, વડોદરા વગેરે સ્થળોમા જઈને વસ્યા.

(—જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧ અંક ૪ પૃ૦ ૧૬૩ થી ૧૬૬)

**સ્તંભન પાર્શ્વનાથ તીર્થ (ખંભાત)—**

શ્રીપાર્શ્વનાથ ભગવાનની બે પ્રતિમાઓ અને એક શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિમા પ્રાચીનતા અને પ્રભાવકતા માટે ખૂબ પ્રસિદ્ધિ પામી હતી. તે ત્રણે પ્રતિમાઓનો ઇતિહાસ એવો મળે છે કે એ પ્રતિમાઓને સ્વયં ઇન્દ્ર પૂજા કરવા માટે દેવલોકમા લઈ ગયો હતો. સૂર્યદેવ અને ચંદ્રદેવ પોતાના વિમાનમા લઈ ગયા હતા. ભુવનપતિ દેવોના ઇન્દ્ર પાતાલમા લઈ ગયેલા. વરુણ સાથે અને સમય ક્રમ્ે તે પ્રતિમાઓ સમુદ્ર કાંઠે સમેશ્વરમા મૂકી હતી. યાદવોએ દ્વારિકા નગરી

મોટી રકમ આપી આ મંદિરમાં એક દેરી બનાવી હતી. પોળકાનો મુખ્ય શ્રાવક પેથ હમેશના દિવસે આ પ્રતિમાજીની પહેલી પૂજા કરતો હતો.

આ પ્રતિમા સાથેની બે પ્રતિમાઓ પૈકી એક ભ૦ પાર્શ્વનાથ ની પ્રતિમા ચારૂપમાં અને બીજી ભ. અરિષ્ટનેમિની ગુજરાતના પાટણ શહેરમાં વિદ્યમાન છે અને પૂજાય છે.

સ્તંભનક પાર્શ્વનાથની પ્રતિમા પ્રથમ થાંભણામાં વિરાજમાન હતી. પછી કોઈ કારણે સમુદ્રકિનારે તમાલિની નગરમાં વિશાળ જિનાલય બંધાવીને સ્થાપન કરવામાં આવી હતી. સમય જતાં તે સ્થાન ખંભાત સાથે જોડાઈ જતાં ખંભાત—સ્તંભન પાર્શ્વનાથનું તીર્થ બન્યું. આ ઘટના સં૦ ૧૩૬૮ પહેલાં બની હતી.

(—પ્રભાવકચરિત્રપ્રબંધ ૧૯ પ્રબંધચિંતામણિ, પરસ્પરણ પ્રબંધ, ચતુર્વિંશતિ પ્રબંધ : ૧૭ મુનિ શ્રીનેમિવિજયકૃત સં૦ ૧૮૧૧ નો સ્તંભન પાર્શ્વનાથ આદિ સ્તવનરાસ, ભાગ ૨૭ જૈન તીર્થોનો ઇતિહાસ, જૈન પરંપરાનો ઇતિહાસ, ભા૦ ૧૧ પૃ ૨૪૫, જૈનપુસ્તક પ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા : ૪)

ચારૂપ મહાતીર્થ—

પાટણથી ૬ કોસ દૂર ચારૂપ નામે ગામ છે જ્યાં શ્રીશામળા પાર્શ્વનાથ ભગવાનનું તીર્થ છે (જુઓ, ભા૦ ૧ પૃ ૫૬)

ખંભાતના વર્ણનમાં જોયું કે, શ્રીમંતનગરના શેઠ ધનપતિના વહાણો સમુદ્રમાં ફસી ગયા અને એ જ સ્થાને સમુદ્ર દેવીએ સોંપી ત્રણ અતિપ્રાચીન પ્રતિમાઓને શેઠે બહાર કઢાવી ત્યારે જ એ વહાણો આગળ ચાલી શક્યાં. તે પૈકીની એક પ્રતિમા, જે નાગાર્જુન થાંભણામાં લઈ ગયો હતો તે સ્તંભન પાર્શ્વનાથની પ્રતિમા તરીકે પ્રસિદ્ધિ પામી. બીજી ભ. પાર્શ્વનાથની પ્રતિમા ચારૂપમાં અને ત્રીજી શ્રીનેમિનાથ ભ. ની પ્રતિમા પાટણ શહેરમાં સ્થાપન કરવામાં આવી હતી. આ૦ પ્રભાચંદ્રસૂરિ 'પ્રભાવકચરિત્ર'માં લખે છે કે—

"એકામેકા ચ ચારૂપગ્રામે તીર્થં પ્રતિષ્ઠિતમ્ ॥"

ઉપર્યુક્ત બને પ્રતિમાઓ પાટણ વસ્યા પછી પાટણ અને ચારૂપ

મા આવી હોય એવો સંભવ છે

અહીં ચારૂપ તીર્થમાં નાગેન્દ્રગચ્છીય આ. શ્રીગુણસૂરિ સંતાનીય આ૦ દેવેન્દ્રસૂરિએ ચારૂપ મહાતીર્થમાં જ પાર્શ્વનાથની પ્રતિમા સ્થાપન કર્યાનો લેખ મળે છે આ લેખનો સંવત્ ઘસાઈ ગયો છે તેથી સમયનો નિર્ણય થઈ શકતો નથી. વળી, દેવેન્દ્રસૂરિ નામના અનેક આચાર્યો થઈ ગયા છે એક આચાર્ય નવમી શતાબ્દીમાં અને એક ચૌદમી શતાબ્દીમાં થયા હતા. એ પૈકીના કયા આચાર્યે ક્યારે આ મૂર્તિ સ્થાપન કરી એ જાણી શકાયું નથી. આમ છતાં ચારૂપનો મહાતીર્થ તરીકે ઉલ્લેખ મળે છે એ પાછળ આ તીર્થની મૂર્તિની અતિ પ્રાચીનતા અને પ્રભાવકતા કારણરૂપ હશે.

વરહુડિયા નેમડના વંશજોએ અહીં જિનાલય બનાવ્યું હતું

(પ્રા૦ ૩/ પૃ૦ ..)

ભાવાચાર્યગચ્છના પ્રસિદ્ધ સિદ્ધપુરુષ શ્રીવીરાચાર્ય પાલીથી પાટણ જતા અહીં ચારૂપમાં પધાર્યા હતા. એ સમયે ગૂર્જરનરેશ સિદ્ધરાજ જયસિંહ તેમને પાટણમાં પધારવાની વિનંતિ કરવા ચારૂપમાં આવ્યો હતો.

અહીં મંત્રીશ્વર વસ્તુપાલે ભ. આદિનાથના ગૂઢમંડપવાળો પ્રાસાદ કરાવ્યો હતો. (આબૂલેખ) તેમજ મંત્રી પેથડશાહે ભ૦ શાંતિનાથનું મંદિર બનાવ્યું હતું અથવા બિંબ પધરાવ્યું હતું

(—ગુર્વાવલી, જૈન તીર્થનો ઇતિહાસ)

ચાણસ્મા—

પાટણથી દક્ષિણ દિશામાં ૧૦ કોશ દૂર ચાણસ્મા નામે ગામ છે જેનું સંસ્કૃત નામ ચંદ્રાવતી. એમ કહેવાય છે કે અહીંની મસ્જિદમાં ચાર લોકોને માટે ચાર બારીઓ મૂકેલી છે તેથી ગામનું નામ ચારસમા-ચાણસ્મા પડ્યું

અહીં ભટેવા પાર્શ્વનાથનું તીર્થ છે પ્રતિમા જો કે નાની છે પણ પ્રાચીન છે એવો સંભવ છે કે તે આસપાસમાં મારવાડના ભટેવર ગામથી આવી હોય.

ચાણસ્મા પાસેના નરોલી ગામમાં જયતા નામે એક શેઠ

સ્થાપન કરી ત્યારે તે પ્રતિમાઓને દ્વારિકામાં સ્થાપન કરીને પૂજા કરી હતી. ઋષિ દ્વૈપાયને મૂળ દ્વારિકાને બાળી નાખી નષ્ટ કરી મૂકી ત્યારે યાદવોએ એ પ્રતિમાઓને સમુદ્રમાં પધરાવી હતી. પછી કેટલાયે વર્ષો સુધી એ પ્રતિમાઓ સમુદ્રમાં રહી.

એક વાર શ્રીકાંત નગરનો જૈન ધનપતિ (સાગરદત્ત) વેપાર અર્થે વહાણોને લઈને સમુદ્રમાર્ગે જઈ રહ્યો હતો અને તેના વહાણો એ પ્રતિમા ઉપર થઈને જવા લાગ્યા ત્યારે તેના વહાણો એકાએક થંભી ગયા. ઘણો પ્રયત્ન કરવા છતાં તે વહાણો આગળ જઈ ન શક્યાં. શેઠે પૂજાપાઠ કર્યો ત્યારે આકાશવાણી થઈ કે 'આ સ્થાનમાં પ્રાચીન એવી ત્રણ પ્રતિમાઓ છે તે પ્રતિમાઓના અધિષ્ઠાયક દેવે તારા વહાણો થંભાવ્યા છે માટે એ પ્રતિમાઓને તારા વહાણમાં લઈ લે તે પછી જ તારાં વહાણો આગળ સફર કરી શકશે.' શેઠે તરત જ ખારવાઓને સમુદ્રની અંદર ઉતારી પ્રતિમાઓ બહાર કઢાવી વહાણમાં પધરાવી. શેઠ એ પ્રતિમાઓને કાંતિનગર લઈ ગયો અને પોતાના ઘરદેરાસરમાં પધરાવી પૂજા કરવા લાગ્યો, આથી શેઠને બધી રીતે લાભ થયો.

એ જ અરસામાં ઢંકગિરિના ક્ષત્રિય રણસિંહની પુત્રી ભૂપાલદેવીનો પુત્ર નાગાર્જુન વનસ્પતિવિદ્યાનો પારગામી વિદ્યાસિદ્ધ પુરુષ હતો. તેણે વિદ્યાસિદ્ધ આ૦ પાદલિપ્તસૂરિની આદર સેવા કરીને આકાશમાં ઉડ્ડયન કરવાનો પાદલેપ મેળવ્યો હતો. ગુરુજીની સ્મૃતિ માટે તેણે તેમના નામ ઉપરથી પાદલિપ્તપુર (પાલીતાણા) વસાવ્યું હતું. ગિરિરાજ ઉપર ભ૦ મહાવીરસ્વામીનું જિનાલય, ગિરનારની નીચે શિખા પાસે દ્વારકાના રાજમહેલો, દશારમંડપ, રાજા ઉગ્રસેનનો રાજમહેલ, વિવાહવેદિકા, ભ૦ નેમિનાથનું દીક્ષા માટે પ્રયાણ વગેરે રચનાઓ બનાવી હતી, (પ્રક ૧૧ પૃ ૨૪૧) અને એ જ ગુરુદેવના મુખેથી સાંભળ્યું હતું કે ભ૦ પાર્શ્વનાથની પ્રતિમાની નિશ્રામાં બનાવેલો રસ કોટિવેધી બને છે તે મુજબ રસ સિદ્ધ કરવા માટે શ્રીકાંતનગરના શેઠના દેરાસરમાંથી ભ૦ પાર્શ્વનાથની પ્રતિમા ઉપાડી લાવીને સેઢી નદીના કાંઠે

જંગલમાં છુપાવી રાખી હતી. તેની સાંનિધ્યમાં તેણે રસને સિદ્ધ કર્યો અને અહીં થાંભણા (તાલુકો—આણંદ) ગામ વસાવ્યું હતું. એ સમયથી એ પ્રતિમા સેઢીનદીને કાંઠે ખાખરાના ઝાડની ઘટામાંની ભૂમિ નીચે દટાઈ રહી હતી.

વિક્રમની બારમી શતાબ્દીમાં થાંભણાના પટેલ મહીચલની ગાય એ સ્થળે આવીને એ પ્રતિમા ઉપર હંમેશાં દૂધ ઝરી જતી હતી.

વડગચ્છના સંવેગી સુવિહિત આ૦ અભયદેવસૂરિ ધરણેન્દ્રની સૂચના મુજબ અહીં પધાર્યા ત્યારે તેમણે ગોવાળિયાના મુખેથી ગાયના દૂધ ઝરવાનો વૃત્તાંત સાંભળ્યો. તેમણે એ સ્થળે ધ્યાન મુદ્રામાં બેસીને જય તિહુઅણ સ્તોત્ર (ગાથા ૩૨) બનાવી ભ૦ પાર્શ્વનાથની સ્તુતિ કરી. આથી તે પ્રતિમા ત્યાંથી પ્રગટ થઈ આવી. પ્રતિમા પ્રગટ થયાના સમાચાર સાંભળી શ્રીસંઘ ત્યાં આવ્યો અને તે ખુશાલીના પ્રસંગમાં ગામ જમણ કર્યું. જૈનોએ ત્યાં ને ત્યાં લાખેક રૂપિયાનો ફાળો કર્યો. શ્રીસંઘે મલવાદીગચ્છના આચાર્યના ઉપદેશથી સ્થપતિ આમેશ્વર તથા મહિધ પાસે જિનપ્રાસાદ તૈયાર કરાવ્યો અને તેમાં આ૦ અભયદેવસૂરિના હાથે સારા મુહૂર્તમાં ભ૦ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. (પ્ર૦ ૩૬ પૃ૦ ૨૧૬ ૨૧૭)

આ મંદિરનો મંત્રી વસ્તુપાલે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. સંભવ છે કે આ તીર્થ પણ મુસ્લિમ હુમલાથી બચ્યું ન હોય. એટલે એ પ્રતિમાને સમુદ્ર કિનારે વિશાલ જિનાલય બંધાવી તેમાં સ્થાપન કરી, ત્યારથી ખંભાત એ સ્તંભન પાર્શ્વનાથનું તીર્થ બન્યું. સ્તંભનપુર (ખંભાત) પણ સમુદ્રમાં વહાણો સ્તંભી ગયેલાં તે સ્થળે વસ્યું છે.

આ પ્રતિમાજીના પ્રભાવથી શ્રીરામચંદ્રજીએ રામેશ્વરનો સેતુ બાંધ્યો હતો. સિદ્ધયોગી નાગાર્જુને કોટિવેધ રસ બાંધ્યો અને ખંભાતમાં દરિયો બંધાયો તેથી એ સ્તંભન પાર્શ્વનાથના નામે ખ્યાત છે અને ખંભાત સ્તંભન પાર્શ્વનાથના તીર્થ તરીકે લોકમાં પ્રસિદ્ધિ પામ્યું છે.

સ્થપતિ આમદેવ તથા મહિધને મુખ્ય સૂત્રધાર તરીકે નિરંતર એક દ્રમ્મ મળતો હતો. તેમણે પોતાની આવકમાંથી બચત કરીને

મોટી રકમ આપી આ મંદિરમાં એક દેરી બનાવી હતી. પાળકાનો મુખ્ય શ્રાવક પોષ દશમીના દિવસે આ પ્રતિમાજીની પહેલી પૂજા કરતો હતો.

આ પ્રતિમા સાથેની બે પ્રતિમાઓ પૈકી એક ભ૦ પાર્શ્વનાથની પ્રતિમા ચારૂપમાં અને બીજી ભ૦ અરિષ્ટનેમિની ગુજરાતના પાટણ શહેરમાં વિદ્યમાન છે અને પૂજાય છે.

સ્તંભનક પાર્શ્વનાથની પ્રતિમા પ્રથમ થાંભણામાં વિરાજમાન હતી. પછી કોઈ કારણે સમુદ્રકિનારે તમાલિની નગરમાં વિશાળ જિનાલય બનાવીને સ્થાપન કરવામાં આવી હતી. સમય જતાં તે સ્થાન ખંભાત સાથે જોડાઈ જતાં ખંભાત–સ્તંભન પાર્શ્વનાથનું તીર્થ બન્યું. આ ઘટના સં૦ ૧૪૪૧ પહેલાં બની હતી.

(–પ્રભાવકચરિત્રપ્રબંધ : ૧૯ પ્રબંધચિંતામણિ, ખરતર પ્રબંધ, ચતુર્વિંશતિ પ્રબંધ : ૧૭ મુનિ શ્રીનેમિવિજયકૃત સં૦ ૧૮૧૧નો સ્તંભન પાર્શ્વનાથ આદિ સ્તવનરાસ, ઢાળ ૨૭ જૈન તીર્થોનો ઇતિહાસ, જૈન પરંપરાનો ઇતિહાસ, ભા૦ ૧૧ પૃ ૨૪૫, જૈનપુસ્તક પ્રશસ્તિસંગ્રહ, પુષ્પિકા : ૪૦)

**ચારૂપ મહાતીર્થ—**

પાટણથી ૬ કોસ દૂર ચારૂપ નામે ગામ છે જ્યાં શ્રીશામળા પાર્શ્વનાથ ભગવાનનું તીર્થ છે. (જુઓ, ભા૦ ૧ પૃ ૫૬)

ખંભાતના વર્ણનમાં જોયું કે શ્રીકાંતિનગરના શેઠ ધનપતિના વહાણો સમુદ્રમાં થંભી ગયાં અને એ જ સ્થળે સમુદ્ર તળિયેથી ત્રણ અતિપ્રાચીન પ્રતિમાઓને ઊંચે બહાર કઢાવી ત્યારે જ એ વહાણો આગળ ચાલી શક્યાં. તે પૈકીની એક પ્રતિમા, જે નાગાર્જુન થાંભણામાં લઈ ગયો હતો તે સ્તંભન પાર્શ્વનાથની પ્રતિમા તરીકે પ્રસિદ્ધિ પામી. બીજી ભ૦ પાર્શ્વનાથની પ્રતિમા ચારૂપમાં અને ત્રીજી શ્રીનેમિનાથ ભ૦ ની પ્રતિમા પાટણ શહેરમાં સ્થાપન કરવામાં આવી હતી. આ પ્રભાચંદ્રસૂરિ 'પ્રભાવકચરિત્ર'માં લખે છે કે—

तेषामेका च चारूपग्रामे तीर्थे प्रतिष्ठितम् ॥ ”

ઉપર્યુક્ત બંને પ્રતિમાઓ પાટણ વસ્યા પછી પાટણ અને ચારૂપ-

મા આવી હોય એવો સંભવ છે

અહીં આરૂપ તીર્થમાં નાગેન્દ્રગચ્છીય આ૦ શ્રીવસુપુસૂરિ સંતાનીય આ૦ દેવેન્દ્રસૂરિએ આરૂપ મહાતીર્થમાં ભ૦ પાર્શ્વનાથની પ્રતિમા સ્થાપન કર્યાનો લેખ મળે છે આ લેખનો સંવત્ ઘસાઈ ગયો છે તેથી સમયનો નિર્ણય થઈ શકતો નથી. વળી, દેવેન્દ્રસૂરિ નામના અનેક આચાર્યો થઈ ગયા છે એક આચાર્ય નવમી શતાબ્દીમાં અને એક ચૌદમી શતાબ્દીમાં થયા હતા. એ પૈકીના કયા આચાર્યે ક્યારે આ પ્રતિષ્ઠાપન કરી એ જાણી શકાયું નથી. આમ છતાં આરૂપનો મહાતીર્થ તરીકે ઉલ્લેખ થયો છે એ પાછળ આ તીર્થની મૂર્તિની અતિ પ્રાચીનતા અને પ્રભાવકતા કારણરૂપ હશે.

વરહુડિયા નેમના વંશજોએ અહીં જિનાલય બનાવ્યું હતું

(પ્રક ૩૮, પૃ )

ભાવાચાર્યગચ્છના પ્રસિદ્ધ સિદ્ધપુરુષ શ્રીવીરાચાર્ય પાટણથી પાટણ જતા અહીં આરૂપમાં પધાર્યા હતા. એ સમયે ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહ તેમને પાટણમાં પધારવાની વિનંતિ કરવા આરૂપમાં આવ્યો હતો.

અહીં મંત્રીશ્વર વસ્તુપાલે ભ૦ આદિનાથના ગૂઢમંડપ ગવાક્ષો પ્રાસાદ કરાવ્યા હતા (આબૂ લેખ) તેમજ મંત્રી પેથડશાહે ભ૦ શાંતિનાથનું મંદિર બંધાવ્યું હતું અથવા બિંબ પધરાવ્યું હતું

(—ગુર્વાવલી, જૈન તીર્થનો ઇતિહાસ)

આવુસ્મા—

પાટણથી દક્ષિણ દિશામાં ૧૦ કોશ દૂર આવુસ્મા નામે ગામ છે જેનું સંસ્કૃત નામ મદ્રાવતી. એમ કહેવાય છે કે અહીંની મસ્જિદમાં હવા લેવાને માટે બાર બારીઓ મૂકી છે તેથી ગામનું નામ બારસમા—આવુસ્મા પડ્યું

અહીં જેવા પાર્શ્વનાથનું તીર્થ છે પ્રતિમા જો કે નાની છે પણ પ્રાચીન છે એવો સંભવ છે કે તે અણહિલપુર માત્રા ના ભંડાર ગામથી આવી હોય.

આવુસ્મા પાસેના નરોડી ગામમાં જયતા નામે એક શેઠ

ના

રહેતા હતા. તેનો ભાઈ જયતા આબુમાં પરણ્યો હતો. એ જયતા શેઠ નગરશેઠથી ઉચાળો ભરીને આબુમાં આવીને વસ્યો. તેણે ભટેવા પાર્શ્વનાથનું મંદિર ફરી બંધાવ્યું અને સં. ૧૩૩૫ (સં૦ ૧૩૪૫)માં અંચલગચ્છીય આ૦ અજિતસિંહસૂરિના હાથે કે આ૦ ભુવનતુંગસૂરિના હાથે) ભટેવા પાર્શ્વનાથની પ્રતિમા કરાવી હતી.

(—અંચલગચ્છીય મોટી પટ્ટાવલી)

એ પછી આ મંદિર ફરીને નાશ પામ્યું અને પ્રતિમાજીને ભૂમિમાં સંતાડવામાં આવી. એક દિવસે સ્વરૂપચંદ નામના એક નિર્ધન શ્રાવકને સ્વપ્નમાં અધિષ્ઠાયકદેવે જણાવ્યું કે ભટુઆર ગામની પાસેના ખેતરમાં શ્રી પાર્શ્વનાથની પ્રતિમા છે તે લઈ આવ. શેઠ સ્વપ્ન મુજબ એ ખેતરમાં ગયો અને એ પ્રતિમા લઈ આવ્યો. અધિષ્ઠાયકદેવે તેને ફરીથી સ્વપ્નમાં નિધાનનું સ્થળ બતાવ્યું. શેઠે એ ધનથી ત્યાં જિનમંદિર બંધાવ્યું અને સં. ૧૫૩૫માં તે મંદિરમાં ભટેવા પાર્શ્વનાથની મૂર્તિ સ્થાપન કરી પ્રતિષ્ઠા કરાવી.

સં૦ ૧૭૩૫માં પં૦ સત્યવિજયગણિના શિષ્ય કર્પૂરવિજયજી અને તેમના શિષ્ય વૃદ્ધિવિજયજીની દીક્ષાવિધિ આ સ્થળે થઈ હતી.

આ મંદિરનો છેલ્લો ઉદ્ધાર સં૦ ૧૮૭૨માં થયો હતો.

આ મંદિરના ભોંયરામાં સં. ૧૨૪૭નો હારિજગચ્છનો અને એક જૈન ગુરુમૂર્તિનો લેખ છે (જૂઓ, પ્રક૦ ૩૨, પૃ. ૪૫૨)

ચાણસ્માના શ્રીમાલી શેઠ ભીમજીના પુત્ર હરજીનો સં૦ ૧૧૮૦ના ચૈત્ર સુદિ ૧૧ના રોજ જન્મ થયો હતો. તેણે સં. ૧૬૮૯માં અમદાવાદમાં દીક્ષા લીધી અને મુનિ હર્ષસાગર નામ પાડ્યું. સં. ૧૬૯૨માં અમદાવાદમાં આ૦ રાજસાગરસૂરિની પાટે આવ્યા ને આ૦ વૃદ્ધિસાગરસૂરિ નામ રાખવામાં આવ્યું. તેમનો સ્વર્ગવાસ અમદાવાદમાં સં. ૧૭૪૭માં થયો. (જૂઓ પ્રક૦ ૫૮ સાગર પટ્ટાવલી)

અહીં સં. ૧૬૮૨માં વિજયગચ્છ અને સાગરગચ્છના સમાધાન માટે મુનિસમ્મેલન ભરાયું હતું, પણ તે નિષ્ફળ નીવડ્યું હતું.

ચાણસ્માથી શંખેશ્વર જતાં વચમાં કંબોઈ તીર્થ તથા હારિજ

ગામ આવે છે આ હારિજ ગામથી હારિજગચ્છ નીકળ્યો હતો, એનું બીજું નામ હારિલગચ્છ હોય એવો સંભવ છે હારિજ ગામની બહાર દેવલાસ્વટીનો ટીંબો છે જે આચાર્યોની સ્મશાન ભૂમિ હતી. ત્યાંની એક ખાંભી ઉપર સં૦ ૧૧૩૧ નો આ સિંહદત્તનો લેખ પણ વિદ્યમાન છે

(જૂઓ, પ્રક૦ ૧ પૃ ૩૨, પ્રક૦ ૨૭ પૃ૦ ૪૫૨; કડી પ્રાંત સંવસંગ્રહ, ઐતિહાસિક રાસસંગ્રહ, ભા૦ ૩ ની પ્રસ્તાવના)

## સેરિસા તીર્થ—

ગુજરાતમાં મહેસાણા અને વીરમગામની વચ્ચે કડી ગામની પાસે સેરિસા નામે જૈન તીર્થ છે તે પાર્શ્વનાથનું પ્રાચીન અને ચમત્કારી તીર્થ મનાય છે તેની સ્થાપનાનો ઇતિહાસ જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી રીતે મળે છે

(૧) આ૦ જિનપ્રભસૂરિ જણાવે છે કે, નવાંગવૃત્તિકાર આ૦ અભય દેવસૂરિની શાખાના આ૦ દેવેન્દ્રસૂરિએ મંત્રબળે અન્ય સ્થળોથી ચાર મોટી જિનપ્રતિમાઓ લાવીને સેરિસામાં પધરાવી.

(—વિવિધતીર્થકલ્પ—અયોધ્યાકલ્પ)

(૨) આ જિનપ્રભસૂરિ બીજી વાર લખતા નિર્દેશ કરે છે કે છત્રાપાલીયગચ્છના[1] આ દેવેન્દ્રસૂરિએ[2] સેરિસામાં આવી જમીનમાંથી એક મોટી પાષાણની ફલહી(પાટ) કઢાવી અને તેની જિનપ્રતિમાઓ બનાવવા માટે પદ્માવતીદેવીનું આરાધન કર્યું દેવીએ જણાવ્યું કે સોપારકના એક અંધ સ્થપતિને બોલાવી લાવી તેની પાસે પ્રતિમાઓ તૈયાર કરાવો. જો તે એક જ રાતમાં પ્રતિમાઓ ઘડીને તૈયાર કરી આપશે તો તે મહાપ્રભાવિક થશે. સેરિસાના શ્રીસંઘે તે સ્થપતિને બોલાવ્યો અને તેને ફલહી આપવામાં આવી. સ્થપતિએ એક જ રાતમાં શ્રીપાર્શ્વનાથ ભ૦ ની પ્રતિમા ઘડીને

---

૧ ચંદ્રગચ્છમાં સં ૧૨૧૭માં છત્રપુર નામની એક શાખા નીકળી હતી.

૨ આ દેવેન્દ્રસૂરિ તે રાજગચ્છીય ૫ પાર્શ્વચંદ્રિ ચ હતે છે

(જૂઓ, પ્રક૦ ૩૫, પૃ ૨૫, ૨૭)

તૈયાર કરી, પણ પ્રતિમાની છાતીમાં એક મસો રહી ગયો હતો. તેને દૂર કરવા સ્થપતિએ તે સ્થળે હળવા હાથે ટાંકણું લગાવ્યું ને ત્યાંથી લોહીની ધારા વછૂટી. આચાર્યશ્રીએ આંગળી દાબી લોહીને રોકી દીધું. તે પછી બીજી ચોવીશ પ્રતિમાઓ તૈયાર કરાવવામાં આવી. આચાર્યશ્રી તે જ રાત્રે બીજી ચાર પ્રતિમાઓ પોતાની દિવ્ય શક્તિથી બહારથી લાવવાના હતા. ત્રણ પ્રતિમાઓ તો આવી અને સવાર પડી ગઈ. ચોથી પ્રતિમા લાવતાં જ્યાં પ્રભાત થયું તે સ્થળે એટલે પારાસણના ખેતરમાં પધરાવી. પ્રતિમા રાતે બનેલી હોવાથી તેના અવયવો સાફ દેખાતા નથી. ગૂર્જરેશ્વર કુમારપાળે અહીં ચોથી પ્રતિમા લાવી ચૌમુખજીની સ્થાપના કરી તે જ પ્રતિમાઓ આજે પણ પૂજાય છે. (–વિવિધતીર્થકલ્પ, પૃ. ૨૪–૨૫)

(૩) પં. રત્નમંદિર ગણિ જણાવે છે કે મુસ્તાક દેવચંદ્રે ચક્રેશ્વરીદેવીનું આરાધન કર્યું અને તેની પાસે એક જ રાતમાં પાર્શ્વનાથની પ્રતિમા અને વિશાળ એવો જિનપ્રાસાદ બનાવ્યો.

આ રીતે સેરિસા મહાતીર્થ બન્યું (–ઉપદેશતરંગિણી)

(૪) કવિવર લાવણ્યસમય સૂચવે છે કે આ વિદ્યાસાગર સેરિસા પધાર્યા. તેમની સાથે ૫ શિષ્યોનો પરિવાર હતો. તેમાંથી બે શિષ્યોએ છૂપી રીતે મંત્રારાધના કરી બાવન વીરોને સાધ્યા. તેઓએ વીરોને હુકમ કર્યો કે જિનપ્રતિમા સાથેનું વિશાળ જિનમંદિર લઈ આવો. એ વીરો આકાશમાર્ગે જિનમંદિર લાવી રહ્યા હતા. એટલામાં ગુરુમહારાજ જાગ્યા અને તે શિષ્યોનું કામ સમજી ગયા. તેમણે તરત પદ્માવતીદેવીને બોલાવીને જણાવ્યું કે અહીં ભવિષ્યમાં ઉપદ્રવ થવાનો છે તેથી આ પ્રતિમા અહીં ઊતરે એ લાભપ્રદ નથી. આથી દેવીએ એ જિનપ્રતિમાને અદૃશ્ય રાખી. તે પછી આ૦ દેવચંદ્રે ભ. પાર્શ્વનાથની પ્રતિમા ધરણેન્દ્ર મારફત મંગાવી તેની અહીં સ્થાપના કરી. તે પ્રતિમા પાતાળમાંથી આવી હતી. અધિષ્ઠાયકદેવ તેને પાતાળમાં લઈ જવા ઇચ્છતો હતો, તેથી તે ડોલતી હતી. આથી તેનું નામ ડોલણ પાર્શ્વનાથ પડ્યું. આ૦ દેવચંદ્રે બીજી

પ્રાચીન પ્રતિમાઓ હતી. તેમાંની એક મૂળનાયકની પ્રતિમા સિદ્ધ નાગાર્જુન લઈ ગયો હતો તેથી ગોઠી લોકોએ શ્રીવીર ભગવંતની પ્રતિમાને સ્થાપન કરી હતી. એ સમયે એક આચાર્યનો સમુદાય એ નગરમાં યાત્રા કરવા આવ્યો. ચૈત્ય, મંદિર અને મૂર્તિઓ જોઈ સૌને આનંદ થયો. એ સમુદાય ત્યાંથી બીજા નગરમાં ગયો. ત્યાં જિનમંદિર નહોતું. એ બે આચાર્યશ્રીના બે શિષ્યોએ ગુરુ મહારાજને કહ્યા વિના તેમની મંત્રપોથીમાંથી બાવન વીરોને આકર્ષણ કરવાની વિદ્યાનો પ્રયોગ કર્યો. આથી બાવન વીરો હાજર થયા. તે શિષ્યોએ તેઓને જણાવ્યું કે કાન્તિનગરમાંથી મૂર્તિ સમેત મંદિર લઈ આવો. વીરો તે જિનાલય લેવા જતા હતા ત્યારે તેઓએ જણાવ્યું કે કૂકડો બોલે તે પહેલાં અમે એ કરી લઈશું પણ કૂકડો બોલ્યા પછી કામ થઈ શકશે નહીં. વીરો ત્યાંથી આકાશમાર્ગે મંદિર લાવી રહ્યા હતા ત્યારે આચાર્યશ્રીએ જાણી લીધું કે આ કામ પેલા બે શિષ્યોનું છે. પરંતુ ભવિષ્યમાં આ નગરમાં ધર્મપ્રવૃત્તિને નુકસાન થવાનું છે એમ ગુરુશ્રીએ જાણીને એ દેરાસર અહીં આવે તે પહેલાં જ કૂકડાનો અવાજ કર્યો તેથી વીરોએ એ મંદિર તે સ્થળે રસ્તામાં જંગલમાં જ ઉતાર્યું. તથા મૂળનાયકનું સ્થાન ખાલી હતું.

એક વાર આ ધર્મઘોષસૂરિ અહીં દર્શનાર્થે પધાર્યા. તેમણે પ્રથમ ધરણેન્દ્ર અને નાગેન્દ્રને આરાધી તેમની પાસેથી શ્રી પાર્શ્વનાથની બીજી પ્રતિમા મેળવીને અહીં મૂળનાયકની જગાએ સ્થાપન કરી. ધીમે ધીમે ત્યાં ગામ વસ્યું. મૂળનાયકની પ્રતિમા ડોલતી હતી તેથી તેનું નામ ડોલરિયા પાર્શ્વનાથ પડ્યું. પછી આચાર્યશ્રીએ મંત્રો વડે તે પ્રતિમાને સ્થિર કરી. પ્રતિમાના કારણે તે સ્થાનનું માહાત્મ્ય વધ્યું અને તે સ્થળ ૪૮ ગાઉમાં મોટા નગર રૂપે વસી ગયું. દેરાસરની ચારે બાજુએ ગીચ વસ્તી હતી. ત્યાં જવા માટેની શેરી પણ સાંકડી બની ગઈ હતી. આથી એ સ્થાન સેરીસા અને કહી નામે વિખ્યાત થયું.

અહીં શ્રીવત્ત નામે એક ધનાઢ્ય શ્રાવક વસતો હતો. સંઘમાં મુખ્ય આગેવાન હતો. જબરો વહીવટી હતો. ધર્મશ્રદ્ધાળુ પણ હતો.

તે ભગવાન પાર્શ્વનાથની નિત્ય પૂજા કરતો. ગુરુભક્તિ કરતો. પર્વ દિવસે ઉપવાસ, પૌષધ વગેરે કરતો હતો. તે ૧૨ વર્ષનો થયો.

એક દિવસે તેનાં બધાં વહાણ સમુદ્રમાં ડૂબી ગયાં અને વખારમાં ભરેલો માલ ચોરો ઉપાડી ગયા. આથી તે નિર્ધન બની ગયો. લોકો તેને કંઈ પણ ઉછીનુંયે આપતા નહીં પણ તેનો ધર્મરંગ જરાયે ઊતર્યો નહોતો.

એક દિવસે પજુસણમાં સૌ કોઈ વ્યાખ્યાનમાં બેઠા હતા એટલામાં શ્રીવત્સ શેઠની પત્ની આવીને ઉપાશ્રયમાં સૌની આગળ બેસવાને જવા લાગી, ત્યારે એક શ્રીએ મેણું માર્યું કે ઘરમાં પૈસો મળે નહીં અને શેઠાણી થઈને આગળ બેસવું છે! આગળનું માન લેવું હોય તો સંવત્સરી દાન દે અને પ્રભાવના કર. શેઠાણી તુરત બોલી કે, 'આજે તો મોટો પર્વ દિવસ છે ઘરમાં સંપત્તિ હોય તો તેનો લાભ લેવું ન લે? જો કુદરત કૃપા કરશે તો કાલે જ નવકારશી જમાડીશ.' એમ કહી ઊઠીને તે ચાલતી થઈ.

તેણે ઘેર આવી શ્રીવત્સ શેઠને બધી વાત કહી અને તેમને સમજાવીને ઉપાશ્રય મોકલી આવતી કાલની નવકારશીના જમણનું સૌને નોતરું અપાવ્યું. પરંતુ ઘરમાં ફૂટી બદામ પણ હતી નહીં અને કોઈ ઉધાર આપે તેમ પણ હતું નહીં.

શેઠ રાતે પવિત્ર થઈ વસ્ત્રો પહેરી, ધૂપદીપ કરીને સેરિસા પાર્શ્વનાથનું અખંડ ધ્યાન કરવા લાગ્યા. મોડો સમય થતાં એક સર્પ નીકળી આવ્યો અને તરત બીલમાં પેસી ગયો. શેઠાણીએ વિચાર કર્યો કે, 'આ બીલમાં હાથ નાખું તો સાપ કરડશે. આથી આફતમાંથી બચી જવાશે.' તેણે બીલમાં તરત હાથ નાખ્યો ત્યાં તો તેના હાથમાં સોનાની સાંકળ આવી.

એ સાંકળ વેચીને શેઠે નવકારશીનું જમણ કર્યું અને તેમની આબરૂ સચવાઈ ગઈ. જેણે એ સાંકળ વેચાતી લીધી હતી તેણે તે પોતાના ખજાનામાં મૂકી રાખી. જ્યારે તે તેને ફરીથી લેવા ગયો તો તેણે સાંકળને બદલે સાપ જોયો. લોકોએ આ વૃત્તાંત જાણ્યું અને

પ્રાચીન પ્રતિમાઓ હતી. તેમાંની એક મૂળનાયકની પ્રતિમા સિદ્ધ નાગાર્જુન લઈ ગયો હતો તેથી ગોઠે તેની જગ્યાએ શ્રીવીર ભગવંતની પ્રતિમાને સ્થાપન કરી હતી. એ સમયે એક આચાર્યનો સમુદાય એ નગરમાં યાત્રા કરવા આવ્યો. ગોઠનું મંદિર અને મૂર્તિઓ જોઈ સૌને આનંદ થયો. એ સમુદાય ત્યાંથી બીજા નગરમાં ગયો. ત્યાં જિનમંદિર નહોતું એટલે આચાર્યશ્રીના બે શિષ્યોએ ગુરુ મહારાજને કહ્યા વિના તેમની મંત્રપોથીમાંથી બાવન વીરોને આકર્ષણ કરવાની વિદ્યાનો પ્રયોગ કર્યો. આથી બાવન વીરો હાજર થયા. તે શિષ્યોએ તેઓને જણાવ્યું કે કાંતિનગરમાંથી મૂર્તિ સમેત મંદિર લઈ આવો. વીરો તે જિનાલય લેવા જતા હતા ત્યારે તેઓએ જણાવ્યું કે કૂકડો બોલે તે પહેલાં અમે એ કરી લઈશું પણ કૂકડો બોલ્યા પછી કામ થઈ શકશે નહીં. વીરો ત્યાંથી આકાશમાર્ગે મંદિર લાવી રહ્યા હતા ત્યારે આચાર્યશ્રીએ જાણી લીધું કે આ કામ પેલા બે ચેલાઓનું છે. પરંતુ ભવિષ્યમાં આ નગરમાં ધર્મપ્રવૃત્તિને નુકસાન થવાનું છે એમ ગુરુશ્રીએ જાણીને એ દેરાસર અહીં આવે તે પહેલાં જ કૂકડાનો અવાજ કર્યો તેથી વીરોએ એ મંદિર તે સ્થાને રસ્તામાં જંગલમાં જ ઉતાર્યું. તેમાં મૂળનાયકનું સ્થાન ખાલી હતું.

એક વાર આ ધર્મઘોષસૂરિ અહીં દર્શનાર્થે પધાર્યા. તેમણે પ્રથમ ધરણેન્દ્ર અને નાગેન્દ્રને આરાધી તેમની પાસેથી શ્રી પાર્શ્વનાથની બીજી પ્રતિમા મેળવીને અહીં મૂળનાયકની જગ્યાએ સ્થાપન કરી. ધીમે ધીમે ત્યાં ગામ વસ્યું. મૂળનાયકની પ્રતિમા ડોલતી હતી તેથી તેનું નામ ડોલણ પાર્શ્વનાથ પડ્યું. પછી આચાર્યશ્રીએ મંત્રો વડે તે પ્રતિમાને સ્થિર કરી. પ્રતિમાના પ્રભાવે તે સ્થાનનું માહાત્મ્ય વધ્યું અને તે સ્થળ ૪૮ કોશમાં મોટા નગર રૂપે વસી ગયું. દેરાસરની ચારે બાજુએ ગીચ વસ્તી હતી. ત્યાં જવા માટેની શેરી પણ સાંકડી બની ગઈ હતી. આથી એ સ્થાન સેરીસા અને કંઠી નામે વિખ્યાત થયું.

અહીં શ્રીપત નામે એક ધનાઢ્ય શ્રાવક વસતો હતો. સંઘમાં મુખ્ય આગેવાન હતો. જબરો વહાણવટી હતો. ધર્મશ્રદ્ધાળુ પણ હતો.

૪૩ આ૦ દેવભદ્રસૂરિ (સં. ૧૩ ?)—આ૦ દેવપ્રભના શિષ્ય આ૦ કનકપ્રભે જિનપ્રભસ્તોત્ર રચ્યું.

૪૪ આ૦ પ્રભાનંદસૂરિ—તેમની પાટે આ૦ મહાનંદ, આ૦ ચંદ્ર, આ૦ વિમલચંદ્ર, આ૦ ગુણશેખર વગેરે ઘણા આચાર્યો થયા હતા. તે પછી આ ગચ્છની ઉત્તરોત્તર વૃદ્ધિ થઈ. આ૦ ચંદ્રની પાટે આ૦ જિનભદ્રસૂરિ થયા હતા.

૪૫ આ૦ સંયતિલકસૂરિ—તેમનું બીજું નામ આ૦ જગતિલક પણ મળે છે. તેમણે સં. ૧૪૨૨માં "સમ્યક્ત્વસપ્તતિ"ની વૃત્તિ રચી છે. તેમની પાટે ત્રણ આચાર્યો થયા.

(૧) આ૦ સોમતિલકસૂરિ—તેમણે સં. ૧૩૯૨માં આ૦ જયકીર્તિરચિત શીલોપદેશમાલા ઉપર શીલતરંગિણીવૃત્તિ, વીરકલ્પ, ષડ્દર્શનસૂત્રટીકા, લઘુસ્તવ ટીકા, કુમારપાલદેવચરિત (શ્લો. ૭૪)ની રચના કરી છે. તેમની પાટે આ૦ હેમચંદ્રસૂરિ આવ્યા.

(૨) આ૦ દેવેન્દ્રસૂરિ—તેમણે જિનવલ્લભની પ્રશ્નોત્તરમાલિકા ઉપર વૃત્તિ, દાનોપદેશમાલા, તેની સ્વોપજ્ઞ ટીકા અને મુનિ હેમચંદ્રની વિનતિથી ત્રિંશત્ચતુર્વિંશતિના ૧ સ્તવનોની રચના કરી છે.

૪૬ (૩) આ૦ ગુણચંદ્રસૂરિ—તેમનું બીજું નામ ગુણપ્રભ હોવાનું પણ જણાય છે. તેઓ સં. ૧૪૧૫માં વિદ્યમાન હતા. તેમના શિષ્ય મુનિ ગુણાકરે સં. ૧૪૨૬માં આ૦ અભયદેવસૂરિના સમયમાં 'ભક્તામરસ્તોત્રવૃત્તિ' રચી. આ૦ ગુણપ્રભના સં. ૧૪૧ ૧૪૧૫ના પ્રતિમાલેખો મળી આવે છે. તેમની પાટે (૧) આ૦ અભયદેવ અને (૨) આ૦ ધનપ્રભ આવ્યા. આ૦ ધનપ્રભના સં. ૧૫૧૮, સં. ૧૫૨૫ના પ્રતિમાલેખો પ્રાપ્ત થાય છે. તેમની પાટે આ૦ ચારિત્રપ્રભ થયા, જે સં. ૧૫૮ માં વિદ્યમાન હતા.

૪૭ આ૦ અભયદેવસૂરિ—તેઓ બહુ વિખ્યાત હતા. સં. ૧૪૨૬માં વિદ્યમાન હતા.

૪૮ આ૦ જયાનંદસૂરિ—તે સં. ૧૪૬૮માં વિદ્યમાન હતા, જે ઉગ્રવિહારી હતા.

ઓજસ્વી પાટણના રાજા તથા પ્રજાના દિલમા સુવિહિત પરપરાની પ્રતિષ્ઠા જમાવી હતી માત્ર રાજા દુર્લભરાજે પણ શાસ્ત્રાર્થ કે તેના વિજયના કારણે નહીં, પરતુ તેઓની પવિત્ર જીવનચર્યાના કારણે ચૈત્યવાસીઓને બહુમાનથી સમજાવી તેઓની સમ્મતિ મેળવી ઉપાશ્રય બનાવવાની આજ્ઞા આપી (જૂઓ પ્રક ૩૫, પૃ ૮ ) જ્યારે પટ્ટાવલીકારોએ આ પ્રસગે શાસ્ત્રાર્થ કર્યાનુ જણાવ્યુ છે અને એ વિજયના ઉપલક્ષમા ખરતર બિરુદ જોડવી દીધુ છે

૬ ઇતિહાસ કહે છે કે પાટણમા સ૦ ૧૦૭૮ થી સ ૧૧૨૦ સુધી ભીમદેવ પહેલાનું રાજ્ય હતુ, છતા પટ્ટાવલીકારોએ સ ૧ ૮ મા રાજા દુર્લભની સભાના શાસ્ત્રાર્થ તથા ખરતર બિરુદને વર્ણવ્યા છે

૭ શ્રીનાહટાજીના પદ્યપટ્ટાવલીમા સ ૧૦૨૪ મા દુર્લભરાય સભામા,[1] વૃદ્ધાચાર્ય પટ્ટાવલીના સ ૧ ૨૪ મા દુર્લભરાજાના રાજ્યમા,[2] પહેલી અઢારમી સદીની ગદ્યપટ્ટાવલીમા સ૦ ૧૦૮૦ મા દુર્લભરાજાની સભામા, બીજી સ૦ ૧૮૩૦ની મહો૦ ક્ષમાકલ્યાણની પટ્ટાવલીમા સ ૧૦૮ મા દુર્લભરાજની સભામા, ત્રીજી સ ૧૬૮૦ની પટ્ટાવલીમા પ્રાકૃત કવિતના આધારે સ૦ ૧૦૨૪ મા દુર્લભરાજની સભામા,[3] શ્રીયુત નાહટાજીના ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ ના પૃ૦ ૪૫ મા ગાથા ૧૪ ૧૫, ૧૬ મા સ૦ ૧૨ ૪ મા દુર્લભરાજની સભામા, સ૦ ૧૨૦૭ મા ૮૪ વાદજય, ખરતર બિરુદ, નાહટાજીના ભડારની પ્રતિમા સ૦ ૧૨ ૪ મા પાટણમા ખરતર બિરુદ મળ્યાનો ઉલ્લેખ છે આ રીતે પટ્ટાવલીઓમા મોટો વિસવાદ છે યુગપ્રધાના ચાર્ય ગુર્વાવલીમા આ જિનેશ્વરસૂરિને ખરતર બિરુદ મળ્યાનો ઉલ્લેખ નથી

---

१ वर्षाब्धि-पक्षाम्र-शशिप्रमाणे केऽप्यदि वै. खरतरबिरुद ॥१८॥

२. दससयचउवीसे वच्छरे ॥

३ दसमयचिउवीसेहिं नयर पाटण मणहिलपुरि सुविहियखरतरमच्छबिरुद ॥१॥

૧ ખરતરગચ્છની જુદી જુદી પટ્ટાવલીઓમાં ગુરુપરંપરા જુદી જુદી મળે છે ખરતરગચ્છની પદ્યપટ્ટાવલીમાં અને મહો૦ ક્ષમાકલ્યાણ ની પટ્ટાવલીમાં પણ પટ્ટાનુક્રમ વિભિન્ન છે

૨ આ અભયદેવસૂરિ પોતાની નવાંગીવૃત્તિમાં પોતાને આ જિનેશ્વર તથા આ બુદ્ધિસાગરના પટ્ટધર બતાવે છે જ્યારે પટ્ટાવલીકારો તેમને આ જિનચંદ્રની પાટે બેસાડે છે અને દર ચોથી પેઢીએ આ જિનચંદ્રનું નામ રાખવાનું જોડે છે (જૂઓ, પ્રક૦ ૩૯ પૃ ૨૧૮)

૩ આ અભયદેવસૂરિ—નવાંગીવૃત્તિઓમાં, આ દેવપ્રભ 'મહાવીરચરિત્ર' માં, આ ચક્રેશ્વર તથા આ૦ વર્ધમાનસૂરિ પ્રતિમાલેખોમાં પોતાને ચંદ્રકુલના, વડગચ્છના અને સુવિહિતશાખાના જણાવે છે જ્યારે પટ્ટાવલીકારો તેમને ખરતરગચ્છના લખે છે અને આ જિનહંસ તો આ૦ ઉદ્યોતનસૂરિને પણ ખરતરગચ્છમાં જોડવે છે.

૪ નેમિકુમાર પોરવાલ સં ૧૧૩૮ ની વિશેષાવશ્યકભાષ્ય ની ટીકાની પુષ્પિકામાં આ જિનવલ્લભને અને આ જિનવલ્લભ પોતાના પ્રશ્નોત્તરષષ્ટિશતક તથા અષ્ટસપ્તતિ'માં પોતાને આ જિનેશ્વરના શિષ્ય બતાવે છે વળી, સુવિહિત આ દેવભદ્ર તેમને સં ૧૧૬૭ ના આચાર્યપદ આપે છે ત્યારે આ અભયદેવસૂરિની પાટે તેઓના હાથે સ્થાપેલા આ વર્ધમાનસૂરિ વિદ્યમાન હતા (પ્રક ૩૯ પૃ ૨૧૩) એ હિ તેમની પાટે બીજા આચાર્યોની જરૂરત નહોતી છતાં પટ્ટાવલીકારો આ જિનવલ્લભને આ અભયદેવની પાટે જોડવે છે

૫ પ્રભાવકચરિત્ર ના ઉલ્લેખથી સ્પષ્ટ છે કે સુવિહિત સાધુ પરંપરા પ્રાચીન કાળથી ચાલુ હતી જ તે સાધુઓના માત્ર પાટણમાં પ્રવેશ થતા નહોતો. આ જિનેશ્વર તથા આ બુદ્ધિસાગરે પાટણમાં આવી વાદવિવાદ કરીને નહીં પરંતુ પોતાના ત્યાગ, તપ અને જ્ઞાનના

લિપી જૈન ગ્રંથમાલાએ સં ૨૦૧૩ માં ખરતરગચ્છ૦ પટ્ટ ગુર્વાવલી પ્રકાશિત કરી છે એમાં સં ૧૩ ની ગુણપ્રધાનાચાર્ય પટ્ટાવલી અને સં ૧૫૮૨ લખાયેલી હસ્તલેખ પ્રતમાંથી છપાયી છે.

ઓજસ્થી પાટણના રાજા તથા પ્રજાના દિલમાં સુવિહિત પરંપરાની પ્રતિષ્ઠા જમાવી હતી. માત્ર રાજા દુર્લભરાજે પણ શાસ્ત્રાર્થ કે તેના વિજયના કારણે નહીં, પરંતુ તેઓની પવિત્ર જીવનચર્યાના કારણે ચૈત્યવાસીઓને બહુમાનથી સમજાવી તેઓની સમ્મતિ મેળવી ઉપાશ્રય બનાવવાની આજ્ઞા આપી (જૂઓ પ્રક૦ ૩૫, પૃ૦ ૮૦) જ્યારે પટ્ટાવલીકારોએ આ પ્રસંગે શાસ્ત્રાર્થ કર્યાનું જણાવ્યું છે અને એ વિજયના ઉપલક્ષમાં ખરતર બિરુદ ગોઠવી દીધું છે.

૬ ઇતિહાસ કહે છે કે પાટણમાં સં૦ ૧૦૭૮ થી સં૦ ૧૧૨૦ સુધી ભીમદેવ પહેલાનું રાજ્ય હતું, છતાં પટ્ટાવલીકારોએ સં૦ ૧૦૮૦ માં રાજા દુર્લભની સભામાં શાસ્ત્રાર્થ તથા ખરતર બિરુદને વર્ણવ્યાં છે.

૭. શ્રીનાહટાજીના પદ્યપટ્ટાવલીમાં સં૦ ૧૦૨૪ માં દુર્લભરાય સભામાં,[1] વૃદ્ધાચાર્ય પટ્ટાવલીમાં સં૦ ૧૦૨૪ માં દુર્લભરાજાના રાજ્યમાં,[2] પહેલી અઢારમી સદીની ગદ્યપટ્ટાવલીમાં સં૦ ૧૦૮૦ માં દુર્લભરાજની સભામાં, બીજી સં૦ ૧૮૩ ના મહો૦ ક્ષમાકલ્યાણની પટ્ટાવલીમાં સં૦ ૧૦૮૦ માં દુર્લભરાજની સભામાં, ત્રીજી સં૦ ૧૯૮૦ની પટ્ટાવલીમાં પ્રાકૃત કવિતના આધારે સં૦ ૧૦૨૪ માં દુર્લભરાજની સભામાં,[3] શ્રીયુત નાહટાજીના ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ ના પૃ૦ ૪૫ માં ગાથા ૧૪, ૧૫, ૧૬ માં સં૦ ૧૦૦૪ માં દુર્લભરાજની સભામાં, સં૦ ૧૨૭ માં ૮૪ વાદજય, ખરતર બિરુદ નાહટાજીના ઠાસ્ની પ્રતિમા સં૦ ૧૨ ૪ માં પાટણમાં ખરતર બિરુદ મળ્યાનો ઉલ્લેખ છે. આ રીતે પટ્ટાવલીઓમાં મોટો વિસંવાદ છે. યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલીમાં આ૦ જિનેશ્વરસૂરિને ખરતર બિરુદ મળ્યાનો ઉલ્લેખ નથી.

---

१ वर्षाग्नि-नवाम्र-मधिमनाके तेनेऽपि वै खरतरबिरुद ॥२८॥

२. दससयचउवीसे वच्छरे ॥

३ दससयचिउवीसेहिं नयर पाटण अणहिलपुरि
हुयविहियखरतरगच्छविरुद ॥१॥

૮. સં ૧૨૮ નો આબુરાસ, સં૦ ૧૨૯૦ ની પ્રબંધાવલી સં ૧૪ ૫ નો આ રાજશેખરનો પ્રબંધકોશ, સં ૧૪૯૬ ની આ મુનિસુંદરની ગુર્વાવલી, સં૦ ૧૪૮ નો આ સોમસુંદરસૂરિનો અર્બુદકલ્પ, સં૦ ૧૬૨૨ નો પં કુશલસાગરગણીનો ઉપદેશસાર વગેરે ઐતિહાસિક ગ્રંથોમાં ઉલ્લેખ છે કે ચાર ગચ્છના આચાર્યોએ આબુ ઉપર સં ૧ ૮૮ માં વિમલવસતિની પ્રતિ ઠા કરી હતી. (જૂઓ, પ્રક ૩૫, પૃ ૧૮૩) ખરતરગચ્છીય મહો જિનપાલગણી યુગ પ્રધાનાચાર્ય ગુર્વાવલી મા, આ૦ જિનપ્રભસૂરિ વિવિધતીર્થકલ્પ મા વિમલવસતિના પ્રતિષ્ઠાપક તરીકે આ વર્ધમાનસૂરિને બતાવતા નથી જ છતા પટ્ટાવલીકારો તેના પ્રતિ ઠાપક તરીકે આ વર્ધમાનસૂરિને જોડવે છે એ જ રીતે અચલગચ્છના પટ્ટાવલીકારો તેના પ્રતિષ્ઠાપક તરીકે વડભીગચ્છના આ૦ સોમપ્રભસૂરિને બતાવે છે.

૯ ખરતરગચ્છની પટ્ટાવલીઓમા ફલોધિતીર્થની પ્રતિષ્ઠા સાવરગ બતાવી છે મહો ક્ષમાકલ્યાણે પર્વકથામા આ વાદિદેવસૂરિના નામ કાપથી ફલોધિતીર્થની થાપના જણાવી છે છતા કોઈ કોઈ લેખક એનો યશ ખરતરગચ્છને આપે છે

૧ આઇને ઈ અકબરી, બાદશાહી ફરમાનો, બાદશાહ અકબર બાદશાહે આ જિનચંદ્રને આપેલું મુલતાનનું ફરમાન અને તત્કાલીન ગ્રંથોના આધારે નક્કી છે કે પૂ આ જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિએ સમ્રાટ અકબરને પ્રતિબોધ કર્યો અને દયાપ્રેમી બનાવ્યો, જ્યારે પટ્ટાવલીકારો એ આ જિનચંદ્રે સમ્રાટ અકબરને પ્રતિબોધ કર્યાનું જણાવ્યુ છે

૧૧. તુજકે જહાંગિરીના ઉલ્લેખથી સ્પષ્ટ થાય છે કે બાદશાહ જહાંગીર આ જિનચંદ્રના પટ્ટધર ઉપા માનસિંહ (આ જિનસિંહ) પ્રત્યે નારાજ હતો અને તેથી તેણે આગરામાં તેમના યતિઓનો વિહાર બંધ કરાવ્યો હતો (જૂઓ, પ્રક ૫૪ જહાંગીર) આ જિનચંદ્રે, મહો વિવેકહર્ષગણિ, પં મહાનંદ, પં પરમાનંદ વગેરેના સહયોગથી તે વિહાર ખુલ્લો કરાવ્યો હતો જ્યારે કોઈ કોઈ લેખક વિહાર બંધ કરાવ્યાનો દોષ બીજાઓ ઉપર ઓઢાડવા પ્રયત્ન કરે છે

૧૨. કલિકાલસર્વજ્ઞ આ૦ હેમચંદ્રસૂરીશ્વરજી અને ગૂર્જરેશ્વર કુમારપાલનું સ્વર્ગગમન સં૦ ૧૨૨૯ મા થયું હતું. પટ્ટાવલીકારો સં૦ ૧૧૭૮ થી ૧૨૩૧ સુધી તેઓની વિદ્યમાનતા બતાવે છે

૧૩ સં૦ ૧૬૯ ની ખરતરગચ્છીય પટ્ટાવલીમા આ૦ ઉદ્યોતન સૂરિએ ગચ્છવર્ધક મુહૂર્તમા આ૦ વર્ધમાને જ આચાર્યપદ આપવાનું જણાવ્યું છે અને મંત્રી વિમલને સુખસાત નામે પુત્ર હતો એમ બતાવ્યું છે જ્યારે ખરતરગચ્છની બીજી પટ્ટાવલીઓ અને બીજા ગચ્છની વિભિન્ન પટ્ટાવલીઓમા આ૦ ઉદ્યોતનસૂરિએ આ૦ સર્વદેવ વગેરે આઠ આચાર્યોને આચાર્યપદ આપવાનું અને મંત્રી વિમલ શાહને કોઈ સંતાન ન હોવાનું જણાવેલ છે

૧૪ આ૦ જિનદત્તસૂરિની સ્વર્ગવાસ તિથિ માટે પટ્ટાવલીઓમા એકમત નથી.

આવી રીતે નાના મોટા ઘણા મતભેદો મિલા છે, એટલે સત્યતા તારવવામા ઘણી જ કુશળતા રાખવી પડે તેમ છે આ વિસંવાદો કેમ પડયા તે એક નાજુક પ્રશ્ન છે છતા ખરતરગચ્છીય મહો૦ યતિવર રામલાલજી ગણિની રચનામાથી તે અંગે કંઈક ખુલાસો મળે છે તેઓ મહાજનવંશમુક્તાવલી'માં લખે છે—

બિકાનેરના કુલગુરુ મહાત્મા અને વહીવંચાઓએ ખરતરગચ્છના આ૦ જિનચંદ્રસૂરિનું સ્વાગત કર્યું નહીં, આથી ખરતરગચ્છના શ્રાવક બિકાનેરના મંત્રી કર્મચંદ્ર બછાવતે તેઓની વહીઓ અને વંશાવલીઓનો બળજબરીથી વિનાશ કર્યો. તે પછીથી નવી વહીઓ, નવી વંશાવલીઓ અને નવી પટ્ટાવલીઓ તૈયાર કરાવી, વગેરે વગેરે.

આ વાત સાચી હોય તો સ્પષ્ટ છે કે, ખરતરગચ્છની પટ્ટાવલીઓ સત્યના પર નહીં કિન્તુ ગચ્છરાગ પર નિર્ભર છે. આવી સ્થિતિમાં ખરતરગચ્છનો ઇતિહાસ લખવામા બહુ સંભાળ રાખવાની જરૂર છે— ગંભીર પરિશીલનની જરૂર છે

**ગચ્છસ્થાપક કોણ ?**

આ સઘળા વિસંવાદોના મૂળમાં ખરતરગચ્છના પહેલા આચાર્ય

કોણ ? એ જ મુખ્ય પ્રશ્ન છે એનો નિર્ણય થતાં આમાંના ઘણા વિસંવાદોનો આપોઆપ નિકાલ આવી જાય તેમ છે તો આપણે તેનો વિચાર કરીએ.

ખરતરગચ્છના આદિ આચાર્ય કોણ છે ? એની વિચારણામાં ૧–આ જિનેશ્વરસૂરિ ૧૮ અને ૨–આ જિનદત્તસૂરિ ૧૨ ૪ એ બે આચાર્યોનાં નામો અપાય છે તો આપણે પહેલાં એ તપાસી લઈએ કે ખરતરગચ્છની સંસ્કૃતિ એ બંનેમાંથી કોના તરફ વધુ ઢળે છે ?

(૧) ૫૦ સુમતિગણિએ ગણધરસાર્ધશતક ની બૃહદ્વૃત્તિમાં આ જિનેશ્વરસૂરિનું ચરિત્ર લખ્યું છે તેમાં ખરતર બિરુદ મળ્યાનો ઉલ્લેખ નથી.

(૨) મહો જિનપતિએ યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી (ખરતરગચ્છ બૃહદ્ગુર્વાવલી) રચી છે તેમાં આ જિનેશ્વરસૂરિને ખરતર બિરુદ મળ્યાનો ઉલ્લેખ નથી.

(૩) આ જિનેશ્વરની પરંપરાના સુવિહિત આ દેવભદ્ર, આ અભયદેવ, આ વર્ધમાન, આ પદ્મ, આ પદ્મપ્રભ વગેરે આચાર્યો શિલાલેખોના અને ગ્રંથોમાં પોતાને વડગચ્છના બતાવે છે જ્યારે આ જિનદત્તની પરંપરાના આચાર્યો પોતાને ખરતરગચ્છના બતાવે છે

(૪) આ જિનવલ્લભના શિષ્યો પોતાને મધુકરગચ્છ ના બતાવે છે અને આ જિનદત્તની પરંપરાના આચાર્યો પોતાને ખરતર બતાવે છે

(૫) આ જિનેશ્વરના શિષ્યો વડગચ્છની સામાચારીને વફાદાર રહે છે આ જિનદત્તના શિષ્યો ખરતરગચ્છની સામાચારીને વફાદાર રહે છે.

(૬) ખરતરગચ્છવાળા આ જિનેશ્વરને નહીં કિન્તુ આ જિનદત્તસૂરિને જ દાદા (ગચ્છના આદિ પુરુષ) માને છે તેમની મૂર્તિઓ તથા પગલાંની સ્થાપના કરે છે–પૂજા કરે છે પ્રતિક્રમણમાં તેમની જ આરાધના કરે છે

ચારી રચી ખરતરગચ્છને જન્મ આપ્યો.[1] આમ છતાં પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, પ્રબંધકોશ વગેરે ઐતિહાસિક ગ્રંથો, જે સર્વમાન્ય પ્રભાવકોના ચરિત્રો છે તેમાં આ૦ જિનદત્તનો ઉલ્લેખ નથી. પરંતુ તેમનામાં એવું સામર્થ્ય હતું કે તેમણે ચૈત્યવાસીઓ સામે ટક્કર લીધી અને સં૦ ૧૨૦૪માં એક સ્વતંત્ર બળવાન ગચ્છ સ્થાપન કર્યો. તેઓ ખરતરગચ્છના સર્વ પ્રથમ આચાર્ય હતા અને ખરતરગચ્છ પણ આજ સુધી તેમને જ વફાદાર રહ્યો છે. એ જ કારણ છે કે ખરતરગચ્છીઓ તેમના મંદિરો બંધાવે છે, તેમની મૂર્તિઓ કે ચરણપાદુકાઓને પૂજે છે અને પ્રતિક્રમણમાં પણ તેમને જ ખાસ રીતે સંભારે છે. કહેવાની જરૂર નથી કે ખરતરગચ્છ રહેશે ત્યાં સુધી આ૦ જિનદત્તનું નામ પણ અમર રહેશે.

આ૦ જિનદત્તસૂરિએ વિવિધ સ્થાનોમાં જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી તે પ્રતિમાઓ કે પ્રતિમાલેખો આજે મળતા નથી. પરંતુ કેટલાએક યતિઓએ ગુરુભક્તિથી કે ગુરુભક્તો પાસેથી નવું નાણાની રકમ મેળવવાની લાલચથી આવા પ્રતિમાલેખો કોતરાવ્યા છે. સૌ કોઈ જાણે છે કે પં૦ કલ્યાણવિજય ગણિએ જાહેર લેખો આપી આ પ્રતિમાલેખોનો ભ્રમસ્ફોટ કર્યો છે—તેવા લેખો બનાવટી હોવાનું પુરવાર કર્યું છે. (—આત્માનંદ પ્રકાશ)

આ જ રીતે કોઈ યતિએ ક૦ સ૦ હેમચંદ્રસૂરિના નામના બનાવટી પ્રતિમાલેખો પણ કોતરાવ્યા છે. અમે આવા પ્રતિમાલેખો અજારીમાં જોયા હતા અને ત્યાંના શ્રીસંઘને સાફ જણાવ્યું હતું કે આ લેખો બનાવટી છે.

**ખરતરગચ્છની પટ્ટાવલી—**

આ૦ જિનદત્તસૂરિ ઉપર મુજબ ખરતરગચ્છના આદિ પુરુષ છે.

---

[1] આ૦ જિનવલ્લભની સામાચારીમાં સામાયિક તથા પૌષધમાં ઇરિયાવહી પછી કરેમિ ભંતેનું વિધાન છે. આ૦ જિનદત્તની સામાચારીમાં સામાયિક તથા પૌષધમાં કરેમિ ભંતે પછી ઇરિયાવહીનું વિધાન છે વગેરે તફાવત છે.
(જુઓ, [illegible] સામાચારી)

એટલે ખરતરગચ્છની પટ્ટાવલી તેમનાથી શરૂ થાય છે.

ખરતરગચ્છની પટ્ટાવલી સામાન્ય રીતે બે જાતની મળે છે—

(૧) સત્તરમી સદી સુધીના પટ્ટાવલીકારોએ પોતાની પરંપરા નંદીસૂત્રના વાચકવંશ સાથે જોડી દીધી છે. સંભવ છે કે તેમને પોતાની અખંડ ગુરુપરંપરાનું જ્ઞાન નહીં હોય.

(૨) ઓગણીસમી સદીના મહો૦ ક્ષમાકલ્યાણે આ મુનિસુંદરસૂરિની ગુર્વાવલીના આધારે ગુરુપરંપરા જોડી છે. આ પટ્ટાવલી વ્યવસ્થિત છે. તેથી ખરતરગચ્છમાં આજે તે પ્રામાણિક મનાય છે.

અહીં બંને જાતની પટ્ટાવલીઓ આપીએ છીએ—

## ખરતરગચ્છની પટ્ટાવલી પહેલી

| | |
|---|---|
| ૧. ભગવાન મહાવીરસ્વામી | ૨. ગણધર સુધર્મસ્વામી |
| ૩ આ જંબૂસ્વામી | ૪ આ પ્રભવસ્વામી |
| ૫. આ શય્યંભવ | ૬ આ૦ યશોભદ્ર |
| ૭ આ સંભૂતિવિજય | ૮ આ ભદ્રબાહુ |
| ૯ આ સ્થૂલભદ્ર | ૧ આ મહાગિરિ |
| ૧૧ આ સુહસ્તિસૂરિ | ૧૨. આ વજ્રસ્વામી |
| ૧૩ આ આર્યરક્ષિત | ૧૪ આ દુર્બલિકાપુત્ર |
| ૧૫ આ નંદિ | ૧૬ આ નાગ |
| ૧૭. આ રેવતી | ૧૮. આ સમિત |
| ૧૯ આ ખંડિલ | ૨ આ હિમવાન્ |
| ૨૧ આ નાગાર્જુન | ૨૨. આ ગોવિંદ |
| ૨૩ આ સંભૂતિ | ૨૪ આ લોહિત્ય |
| ૨૫. આ પુષ્પગણિ | ૨૬ આ૦ ઉમાસ્વાતિ |
| ૨૭. આ જિનભદ્ર | ૨૮. આ વૃદ્ધવાદી |
| ૨૯ આ સિદ્ધસેન | ૩ આ હરિભદ્ર |
| ૩૧ આ દેવ | ૩૨. આ નેમિચંદ્ર |
| ૩૩ આ ઉદ્યોતન | ૩૪. આ વર્ધમાન |
| ૩૫. આ જિનેશ્વર, સં ૧૦૨૪ | ૩૬ આ જિનચંદ્ર |

૩૭. આ૦ અભયદેવ
૩૮ આ૦ જિનવલ્લભ
૩૯ આ૦ જિનદત્ત
૪૦ આ૦ જિનચંદ્ર
૪૧ આ૦ જિનપતિ
૪૨. આ૦ જિનેશ્વર
૪૩ આ૦ જિનપ્રબોધ
૪૪ આ૦ જિનચંદ્ર
૪૫. આ૦ જિનકુશલ, સં ૧૩૯૦
૪૬ આ૦ જિનપદ્મ
૪૭ આ૦ જિનલબ્ધિ
૪૮. આ૦ જિનચંદ્ર
૪૯ આ૦ જિનોદય
૫ આ૦ જિનરાજ
૫૧ આ૦ જિનભદ્ર
૫૨. આ૦ જિનચંદ્ર
૫૩. આ૦ જિનસમુદ્ર
૫૪ આ૦ જિનહંસ, સં૦ ૧૫૮૨
૫૫. આ૦ જિનમાણિક્ય, સં૦ ૧૫૮૨

ખરતરગચ્છની પદ્ય-પટ્ટાવલીઓ અને કેટલીક ગદ્ય પટ્ટાવલીઓમાં થોડા ફેરફાર સાથે ઉપર મુજબનો પટ્ટાનુક્રમ મળે છે

## ખરતરગચ્છ પટ્ટાવલી બીજી

૩૯ આ૦ જિનદત્તસૂરિ—

कल्पद्रुमखरगच्छे स जयति श्रीजिनदत्तो गुरु ॥ (-પટ્ટાવલી)

તેમનો સં૦ ૧૧૩૨ માં ધંધૂકામાં જન્મ, સં૦ ૧૧૪૧ માં દીક્ષા, સં૦ ૧૧૬૯ માં ચિત્તોડમાં આચાર્યપદ સં૦ ૧૦ ૪માં ગચ્છઅવસ્થા અને સં૦ ૧૨૧૧ના અષાઢ સુદિ ૧૧ના દિવસે અજમેરમાં સ્વર્ગગમન થયું[1]

ધંધૂકાના વતની શેઠ વાછિગ (વિવિધ, વાચ્છક) હુંબડની પત્ની વાહડદેવીએ એક બાળકને જન્મ આપ્યો અને તેનું નામ સોમચંદ રાખ્યું વાચક ધર્મદેવે (જયદેવે) સાધ્વીની પ્રેરણાથી

૧ શ્રીપૂરણચંદ્રજી નાહરે પ્રકાશિત કરેલ ચાર પટ્ટાવલીઓમાં આ જિનદત્તસૂરિના પિતાનું નામ દીક્ષાગુરુનું નામ આચાર્યપદતિથિ, બિકાનેરમાં દીક્ષિત શ્રાવકોની સંખ્યા, ૭ બાળક, ૭ વાઘાન-નાર દેનાર, નિ ચેલ નિહાળેલો, ચમત્કારો વગેરે ઘણી બાબતોમાં એકમત નથી એટલે સત્ય શું અને કલ્પિત શું તેનો નિર્ણય થઈ શકે તેમ નથી.

સ્થાપ્યા હતા અને આ૦ જિનદત્તનો પરિવાર સં૦ ૧૨૦૪ પછી ગુજરાતની બહાર વિચરતો હતો. આ જિનદત્ત ગુજરાત બહાર જ સ્વર્ગસ્થ થયા. તે પછી પણ વિમલવસહીનો જીર્ણોદ્ધાર, લૂણવસહીની સ્થાપના, વસ્તુપાલનો સંઘ અને પ્રતિષ્ઠા, શત્રુંજયનો મોટો જીર્ણોદ્ધાર વગેરે ધર્મ—ઉત્સવોમાં એ પરિવારની ઉપસ્થિતિ મળતી નથી એ પણ એક સૂચક વસ્તુ છે.

(૧૧) આ જિનવલ્લભે ચિત્તોડ મંદિરની પ્રશસ્તિ અને પ્રશ્નોત્તર ષષ્ટિશતક તેમજ આ જિનદત્તસૂરિએ ‘ગણધરસાર્ધશતક (ગાથા: ૭૬) વગેરેમાં આ જિનેશ્વરસૂરિનાં પ્રશંસાકાવ્યો રચ્યાં છે ખરાં પરંતુ આ જિનેશ્વરસૂરિથી ખરતરગચ્છ નીકળ્યો એવો ઇશારો પણ કર્યો નથી. સુવિહિત આ દેવભદ્રસૂરિએ તેમના મહાવીરચરિત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે આ જિનેશ્વરથી ખરતરગચ્છ નહીં પરંતુ વિધિપક્ષ એટલે સુવિહિત શ્રમણ પરંપરા ચાલી છે.

(૧૨) આ જિનદત્તસૂરિ સં૦ ૧૧૬૯ની પહેલાંના કોઈ પણ ગ્રંથ કે શિલાલેખમાં આ જિનેશ્વરથી ખરતરગચ્છ નીકળ્યાનો ઉલ્લેખ મળતો નથી. તે પછીના ગ્રંથોમાં એવો ઉલ્લેખ થયો છે.

(૧૩) ઐતિહાસિક સંશોધકો આ જિનેશ્વરને તેમજ આ અભયદેવને પ્રભાવક આચાર્યો માને છે આ જિનવલ્લભ કે આ જિનદત્તને નહીં.

(૧૪) વૃદ્ધાચાર્ય પ્રબંધાવલી અને બીજી પટ્ટાવલીઓમાં આ જિનેશ્વરસૂરિના ચરિત્ર અંગે મોટો મતભેદ છે.

આ અને આ જાતના બીજા પ્રમાણોના આધારે નિર્વિવાદ માનવું પડે છે કે ખરતરગચ્છની સ્થાપનાનું શ્રેય આ જિનેશ્વરને નહીં પરંતુ આ જિનદત્તસૂરિના ફાળે જાય છે જો કે આ જિનવલ્લભે ૭ કલ્યાણકની પ્રરૂપણા કરી અને આ જિનદત્ત તેમની પાટે બેઠા પરંતુ આ જિનદત્તે આ જિનવલ્લભની સામાચારીથી ભિન્ન સામા

મારી રચી ખરતરગચ્છને જન્મ આપ્યો.[1] આમ છતાં પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, પ્રબંધકોશ વગેરે ઐતિહાસિક ગ્રંથો, જે સર્વ માન્ય પ્રભાવકોના ચરિત્રો છે, તેમાં આ૦ જિનદત્તનો ઉલ્લેખ નથી. પરંતુ તેમનામાં એવું સામર્થ્ય હતું કે, તેમણે ચૈત્યવાસીઓ સામે ટક્કર લીધી અને સં૦ ૧૨૦૪માં એક સ્વતંત્ર બળવાન ગચ્છ સ્થાપન કર્યો. તેઓ ખરતરગચ્છના સર્વ પ્રથમ આચાર્ય હતા અને ખરતરગચ્છ પણ આજ સુધી તેમને જ વફાદાર રહ્યો છે એ જ કારણ છે કે ખરતરગચ્છીઓ તેમના મંદિરો બંધાવે છે, તેમની મૂર્તિઓ કે ચરણપાદુકાઓને પૂજે છે અને પ્રતિક્રમણમાં પણ તેમને જ ખાસ રીતે સંભારે છે કહેવાની જરૂર નથી કે ખરતરગચ્છ હશે ત્યાં સુધી આ૦ જિનદત્તનું નામ પણ અમર રહેશે.

આ૦ જિનદત્તસૂરિએ વિવિધ સ્થાનોમાં જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી તે પ્રતિમાઓ કે પ્રતિમાલેખો આજે મળતા નથી. પરંતુ કેટલાએક યતિઓએ ગુરુભક્તિથી કે ગુરુભક્તો પાસેથી વધુ નકદની રકમ મેળવવાની લાલચથી આવા પ્રતિમાલેખો કોતરાવ્યા છે સૌ કોઈ જાણે છે કે પં૦ કલ્યાણવિજય ગણિએ જાહેર લેખો આપી આ પ્રતિમાલેખોનો ભંડાફોટ કર્યો છે—તેવા લેખો બનાવટી હોવાનું પુરવાર કર્યું છે  (—આત્માનંદ પ્રકાશ)

આ જ રીતે કોઈ યતિએ ક૦ સ૦ હેમચંદ્રસૂરિના નામના બનાવટી પ્રતિમાલેખો પણ કોતરાવ્યા છે. અમે આવા પ્રતિમાલેખો અજારીમાં જોયા હતા અને ત્યાંના શ્રીસંઘને સાફ જણાવ્યું હતું કે આ લેખો બનાવટી છે

**ખરતરગચ્છની પટ્ટાવલી—**

આ૦ જિનદત્તસૂરિ ઉપર મુજબ ખરતરગચ્છના આદિ પુરુષ છે

૧. આ૦ જિનવલ્લભની સામાચારીમાં સામાયિક તથા પૌષધમાં ઇરિયાવહી પછી કરેમિ ભંતેનું વિધાન છે આ૦ જિનદત્તની સામાચારીમાં સામાયિક તથા પૌષધમાં કરેમિ ભંતે પછી ઇરિયાવહીનું વિધાન છે એમ તફાવત છે. (જુઓ, પ્રાચીનગચ્છ સામાચારી)

એટલે ખરતરગચ્છની પટ્ટાવલી તેમનાથી શરૂ થાય છે

ખરતરગચ્છની પટ્ટાવલી સામાન્ય રીતે બે જાતની મળે છે—

(૧) સત્તરમી સદી સુધીના પટ્ટાવલીકારોએ પોતાની પરંપરા નદીસૂત્ર ના વાચકવંશ સાથે જોડી દીધી છે સભવ છે કે તેમને પોતાની અખંડ ગુરુપરંપરાનું જ્ઞાન નહીં હોય.

(૨) ઓગણીસમી સદીના મહો૦ ક્ષમાકલ્યાણે આ મુનિ સુંદરસૂરિની ગુર્વાવલી ના આધારે ગુરુપરંપરા જોડી છે આ પટ્ટાવલી વ્યવસ્થિત છે તેથી ખરતરગચ્છમા આજે તે પ્રામાણિક મનાય છે

અહીં બંને જાતની પટ્ટાવલીઓ આપીએ છીએ—

## ખરતરગચ્છની પટ્ટાવલી પહેલી

| | |
|---|---|
| ૧ ભગવાન મહાવીરસ્વામી | ૨. ગણધર સુધર્મસ્વામી |
| ૩ આ જંબૂસ્વામી | ૪ આ પ્રભવસ્વામી |
| ૫. આ૦ શય્યભવ | ૬ આ યશોભદ્ર |
| ૭ આ સંભૂતિવિજય | ૮. આ૦ ભદ્રબાહુ |
| ૯ આ સ્થૂલભદ્ર | ૧ આ મહાગિરિ |
| ૧૧ આ સુહસ્તિસૂરિ | ૧૨. આ વજ્રસ્વામી |
| ૧૩ આ આર્યરક્ષિત | ૧૪ આ દુર્બલિકાપુત્ર |
| ૧૫. આ નંદિ | ૧૬ આ નાગ |
| ૧૭. આ રેવતી | ૧૮ આ સમિત |
| ૧૯ આ ખડિલ | ૨૦ આ હિમવાન્ |
| ૨૧ આ નાગાર્જુન | ૨૨. આ ગોવિંદ |
| ૨૩ આ સંભૂતિ | ૨૪ આ લોહિત્ય |
| ૨૫. આ પુષ્પગણિ | ૨૬ વા૦ ઉમાસ્વાતિ |
| ૨૭ આ જિનભદ્ર | ૨૮ આ વૃદ્ધવાદી |
| ૨૯ આ સિદ્ધસેન | ૩ આ હરિભદ્ર |
| ૩૧. આ દેવ | ૩૨. આ નેમિચંદ્ર |
| ૩૩. આ ઉદ્યોતન | ૩૪ આ વર્ધમાન |
| ૩૫. આ જિનેશ્વર, સં૦ ૧૦૨૪ | ૩૬ આ જિનચંદ્ર |

બાલક સોમચંદ્રને ૯ વર્ષની વયે દીક્ષા આપી. મુનિ સોમચંદ્ર પહેલે દિવસે ગુરુભાઈ પં૦ સર્વદેવગણિ સાથે સ્થંડિલ ગયા અને ત્યાં તેણે ઘાસના તાજા ઊગેલા અંકુરાઓને ઉખેડી નાખ્યા. પં૦ સર્વદેવે તેને ઠપકો આપતાં જણાવ્યું કે, આવું કરીશ તો તારો સાધુવેશ લઈ લઈશું. બાલ મુનિએ પોતાની ભૂલની માફી ન માગતાં સામો કડક જવાબ વાળ્યો કે મારી ચોટલી લાવો અને તમારો વેશ લઈ લો. પં૦ સર્વદેવે જોયું કે બાલક હાજરજવાબી છે (—ગણધરસાર્ધશતક વૃત્તિ)

ભાવપ્રભગચ્છના આચાર્યે મુનિ સોમચંદ્રને પંજિકાનું જ્ઞાન આપ્યું. આ૦ અશોકચંદ્રે વડી દીક્ષા આપી. આ૦ હરિસિંહે સિદ્ધાંત અને મંત્રપાઠ શિખવ્યો.

આ૦ દેવભદ્રે સં૦ ૧૧૬૭માં ચિત્તોડમાં સુવિહિત આ૦ જિનેશ્વરસૂરિના શિષ્ય પં૦ જિનવલ્લભને આચાર્યપદ આપ્યું હતું. તેમણે છ કલ્યાણકની પ્રરૂપણા કરી હતી તે પછી તેઓ માત્ર છ મહિના જીવીને કાળધર્મ પામ્યા હતા.

તેમને જિનશેખર વગેરે શિષ્યો હતા, પણ તે મધુર સ્વભાવના હશે, ગુરુની ગરિમાને તેજ આપે એવા નહીં હોય એટલે આ૦ જિનવલ્લભની પાટે કોણ બેસે એ પ્રશ્ન ઊભો થયો. દરમિયાન મુનિ સોમચંદ્ર વિહાર કરી ચિત્તોડ આવ્યા. તેમને પાટે બેસાડવાની વાત ચાલી, પરંતુ આચાર્યના શિષ્યોને બદલે બીજાને પાટે બેસાડવાનો પ્રશ્ન વિકટ હતો. ઝઘડો થઈ જવાનો ભય પણ હતો. આચાર્ય પદવી માટે ત્રણ મુહૂર્તો જોવાયાં હતાં, એમાં જેમ વિલંબ થાય તેમ લાભ હતો. અંતે સુવિહિત આ૦ દેવભદ્રે ત્રીજા મુહૂર્તમાં સં૦ ૧૧૬૯માં વૈશાખ વદિ ૬ (વૈશાખ સુદિ ૧ વૈશાખ સુદિ ૧)ની સાંજે સંધ્યા સમયે ગોરજ લગ્નમાં મુનિ સોમચંદ્રને આ૦ જિનદત્તસૂરિ નામ આપી આ૦ જિનવલ્લભની પાટે સ્થાપન કર્યા. વૃદ્ધાચાર્ય પ્રબંધાવલી'માં લખ્યું છે કે 'આચાર્યપદ આરોપણ બીજા મુહૂર્તમાં થયું હતું.' તેમનો રંગ કાળો હતો અને શરીર ઠીંગણું હતું.

એક દિવસે આ૦ જિનદત્તે કાક હાથે પ્રશ્ન કીધું એટલે ઉપ

કરી અને તે પછી ૬૪ જોગણીઓને પણ સાધી હતી.

ખરતરગચ્છની પટ્ટાવલીઓમાં આ પીર-સાધના અને બીજી ચમત્કારની વાતો ઘણા વિસ્તારથી આપી છે જેમાં વાયડગચ્છના આ૦ જીવદેવસૂરિ અને મરેલી ગાયની ઘટના (પ્રક૦ ૩૪ પૃ. ૫૪૬ થી ૫૫૬) તેમજ દાદા ધર્મઘોષસૂરિ અને સાપના ઝેરની ઘટના (પ્રક૦ ૪૬) વગેરે જેવા ચમત્કારો પણ સામેલ છે એકંદરે તેમને મોટા ચમત્કારી પુરુષ તરીકે વર્ણવેલા છે

આ જિનદત્તસૂરિ સં૦ ૧૨૦૪માં પાટણમાં હતા ત્યારે એક ધનિકની સ્ત્રીએ જિનમંદિરમાં આશાતના કરી. આચાર્યશ્રીએ તે માટે સખત હાથે કામ લીધું અને સાથોસાથ સ્ત્રીઓને માટે જિનપૂજાનો સર્વથા નિષેધ કર્યો. આ ઘટનાથી પાટણના સંઘમાં મોટો ખળભળાટ મચી ગયો. આચાર્યશ્રી તરત જ અપ્રમત્તેતી વાપરીને ત્યાંથી નીકળી ગયા અને ઔષ્ટ્રિકી વિદ્યાના બળે એકદમ જાલોર પહોંચી ગયા.[1]

એવો ઉલ્લેખ મળે છે કે ગુર્જરેશ્વર મહારાજા કુમારપાલે પાટણના જૈન સંઘની—મહાજનની અને પાટણના રાજ્યની એકતા જોખમાય નહીં એટલા માટે નવી સામાચારીવાળા જૈન ગચ્છોને દેશવટો આપ્યો હતો. પાટણમાં પ્રવેશ તથા વસવાટ નિવાર્યો હતો. આથી પાટણના સંઘમાં શાંતિ પથરાઈ ગઈ[2]

મહો૦ જિનપાલની યુગપ્રધાનાચાર્ય-ગુર્વાવલી ના ઉલ્લેખથી સમજાય છે કે આ જિનદત્તસૂરિ ગુજરાતથી બહાર ગયા તે પછી

1 ચૈત્યાશાતનાત (૧૨૦૪) ઔષ્ટ્રિકમત—ઔષ્ટ્રિકમત ।

(—રાજગચ્છપટ્ટાવલી કુમારપાલપ્રતિબોધ-તિરિગચ્છ પટ્ટાવલી સંગ્રહ)

2 ખરતરગચ્છની પટ્ટાવલીમાં કહ્યું છે કે આ દેવચંદ્રસૂરિ તથા ગુર્જરેશ્વર કુમારપાલના વિરોધમાં ભૂરી કથા મળતી, તેનું આ જ કારણ હશે. એમ તેઓનો વિહાર તેમના સ્થાને ગુજરાતમાં મળતો નથી, તેનું પણ આ જ કારણ હશે. ખરતરગચ્છની પટ્ટાવલીમાં જણાવ્યું છે કે આ આચાર્ય મહારાજ કુમારપાલની અનુમતિ મેળવી પાટણમાં રહ્યા હતા.

(—જુઓ પ્રક૦ ૩૫, પૃ૦ ૧૯૫)

ઉપકેશગચ્છના ચૈત્યવાસીઓનું નામ કોમલગચ્છ (કવલાગચ્છ) પડ્યું.[1]

જેમ બૌદ્ધોને ભારત છોડ્યા પછી વધુ લાભ થયો તેમ આ જિનદત્તસૂરિને ગુજરાત છોડ્યા પછી વધુ લાભ મળ્યો. તેઓ મારવાડના તો કલ્પવૃક્ષ તરીકે જાહેર થયા.[2]

તેમણે ખરતરગચ્છની સ્વતંત્ર સામાચારી આપી છે. જેના કેટલાક નિયમો નીચે મુજબ છે—

ભ. મહાવીરના ૭ કલ્યાણક માનવા, પાંચ નદીની સાધના કરવી, આચાર્ય સિવાય બીજો કોઈ તીર્થંકરની પ્રતિષ્ઠા ન કરે. સ્ત્રી પૂજા ન કરે, દેરાસરમાં નર્તકી નાચે નહીં, ચતુષ્પર્વી સિવાયના દિવસોમાં પૌષધ થાય નહીં, પૌષધમાં આહાર લેવાય નહીં, આયંબિલમાં બેથી વધુ ચીજોનો ઉપયોગ ન થાય.

સામાયિકમાં ૩ કરેમિ ભંતે બોલવાં અને તે પછી ઇરિયાવહી સૂત્ર પાઠ બોલવો.

તિથિ વધે તો પહેલી તિથિને માનવી, ચૌદશ ઘટે તો પૂનમે પાખી કરવી, શ્રાવણ વધે તો બીજા શ્રાવણમાં સંવત્સરી કરવી. ભાદરવો વધે તો પહેલા ભાદરવામાં સંવત્સરી કરવી વગેરે.

(—ઉત્સૂત્રોદ્ઘાટનકુલક ગાથા ૧૮ સ્વોપજ્ઞ અવચૂરિ)

આ જિનદત્તે પાંચ નદીના પીરોને—દેવોને ખરતરગચ્છના અધિષ્ઠાયક બનાવ્યા. તેઓને સાત વચનો આપ્યાં અને તેઓની પાસેથી

---

१ वि. सं. १२०४ वर्षे [illegible] खरतरगच्छ [illegible] नामकं मतम् ।

(—પૂ. [illegible] સંપાદિત પટ્ટાવલી, જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ, પુસ્તક ૧૪ અંક ૪ પૃ. ૧ પાનું ૧૧૯ પટ્ટાવલી [illegible] સં. ૧૬ ૫૧)

२. चतुर्विंशगच्छे च जयति श्रीजिनदत्तो गुरुः ।
मरुस्थलीकल्पतरु स श्रीमान् युगप्रधानो जिनदत्तसूरिः ॥५१॥
—[illegible]

દર્શાવ્યાં છે જેમ ખરતરગચ્છનો સાધુ પાગ મૂર્ખ ન રહે, વચન સિદ્ધિવાળો બને; સાધ્વી ઋતુમતી ન થાય અને સિંધીથી ઉપર-આગળ ગયેલો શ્રાવક ધનવાન્ બને વગેરે વરદાનોની નોંધ છે

આ જિનદત્તસૂરિએ એ પણ અભિવચન આપ્યું છે કે “ખરતરગચ્છનો આચાર્ય દિલ્હી, અજમેર, ભરૂચ, ઉજ્જૈન, મુલતાન, ઉચ્ચનગર અને લાહોર એ સાત નગરોમાં જાય નહીં. ખાસ કારણે ત્યાં જાય તો સતવાસો કરે નહીં, આહાર કરે નહીં.” સંભવ છે કે તે સમયે તે તે નગરોમાં બીજા ગચ્છોનું જોર વધુ હોય.

આ જિનદત્તે સં ૧૨૧૧ના વૈશાખ સુદિ ૬ ના રોજ બિકાનેરમાં આ૦ જિનચંદ્રને પોતાની પાટે સ્થાપન કર્યા. ખરતરગચ્છમાં આચાર્યોના નામ પહેલાં જિન શબ્દ જોડવાનું ત્યારથી ચાલુ થયું છે તેમણે ૧ વાચનાચાર્ય અને ૫ મહત્તરાઓ બનાવી હતી. તેમણે ચૈત્યવાસી અને માહેશ્વરીઓને પોતાના જૈન બનાવ્યા હતા.

ગ્રંથો—

તેમણે રચેલા ગ્રંથો નીચે મુજબ જાણવામાં આવ્યા છે—

૧ ગણધરસાર્ધશતક પ્રાકૃત ગાથા : ૧૫ (પાત્રીશ આચાર્યોની સ્તુતિ)
૨. સંદેહદોલાવલી, પ્રાકૃત ગાથા ૧૫
૩. ગણધરસપ્તતિ, પ્રા ગાથા : ૭૦
૪ સર્વાધિષ્ઠાયિસ્તોત્ર, પ્રા ગાથા ૨૬
૫. સુગુરુપારતંત્ર્ય, પ્રા ગાથા ૨૧
૬ વિઘ્નવિનાશિસ્તોત્ર, પ્રા ગાથા ૧૪
૭ અવસ્થાકુલક પ્રા ગાથા ૬૨
૮. ચૈત્યવંદનકુલક પ્રા ગાથા ૨૯
૯ પ્રાકૃતવિંશિકા
૧ ઉપદેશરસાયન, અપભ્રંશ શ્લો ૮
૧૧ કાલસ્વરૂપ, અપ શ્લો ૩૨

૧૨. ચર્ચરી અપ૦ શ્લો૦ ૪૭.[1]

એમના ઉપદેશથી તહનગઢનો રાજા કુમારપાલ યાદવ (સં૦ ૧૨૧૦ થી ૧૨૫૨) જૈન બન્યો હતો. (—ભારતીયવિદ્યા, ભા૦ ૨, અં૦ ૧)

આ આચાર્યના સમયમાં સં૦ ૧૧૬૯ થી 'મધુકરગચ્છ' નીકળ્યો અને તેમાંથી આ૦ અભયદેવના સમયે 'રુદ્રપલ્લીગચ્છ' નીકળ્યો.

'યુગપ્રધાનાચાર્ય-ગુર્વાવલી'માં તેમનો સ્વર્ગવાસ સં૦ ૧૨૧૧ના અષાડ વદિ ૧૧ ના રોજ થયો એમ જણાવ્યું છે

આ૦ જિનદત્તસૂરિ ખરતરગચ્છના સ્થાપક શાસક પ્રથમ આચાર્ય કાર્યક્ષમ ગચ્છનાયક અને દાદા હતા. તેઓ સં૦ ૧૨૧૧ ના અષાડ સુદિ ૧૧ ના દિવસે અજમેરમાં સ્વર્ગવાસી થયા. શ્રાવકોએ તે સ્થાને સમાધિસ્તૂપ બનાવ્યો, જેની પ્રતિષ્ઠા સં ૧૨૨૧ માં આ૦ જિનચંદ્રસૂરિએ કરી હતી. આ૦ જિનપતિસૂરિએ સં૦ ૧૨૩૫માં અજમેરમાં ચોમાસું કર્યું અને આ૦ જિનદત્તસૂરિના સ્તૂપની મોટા મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરી.

તેમના અગ્નિસંસ્કારનું અસલ સ્થાન ભૂલાઈ જવાથી અજમેરના જૈનોએ બીજે સ્થાને ભ૦ પાર્શ્વનાથનું દેરાસર તથા દાદાવાડી બનાવ્યાં છે જે આજે વિદ્યમાન છે

૪૦ મણિધારી જિનચંદ્ર—તેમનો સં૦ ૧૧૯૭ ના ભાદરવા સુદિ ૮ ના રોજ જન્મ, સં ૧૨૧૮ના ફાગણ વદિ ૮ના રોજ અજમેરમાં (દિલ્લીમાં) દીક્ષા, સં૦ ૧૨૧૧ (૧૨ ૫?)ના વૈશાખ સુદિ ૬ ના રોજ બિકાનેરમાં આચાર્યપદ અને સં૦ ૧૨૨૩ ના બીજા

---

૧ આ જિનકુશલે સં ૧૩૮૩ માં ચૈત્યવંદનકુલકની વૃત્તિ ૪૪.. શ્લોક પ્રમાણ રચી. ૨ સુમતિગણિએ ગણધરસાર્ધશતકની બૃહદ્વૃત્તિ સં ૧૨૯૫) ની ૩ ... બૃહદ્વૃત્તિ, આ જિનેશ્વર શિષ્ય ઉપા ધર્મતિલકે લઘુવૃત્તિ સં ૧૩૩૮ ૪ આ જિનપતિએ ... પ્રકરણ રચ્યુ ઉપા જિનપાલે સં ૧૨૯૪ માં ચર્ચરીની વૃત્તિ, ૫ ૧૨૯૨ માં ઉપદેશરસાયનની વૃત્તિ, ઉપા સુરપ્રભે કાલસ્વરૂપની વૃત્તિ અને ૫ ... ૧૩૧૨ માં ... બૃહદ્વૃત્તિ રચી છે

ભાદરવા વદિ ૧૪ના રોજ દિલ્હીમાં સ્વર્ગવાસ થયો.

તેમના પિતાનું નામ રાસલ અને માતાનું નામ દેલ્હણદેવી હતું. તેમને આ૦ જિનદત્તે પોતાના હાથે આચાર્યપદવી આપી પોતાની પાટે સ્થાપ્યા હતા. તેમણે ખોડિયા ક્ષેત્રપાલની સાધના કરી હતી. તેમણે પૂર્વદિશાની યાત્રા કરી પાછા ફરતાં રાજા મદનપાલની વિનતિથી ગુરુદેવનું અભિવચન તોડી દિલ્હીમાં ચોમાસું કર્યું અને (યોગિની ના છળથી) ત્યાં જ તેમનો સ્વર્ગવાસ થયો.

તેમણે અતિબલ નામે અધિષ્ઠાયક સ્થાપ્યો હતો. તેમના પોતાના કપાળમાં મણિ હતો. કોઈ શ્રાવકની ગફલતથી એક વિદ્યા સિદ્ધ યોગી તેમનો મણિ ઉપાડી ગયો. તેમની માંડવી ગુરુએ સ્થાને ન પહોંચતા વચમાં મહરૌટમાં (મહરૌલીમાં) ઉતારવાથી વચમાં જ રહી ગઈ. શ્રાવકોએ તેમનો ત્યાં જ અગ્નિસંસ્કાર કર્યો અને તે સ્થાને સ્તૂપ બનાવ્યો. ખોડિયો ક્ષેત્રપાલ ત્યાં પગલા પૂજતો હતો. પાછળથી સ્તૂપની ચરણપાદુકા મુસલમાનોએ ઉપાડીને ફેંકી દીધી અને ત્યાં ખાડો બનાવી મૂક્યો છે તેની પૂજા ભાવિકો કરે છે. આ સ્તૂપ ખરતરગચ્છમાં ચમત્કારી મનાય છે. સં. ૨૦૧૩ના આસો વદિ ૧૧ ને શનિવાર તા. ૧૯–૧૦–૫૭ અને આ. વ. અમાસ બુધવાર તા૦ ૨૩–૧૦–૫૭ના રોજ ત્યાં ચોરી થઈ ત્યારથી ચમત્કાર મનાતો નથી.

એ સમયથી ખરતરગચ્છમાં દરેક ચોથી પાટે જિનચંદ્રસૂરિ નામ રાખવાનો પ્રચાર શરૂ થયો છે.[1]

તેમના શિષ્ય ઉપા૦ જિનમતે સં. ૧૨૧૫માં સાધુસાધ્વીની દીક્ષા લીધી છે. તેમણે આ૦ જિનપતિને ઉપા૦ પદ્મપ્રભ સાથેના [illegible] ના શાસ્ત્રાર્થમાં બહુ મદદ કરી હતી. ઉપા૦ જિનમતનો સ્વર્ગવાસ સં૦ ૧૨૪૨માં થયો હતો.

(—જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૩૫, પૃ. ૧૪૩ ક્રમાંક ૨૩૦)

૧ [illegible] । ચતુર્થે ચતુર્થે પટ્ટે શ્રીજિનચન્દ્રસૂરિનામ સ્થાપનમ્ ॥ (—સં. ૧૭૧૧ની ખરતરગચ્છ પટ્ટાવલી)

આ૦ જિનપતિસૂરિ—

तस्यो श्रीजिनपतिसूरिर्मोऽस्य पद्मनिश्री च ।
श्रीसंघपादकमल विदूष्य वक्रे तुपाधर्यम् ॥६॥

(—અભયકુમારચરિત્ર પ્રશસ્તિ)

वाग्मिना च जिनेन्द्रं वन्दे सर्वेश्वरस्तुतम् ।
भक्त्या सुमपतां पुर्ये श्रीमज्जिनपतिगुरुम् ॥

તેઓ બિકાનેરના શા૦ યશોવર્ધન માલ્હૂ અને સુહવદેના પુત્ર હતા. તેમનું નામ નરપતિ હતું

તેમનો સં૦ ૧૨૧૦ના ચૈત્ર વદિ ૮ના રોજ મૂળ નક્ષત્રમાં જન્મ થયો હતો. સં૦ ૧૨૧૮ના ફાગણ વદિ ૮ (સં૦ ૧૨૧૭ના ફાગણ સુદિ ૧૦) દિલ્હીમાં દીક્ષા થઈ હતી, સં૦ ૧૨૨૩ના કાર્તિક સુદિ ૧૩ના રોજ બબ્બેરકમાં આ૦ જયદેવના હાથે આચાર્યપદ, સં૦ ૧૨૭૭ના અષાઢ સુદિ ૧૦ (સં૦ ૧૨૭૮ના માહ સુદિ ૬)ના રોજ પાલનપુરમાં સ્વર્ગવાસ થયો હતો.

તેમણે ૩૬ વાદ જિત્યા હતા.

તેમણે આસપુરમાં પ્રતિષ્ઠા કરાવી ત્યારે મણિધારી યોગીએ જિનપ્રતિમાનું સ્તંભન કર્યું હતું આથી તેમણે વાસક્ષેપ નાખી તે સ્તંભન દૂર કર્યું હતું. આ કારણે યોગી પણ તેમનો ભક્ત બની આકાશગામિની તેમજ સ્તંભિનીવિદ્યા આપીને ચાલતો થયો. આચાર્યે તે વિદ્યા ગ્રહણ ન કરી.

એકનો મંત્રી ઉદ્ધરણ સાધર્મિકોને વસ્ત્રદાન વગેરે ઘણું દાન આપતો હતો. તેણે નાગોરમાં દેરાસર બંધાવ્યું, તેની પ્રતિષ્ઠા આ૦ જિનપતિએ કરી, અને તે કુટુંબને ખરતરગચ્છનું ભક્ત બનાવ્યું. મરોટના નેમિચંદ્ર ભંડારીનો પુત્ર અંબડ (દેવદત્ત) દીક્ષા લેવાને તૈયાર થયો ત્યારે ભંડારીએ આ૦ જિનપતિની પરીક્ષા કરી તેમને પોતાનો પુત્ર સોંપ્યો.

તેમણે સં૦ ૧૨૩૩માં કન્યાનયનમાં બિકાનેરના શા૦ માન દેવે બનાવેલ ભ૦ મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા કરી. (—વિવિધતીર્થકલ્પ)

આ વાદિદેવસૂરિએ સં. ૧૧૯૯ના કા૦ સુ ૧ દિને ફલોધિમાં તીર્થની સ્થાપના કરી ત્યારે ત્યાં ખરતરગચ્છનું વિધિચૈત્ય નહોતું તેથી આ જિનપતિએ સં. ૧૨૩૪માં ફલોધિમાં જ પાર્શ્વનાથનું નવું ખરતરગચ્છીય ચૈત્ય બનાવ્યું.

તેમણે સં. ૧૨૪૮ લગભગમાં આસાવલ, કર્ણાવતી નગરમાં ઉદયનવિહારના ચૈત્યવાસીઓએ પ્રતિષ્ઠા કરેલ જિનબિંબોને અપૂજનીય ઠરાવી ચર્ચા ઊભી કરી. આ ચર્ચાએ મોટું રૂપ પકડ્યું. એ અંગે પક્ષો બન્યા અને સં. ૧૨૪૮માં કર્ણાવતીમાં શાસ્ત્રાર્થ થયો. આ૦ વાદિદેવસૂરિના સંતાનીય આ૦ પ્રદ્યુમ્નસૂરિએ આ અંગે 'વાદસ્થલ' નામે ગ્રંથ રચ્યો અને આ જિનપતિએ તેના ઉત્તરરૂપે 'પ્રબોધ્યવાદસ્થલ' નામે ગ્રંથ બનાવ્યો. એ સિવાય તેમણે યમકમયચતુર્વિંશતિજિનસ્તવન શ્લો. ૩, તીર્થમાલા, પંચલિંગીપ્રકરણવિવરણ અને સંઘપટ્ટકની બૃહત્ટીકા રચી. આ જિનદત્તના પરિવારના પ૦ હર્ષરાજે આના આધારે સંઘપટ્ટક-ની નાની ટીકા બનાવી છે.

આ જિનપતિના ઉપદેશથી મરોટના શેઠ આશાપાલ ધર્મટની પત્ની શુભમતિએ સં. ૧૨૮૨માં 'અનેકાર્થઅભિધાનકોશ' લખાવ્યો.
(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્રશસ્તિઃ ૮)

તેમણે સં૦ ૧૨૪૪માં પુનમિયા આ૦ અકલંકદેવ સામે સાધુ મઠ કરવી માથે ભય એવું નિરૂપણ કર્યું.

ઉપકેશગચ્છના ઉપા૦ પદ્મપ્રભે અજમેરમાં વિસલરાજની સભામાં સં. ૧૨૩૯માં આ જિનપતિને ગુરુ કાવ્યાષ્ટક અંગેના વાદમાં હરાવ્યા. તે પછી પણ તે બંને વચ્ચે બીજી વખત પણ શાસ્ત્રાર્થ થયો હતો. (—ઉપકેશગચ્છ પટ્ટાવલી, પ્રક૦ ૧ પૃ. ૨૮, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૩૯)

આ જિનપતિએ ખરતરગચ્છને વ્યવસ્થિત રૂપ આપ્યું. તેથી ખરતરગચ્છના પટ્ટાવલીકારો તેમને—विधिनमोमिहिरः ॥१२॥, खरतरगच्छ-सूत्रधार गच्छसूत्राणां सूत्रधारः, गच्छसामाचारीप्रवर्तक परमसंवेगी વગેરે વિશેષણોથી નવાજે છે.

આ સમયે ખરતરગચ્છમા સગોત્રી ૫૪૦ આચાર્યો હતા. આ૦ જિનપતિના ઘણા શિષ્યો વિદ્વાન હતા. તે પૈકી કેટલાકની માહિતી નીચે મુજબ છે—

(૧) મહો૦ જિનપાલ—તેમણે સ૦ ૧૩૦૫ ના અષાઢ સુદિ ૫ ના રોજ યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી (પ્ર૦ ૨૦૧૨૪?), સ૦ ૧૨૯૨ માં 'ષટ્સ્થાનકવૃત્તિ, સનત્કુમારમહાકાવ્ય સટીક, સ૦ ૧૦૯૨ માં ઉપદેશરસાયન વિવરણ, સ ૧૨૯૩ મા આ જિનવલ્લભસૂરિના દ્વાદશકુલકનું વિવરણ, સ ૧૨૯૪ મા ચર્ચરી વિવરણ તથા સ્વપ્ન વિચારભાષ્ય બનાવ્યા છે તેઓ સ ૧૨૬૯માં જાલોરમા ઉપાધ્યાય બન્યા હતા.

(૨) ૫૦ સુમતિગણિ—તેમણે સ૦ ૧૨૯૫ મા ખભાતથી માસ નહકચ્છક માડવગઢ સુધીના વિહારમા આ૦ જિનદત્તના ગણધરસાર્ધશતક ની બૃહદ્વૃત્તિ રચી, જેનો પ્રથમ આદર્શ ૫૦ કનક ચંદ્રે લખ્યો. ૫૦ ચારિત્રસિંહે તેના આધારે ગણધર અતર્ગત પ્રકરણ રચ્યુ અને ઉપા૦ સર્વરાજે (ઉપા૦ પદ્મમંદિર ગણિએ) લઘુવૃત્તિની રચના કરી.

(૩) ૫૦ પૂર્ણભદ્ર—તેમણે સ૦ ૧૨૭૫ મા ઉપાસકદશાકથા, સ ૧૨૮૨ મા પાલનપુરમા અતિમુક્તકચરિત્ર, સ૦ ૧૨૮૫ મા જેસલમેરમા ધન્યશાલિભદ્રચરિત્ર (પરિ ૬), સ૦ ૧૩ ૫ માં કૃત પુણ્યકચરિત્રની રચના કરી.

(૪) આ૦ સર્વદેવ—તેમણે ૫ પૂર્ણભદ્રને ધન્યશાલિભદ્ર ચરિત્ર બનાવવામા સહાય કરી હતી અને સ૦ ૧૨૮૭ મા જેસલમેરમા સ્વપ્નસપ્તતિકા રચી છે તેમણે સ૦ ૧૨૭૮ માં જાલોરમા આ૦ જિનેશ્વરને આચાર્ય પદ આપ્યુ હતુ

(૫) ઉપા૦ સૂરપ્રભ—તેમણે ૫ પૂર્ણભદ્રના 'ધન્ય શાલિભદ્ર ચરિત્ર નુ સંશોધન કર્યું કાલસ્વરૂપકુલકની વૃત્તિ રચી, સ્તભનેશ પાર્શ્વ સ્તવન બનાવ્યુ તેમણે ખભાતમાં દિગંબર વાદી યમદડને હરાવ્યો તથા પદબદ્ધ 'પ્રબોધ્ય રચ્યો. ઉ ચદ્રતિલકને વિદ્યાન વ્યાકરણ ભણાવ્યું.

૪૨. આ જિનેશ્વરસૂરિ—તેઓ મરોટના નેમિચંદ્ર ભંડારી અને તેમની પત્ની લક્ષ્મીદેવીના અંબડ નામે પુત્ર હતા. તેમનો સં. ૧૨૪૫ના માગશર સુદિ ૧૧ ના રોજ ભરણી નક્ષત્રમાં જન્મ થયો હતો. સં. ૧૨૫૫માં ખેડમાં દીક્ષા થઈ ત્યારે તેમનું નામ મુનિ વીરપ્રભ રાખવામાં આવ્યું. સં. ૧૨૭૮ના માહ સુદિ ૬ ના રોજ જાલોરમાં આ સર્વદેવના હાથે આચાર્યપદવી થઈ ત્યારે આ જિનેશ્વર નામ રાખવામાં આવ્યું અને સં. ૧૩૩૧ના આસો વદિ ૬ ના રોજ જાલોરમાં અનશનપૂર્વક સ્વર્ગગમન કર્યું.

લગભગ ૩૩ વર્ષની ઉંમરે તેઓ આચાર્ય થયા પણ જ્ઞાનવાળા નહોતા આથી તેમને સરસ્વતી નદી ઓળંગ્યા પછી પાટણમાં પ્રવેશ કરતા પોતાની અજ્ઞતા માટે ખેદ થયો. આથી પોતાનું મરણ થાય તો સારું એવો વિચાર પણ આવ્યો. આ કારણે સરસ્વતી દેવીએ પ્રસન્ન થઈ તેમને વિદ્યાનું વરદાન આપ્યું. તેમણે પાટણમાં જઈ—'અર્હન્તો ભગવન્ત' સ્તુતિ-શ્લોક રચ્યો. સરસ વ્યાખ્યાન આપ્યું. આ ઘટનાનો ઉલ્લેખ 'યુગપ્રધાનાચાર્ય-ગુર્વાવલી'માં છે પણ પ્રાચીન 'વૃદ્ધાચાર્ય પ્રબંધાવલી'માં નથી.

ખરતરગચ્છના પટ્ટાવલીકારોએ આ જિનેશ્વરનું સ્થાન ઊંચું બનાવવા માટે કલિ. સ. આ. હેમચંદ્રસૂરિ તથા ગૂર્જરેશ્વર કુમારપાલ મહારાજા માટે મનઘડંત ઘટનાઓ જોડી દીધી છે. જે વસ્તુ 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી'માં કે 'વૃદ્ધાચાર્ય પ્રબંધાવલી'માં નથી. વસ્તુતઃ પટ્ટાવલીકાર ગચ્છના રાગમાં તણાઈને ઐતિહાસિક સત્યોને સર્વથા ભૂલી જાય છે. આ જિનેશ્વરસૂરિ તો ગૂર્જરેશ્વર કુમારપાલના મરણ બાદ ઘણાં વર્ષો વીત્યા પછી જન્મ્યા હતા અને બીજી તરફ આ જિનેશ્વરના શિષ્યોએ ક. સ. આ. હેમચંદ્રસૂરિના ગ્રંથો ઉપર વિવરણો રચ્યાં છે, ત્યારે કબૂલ કરવું પડે કે આ જિનેશ્વરના પરિવારને ક. સ. હેમચંદ્રસૂરિ પ્રત્યે બહુમાન હતું.

કૃષ્ણર્ષીય આ સોમતિલકે 'કુમારપાલદેવચરિત્ર'ની રચના પણ કરી છે.

પાલનપુરમા આ૦ જિનેશ્વરસૂરિના હાથના બે ટુકડા થઈ ગયા, આથી તેમને લાગ્યુ કે મારો ગચ્છ બે ભાગમા વહેચાઈ જશે, તો મારે મારા હાથે એની વ્યવસ્થા કરવી જોઈએ કે બે ભાગલા પડે છતા મોટું નુકસાન ન થાય. એટલે તેમણે પોતાની પાટે પોતાના હાથે બે આચાર્યો સ્થાપન કર્યા.

(૧) આ૦ જિનસિંહસૂરિ સ૦ ૧૨૮૦ અને (૨) આ૦ જિનપ્રબોધ સૂરિ સ૦ ૧૩૩૧ (વૃદ્ધાચાર્ય પટ્ટાવલી, પ્ર૦ ૮)

આ જિનસિંહસૂરિ લાડ્ડુના શ્રીમાલી હતા. તેમનાથી સ૦ ૧૩૧૩ (ઈસ૦ ૧૩૩૧)મા ત્રીજો લઘુ ખરતરગચ્છ નીકળ્યો, જેનું બીજુ નામ શ્રીમાલીગચ્છ પણ મળે છે

આ૦ જિનેશ્વરે સ૦ ૧૩૧૩ મા પાલનપુરમા શ્રાવકધર્મ પ્રકરણ રચ્યુ ઉપા૦ લક્ષ્મીતિલકે સ૦ ૧૩૧૭ મા તેની ટીકા (ગ્ર ૧૫૦૦ ) રચી.

આ સાલમા ભીમપલ્લી (ભીલડિયા)મા મ૦ મહાવીરસ્વામીનુ દેરાસર બ યુ. સ૦ ૧૩૩૪ ના વૈશાખ વદિમા ભીલડિયામા ગણધર ગૌતમસ્વામીની પ્રતિમા બિરાજમાન કરવામા આવી.

આ૦ જિનેશ્વરે યમકમય ચતુર્વિશતિ જિનસ્તવન શ્લો ૩૧ તથા પાર્શ્વનાથ જિનસ્તવન શ્લો ૨૧ની રચના કરી.

પ સોમમૂર્તિએ સ૦ ૧૩૩૧મા જિનેશ્વરસૂરિદીક્ષારાસ બનાવ્યો છે

આ૦ જિનેશ્વરે જૈન સઘને ઘણા વિદ્વાન શિષ્યો આપ્યા છે[1]

(૧) ઉપા૦ વિવેકસમુદ્રગણિ—તેમનુ બીજુ નામ ઉપા વિવેક સાગર હતું ગોઠ વાહડના પુત્ર બોહિત્થ, તેમના પુત્રે આ જિનેશ્વર પાસે દીક્ષા લીધી, જેઓ વિવેકસમુદ્ર નામથી વિખ્યાત થયા. તમણે સ ૧૩૦૪ ના વૈશાખ સુદિ ૧૪ ના રોજ દીક્ષા લીધી. સ૦

---

૧ સૂરિર્જિનેશ્વર इह मुनिनामादिसुधीरमरकीर्तिः सुरमगूर्णसंशुचौ मुनिः ।
श्री प्रबोधमूर्ति-लक्ष्मीतिलकश्री प्रमोदमूर्तिसूरीश्वरो मुनिरेषाः ।
(-श्रीजयधवलिका)१ समुद्रवानुमतादि प्रशस्ति)

૧૩૨૩ માં જેસલમેરમાં વાચનાચાર્યપદ મળ્યું. સં. ૧૩૪૨ ના વૈશાખ સુદિ ૧ ના રોજ જાલોરમાં આ૦ જિનચંદ્રના હાથે ઉપાધ્યાયપદ અને સં. ૧૩૬૯ના જેઠ સુદિમાં સ્વર્ગગમન થયું હતું. તેમણે જ આ૦ કુશલસૂરિને ભણાવ્યા હતા, તેમજ પદવી આપી હતી. ઉપાધ્યાયે પ્રત્યેકબુદ્ધચરિત્ર, પિતા આહિતની વિનતિથી ખંભાતમાં દિવાળીના દિવસે નરવર્મચરિત્ર (સર્ગ ૫, ગ્રં૦ ૧૫૪૨૪) સં. ૧૩૩૪ના પ્રથમ કાર્તિક સુદિ ૧૫ના રોજ જેસલમેરમાં પુણ્યસારકથા (ગ્રં. ૩૪૨) રચ્યા છે, તેમણે વિવેકસાગર સમ્યક્ત્વાલંકાર ગ્રંથની પણ રચના કરી છે તેમની પુણ્યસારકથાનું સંશોધન આ૦ જિનપ્રબોધે કર્યું હતું.

સં. ૧૫૧૮માં તપાગચ્છમાં આ૦ સોમસુંદરસૂરિના શિષ્ય પં. વિવેકસમુદ્રગણિ નામે હતા. (પ્રક૦ ૫ )

(૨) વા૦ પૂર્ણકલશગણિ—તેઓ આ૦ જિનેશ્વરના દીક્ષાશિષ્ય અને આ૦ જિનરત્નના વિદ્યાશિષ્ય હતા. તેમણે સં૦ ૧૩૦૭માં ક સ. આ૦ હેમચંદ્રસૂરિના પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્યની વૃત્તિ (ગ્રં૦ : ૧૫ ) રચી, જેનું ગુરુભાઈ ઉ૦ લક્ષ્મીતિલકે સંશોધન કર્યું હતું. વાચકોએ યંત્ર મંત્રવાળું સ્તંભનપાર્શ્વનાથસ્તોત્ર (શ્લો૦ ૩૦) સ્વોપજ્ઞ વૃત્તિ સાથે રચ્યું હતું.

(૩) ઉપા૦ લક્ષ્મીતિલક—તેઓ ઉપા૦ જિનરત્ન પાસે વિદ્યા ભણ્યા હતા. તેમણે ઉપા૦ અભયતિલક વગેરેને ભણાવ્યા હતા. સં. ૧૩૧૭માં શ્રાવકધર્મપ્રકરણની ટીકા (ગ્રં૦ ૧૫ ) રચી તથા સં. ૧૩૧૧માં 'પ્રત્યેકબુદ્ધચરિત્રમહાકાવ્ય' (સર્ગ ૧૭)ની રચના કરી.

(૪) ઉપા૦ અભયતિલક—તેઓ આ૦ જિનેશ્વરના દીક્ષાશિષ્ય અને ઉપા૦ લક્ષ્મીતિલકના વિદ્યાશિષ્ય હતા. તેમણે ઉપા૦ લક્ષ્મીતિલક પાસે ન્યાયનો અભ્યાસ કર્યો હતો. સં. ૧૩૧૨માં પાલનપુરમાં આ૦ હેમચંદ્રસૂરિના સંસ્કૃત-દ્વયાશ્રય મહાકાવ્ય (સર્ગ ૧ ૨ )ની વૃત્તિ (ગ્રં૦ ૧૦ ) રચી. તેમણે ન્યાયાલંકારનું ટિપ્પન (ગ્રં૦ ૫૪ ) રચ્યું, જે ૧. અક્ષપાદનું ન્યાયસૂત્ર ૨. વાત્સ્યાયનભાષ્ય,

૩ વાચસ્પતિનું વાર્તિક વાચસ્પતિની તાત્પર્ય ટીકા, ૪ ઉદયનની ન્યાયતાત્પર્યપરિશુદ્ધિ અને ૫. શ્રીકંઠની ન્યાયાલંકારવૃત્તિ—એ ઉત્તરોત્તર પાંચ ગ્રંથો પર પંચપ્રસ્થ ન્યાયતર્કની વ્યાખ્યા છે. આ પંચપ્રસ્થ લેખનની પ્રશસ્તિ આ૦ જિનેશ્વરના શિષ્ય કવિ કુમારે રચી છે. ઉપા૦ અભયતિલકે ઉપા૦ ચંદ્રતિલકના 'અભયકુમારચરિત્ર'નું સંશોધન કર્યું અને ઉપદેશમાલાની બૃહદ્‌વૃત્તિની પ્રશસ્તિ બનાવી.

(૫) ઉપા૦ ચંદ્રતિલક—તેઓ પં૦ નેમિચંદ્ર ગણિ પાસે સામાચિકસૂત્ર ભણ્યા, પગાયા. મુનિ સિદ્ધસેન પાસે પ્રમાલિ શીખ્યા. આ૦ જિનેશ્વરના શિષ્ય વાચનાચાર્ય ગુણભદ્ર પાસે પંજિકા શીખ્યા. સૂરપ્રભ પાસે વિદ્યાનંદ વ્યાકરણ[1] ભણ્યા. ત્રૈવેદ્ય આ૦ વિજયદેવસૂરિ પાસે ન્યાય ભણ્યા અને મહો૦ જિનપાલ પાસે નંદીસૂત્ર વગેરે મૂલ આગમ ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો. સંભવ છે કે તેમનું દીક્ષા નામ સોમકીર્તિ હશે. તેમણે સં૦ ૧૩૧૧ માં પાલ્હણપુરમાં અનંત પંજિકા લખી છે.

તેમણે સં૦ ૧૩૧૨ માં ખંભાતમાં અભયકુમારચરિત્ર (ગ્રં૦ ૯૦૩૬) રચ્યું, જેનું સંશોધન ઉપા૦ લક્ષ્મીતિલક તથા ઉપા૦ અભયતિલકે કર્યું હતું. અમરકીર્તિ કુમાર કવિએ અભયકુમારચરિત્રની પ્રશસ્તિ બનાવી છે.

(૬) મુનિ સૂરપ્રભ.

(૭) મુનિ ધર્મતિલક—તેમણે સં૦ ૧૩૨૨ માં ઉલ્લાસિક સ્મરણવૃત્તિ અને અજિતશાંતિસ્તવનટીકા રચ્યાં છે.

(૮) આ૦ જિનરત્ન—તેમણે નિર્વાણલીલાવતીસૂત્ર, તેની વૃત્તિ, સિદ્ધાન્તરત્નિકાવ્યાકરણસૂત્ર, તેની વૃત્તિ અને ન્યાયવિલાસ રચ્યાં છે. તેમણે ઉપા૦ પૂર્ણકલશ અને ઉપા૦ લક્ષ્મીતિલકને ભણાવ્યા હતા.

---

૧ વિદ્યાનંદ વ્યાકરણ બે મળે છે—

(૧) કાતન્ત્રનું બીજું નામ વિદ્યાનંદ. (જૈ૦, પ્ર૦ ૪ પૃ૦ ૨૪૪)

(૨) તપગચ્છના આ૦ દેવેન્દ્રસૂરિના પ્રથમ પટ્ટધર આ૦ વિદ્યાનંદસૂરિએ પણ વિદ્યાનંદ વ્યાકરણ બનાવ્યું હતું. (ગુર્વાવલી શ્લો૦ ૧૦૧ પ્ર૦ ૪૧)

પં૦ પ્રબોધચંદ્ર ગણિની 'સંદેહદોલાવલી'ની બૃહદ્વૃત્તિના સંશોધનમાં મદદ કરી હતી.

(૯) પં૦ પ્રબોધચંદ્ર ગણિ—તેઓ પં૦ પદ્મદેવ પાસે વ્યાકરણ સાહિત્ય, ઉપા૦ ગુણભદ્ર પાસે કાતંત્રપંજિકા આ૦ તિલકદેવ પાસે ન્યાય, ઉપા૦ જિનપાલ પાસે આગમ શીખ્યા હતા. તેમણે સં. ૧૩૨૦માં 'સંદેહદોલાવલી'ની બૃહદ્વૃત્તિ રચી છે. ઉપા૦ લક્ષ્મીતિલક ઉપા૦ જિનરત્ન અને ઉપા૦ ચંદ્રતિલકે તેનું સંશોધન કર્યું હતું.

(૧૦) પ્રબોધમૂર્તિ—(જૂઓ પ્ર૦ ૪૪મા ન૦ ૪૩ના આ૦ જિનપ્રબોધસૂરિ.)

(૧૧) ઉપા૦ દેવમૂર્તિ—તેમણે ઉપા૦ હેમપ્રભની 'પ્રમાણરત્નમાલા'ની પ્રશસ્તિ રચી છે.

(૧૨) ઉપા૦ ગુણસમુદ્ર ગણિ—તેઓ મોટા વિદ્વાન હતા.

(૧૩) કવિ કુમાર અમરકીર્તિ—તે વિદ્વાન હતા. સંશોધન સારી રીતે કરી શકતા હતા. તેમણે ઉપા૦ અભયતિલક ગણિના 'પંચપ્રસ્થ ન્યાય'ની પ્રશસ્તિ બનાવી હતી. ઉપા૦ ચંદ્રતિલકના 'અભયકુમારચરિત્ર'ની પ્રશસ્તિ બનાવી હતી.

(૧૪) જગડૂ—તેમણે (સં૦ ૧૨૭૮ થી ૧૩૩૦ના ગાળામાં) 'સમ્યક્ત્વમાઈ—ચઉપઈ' રચી છે.

(—જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પારા : ૬ ૭)



## (૩) લઘુખરતરગચ્છ—શ્રીમાલીગચ્છ

આ૦ જિનેશ્વરના મુખ્ય પટ્ટધર અને શ્રીમાલીગચ્છના પ્રથમ આ૦ જિનસિંહરચિત પટ્ટાવલી આ પ્રકારે મળે છે—

૪૨. આ૦ જિનેશ્વરસૂરિ—સ્વર્ગવાસ સં. ૧૩૩૧

૪૩. આ૦ જિનસિંહસૂરિ—તેઓ લાડનુના શ્રીમાળી હતા. તેઓ પદ્માવતીનો મંત્ર પામ્યા. સં. ૧૨૮૦માં ગુરુજીના હાથે આચાર્ય થયા. તેમનાથી સં. ૧૩૩૩ (સં. ૧૩૩૧)માં લઘુ ખરતરગચ્છ નીકળ્યો, એનું બીજું નામ શ્રીમાલગચ્છ પણ છે.

તેમણે ગુર્જર આના લઈ શ્રીમાલીઓના પ્રદેશના વિહાર કર્યો. અહીં તેમને ઘણા શિષ્યો થયા. તેમણે ઢીલવાડીના મુહકપાલને દીક્ષા આપી અને સં૦ ૧૩૪૧ માં આચાર્યપદ આપ્યું. પદ્માવતીનો મંત્ર, જે પોતાને સિદ્ધ થતો નહોતો તે પણ તેમને આપ્યો. તે પછી તેઓ સ્વર્ગસ્થ થયા. (–વૃદ્ધાચાર્ય પ્રબંધાવલી, પ્ર૦ ૯)

૪૪ આ૦ જિનપ્રભસૂરિ—ઢીલવાડીના તાંબી ગોત્રના શેઠ મહીધરને રત્નપાલ નામે પુત્ર હતો. રત્નપાલને ખેતલદેવીથી પાંચ પુત્રો થયા. એ સૌમાં વચેટ સુહડપાલ હતો. આ૦ જિનસિંહે શેઠ પાસેથી તેને માગી લીધો ને સં૦ ૧૩૨૬ માં તેને દીક્ષા આપી. સં૦ ૧૩૪૧ માં કિઢવાણા નગરમાં તેમને આચાર્યપદ આપ્યું અને આ૦ જિનપ્રભ નામ આપી પોતાની પાટે સ્થાપન કર્યા, તેમજ પદ્માવતીનો વિદ્યાપાઠ પણ આપ્યો.

આ૦ જિનપ્રભસૂરિએ પદ્માવતીદેવીના વિધિપૂર્વક સાધના કરી, તેથી દેવીએ પ્રસન્ન થઈ તેમને વરદાન આપ્યું. આચાર્યશ્રીએ દિલ્હી જઈ પાદશાહ સેવા દ્વારા મહમ્મુદ તઘલક (સં૦ ૧૩૮૨ થી ૧૪૦૭) બાદશાહને ઉપદેશ આપી પોતાનો ભક્ત બનાવ્યો અને જૈનધર્મની મોટી પ્રભાવના કરી. તેમણે દિલ્હીમાં ઘણા ચમત્કારો બતાવ્યા હતા.

એક દિવસ જ્યારે આચાર્યશ્રી સ્થંડિલ જતા હતા ત્યારે મુસલમાનોએ તેમને પથ્થર માર્યા પણ તે પથ્થર આપોઆપ મારનારાઓને વાગવા લાગ્યા. આચાર્યશ્રીએ બાદશાહની બેગમની ભૂતપીડા દૂર કરી, આથી બેગમ તેમને પિતા તુલ્ય માનવા લાગી. કાશીના પંડિત રાઘવચેતને બાદશાહની વીંટી આચાર્યશ્રીના ઓઘામાં છુપાવી દીધી અને બાદશાહે જ્યારે સૌની જડતી લીધી ત્યારે તે વીંટી પંડિતજીની પાઘડીમાંથી નીકળી. આચાર્યશ્રીએ ચોસઠ યોગિનીઓને વ્યાખ્યાનવેળામાં પાટલા ઉપર ચલાવી દીધી હતી. એક ચાર્ઈ–ફકીરે બાદશાહની સભામાં પોતાની કુલહ(ટોપી) ઉડાડી આકાશમાં અદ્ધર નચાવી દીધી. આચાર્યશ્રીએ રજોહરણ–ઓઘો મોકલી તે માર કરી ટોપીને નીચે ઉતારી દીધી. ફકીરે એક પનિહારીના ઘડાને

આકાશમાં ચલાવી દીધો. આચાર્યશ્રીએ તે ઘડાને ત્યાં ફોડી નાખ્યો પણ તેમાંના પાણીને બદલાની જેમ ત્યાં જ ચલાવી રાખ્યું. તે પછી બાદશાહની વિનતિથી તેને નીચે વરસાવ્યું. એક વાર બાદશાહે આચાર્યને પૂછ્યું કે "આવતી કાલે મારે રાજપાટિકાએ જવાનો રસ્તો કયો હશે તે જણાવો." આચાર્યશ્રીએ એક મજરખીમાં 'બદરૂ-બુરજ'નો રસ્તો લખીને આપ્યો. બીજે દિવસે બાદશાહ તે બુરજ તોડીને રાજપાટીએ ગયો અને જ્યારે પેલી મજરખી વાંચી ત્યારે બાદશાહને આચાર્યશ્રી પ્રત્યક્ષ પરમેશ્વર જેવા લાગ્યા. બાદશાહે મુસાફરીમાં એક વડને સાથે લઈ જવાની ઇચ્છા દર્શાવી ત્યારે આચાર્યશ્રીના હુકમથી (અને વિજયમંત્રના પ્રભાવથી) વડવૃક્ષ બાદશાહ સાથે પાંચ કોશ સુધી ગયું અને આચાર્યશ્રીએ મનાઈ ફરમાવી ત્યારે તે વડ પાછો પોતાને સ્થાને આવી ઊભો.

આ જિનપતિએ કન્યાનયનગરમાં સં૦ ૧૨૩૩માં જે શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી તે પ્રતિમાને મુસલમાનો ઉપાડી લાવ્યા અને સં૦ ૧૩૮૫માં દિલ્હીના બાદશાહી મહેલના પગથિયામાં ચોડાવી દીધી. તે પ્રતિમાને આ જિનપ્રભે બાદશાહ પાસેથી મેળવીને તેની કન્યાનયનગરમાં પ્રતિષ્ઠા કરી. બાદશાહે તેની પૂજા માટે બે ગામ અર્પણ કર્યાં.

બાદશાહ શત્રુંજય તીર્થની યાત્રાએ ગયો ત્યારે આચાર્યશ્રીએ રાયણ વૃક્ષમાંથી દૂધની વૃષ્ટિ કરાવી હતી. આચાર્યશ્રીએ આવા અનેક ચમત્કારો બતાવ્યા હતા.

તેમણે કલાલનો ધંધો કરતા ખંડેલવાલોને તે ધંધો છોડાવી જૈન બનાવ્યા. (—વૃદ્ધાચાર્ય પ્રબંધાવલી, પ્ર૦ ૧)

આ જિનપ્રભે સં૦ ૧૩૪૯માં નાગેન્દ્રગચ્છીય આ૦ મલ્લિષેણ પાસે અભ્યાસ કર્યો હતો. તેમને 'લઘુ સરસ્વતી' અને 'પ્રત્યક્ષ સરસ્વતી' એમ બે બિરુદો મળ્યા હતા.

આ જિનપ્રભને એવી પ્રતિજ્ઞા હતી કે હંમેશા ઓછામાં ઓછી પાંચ નવી ગાથાઓ રચ્યા પછી જ આહાર લેવો. આથી તેમણે

રચેલા ઘણા ગ્રંથો અને સ્તોત્રો મળે છે

૧ વિવિધતીર્થકલ્પ (સંસ્કૃત-પ્રાકૃત) સં૦ ૧૩૨૭ થી ૧૩૮૯
૨. કાતંત્રવિભ્રમ-ટીકા, (શ્લો૦ ૨૬૧) સં૦ ૧૩૫૨, દિલ્હી
૩ સંસ્કૃત-દ્વયાશ્રયકાવ્ય (શ્રેણિકચરિત્ર), સં૦ ૧૩૫૬
૪ વિધિપ્રપા, સં૦ ૧૩૬૩ ના આ૦ સુ૦ ૧૦ અયોધ્યા.
૫. સિદ્ધાંત આગમસ્તવ.
૬ સંદેહવિષૌષધિ સં૦ ૧૩૬૪ અયોધ્યા.
૭. ભયહરસ્તોત્ર ટીકા, સં૦ ૧૩૬૫.
૮. ઉવસગ્ગહર વૃત્તિ, સં ૧૩૬૫, અયોધ્યા.
૯ અજિતશાંતિ વૃત્તિ સં૦ ૧૩૬૫, અયોધ્યા.
૧ સમ્મત્તસ્વવૃત્તિઓ, સં ૧૩૬૫, અયોધ્યા.
૧૧. પંચપરમેષ્ઠિસ્તવ.
૧૨. સૂરિમંત્રપ્રદેશવિવરણ (રહસ્યકલ્પદ્રુમ)
૧૩. વીરસ્તુતિ-સ્વર્ણસિદ્ધિસ્તવાવચૂરિ, (શ્લો : ૯૦) સં૦ ૧૩૮૦
૧૪ સાધુ પ્રતિક્રમણવૃત્તિ, સં૦ ૧૩૬૪
૧૫. સંસ્કૃત-પ્રાકૃતસ્તવનો-સ્તોત્રો.
૧૬ અપભ્રંશ ભાષાના ગ્રંથો-સ્તોત્રો.
૧૭. મદનરેખાસંધિ સં૦ ૧૨૯૭
૧૮. વયરસ્વામીચરિત્ર સં૦ ૧૩૧૬
૧૯ નેમિનાથ મુનિસુવ્રત જ માલિકો
૨૦ કુમારનેમિસ્તવ.
૨૧ પદ્માવતીચતુષ્પદિકા.

તેમણે આ જિનસેનના શિષ્ય આ૦ મલ્લિષેણને ભૈરવપદ્માવતીકલ્પ રચવામાં અને આ૦ ઉદયપ્રભના શિષ્ય આ૦ મલ્લિષેણને સ્યાદ્વાદમંજરી રચવામાં મદદ કરી હતી.

મલધારગચ્છના આ રાજશેખર તેમની ન્યાયકંદલીના વિદ્યાર્થી હતા એ જ આ૦ રાજશેખરે ન્યાયકંદલીવૃત્તિ બનાવી અને આ૦ સુધાતિલક પણ તેમની પાસે ભણ્યા હતા.

૫ રવિવર્ધનગણિ લખે છે કે આ૦ જિનપ્રભસૂરિ પાટણ પધાર્યા અને ત્યાં તપગચ્છના આ૦ સોમપ્રભસૂરિ જે પોષાળમાં વિરાજમાન હતા ત્યાં ઊતર્યા. તેમણે કરેલ શાસનપ્રભાવનાની આ૦ સોમપ્રભે પ્રશંસા કરી ત્યારે આ૦ જિનપ્રભસૂરિએ જણાવ્યું કે અમે બાદશાહની સામે રહીએ છીએ તેથી પરાધીન છીએ. તમે ચારિત્રધર છો, તમારા જેવા વિદ્યમાન છે તેથી જ જૈનશાસનમાં ચારિત્ર વર્તે છે. બન્ને આચાર્યો વચ્ચે આવો વાર્તાલાપ થયો અને બન્નેમાં પ્રેમ વધ્યો. આ૦ જિનપ્રભસૂરિએ પોતાના ઉદરનો ઉપદ્રવ હતો તે મટાડ્યો.
(—જિનપ્રભસૂરિકલ્પ)

૫ આદિગુપ્ત સિદ્ધાંતસ્તવન ની અવચૂરિમાં આ૦ જિનપ્રભસૂરિ માટે લખે છે કે—

यत्र (जिनप्रभसूरिणा) प्रतिदिनं नव्यस्तवनिर्माणानन्तरमेवाहारग्रहणाभिग्रहवता नैकानि स्तोत्राणि विरचितानि । पद्मावतीदेवीवचनात् तपागच्छमभ्युदयवन्तं समीक्ष्य श्रीसोमतिलकसूरये (सं १३७२-१४२४) ९ स्तोत्राणि समर्पितानि ।

બીજે પણ ઉલ્લેખ મળે છે કે—

पद्मावतीवचनतोऽभ्युदयं विभाव्य
यत् सूरये स्तवनसप्तशतीं स्वकीयाम् ।
सूरिर्जिनप्रभ उपाहरते प्रमायै
सोऽयं सदा तपगणो न कथं प्रशस्य ? ।। (જુઓ, પ્ર૦ ૪૮)

આ ઘટનાથી એ પણ તારવી શકાય છે કે આ૦ જિનપ્રભસૂરિને તપાગચ્છ ઉપર ઘણો પ્રેમ હતો.

મલધારગચ્છીય આ૦ રાજશેખરે આ૦ જિનપ્રભ પાસે ન્યાયકંદલી'નો અભ્યાસ કર્યો હતા.

આ૦ જિનપ્રભની પાટે આ૦ જિનદેવસૂરિ થયા.

૪૫. આ૦ જિનદેવ—તેમણે કાલકાચાર્યકથા અને હૈમીનામ માલાશિલોંછ નીરચના કરેલી છે. આ૦ જિનદેવની પાટે આ૦ સુમતિસૂરિ

થયા. તેમણે 'દશવૈકાલિકલઘુવૃત્તિ (ગ્રં૦ ૩૫૦૦) રચી છે

૪૬ આ૦ જિનમેરુસૂરિ

૪૭ આ૦ જિનહિતસૂરિ

૪૮. આ૦ જિનસર્વસૂરિ

૪૯ આ૦ જિનચંદ્રસૂરિ

૫૦ આ૦ જિનસમુદ્રસૂરિ

૫૧ આ૦ જિનતિલકસૂરિ

તેઓ સં ૧૬૬૧ માં શાકંપુરમાં ચોમાસું હતા ત્યારે મહો૦ રાજહંસ ગણિ, મહો૦ સમયહંસ ગણિ, પં૦ રત્નસાગર ગણિ વગેરે તેમની સાથે હતા. (—પ્રશસ્તિસંગ્રહ ભા૦ ૨ સં૦ ૬૪)

૫૨. આ૦ જિનરાજસૂરિ—બીજા ખરતરગચ્છમાં પણ (૪૯) આ૦ જિનોદયની પાટે (૫૦) આ૦ જિનરાજસૂરિ થયા હતા. તે આ આચાર્યથી જુદા સમજવા.

૫૩. આ૦ જિનહિતસૂરિ—સં૦ ૧૪૭૭ તેમને ઉપા૦ કલ્યાણરાજ નામે શિષ્ય હતા

૫૪ આ૦ ચારિત્રવર્ધનસૂરિ—તેઓ આ જિનહિતસૂરિના શિષ્ય ઉપા૦ કલ્યાણરાજના શિષ્ય હતા. તેઓ સમર્થ વિદ્વાન હતા. તેમણે ઘણા ટીકા ગ્રંથો વગેરે રચ્યા છે—

૧ મેઘદૂત ટીકા, (ગ્રં૦ ૧૧૨) સં૦ ૧૫૨૪, અરડકમલ્લ શ્રીમાલીની વિનતિથી રચી.

૨ કુમારસંભવની શિશુહિતૈષિણી વૃત્તિ, (સર્ગ ૭) સં૦ ૧૪૯૨ ના માહ સુદિ ૮

૩ રઘુવંશ વૃત્તિ.

૪ સિન્દૂરપ્રકર ટીકા, (ગ્રં૦ ૪૮૦) સં૦ ૧૫૦૫ના વૈશાખ સુદિ ૮ શુક્રવાર.

૫. નૈષધીય ટીકા, સં૦ ૧૫૧૧ વૈશાખ સુદિ.

૬ શિશુપાલવધ ટીકા.

૭ કલ્યાણમંદિરસ્તોત્રવૃત્તિ.

૮ ભાવારિવારણસ્તોત્રવૃત્તિ.

૯ શાશ્વત પાડવીસ-વૃત્તિ.

૪૩ આ૦ જિનપ્રબોધસૂરિ—તેઓ શા. શ્રીચંદ્ર અને શ્રીદેવીના પુત્ર હતા. તેમનો સં. ૧૨૮૫ માં જન્મ થયો. તેમનું નામ પર્વત પાડવામાં આવ્યું. તેમણે સં. ૧૨૯૬ ના ફાગણ વદિ ૫ ના રોજ થરાદમાં દીક્ષા લીધી ત્યારે તેમનું નામ પ્રબોધમૂર્તિ રાખવામાં આવ્યું. સં. વાચકપદ મળ્યું અને સં. ૧૩૩૧ ના આસો વદિ ૫ ના રોજ આચાર્યપદ આપ્યું ત્યારે નામ આ. જિનપ્રબોધસૂરિ રાખ્યું. સં. ૧૩૩૧ ના ફાગણ વદિ ૮ ના રોજ જાલોરમાં આચાર્યપદ મહોત્સવ થયો. સં. ૧૩૪૧ માં તેમનો સ્વર્ગવાસ થયો હતો. તેમણે સં. ૧૩૩૪ માં જેસલમેરમાં પૂર્ણસાર કથા નું સંશોધન કર્યું હતું.

તેમણે સં. ૧૩૨૧ માં સંદેહદોલાવલી ની વૃત્તિ રચી, જેનું ઉપા. લક્ષ્મીતિલક ઉપા. જિનરત્ન અને ઉપા. ચંદ્રતિલકે સંશોધન કર્યું હતું. આચાર્યશ્રીએ સં. ૧૩૨૮ માં કાતંત્રવ્યાકરણ પર દુર્ગપદપ્રબોધ રચ્યો હતો.

આ. જિનચંદ્રે સં. ૧૩૫૧ માં તેમની પ્રતિમા બનાવેલી, તે ખંભાતમાં વિદ્યમાન છે.

સં. ૧૩૩૩ માં આ૦ જિનસિંહથી ત્રીજો શાખાગચ્છ લઘુ ખરતરગચ્છ નીકળ્યો.

૪૪ આ૦ જિનચંદ્રસૂરિ—તેઓ સમીયાણાના મંત્રી દેવરાજ છાજેડ અને તેમની પત્ની કમલાદેવીના પુત્ર હતા. તેમનો સં. ૧૩૨૬ ના માહ સુદિ ૪ ના રોજ જન્મ થયો. નામ ખંભરાજ પાડવામાં આવ્યું. તેમણે સં. ૧૩૩૨ માં જાલોરમાં દીક્ષા લીધી. તેમને સં. ૧૩૪૧ ના વૈશાખ સુદિ ૩ ને સોમવારના રોજ જાલોરમાં આચાર્યપદ પ્રાપ્ત થયું. તેમનો સં. ૧૩૭૬ માં કોસવાણા ગામમાં કપડવાણી સ્વર્ગવાસ થયો હતો.

તેમણે ચાર રાજાઓને પ્રતિબોધ કર્યો હતો, આથી તે સમયે ખરતરગચ્છ રાજગચ્છ એવા નામથી પણ ઓળખાવા લાગ્યો. ખરતરગચ્છના પટ્ટાવલીકારો આ જિનચંદ્રને કલિકાલકેવલી તરીકે ઓળખાવે છે.

૪૫. આ૦ જિનકુશલસૂરિ—તેઓ સમીયાણાના મંત્રી જિલ્હાગર છાજેડ અને તેમની પત્ની મહ જયશ્રીના પુત્ર હતા. તેમનો જન્મ સં૦ ૧૩૩૦ મા થયો હતો. સં૦ ૧૩૪૭ મા દીક્ષા લીધી અને સં૦ ૧૩૭૭ ના જેઠ વદિ ૫ ના રોજ પાટણમા રાજેન્દ્રાચાર્યના હાથે આચાર્યપદ પ્રાપ્ત થયું હતું તેમનો સ્વર્ગવાસ સં૦ ૧૩૮૯ ના ફાગણ વદિ અમાવાસ્યા દિને દેરાઉરમા અનશનપૂર્વક થયો હતો.

તેમણે સં૦ ૧૩૮ મા શા તેજપાલના સંઘ સાથે શત્રુંજય તીર્થની યાત્રા કરી નવમી ટૂંકમા માનતુંગ નામના જિનપ્રાસાદમા ભ ઋષભદેવની ૨૭ આગળપ્રમાણ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. સં૦ ૧૩૭૭ મા ભીલડિયામા ભુવનપાલના ૭૨ દેરીવાળા જિનાલયમા ભ૦ મહાવીરસ્વામીની, જેસલમેરમા જયધવલે ભરાવેલા ચિંતામણિ પાર્શ્વનાથની અને જાલોરમા ભ૦ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. તેમણે ચૈત્યવંદનકુલક-વૃત્તિ વગેરે ગ્રંથો બનાવ્યા છે

તેઓ દેરાઉરમા જ્યા સ્વર્ગસ્થ થયા ત્યા, સ્તૂપ બનાવવામા આવ્યો હતો પણ મુસલમાનોએ તે તોડી નાખતા હાલ તેનો પત્તો લાગતો નથી. ખરતરગચ્છમા આ જિનદત્તસૂરિ જેમ દાદા તરીકે પ્રસિદ્ધ છે તેમ આ૦ જિનકુશલ પણ દાદા તરીકેની ખ્યાતિ પામ્યા છે તેઓ પણ ચમત્કારી હતા એમ કહેવાય છે પણ તેમના સ્તૂપનો પત્તો નથી એ પુરાણપ્રેમીઓ અને ખરતરગચ્છના અનુયાયીઓ માટે દુ ખનો વિષય ગણાય છે

તેમના પરિવારમા આ જિનપદ્મસૂરિ ઉ૦ લબ્ધિનિધાન ઉપા વિનયપ્રભ, ઉપા૦ વિવેકસમુદ્ર, ઉપા૦ જયસાગર વગેરે ૧૨૦૦ સાધુઓ અને ૧૦૫ સાધ્વીઓ હતી.

ઉપા વિનયપ્રભે સં ૧૪૧૨મા ગૌતમસ્વામીનો રાસ રચ્યો, જે આજે ઘેર ઘેર વંચાય છે

આ૦ તરુણપ્રભ પણ આ સમયે થયા હતા. તે આ જિનચન્દ્રસૂરિના શિષ્ય આ રાજેન્દ્રચન્દ્રના વિદ્યાશિષ્ય આ જિનકુશલના પટ્ટધર હતા. તેમણે આ૦ જિનપદ્મ સં ૧૩૯   આ૦ જિનલબ્ધિ

સં ૧૪૦ આ જિનચંદ્ર સં૦ ૧૪ ૬, આ જિનોદય સં ૧૪૧૫ (૧૪૧૪) વગેરેને આચાર્યપદવી આપી હતી તેમણે સં ૧૪૧૧માં આ ૧ જમાને બાલબોધ–શ્રાવક-પ્રતિક્રમણસૂત્ર-વિવરણ રચ્યું છે

આ જિનકુશલે સં૦ ૧૩૮૮માં પં તરુણકીર્તિને આચાર્યપદ આપી તેમનું આ તરુણપ્રભ નામ રાખ્યું

૪૬ આ૦ જિનપદ્મસૂરિ—તેઓ પંજાબના છાજેડ ઓસવાલ હતા. સં ૧૩૮૨માં જન્મ્યા હતા. તેમને સં ૧૩૯૦ના જેઠ સુદિ ૬ના રોજ તરપાલના ઉત્સવમાં દેરાઉરમાં આચાર્યપદ આપવામાં આવ્યું અને સં૦ ૧૪ ના વૈશાખ સુદિ ૧૪ના રોજ પાટણમાં તેમનું સ્વર્ગગમન થયું

આ તરુણપ્રભે તેમને 'સૂરિમંત્ર' આપ્યો હતો. ખરતરગચ્છના પટ્ટાવલીકારો આ આચાર્યની વિદ્વત્તા માટે પણ આ જિનેશ્વર જેવી જ ઘટના બતાવે છે એટલે આ જિનપદ્મસૂરિ પંજાબના હોવાથી વિદ્વાન નહોતા. તેમને પાટણમાં સરસ્વતીએ વરદાન આપ્યું અને પાટણમાં અહંતો મંગલ શ્લોકની રચના કરી, વ્યાખ્યાન પણ સરસ આપ્યું

યુગપ્રધાનાચાર્ય પટ્ટાવલીમાં આ ઘટનાનો ઉલ્લેખ નથી

તેમને 'બાલધવલ કૂર્ચાલ સરસ્વતી'નું બિરુદ હતું

આ જિનચંદ્ર, આ જિનકુશલ, આ જિનપદ્મ અને આ જિનેશ્વર (વિસંક) એ ચારે છાજેડ ગોત્રના હતા.

૪૭ આ૦ જિનલબ્ધિસૂરિ—તેમને સં ૧૪ ના અષાઢ સુદિ ૧ના રોજ પાટણમાં આ તરુણપ્રભસૂરિના હાથે આચાર્યપદવી મળી અને તેઓ સં ૧૪ ૬ના નાગોરમાં કાલધર્મ પામ્યા હતા. તેઓ વિદ્વાન હતા. અપ્રમાદી હતા. એ સમયે તે ગચ્છમાં ૮૪ શિષ્યો વ્યાકરણના વિદ્વાન હતા. આ અરસામાં મુસલમાનોએ અજમેરમાં હલ્લો કર્યો હતા.

૪૮ આ૦ જિનચંદ્રસૂરિ—તેમને સં ૧૪ ૬ના માહ સુદિ ૫ (૧)ના રોજ નાગોરમાં (જેસલમેરમાં) આ તરુણપ્રભસૂરિના

વાસક્ષેપથી આચાર્યપદવી મળી અને સં૦ ૧૪૧૫ના અષાડ વદિ ૧૩ના રોજ ખંભાતમાં સ્વર્ગસ્થ થયા.

તેઓ પરમસંવેગી હતા. તેમની શિષ્યા સાધ્વી ગુણસમૃદ્ધિ મહત્તરાએ સં૦ ૧૪૦૬માં 'અંજનાસુંદરીચરિત્ર (ગ્રં૦ ૫૦૪) રચ્યું.

૪૯. આ૦ જિનોદયસૂરિ—પાલનપુરના શા૦ રૂદપાલ સાહૂ અને તેમની પત્ની ધારલદેને સમરો નામે પુત્રનો જન્મ સં૦ ૧૩૭૫માં થયો. સમરાએ બીજાપુરમાં દીક્ષા લીધી ને તેઓ મુનિ સોમપ્રભ નામથી ઓળખાવા લાગ્યા. સં૦ ૧૪૧૫ના અષાડ સુદિ ૨ (૧૩)ના રોજ ખંભાતમાં આ૦ તરુણપ્રભના હાથે આચાર્યપદવી મેળવી અને આ૦ જિનોદયસૂરિ નામ રાખવામાં આવ્યું. સં૦ ૧૪૩૨ના ભાદરવા વદિ ૧૧ના રોજ પાટણમાં તેમનો સ્વર્ગવાસ થયો. તેઓ પાંચે તિથિએ ઉપવાસ કરતા હતા. તેઓ સૌભાગ્યશાળી હતા. તેમના હાથે ઘણી પ્રતિષ્ઠાઓ, ઘણા પદસ્થો તેમજ સંઘપતિઓ થયા. તેમના સમયમાં તપગચ્છના આ૦ દેવસુંદરસૂરિના પટ્ટધર આ૦ સાધુરત્નસૂરિના ઉપદેશથી ગંભલપુરના ઠાકોર શા કોચર પોરવાડે બહુચરાજીના બાર ગામોમાં અમારિ પ્રવર્તાવી હતી. (પ્રક૦ ૩૫, પૃ૦ ૧૯૮; કોચર વ્યવહારિયાનો રાસ) આચાર્યશ્રીએ સં૦ ૧૪૧૫માં વિજ્ઞપ્તિલેખ રચ્યો છે.

આ જિનોદયના શિષ્ય ઉપા૦ મેરુનંદને 'જિનોદયવિવાહલો' તથા સંસ્કૃત, અપભ્રંશમાં સ્તવનોની રચના વગેરે કરેલી છે. પં૦ જ્ઞાનકલશે સં૦ ૧૪૧૫માં જિનોદયસૂરિપટ્ટાભિષેકરાસ રચ્યો છે.

તે સમયે વેગડગચ્છના છાજેડ ગોત્રની વેગડશાખાના ઉપા૦ ધર્મવલ્લભ વિદ્વાન હતા. આચાર્યશ્રીએ તેમને આચાર્યપદ આપવાનો વિચાર કર્યો પણ તેમના દોષો જાણવામાં આવતા અને આ૦ જયાકરસૂરિની સલાહ મળતા તેમને આચાર્ય બનાવ્યા નહીં. તેમના કુટુંબીઓ મંત્રી વગેરે અધિકારપદે હતા. ધનવાળા હતા. ઉપા૦ ધર્મવલ્લભે સાચોર જઈ વારાહી દેવીની સાધના કરી. રુદ્રપલ્લીગચ્છના આચાર્યે સં૦ ૧૪૨૨માં તેમને પાટણમાં આચાર્યપદવી

૧

આ૦ જિનભદ્રસૂરિનો સ૦ ૧૪૫૦માં જન્મ, સ૦ ૧૪૬૧માં દીક્ષા, સ૦ ૧૪૭૫ના મહા સુદિ ૧૫ના રોજ ભણુસોલમાં આચાર્યપદ થયું સ૦ ૧૫૧૪ના મહા વદિ ૯ના રોજ કુંભલમેરમાં સ્વર્ગવાસ થયો હતો. એ રીતે તેઓ ઘણા વર્ષો જીવ્યા હતા.

આ૦ જિનભદ્રે જિનસ્તુતિ ગા૦ ૨૨૦ અપવર્ગનામમાલા, દ્વાદશાંગીપદપ્રમાણકુલક ગા૦ ૨૧ વગેરે રચ્યા છે.

તેમણે ગિરનાર, ચિત્તોડ, મંડોવર વગેરેમાં જિન પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. આ વગર, જેસલમેર, જાલોર, પાટણ, ખંભાત નાગોર વગેરે સ્થાનોમાં ગ્રંથભંડારો સ્થાપાવ્યા હતા. તેમને ઘણા શિષ્યોપ્રશિષ્યો હતા. તેમણે જગતને આચાર્ય ઉપાધ્યાય, પન્યાસ વગેરે ૧૮ વિદ્વાન્ મુનિવરો આપ્યા હતા. તે આ પ્રમાણે—

આ૦ ભાવરત્નસૂરિ

આ૦ કીર્તિરત્નસૂરિ—તેમણે સ૦ ૧૫૧૫માં કુંભલમેરુમા આ૦ જિનચંદ્રને આચાર્યપદ ભટ્ટારકપદ આપ્યાં. આ૦ કીર્તિરત્નના શિષ્ય પં. લાવણ્યશીલગણિના ઉપદેશથી સ૦ ૧૫૦૧ના મૈ૦ સુ૦ ૧ના રોજ પાટણમા શેઠ નાગરાજના રાજ શે૦ ઉદયસિંહે સોનેરી શાહીથી નદીસૂત્ર લખાવ્યું હતું (—શ્રીપ્રશસ્તિસંગ્રહ, ભા૦ ૨, પ્રક૦ ૨૮)

મહો૦ કમલસંયમ ગણિ—તે મોટા વિદ્વાન્ હતા. તેમણે સ૦ ૧૪૭૬મા દીક્ષા લીધી હતી. તેમણે સ૦ ૧૫૨૪મા વૈભારગિરિ તીર્થમાં આ૦ જિનભદ્રની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરી હતી. સ૦ ૧૫૨૬મા બેનપુરમા શેઠ મલ્લરાજને ઉપદેશ આપી સિદ્ધાન્તો લખાવ્યા. સ૦ ૧૫૪૪મા ઉત્તરજ્ઝયણસુત્ત ની સર્વાર્થસિદ્ધિ કમલસંયમી ટીકા બનાવી. સ૦ ૧૫૪૯મા કર્મસ્તવ વિવરણ, સિદ્ધાંત સારોદ્ધાર, સમ્યક્ત્વોલ્લાસ ટંકી ૧૩ વગેરે બનાવ્યા છે.

મહો૦ સિદ્ધાન્તરુચિ ગણિ—તેમને જીરાવલા પાર્શ્વનાથ ઉપર ઘણી ભક્તિ હતી. તેમની ઉપર ત્યાંનો અધિષ્ઠાયક પ્રસન્ન હતો. તેમણે તે દેવની મહેરબાનીની મોજથી માલવદેશના સુલતાન બાદશાહ મહમ્મુદ ખીલજીની રાજસભામા વાદીઓને હરાવ્યા હતા.

બાલાવબોધ બનાવ્યો.

| | |
|---|---|
| ઉ૦ મુનિરાજ | પ૦ પુણ્યવિમલ ગણિ |
| પ૦ વિશાલ ગણિ | પ૦ મતિવિમલ ગણિ |
| પ૦ લબ્ધિવિશાલ ગણિ | પ૦ મતિરાજ ગણિ |
| પ૦ સહજશીલ ગણિ | પ૦ પદ્મમેરુ ગણિ |
| પ૦ સુમતિસેન ગણિ | મુ૦ વિનયતિલકજી |
| મુ ક્રિયાતિલકજી | મુ૦ ભાનુપ્રભ |
| મુ નયપ્રભ | મુ૦ રત્નાકમલ વગેરે. |

તેમને સવલ વૈરસિંહ શાહ અભયદાસ વગેરે ભક્તો હતા.

આ જિનભદ્રસૂ., આ જિનચંદ્રસૂરિ મહો કમલસંયમ ગણિ વગેરેના ઉપદેશથી ઘણા ગ્રંથભંડારો બન્યા છે ગ્રંથો લખાવ્યા છે સોનાની શાહીથી નદીસૂત્ર, શ્રીકલ્પસૂત્ર પણ લખાવેલા મળે છે

આ૦ જિનભદ્રસૂરિ સ ૧૫૦૧ના વૈ૦ સુ ૪ ને રવિવારે જેસલમેરમા પોતાને હાથે સિદ્ધહેમશબ્દાનુશાસન વૃત્તિ લખી છે

(–શ્રીપ્રશસ્તિસંગ્રહ, ભા ૨, પ્રક૦ ૩૧)

આ૦ જિનભદ્રના સમયે ખરતરગચ્છમા સ૦ ૧૪૬૧મા, સ ૧૪૬૫માં પિપ્પલક ગામમા આ૦ જિનવર્ધનસૂરિથી પાંચમો 'પિપ્પલક' નામનો શાખાભેદ નીકળ્યો છે.

આ૦ જિનવર્ધને સ૦ ૧૪૭૪મા શિવાદિત્યની સપ્તપદાર્થી ની વૃત્તિ અને વાગ્ભટાલકાર ની વૃત્તિ બનાવી.

આ જિનવર્ધનપટ્ટ, આ જિનચંદ્રપટ્ટે, આ૦ જિનસાગર (સ૦ ૧૪૮૯ થી ૧૫૫ ) હેમલઘુવૃત્તિ ઢુંઢિકા તથા કર્પૂરપ્રકરણ ની અવચૂરિ બનાવી.

આ૦ જિનવર્ધનશિષ્ય પ૦ આજ્ઞાસુંદરે સ૦ ૧૫૧૬મા વિદ્યાવિલાસનરેન્દ્ર-ચોપાઈ બનાવી.

આ જિનસાગરશિષ્ય પ૦ ધર્મચંદ્ર ગણિએ રાજશેખરની કર્પૂરમંજરી ની ટીકા બનાવી.

પર. આ જિનચંદ્રસૂરિ—તેઓ જેસલમેરના શા૦ વચ્છરાજ

ચાંપમલ્લ અને તેમની પત્ની વાસ્તાદેવીના પુત્ર હતા. તેમનો સં ૧૪૮૭માં જન્મ થયો ને સં. ૧૪૯૨માં દીક્ષા થઈ. તેમને સં. ૧૫૧૫ ના વૈશાખ વદિ ૨ ના દિવસે કુંભલમેરુમાં આ૦ કીર્તિરત્નના હાથે આચાર્યપદ મળ્યું. સં૦ ૧૫૩ (૧૫૩૭) માં જેસલમેરમાં સ્વર્ગવાસ થયો.

તેમણે જેસલમેર, આબૂ, ચિત્તોડ વગેરે સ્થાનોમાં જિનપ્રતિષ્ઠાઓ કરાવી. ચિત્તોડમાં કુંભા રાણાના ભંડારી વેલ્હાકે શાંતિનાથનું ચૌમાસ ખાંધી મંદિર કરાવ્યું. તેની તેમણે પ્રતિષ્ઠા કરી. આ૦ ગુણરત્ન, આ ધર્મરત્ન, આ૦ જિનસમુદ્ર વગેરેને આચાર્ય બનાવ્યા.

આ અરસામાં સં. ૧૫ ૮માં અમદાવાદમાં લોંકા લહિયાએ પ્રતિમા ઉત્થાપી અને સં૦ ૧૫૨૪ (૧૫૩ )માં લોંકામત ચલાવ્યો. આ મતને બાદશાહ પીરોજશાહે ટેકો આપ્યો.

(—ઉપા૦ કમલસંયમકૃત સિદ્ધાંત સારોદ્ધારસમ્યક્ત્વોલ્લાસ, કડી ૧૩)

૫૩ આ૦ જિનસમુદ્રસૂરિ—તેઓ બાહડમેરુના પારેખ દેકા શાહ અને તેમની પત્ની દેવલદેવીના પુત્ર હતા. તેમનો સં. ૧૫ ૬ માં જન્મ થયો. તેમણે સં. ૧૫૧૨ (૧૫૨૧)માં દીક્ષા લીધી. સં. ૧૫૩૩ના મા સુદિ ૧૩ ના રોજ પુંજપુરમાં આ૦ જિનચંદ્રસૂરિના હાથે તેમને આચાર્યપદ મળ્યું અને સં૦ ૧૫૫૫ માં અમદાવાદમાં તેમનો સ્વર્ગવાસ થયો.

તેઓ પરમત્યાગી હતા. તેમણે પંચનદીપીરની સાધના કરી હતી. તેમણે જેસલમેરમાં સં. ૧૫૩૬માં તેમજ બીજા સ્થાનોમાં પ્રતિષ્ઠાઓ કરાવી હતી.

જોધપુરના રાજા તથા એક ધનાઢ્ય આટે સં. ૧૫૪૭માં આ૦ જિનસમુદ્રને મંડોવર ગામ ત્રણ આપી ઘણું સન્માન કર્યું હતું. તેમના શિષ્ય આ૦ જિનસાગરશિષ્ય પં૦ ધર્મચંદ્રે ‘સિન્દૂરપ્રકર’ ટીકા રચી છે.

આ૦ જિનસમુદ્રની શિષ્યા સાધ્વી રાજલક્ષ્મી ગણિની સં૦ ૧૫૨ ના માગશર વદિ ૧ ના રોજ પાટનપુરમાં હતી.

(—પ્રશસ્તિસંગ્રહ, ભા૦ ૨, પ્ર૦ ૧ ૬)

૫૪ આ૦ જિનહંસસૂરિ—તેઓ સેત્રાવાના શા૦ મેઘરાજ ચોપડા અને તેમની પત્ની કમલાદેના પુત્ર હતા. તેમનો સં૦ ૧૫૨૪મા જન્મ થયો. તેમણે સં૦ ૧૫૩૫માં જેસલમેરમાં દીક્ષા લીધી. દીક્ષાનામ મુનિ ધર્મરંગ રાખવામાં આવ્યું તેમને સં૦ ૧૫૫૫મા અમદાવાદમા આચાર્યપદ આપવામાં આવ્યુ. સં૦ ૧૫૫૬ ના વૈશાખ સુદિ ૩ દિને (જેઠ સુદિ ૯ રવિવારે) રોહિણી નક્ષત્રમાં બિકાનેરમા આ૦ શાંતિ સાગરના સૂરિમંત્રથી ભટ્ટારકપદ મળ્યુ અને સં૦ ૧૫૮૨મા અમદાવાદમા ત્રણ દિવસનું અનશન કરી તેમનો સ્વર્ગવાસ થયો હતો.

જ્યારે આચાર્યશ્રી ૧૪ સાધુઓ સાથે આગરા પધાર્યા ત્યારે ત્યાના ઓસવાલે તેમનો નગરપ્રવેશમહોત્સવ કર્યો હતો. પરંતુ ત્યાના બાદશાહ સીકંદર લોદીએ (ઈ૦ સ ૧૪૮૮થી ૧૫૧૭) કોઈની કાન ભંભેરણીના કારણે આચાર્યશ્રી, ૧૩ સાધુઓ તેમજ ૫૦૦ માણસો વગેરેને પીંજરાની કેદમા પૂરી દીધા હતા. એ સ્થિતિમા ત્રણ વર્ષ પસાર થઈ ગયા. (જૂઓ, પ્રક૦ ૪૪ બાદશાહ ૩૩ સિકંદર લોદી)

આચાર્યશ્રીએ વિવિધ દેવોનું આરાધન કર્યું પણ કઈ ન વળ્યું આખરે આ૦ અજિતદેવસૂરિ પ્રતિષ્ઠિત છેરાવલા પાર્શ્વનાથનું આરાધન કર્યું—जीरापल्लीपुरीभपार्श्वनाथरपमा ॥१ ॥ તેમની કૃપાથી તેઓ કેદમાથી છૂટ્યા. તેમણે ૫૦ કેદીઓને પણ છોડાવ્યા અને બાદશાહને ઉપદેશ આપી અમારિ પ્રવર્તાવી.

વૃદ્ધાચાર્ય પટ્ટાવલીમા જણાવ્યું છે કે આ૦ જિનદત્તનું અભિવચન તોડવાથી આવા બધન થાય. આ જિનહંસે ઘણી પ્રતિષ્ઠાઓ કરાવી હતી, ચાતુર્માસો કરાવ્યા હતા. ઘણા નવા આચાર્યો બનાવ્યા હતા. સં૦ ૧૫૮૨મા તેમણે આચારાંગસૂત્ર દીપિકા રચી.

બાદશાહ સીકંદર (ઈ સ ૧૪૮૯ થી ૧૫૧૭) લોદીએ આ જિનહંસને કેદમા પૂર્યા તેથી આ૦ શાંતિસાગરે આ જિનસમુદ્રની પાટે આ૦ જિનદેવને નવા આચાર્ય બનાવી સ્થાપન કર્યા. ખરતરગચ્છમાં સં૦ ૧૫૬૪–૬૫મા મારવાડના કૈયા ગામમા આ૦ જિનદેવથી છઠ્ઠો 'આચાર્યગચ્છ' (બડા આચાર્યગચ્છ) નીકળ્યો.

આ સમયે સં૦ ૧૫૮૨ના માહ સુદિ ૫ ના રોજ અમદાવાદમાં સ્થવિર પરંપરાની પટ્ટપ્રશસ્તિ શ્લો૦ ૧૧ ની રચના થઈ. ઉપા૦ સાધુ રંગ ગણીએ સં૦ ૧૫૯૯માં સૂયગડાંગસૂત્ર દીપિકા (ગ્રં૦ : ૧૩૪૧૬) રચેલી છે.

૫૫. આ૦ જિનમાણિક્યસૂરિ—તેઓ કુકડા ચોપડાગોત્રના શા૦ રાજા (સાઉલ જીવરાજ) તથા તેમની પત્ની રત્નાદેવી (રયણાદેવી પદ્માદેવી)ના પુત્ર હતા. તેમનો જ૦ મ૦ સં૦ ૧૫૪૯ માં થયો. તેમણે સં૦ ૧૫૬ માં દીક્ષા લીધી. સં૦ ૧૫૮૨ ના ભાદરવા વદિ ૯ (માહ સુદિ ૫)ના રોજ પાટણમાં આ૦ જિનહંસના હાથે આચાર્યપદવી મેળવી અને સં૦ ૧૬૧૨ ના અષાડ સુદિ ૫ ના રોજ અનશનપૂર્વક સ્વર્ગવાસ કર્યો.

તેઓ ગુજરાત, પૂર્વદેશ અને સિંધમાં વિચર્યા હતા. તેમણે પાંચ નદીને સાધી હતી. સં૦ ૧૫૯૩ માં બિકાનેરમાં મંત્રી કર્મસિંહના દેરાસરમાં ભ૦ નેમિનાથની પ્રતિષ્ઠા કરાવી હતી. તેઓ જેસલમેરમાં ઘણાં વર્ષો સુધી સ્થિર રહ્યા. એટલે ખરતરગચ્છના યતિઓ શિથિલ બની ગયા અને લોંકાગચ્છ ફેલાવા લાગ્યો. આથી મંત્રી સંગ્રામસિંહે આચાર્યશ્રીને શિથિલાચાર છોડી ક્રિયોદ્ધાર કરવા વિનતિ કરી. આચાર્યશ્રીએ જણાવ્યું કે હું દેરાઉરની યાત્રા કરી આવીને પછી ક્રિયોદ્ધાર કરીશ. તેઓ દેરાઉરની યાત્રા કરી જેસલમેર તરફ આવતા હતા, ૨૫ કોશ સુધી આવ્યા પણ ત્યાં પાણી ન મળવાથી (સં૦ ૧૬૧૨ અ૦ સુ૦ ૫) અનશન લઈ કાલધર્મ પામ્યા. તે પછી તેમના શિષ્યો ઉપા૦ કનકતિલક વગેરેએ ક્રિયોદ્ધાર કર્યો.

આ જિનભદ્રસૂરિની પરંપરાના ઉપા૦ રત્નાકર ગણિએ સં૦ ૧૬૧ ના શ્રાવણ વદિ ૮ ના રોજ જીવવિચાર ની પ્રાકૃત વૃત્તિના આધારે સંસ્કૃત ટીકા રચી.

૫૬. આ૦ જિનચંદ્રસૂરિ—તેઓ વડલીના રીહડગોત્રના શા૦ શ્રીવંત અને તેમની પત્ની શ્રીદેવીના પુત્ર હતા. તેમનો જ૦ મ૦ સં૦ ૧૫૯૫ માં થયો હતો. તેમણે સં૦ ૧૬ ૪માં દીક્ષા લીધી. સં૦ ૧૬૧૨

ના ભાદરવા સુદિ ૯ના રોજ જેસલમેરમા તેમને આચાર્યપદ મળ્યુ સં૦ ૧૬૭ ના આસો વદિ ૨ ના દિવસે બિલાડામા સ્વર્ગવાસ થયો.

ક્રિયોદ્ધાર—

તેમણે સં૦ ૧૬૧૩ના ચૈત્ર સુદિ ૭ ના રોજ ઉપા૦ કનક તિલક સાથે પરિગ્રહ છોડી ક્રિયોદ્ધાર કર્યો.

એ સમયે બિકાનેરમા ૮૪ ગચ્છના ઉપાશ્રયો હતા. બીજા ગચ્છના મહાત્માઓ, યતિઓ, કુલગુરુ કે વહીવંચા આ૦ જિનચંદ્રને માનતા ન હતા. સામૈયામા સામે જતા નહોતા. બિકાનેરના મંત્રી સંગ્રામ સિંહના પુત્ર મંત્રી કર્મચંદ્ર બછાવત જે આચાર્યશ્રીના ભક્ત હતા તેમને આ૦ જિનચંદ્રને ન માનવાના કારણે તે મહાત્માઓ, વહીવંચાઓ વગેરે પ્રતિ ભારે ગુસ્સો આવ્યો. તેમણે ગચ્છના દૃષ્ટિરાગથી બીજા ગચ્છના મહાત્માઓ વગેરેની પટ્ટાવલીઓ અને વહીઓ વગેરેનો નાશ કર્યો. "પ્રાચીન ઇતિહાસ પર પડદો પડ્યો." પાછળથી તેમણે નવી પટ્ટાવલીઓ અને વહીઓ તૈયાર કરાવી.[1]

તે પછી બિકાનેરનો રાજા રાયસિંહ તેમજ રાજરસનામૃત બનાવનાર તેના ભાઈ પૃથ્વીરાજ સાથે અણબનાવ થવાથી મંત્રી કર્મચંદ્ર આગ્રા ગયા અને ત્યાં સમ્રાટ અકબરના અંગત ખાતામા નિમાયા. (—રાજરસનામૃત, પૃ૦ ૩૪ પાર ૪)

આ૦ જિનચંદ્રે પાટણમા શાસ્ત્રાર્થ થયો તેમા આ૦ અભય દેવસૂરિને ખરતરગચ્છના સિદ્ધ કરાવવા સબળ પ્રયત્ન કર્યો હતો. આ૦ વાદિદેવસૂરિના વાસક્ષેપથી સ્થપાયેલ ફલોધિ તીર્થમા ખરતરગચ્છીઓને પ્રવેશ મેળવવા માટે જહેમત ઉઠાવી હતી.

એ જ અરસામા દિલ્હીનો બાદશાહ મોગલ સમ્રાટ અકબર હતો. તેણે ગુજરાતના સૂબાને પત્ર લખી આ૦ હીરવિજયસૂરિને ગુજરાતથી આગ્રા બોલાવ્યા. સં૦ ૧૬૩૯ મા તેમનો ઉપદેશ સાંભળ્યો. પોતાના રાજ્યમાં છ૮ છ૮ છ મહિનાની અમારિ પળાવી. છ

૧ આ વિષય માટે જુઓ ખરતરગચ્છીય યતિ રામલાલ ગણિની મહાજનવંશમુક્તાવલી.

દેશોમાં અહિંસાના ફરમાનો મોકલ્યા. સમ્રાટે તેમને જગદ્ગુરુ નો ખિતાબ આપ્યો અને સમય આવતા તેમને શત્રુંજય તીર્થનો પટ્ટો લખી આપ્યો. જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિએ અહીં ચાર વર્ષ વિતાવીને શાસનપ્રભાવના કરી, ગુજરાત તરફ વિહાર કર્યો. બસ એ સમયથી મોગલ દરબારમાં જૈન મુનિઓનો પ્રવેશ શરૂ થયો. (જૂઓ, પ્ર ૫)

આ જિનચંદ્રના શિષ્ય પં. તિલકગણીએ સં. ૧૫૬૯માં ભાષા માં પ્રાકૃત શબ્દસમુચ્ચય રચ્યો. તેમના પ્રશિષ્ય ધર્મસમુદ્રે સં. ૧૫૬૭માં સુમિત્રકુમારરાસ ની રચના કરી.

મંત્રી કર્મચંદ્રે આ જિનચંદ્રને આગ્રહ બોલાવ્યા. આચાર્યશ્રીએ સં. ૧૬૪૮ના અષાડ શુ. ૮ના રોજ ખંભાતથી વિહાર કરી અમદાવાદમાં પર્યુષણા તથા ચોમાસું પસાર કરી ફા૦ શુ. ૧૨ ના રોજ તેઓ લાહોર પધાર્યા. આચાર્યશ્રી થોડું લાહોરમાં રહ્યા અને પછી કાબુલ પધાર્યા. આચાર્યશ્રીએ લાહોરમાં સમ્રાટ અકબરને ઉપદેશ આપ્યો, અને આ૦ હીરવિજયસૂરિને અમારિનાં ફરમાન આપ્યા હતા તેવા ચોમાસી અઠ્ઠાઈ માટે ફરમાનોની માગણી કરી ફરમાન મેળવ્યું. ખંભાતના દરિયામાં મચ્છીમારોની જાળ બંધ કરાવી. મંત્રી કર્મચંદ્રે મોટા સમારોહથી આચાર્યશ્રીને યુગપ્રધાનપદ અપાવ્યું તથા માનસિંહને આચાર્યશ્રીના હાથે આ૦ જિનસિંહના નામથી આચાર્યપદ અપાવ્યું. આ ઉત્સવમાં સમ્રાટે નહીં પણ સમ્રાટના ધર્મગુરુ શેખ અબુલફઝલે હાજરી આપી હતી.

સમ્રાટ અકબર સં. ૧૬૬૨ના કાર્તિક સુદિ ૧૫ના રોજ મરણ પામ્યો. તે પછી જહાંગીર દિલ્હીનો બાદશાહ બન્યો. આ જિનસિંહે એવી ભવિષ્યવાણી કરી હતી કે શાહજાદો ખુશરૂ દિલ્હીનો બાદશાહ બનશે. આથી બિકાનેરનો રાજા રાયસિંહ, ગુજરાત દલપત તેમજ મંત્રી કર્મચંદ્ર બચ્છાવત વગેરેએ શાહજાદા ખુશરૂનો પક્ષ કર્યો હતો. સમ્રાટ જહાંગીરે એ વાત હૃદયમાં રાખી સમય આવતાં બિકાનેરના રાજા શત્રુ અને મંત્રી કર્મચંદ્ર બચ્છાવતના વંશનું યુક્તિથી મૂળથી નિકંદન કાઢી નાખ્યું તેમ આ જિનસિંહ માટે હુકમ

પ્રત્યે પ્રેમ ખાસ છે હું આવા કાર્યને પસંદ કરું છું આ માટે મે ગુજરાતથી આ હીરવિજયસૂરિને અહીં બોલાવ્યા હતા તે સપાર વાર અહીં આવ્યા છે તેમનામાં ઉગ્ર તપ, અસાધારણ પવિત્રતા વગેરે છે જે સર્વથા આદરપાત્ર છે સ માનયોગ્ય છે તે હવે ગુજરાત પધારે છે તેમની ઇચ્છા છે કે બાદશાહ અનાથોનો રક્ષક છે તો શ્રા વ ૧૨થી ભા સુ ૬ એમ પજુસણના ૧૨ દિવસો પવિત્ર છે તેમા કોઈ પણ સ્થાને કોઈ પણ પશુપ્રાણી મરાય નહિ એવું કરવું જોઈએ. આમ કરવાથી દુનિયામાં પ્રશંસા વધે. ઘણા જીવો વધથી બચી જાય, આમ કરવાથી પ્રભુ પણ બાદશાહ ઉપર પ્રસન્ન રહેશે. તેઓની આ ઇચ્છા છે આ ઇચ્છા અમારા ધર્મથી પ્રતિકૂળ નથી. પવિત્ર મુસલમાન ધર્મને અનુકૂળ છે તેમની આ માગણીને સ્વીકારી અમે હુકમ જાહેર કર્યો કે- "કોઈએ પર્યુષણના ૧૨ દિવસોમાં જીવહિંસા કરવી નહિ. આ હુકમ હંમેશાં માટે છે તેનું બરાબર પાલન કરવું—હીજરી સન ૯૯૨ જમાદુલસાની મિતિ–૭

આ ફરમાનની નકલ ૬ સ્થાન માટે બનાવી છે. (૧) ગુજરાતના સૂબા, (૨) માળવાના સૂબા, (૩) અજમેરના સૂબા, (૪) દિલ્હી ફતેહ પુરનો પ્રદેશ, (૫) લાહોર મુલતાનનો પ્રદેશ અને (૬) સૂરિજીની પાસે રાખવા માટે બનાવી.

તેમાંનું માળવાના સૂબા પર મોકલાવેલ અસલ ફરમાન સુરક્ષિત છે, જેની લંબાઈ ૨ ફૂટ, પહોળાઈ ૧ ઇંચ છે મોટા મજબૂત કપડા ઉપર સોનેરી શાહીથી લખેલ છે તે કોઈ કોઈ સ્થાને ફાટી ગયુ છે મેજર જનરલ સર જોન માલકમે પોતાના મેમાબર ઓફ સેંટ્રલ ઇંડિયા પુસ્તકના ભા ૨ પૃ ૧૭૫–૧૭૬માં તેનો અંગ્રેજી અનુવાદ પ્રકાશિત કર્યો છે

(૨) **જૈન તીર્થોના દાનનું ફરમાન**—અકબર બાદશાહ લખે છે કે મારા તાબાના માળવા, શાહજહાંનાબાદ, લાહોર, મુલતાન, અમદાવાદ, અજમેર, મેરઠ, ગુજરાત, બંગાળ વગેરે મુલકો તથા બીજા જે નવા તાબામાં આવે તે મુલકોના સૂબા, કરોડપતિ અને

જાગીરદારોને સૂચના કરવામાં આવે છે કે—

શ્વેતાંબર આચાર્ય હીરવિજયસૂરિ તથા તેમના શિષ્યો જે પવિત્ર મનવાળા સાધુપુરુષો છે તેઓના દર્શનથી મને ઘણો આનંદ થયો છે તેઓની માગણી છે કે અમારા તીર્થ સિદ્ધાચલજી, ગિરનારજી તારંગાજી કેશરિયાનાથજી આબૂજી રાજગૃહીની પાંચ પહાડી, સમ્મેતશિખરજી વગેરે શ્વેતાંબર તીર્થસ્થાનો છે તેમાં સદા તેની આસપાસની ભૂમિકામાં કોઈ જીવની હિંસા થાય નહીં એવો હુકમ કરવો જોઈએ. અમને આ માગણી વ્યાજબી લાગે છે તપાસ કરતાં નક્કી થયું છે કે આ સ્થાનો શ્વેતાંબર જૈનોના છે હું આ સૌ સ્થાનો શ્વે આ હીરવિજયસૂરિને અર્પણ કરું છું કે તેઓ એ પવિત્ર સ્થાનોમાં શાન્તિથી પ્રભુની ઉપાસના કરે. આ સ્થાનો શ્વેતામ્બર સમાજના છે તેઓની માલિકીવાળા છે જ્યાં સુધી સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી આ ફરમાન જૈન શ્વેતાંબરોને માટે અમર રહે. આ ફરમાનના અમલમાં કોઇએ દખલ કરવી નહીં આ તીર્થોના પર્વતોની ઉપર નીચે કે આસપાસ યાત્રાધામોમાં કોઈ પણ કોઈ જાતની જીવહિંસા કરવી નહીં આ હુકમનો પાકો અમલ કરવો. કોઇએ ઉલટું વર્તવું નહીં. બીજી સનદ માગવી નહીં—જુલસી સન ૩૭ માહે ઉર્દીબેહેસ્ત મુતાબિક રબીઉલ અવલ, મિતિ ૭મી.

આ ફરમાન અમદાવાદમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં છે તેની લંબાઈ ૨ ફૂટ, પહોળાઈ ૧ ફૂટ ૫ ઇંચ છે પીળા કપડા ઉપર સોનેરી શાહીથી લખેલ છે ઉપર ડાબી તરફ બાદશાહી મહોર લાગેલી છે રાજકોટની રાજકુમાર કોલેજના મુનશી મહમ્મુદ અબ દુલ્લાએ તેનો અંગ્રેજી અનુવાદ કર્યો છે

(૪) અહિંસાનું ફરમાન—બાદશાહ અકબર લખે છે— ખરતરગચ્છના આચાર્ય જયચંદ્રસૂરિ (આ જિનચંદ્રસૂરિ) તે ભગવદ્ ભક્તિવાળા છે તેઓની માગણી છે કે તમે પહેલાં આ હીરવિજય-સૂરિને દરસાલ માટે પજુસણના ૧૨ દિવસનું કોઈ મનુષ્ય, પશુ પક્ષી, માછલી વગેરેને ન મારવાનું અને તેઓને બચાવવાનું ફરમાન

આપ્યું છે તો અમે પણ ફરમાવીએ અષાડ સુદિ ૯ થી અષાઢ સુદિ ૧૫ સુધીની અઠ્ઠાઈમાં કોઈ કોઈ જીવને મારે નહીં એવું ફરમાન આપવું જોઈએ.

અસલી વાત એ છે કે જ્યારે પરમેશ્વરે મનુષ્યોને ખાવું વગેરે કામ માટે જુદા જુદા પદાર્થ બનાવ્યા છે તો આદમીએ ક્યારેય કોઈ પ્રાણીને દુઃખ આપવું ન જોઈએ. નહીં તો આદમી પોતાના પેટને પશુઓનું મસાણ બનાવે એ વ્યાજબી નથી.

હાલમાં આ જિનસિંહસૂરિ એટલે કે માનસિંહે અરજ કરી છે કે પહેલાં આ મતલબના ફરમાનો નીકળી ચૂક્યાં છે પરંતુ તેની નકલો ગુમ થઈ છે.

તેની આ અરજથી હું એ જ મતલબનું આ ફરમાન આપું છું. સૌએ આ હુકમનું પૂરું પાલન કરવું. આના નિયમોમાં ગડબડ કરવી નહીં.—ઇલાહી સન ૪૯ ખુરદાદ મિતિ ૩૧.

આ ફરમાન પ્રયાગની હિંદી માસિક પત્રિકા સરસ્વતીના ઈ. સ. ૧૯૧૨ ના જૂનના (ભાગ : ૧૩ સંખ્યા ૬) અંકમાં પ્રકાશિત થયું છે. ફારસી ભાષામાં પ્રકાશિત થયું છે અને જોધપુરનિવાસી મુનશી દેવીપ્રસાદજીએ તેનો હિંદી અનુવાદ કર્યો છે.

(કૃપારસકોશ સંસ્કરણ બીજાની શ્રી જિન વિજયજીની પ્રસ્તાવના, પૃ. ૩૧ થી ૩૯)

૫૭. આ. જિનસિંહ—તેઓ ગણધર ચોપડાગોત્રના શા ચાંપસી તથા તેમની પત્ની ચતુરાદેના પુત્ર હતા. તેમનો સં. ૧૬૧૫ ના માહ સુદિ ૧૫ ના રોજ ખેતાસરમાં જન્મ થયો હતો. તેમનું નામ માનસિંહ હતું. સં. ૧૬૨૩ મા તેમણે બિકાનેરમાં દીક્ષા લીધી. તેમને સં. ૧૬૪ મા જેસલમેરમા વાચકપદ, સં. ૧૬૪૯ ના ફાગણ સુદિ ૨ ના રોજ લાહોરમા આચાર્યપદ મળ્યું અને સં. ૧૬૭૪ ના પોષ સુદિ ૧૩ ના રોજ મેડતામા તેમનો સ્વર્ગવાસ થયો.

આ અરસામા સ્વયંભૂ પાર્શ્વનાથ પ્રગટ્યા અને કાપરડા તીર્થની સ્થાપના થઈ.

સમ્રાટ જહાંગીર આ જિનસિંહસૂરિ ઉપર ખૂબ નારાજ હતો, જેનું વર્ણન તેણે પોતાના તુજુકે જહાંગીર (જહાંગીરનામા) પ્રથમ પ્રસંગે પ્રસંગે કર્યું છે જો એ અમરાણી ઘટના બની ન હોત તો આ ભટ્ટારક મોગલ દરબારમા સુંદર ધર્મપ્રભાવના કરી શક્યા હોત.

તેમની પાટે બે આચાર્યો થયા (૧) ભટ્ટારક જિનરાજસૂરિ અને (૨) આ જિનસાગરસૂરિ સં૦ ૧૬૭૪

૫૮. આ જિનરાજ—તેઓ શા ધરમશી બોથરા અને તેમની પત્ની સજલના પુત્ર હતા. તેમનો જન્મ સં ૧૬૪૭ ના ચૈત્ર સુદિ ૭ ના રોજ થયો હતો. સં૦ ૧૬૫૬ ના માહ સુદિ ૩ ના રોજ બિકાનેરમાં તેમણે દીક્ષા લીધી ત્યારે તેમનું નામ રાજસમુદ્ર પાડવામા આવ્યુ સં૦ ૧૬૬૮મા આશાવલમા તેમને વાચકપદ આપવામા આવ્યુ. સં૦ ૧૬૭૫ ના ફાગણ સુદિ ૭ના રોજ મેડતામાં આચાર્ય પદ મળ્યુ ત્યારે તેમનું નામ આ૦ જિનરાજસૂરિ રાખવામા આવ્યુ સં ૧૬૯૯ ના અષાઢ સુદિ ૯ ના રોજ પાટણમા તેમનો સ્વર્ગવાસ થયો હતો.

આ જિનરાજ અને જિનસાગર એ બને એક જ દિવસે આચાર્ય થયા હતા. તે બન્નેએ સં૦ ૧૬૭૫ મા શત્રુંજય તીર્થ ઉપર સવા સોમજીની ચોમુખજીની ટૂંકમા આ ઋષભદેવની ચૌમુખ પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી.[1] એ ઉપરાંત તેઓએ ભાણવડ, અમદાવાદ, મેડતા વગેરે સ્થાનોમાં પ્રતિષ્ઠાઓ કરી હતી.

આ જિનરાજ વ્યાકરણ, કાવ્યસાહિત્યના વિદ્વાન હતા. તેમણે નૈષધીયમહાકાવ્ય ઉપર જિનરાજીયા ટીકા રચેલી છે આ૦ જિનપ્રભસૂરિની પરંપરામા એક આ જિનરાજસૂરિ થયા છે તે આનાથી જુદા હતા.

૧ આ પ્રતિષ્ઠા ઉત્સવમાં મહો૦ જયસોમ ગણિ ઉપા૦ વિજય ગણિ ઉપા૦ ધર્મનિધાન ગણિ પં૦ જ્ઞાનકીર્તિ ગણિ વગેરે મુનિવરો હાજર હતા આ ઉત્સવનો અને પ્રતિમાનો લાભ મં૦ સોમજીના પુત્ર રૂ૦ ૧૫૦ વગેરેએ લીધો હતો.                (—શત્રુંજયતીર્થ લેખ)

આ સમયે પદ્મરાજ ગણિ શિષ્ય પં૦ જ્ઞાનતિલક ગણિએ સં૦ ૧૬૬ માં ગૌતમકુલકવૃત્તિ રચી છે.

એ સમયે મહો૦ જયસાગર ગણિની પરંપરાના ઉપા૦ જ્ઞાનવિમલના શિષ્ય વાચનાચાર્ય ઉપા૦ વલ્લભ ગણિ વિદ્વાન હતા. તેમણે સં ૧૬૫૫માં ૧. વિજયદેવમાહાત્મ્યકાવ્ય, સર્ગ ૧૯ ૨. ઉપકેશશબ્દવ્યુત્પત્તિ, ૩ સં ૧૬૫૪ માં જિનેશ્વરના શિલોંછનામકોશ-ટીકા, ૪ સં ૧૬૬૧માં લિંગાનુશાસન ટીકા, સં ૧૬૬૧માં દુર્ગપદપ્રબોધવૃત્તિ, સં ૧૬૬૭માં જોધપુરમાં અભિધાનચિંતામણિ સારોદ્ધારવૃત્તિ, ૬ અરનાથજિનસ્તુતિકાવ્ય—સ્વોપજ્ઞવૃત્તિ સાથે, ૭ સારસ્વતપ્રયોગનિર્ણય, ૮ વિદ્વત્પ્રબોધ પરિ ૩ શ્લો ૧૪૨ બલભદ્રપુર, ૯ ચતુર્દશસ્વરસ્થાપનવાદસ્થલ વગેરે ગ્રંથોની રચના કરી છે. મહો જયસાગર ગણિના શિષ્ય પં રત્નચંદ્રે સં ૧૫ ૧ પો સુ ૧૧ ને શનિવારે બીજ સહિત ક્રિયારત્નસમુચ્ચય લખ્યો હતો.

તેમના સમયે સં૦ ૧૬૯ માં બૃહદ્ ખરતરગચ્છપટ્ટાવલી'ની રચના થઈ એ જ સમયે આ જિનસાગરસૂરિથી આચાર્યીય ગચ્છ નીકળ્યો. આ શતાબ્દીના અંતે એકંદરે ખરતરગચ્છમાં ચાર ગચ્છો થયા.

ખરતરગચ્છના પં બનારસીદાસે સં ૧૬૮ માં દિગમ્બર મતમાં ભળી તેરાપંથ ચલાવ્યો.

ખરતરગચ્છમાં સં ૧૬૮૧ માં આ જિનરાજનો આઠમો ભટ્ટારકગચ્છ સં ૧૬૮૬ માં આ જિનસાગરથી નવમો લઘુઆચાર્યીય ગચ્છ સં ૧૭૦૦ માં ઉપા રંગવિજયથી દસમો રંગવિજય 'શાખાગચ્છ' અને તેમાંથી મહો શ્રીસારથી અગિયારમો શ્રીસારીયગચ્છ નીકળ્યો. આ રીતે ખરતરગચ્છમાં એકંદરે અગિયાર ગચ્છો થયા.

આ જિનરંગવિજયની શાખા નીકળી ત્યારે તપગચ્છના કેટલાએક શ્રાવકો ઉપા રંગવિજયના પક્ષમાં રહ્યા હતા. તેઓ ત્યાર

પછી ખરતરગચ્છના અનુયાયી મનાય છે.

વૈરાટનગરના શેઠ બાગમલજી રાયચાનના પુત્ર શેઠ ઇંદ્રચંદ્રજી રાયચાન શ્રીમાલી તપાગચ્છના શ્રાવક હતા. જગદ્‌ગુરુ શ્રીહીરવિજય સૂરિના ઉપાસક હતા. તેમણે સં૦ ૧૬૪૪ માં બંધાવેલું જિનાલય (ઇંદ્રવિહાર) આજે પણ વૈરાટનગરમાં શિલાલેખ સાથે વિદ્યમાન છે. તેમના વંશજો શ્રીમાન લાલા ખેરાતીલાલજી લા૦ બાબુમલજી લા૦ જવાહરલાલજી રાયચાન વગેરે આજે દિલ્હીમાં વસે છે. જે આજે ખરતરગચ્છનું પાલન કરે છે. પં૦ વિનયવલ્લભે આ૦ જિનરંગના સમયે "ખરતરગચ્છપટ્ટાવલી" બનાવી છે.

૫૯. ભ. જિનરત્ન—તેમને વૈરાગ્ય થવાથી માતાની સાથે દીક્ષા લીધી હતી. તેમનો સ્વર્ગવાસ સં૦ ૧૭૧૧માં અકબરાબાદમાં થયો હતો.

૬૦. ભ૦ જિનચંદ્ર—તેમણે મંડોવરમાં પ્રતિષ્ઠા કરી હતી. તેમના સમયે સં૦ ૧૭૧૧ માં ગદ્ય ખરતરગચ્છપટ્ટાવલી બની. તેમનો સ્વર્ગવાસ સં૦ ૧૭૬૩ માં સુરતમાં થયો હતો.

૬૧. ભ. જિનસૌખ્યસૂરિ—તેઓ પ્રભાવક આચાર્ય હતા. તેમના સમયે પાણીથી વહાણ દ્વારા સીધા ખંભાત જવાતું હતું. યતિઓ તથા છ'રી પાળતો તીર્થયાત્રાસંઘ એ રસ્તે આવતા જતા હતા. તેમનો સ્વર્ગવાસ સં૦ ૧૭૮૦ના જેઠ વદિ ૧૦ના દિવસે રિણીનગરમાં થયો હતો.

૬૨. ભ૦ જિનભક્તિ—તેમણે સં૦ ૧૭૭૯ માં દીક્ષા લીધી. સં૦ ૧૭૮૦ માં ભટ્ટારકપદ પ્રાપ્ત થયું અને સં૦ ૧૮૦૪ માં માંડવી બંદરમાં સ્વર્ગવાસ થયા હતા. તેમણે કેટલીક તીર્થયાત્રાઓ અને પ્રતિષ્ઠાઓ કરી હતી. તેમને ઉપા૦ રાજસોમ, ઉપા૦ રામવિજય વગેરેનો મોટો યતિપરિવાર હતો.

૬૩. ભ૦ જિનલાભ—તેમણે મોટી મારવાડ, માળવા, મેવાડ, વરિયાર, ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ વગેરે પ્રદેશોમાં વિહાર કરી વિવિધ તીર્થયાત્રાઓ કરી. તેમની સાથે યાત્રામાં સોસો અસોઅસો યતિઓ સાથે રહેતા હતા. તેમનો સ્વર્ગવાસ સં૦ ૧૮૩૪ ના આસો વદિ ૧૦ ના દિવસે ગુઢાનગરમાં થયો હતો.

આ સમયે સં. ૧૮૦૭ના માહ સુદિ ૩ ને સોમવારે ભેખપુરમાં ક્ષેમકીર્તિશાખાના વાચક શાંતિહર્ષ, તેમના શિષ્ય મુનિ જિનહર્ષ, તેમના શિષ્ય મુનિ સુખવર્ધન, તેમના શિષ્ય મુનિ દયાસિંહના શિષ્ય વાચક રૂપચંદ્રે ગૌતમીયમહાકાવ્ય (સર્ગ ૧૧)ની રચના કરી છે.

આ. જિનલાભે સં. ૧૮૩૩ના કાર્તિક સુદિ ૫ના રોજ મનાર બંદરમાં 'આત્મબોધ (પ્રકાશ ૪) રચ્યો છે. મુનિ ક્ષમાકલ્યાણે તેની પ્રથમ પ્રતિ લખી હતી.

૬૪. આ. જિનચંદ્ર—તેમણે મારવાડ, મોટી મારવાડ, પૂર્વદેશ, દક્ષિણ, સોરઠ વગેરે પ્રદેશોમાં વિચરી તીર્થયાત્રાઓ કરી હતી. પૂર્વદેશની યાત્રામાં ઉપા. અમૃતધર્મ, ઉપા. ક્ષમાકલ્યાણ વગેરે તેમની સાથે હતા. તેમણે લખનૌમાં ત્રણ ચોમાસાં કર્યાં હતાં. મકસૂદાબાદના શ્રીસંઘે સં. ૧૮૪૫ના માહ સુદિ ૧૧ ને શુક્રવારે મહિમાપુરમાં બનાવેલા આ. સુવિધિનાથના જિનાલયની પ્રતિષ્ઠા કરી હતી. તેમણે તથા લઘુ આચાર્યીય આ. જિનચંદ્રસૂરિએ મળીને પરસ્પરમાં ઐક્યતા સ્થાપી હતી. તેમનો સ્વર્ગવાસ સં. ૧૮૫૬ના જેઠ સુદિ ૩ના રોજ સૂરતમાં થયો હતો.

૬૫. આ. જિનહર્ષ—તેમણે સૂરત, દેવીકોટ, જાલોર, બિકાનેર વગેરે સ્થાનોમાં જિનપ્રતિષ્ઠાઓ કરી હતી. શત્રુંજય, ગિરનાર, ભતરિયાજી, મકસીજી, કેસરિયાજી, સમેતશિખર વગેરે તીર્થોની યાત્રાઓ કરી હતી.

તેમણે સં. ૧૮૭૭માં અને બીજી વાર સં. ૧૮૭૬માં સંઘ સાથે સમેતશિખર તીર્થની યાત્રા કરી હતી. સં. ૧૮૬૬ના ચૈત્ર સુદિ ૧૫ના રોજ સંઘ સાથે શત્રુંજય તીર્થની યાત્રા કરી હતી. તેઓ છેલ્લા જેસલમેરના બાફણા બહાદરમલ જોરાવરમલના સંઘ સાથે શત્રુંજયતીર્થની યાત્રા માટે નીકળ્યા અને મંડોવરમાં ચોમાસું રહ્યા. ત્યાં જ સં. ૧૮૯૨ના કાર્તિક વદિ ૯ના દિવસે મંડોવરમાં અનશન લઈ સ્વર્ગે ગયા.

શેઠ બહાદરમલજી બાફણાનો સંઘ ચોમાસા પછી મંડોવરથી

નીકળી શત્રુંજય તીર્થમાં ગયો. ત્યાં સંઘપતિની માતાજીએ શ્રી ઋષભદેવ દાદાને મોતીનો હાર પહેરાવ્યો પણ ભાટોએ તે હાર તરત જ ઉઠાવી લીધો. ભાટોની આવી લેહુકમીથી સંઘપતિએ તેમની સામે સખત હાથે કામ લીધું અને ભાટોની લેહુકમીનો અંત આવ્યો.

આ અરસામાં શ્રી જિનભક્તિસૂરિના શિષ્ય પં૦ પ્રીતિસાગર શિષ્ય ઉપા૦ અમૃતગણીના શિષ્ય મહો. ક્ષમાકલ્યાણગણી સમર્થ વિદ્વાન થયા હતા. તેમણે ક્રિયોદ્ધાર કરી પીળાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં.

તેમણે ચૈત્યવંદન ચતુર્વિંશતિ, પર્વકથાસંગ્રહ સં૦ ૧૮૬ ના ફાગણ વદિ ૧૧ બિકાનેર, ખરતરગચ્છપટ્ટાવલી સં૦ ૧૮૩૦ જૂના ગઢ, ગૌતમીયમહાકાવ્યટીકા સં૦ ૧૮૫૨ના ભાદરવા સુદિ ૧૧ ને સોમવાર, જેસલમેર વગેરે ગ્રંથો રચ્યા છે તેમણે ખરતરગચ્છ પટ્ટાવલીમાં શ્રી૦ જિનચંદ્ર અને શ્રી૦ જિનહર્ષસૂરિના પટ્ટાનુક્રમ પાછળથી વધાર્યા છે તેમણે શ્ર જિનચંદ્રની સાથે પૂર્વદેશના તીર્થોની યાત્રા કરી હતી. મહિમાપુરના પ્રતિષ્ઠાલેખમાં તેમનું નામ મળે છે તેઓ સં૦ ૧૮૭૪ માં બિકાનેરમાં સ્વર્ગવાસી થયા હતા અને તેમના શિષ્ય પં૦ ધર્માનંદગણિએ સં ૧૮૭૪ માં બિકાનેરમાં તેમની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરી હતી.

૬૬ શ્રી૦ જિનસૌભાગ્ય—તેમનો જન્મ સં ૧૮૬૨માં થયો. સં૦ ૧૮૭૭માં તેમણે દીક્ષા લીધી. સં૦ ૧૮૯૨ના મહા સુદિ ૭ને ગુરુવારે બિકાનેરમાં ભટ્ટારકપદ મહોત્સવ થયો અને સં૦ ૧૯૧૭માં સ્વર્ગવાસ થયો.

૬૭. શ્રી૦ જિનસિંહ—તેમનો સં૦ ૧૯૩૫માં બિકાનેરમાં સ્વર્ગવાસ થયો.

૬૮ શ્રી જિનચંદ્ર

૬૯ શ્રી૦ જિનકીર્તિ

ખરતરગચ્છ પટ્ટાવલી ત્રીજી (લઘુ આચાર્યીયગચ્છ)

૫૭ શ્રી૦ જિનસિંહ—તેમનો સં૦ ૧૬૭૪માં મેદતામાં સ્વર્ગવાસ થયો. (જૂઓ, પ્ર૦ ૪૦ પૃ૦....)

૫૮. શ્રી જિનસાગર—તેઓ આચાર્યશાખાના પ્રથમ આચાર્ય હતા. શ્રી જિનરાજ તથા શ્રી જિનસાગર એ બંનેએ સં. ૧૬૭૪ મા મેડતામાં એકીસાથે ભટ્ટારકપદ મેળવ્યુ તેમણે સં. ૧૬૭૫મા શત્રુંજયતીર્થ પર સવા સોમજીની ચૌમુખની ટૂંકમાં શ્રી ઋષભદેવજીની ચૌમુખ વગેરે પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી. આ જિનસાગર કાવ્યસાહિત્ય અને ન્યાય વગેરે વિષયોના વિદ્વાન હતા. તેમનો સ્વર્ગવાસ સં. ૧૭૨૦ ના જેઠ વદિ ૩ના રોજ અમદાવાદમા થયો.

૫૯. શ્રી જિનધર્મ—તેમણે શત્રુંજયની યાત્રામા છઠ્ઠ-અઠ્ઠમ વગેરે તપ કર્યા હતા. તેઓ સર્વદેશોમા વિચર્યા હતા. તેમનો સ્વર્ગવાસ સં. ૧૭૪૬ના મહા વદિ ૮ના રોજ લૂણકરણસર નગરમા થયો હતો.

૬૦. શ્રી જિનચંદ્ર—તેમનો સ્વર્ગવાસ સં. ૧૭૬૭ના જેઠ સુદિ ૧૫ના રોજ બિકાનેરમા થયો હતો.

૬૧. શ્રી જિનવિજય—તેમનો સ્વર્ગવાસ સં. ૧૭૭૯ના આસો વદિ ૬ના રોજ જેસલમેરમાં થયો હતો.

૬૨. શ્રી જિનકીર્તિ—તેમણે પૂર્વદેશની યાત્રાઓ કરી હતી. મકસૂદાબાદમા ત્રણ ચતુર્માસ ગાળ્યા હતા. તેમનો સ્વર્ગવાસ સં. ૧૮૧૯ના રોજ બિકાનેરમા થયો હતો.

૬૩. શ્રી જિનયુક્તિ—તેમણે બાર વર્ષની ઉંમરે દીક્ષા લીધી હતી. સોળમા વર્ષે ભટ્ટારકપદ મળ્યુ હતું અને એકત્રીશમા વર્ષે સં. ૧૮૨૪ના આસો વદિ ૧૨ના રોજ જેસલમેરમા સ્વર્ગવાસ થયો હતો.

૬૪. શ્રી જિનચંદ્ર—તેઓ વ્યાકરણ તથા સિદ્ધાંતના વિદ્વાન હતા. બિકાનેરનો રાજા તેમનો ભક્ત હતો. ઓસવાળ આ ભટ્ટારક તથા ભટ્ટારકશાખાના શ્રી જિનચંદ્ર વચ્ચે મેળ કરાવ્યો હતો. આ ભટ્ટારક ૭૨ વર્ષની ઉંમરે એટલે સં. ૧૮૭૫ના કાર્તિક સુદિ ૧૫ના રોજ જેસલમેરમા સ્વર્ગે ગયા હતા.

૬૫. શ્રી જિનોદય—તેમણે સં. ૧૮૮૭માં મકસોરમા અને સં. ૧૮૯૭ના વૈશાખ સુદિ ૬ના રોજ બિકાનેરમાં જિનપ્રતિમાની

પ્રતિષ્ઠા કરી હતી. તેઓ સ૦ ૧૮૯૭ના વૈશાખ સુદિ ૧૩ના રોજ બિકાનેરમા સ્વર્ગસ્થ થયા હતા.

૬૬ શ્રી૦ જિનહેમસૂરિ—તેમનો જ ન્મ સ૦ ૧૮૬૬ના અષાડ સુદિ ૧ના રોજ પુષ્ય નક્ષત્રમા શ્રાવિયાણા ગામમા થયો હતો. સ૦ ૧૮૮૩ના વૈશાખ સુદિ ૩ના રોજ દીક્ષા લીધી હતી. તેમનો સ૦ ૧૮૯૭ના જેઠ સુદિ ૫ના રોજ બિકાનેરમા ભટ્ટારકપદ મહોત્સવ થયો હતો. તેમણે ઇદોરના સઘમા ઝઘડો હતો તે દૂર કર્યો હતો અને ત્યા જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી. મક્ષીમા શ્રી૦ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી. તેમણે સર્વ દેશોમા વિચરી તીર્થયાત્રાઓ કરી હતી.

*

## પૂનમિયાગચ્છ—પૂર્ણિમાપક્ષ (સ૦ ૧૧૫૯)

વ ગચ્છના આ સર્વદેવસૂરિની પાટે આઠ આચાર્યો થયા. તેમા ચોથી યોગ આ૦ જયસિંહસૂરિ હતા. તેમની પાટે આ ચદ્રપ્રભસૂરિ થયા. તેઓ વિદ્વાન અને વાદી હતા. વ ગચ્છમાં વડેરા હતા. તેમને વાદીભસૂરિનું બિરુદ હતું (પ્રક ૩૯ પૃ૦ ૪૧૬)

તેમનાથી નાના આ૦ મુનિચદ્રસૂરિ હતા. તેઓ પરમ શાત, ત્યાગી અને લોકપ્રિય હતા. એમની લોકપ્રિયતાએ નવા ગચ્છને જ ન્મ દેવાનુ કારણ આપ્યુ.                (પ્રક ૪૦ પૃ૦ ૪૨૩)

સ૦ ૧૧૪૯નું એ વર્ષ હતું એક શ્રાવકે યોગ આચાર્યશ્રીને વિનતિ કરી કે મારે પ્રતિષ્ઠા કરાવવી છે માટે આપ આ૦ મુનિચદ્રસૂરિને આજ્ઞા આપો જેથી તેઓ ત્યા આવીને મારુ કાર્ય સિદ્ધ કરી આપે.

આ ચદ્રપ્રભસૂરિને આ વિનતિ પોતાના અપમાન સ્વરૂપ લાગી. તેમને એમ લાગ્યુ કે આ શ્રાવક આ મુનિચદ્રને લઈ જવા ચાહે છે પણ અમને લઈ જવાની તેની ઇચ્છા નથી. આથી જ અમારે આ મુનિચદ્રને પણ ત્યાં મોકલવા ન જોઈએ. આચાર્યશ્રીએ

થયા. તેમણે વર્ધમાન તપ કરી તેનું પારણું સં. ૧૩૦૨ના માગશર સુદિ ૫ના શ્રવણ નક્ષત્રમાં કંડોદ ગામમાં શેઠ દેવપાલના ઘેર કર્યું શંખેશ્વરતીર્થમાં છ ચક્ષોને પ્રતિબોધી સર્વને અનુકૂળ બનાવ્યા. શંખેશ્વર પાર્શ્વનાથનું આરાધન કરી ઝીંઝુવાડાના રાવ દુર્જનશલ્યનો કોઢ રોગ મટાડ્યો અને ઉપદેશ આપી શંખેશ્વરજીના દેરાસરનો મોટો જીર્ણોદ્ધાર કરાવ્યો. દાનવીર શેઠ જગડૂશાહે તેમનો ધામધૂમથી ભદ્રાવતીનગરમાં પ્રવેશ કરાવ્યો હતો. તેમના શિષ્ય આ. દેવસૂરિને મહોત્સવપૂર્વક આચાર્યપદ અપાવ્યું. તેમની પાસેથી ત્રણ વર્ષનો દુકાળ પડશે એમ જાણી લઈ અનાજના ભંડારો ભરી દુકાળમાં રાજા–પ્રજા સૌ જનતાને મોટી મદદ કરી હતી. આ. પરમદેવની પાટે આ. દેવસૂરિ થયા. તેઓ સં. ૧૩૨ પહેલાં સ્વર્ગે ગયા.

(—આ. સર્વાનન્દનું જગડૂચરિત્ર, શંખેશ્વર પાર્શ્વનાથ સ્તોત્ર ન. ૪ પૃ. જયંતવિજયજી મ.નું શંખેશ્વરમહાતીર્થ પૃ. ૪૭ થી ૫૧; પ્રક. ૩૮ પૃ. ૩૭૭)

તેમની શિષ્યપરંપરામાં આ. સર્વાનન્દ થયા. તેમણે "જગડૂચરિત્ર" રચ્યું, તેના છઠ્ઠા સર્ગમાં પૂનમિયાગચ્છ તથા ચતુર્દશીગચ્છનું સૂચન છે. આ. સર્વાનન્દસૂરિએ સં૦ ૧૪૯૫માં, સં૦ ૧૪૯૨માં અંજનશલાકા કરાવી, બે પ્રતિમાઓ આબૂતીર્થમાં બિરાજમાન છે.

(—અર્બુદ જૈન લેખસંદોહ, લે. ૪૨, ૬૨૮)

તેમણે કમોલી ગામમાં સં. શાન્તિનાથની પ્રતિમા તથા પરિકરની પ્રતિષ્ઠા કરી. તેમના શિષ્ય ગુણસાગર, તેમના શિષ્ય યતિ યશોવર્ધન (સં. ૧૫૨૧ થી ૧૫૪ )ની પ્રતિમા સિરોહીના અજિતનાથના દેરાસરમાં છે.

આ. ભદ્રેશ્વરની પરંપરામાં અનુક્રમે (૪૧) આ. ભદ્રેશ્વરસૂરિ, (૪૨) આ. મુનીશ્વર, (૪૩) આ. રત્નપ્રભ, (૪૪) આ. મહેન્દ્ર અને આ. રત્નાકર થયા. (૪૫) આ. રત્નાકરે સં. ૧૫૧૨ના મહા સુદિ ૫ને સોમવારે સં. શાન્તિનાથજિનની પ્રતિષ્ઠા કરાવી. આ. ધાતુપ્રતિમા મહેસાણામાં સં. મહાવીરસ્વામીના દેરાસરમાં છે.

(૩) આ૦ વિજયસિંહ—તેઓ ચૈત્યવાસી હતા. ચંદ્રાવતીના નવગૃહચૈત્યમાં રહેતા હતા. વિદ્વાન હતા. તેમણે 'ઉપદેશમાલા'નું વ્યાખ્યાન કરતાં કરતાં વૈરાગ્ય પામી આ૦ ચંદ્રપ્રભની નિશ્રા સ્વીકારી.[1]

(૪) આ૦ શીલગુણ—તેઓ નાણાવાલગચ્છના ચૈત્યવાસી હતા. તે તથા તેમના પટ્ટધર આ૦ દેવભદ્રથી "ત્રિસ્તુતિકમત" નીકળ્યો.

(૫) આ૦ વિજયચંદ્ર—તેઓ નાણાવાલગચ્છના ચૈત્યવાસી ઉપાધ્યાય હતા. આ૦ શીલગુણ તેમના મામા થતા હતા. તેમણે તેમની સાથે જ પૂર્ણિમાપક્ષ સ્વીકાર્યો અને સં૦ ૧૧૬૯માં વિધિપક્ષ તથા સં૦ ૧૨૧૩ (૧૨૧૪)માં અચલગચ્છ પ્રકટ કર્યો.[1]

(—આ૦ મહેન્દ્રકૃત શતપદીપદ ૧૦૮)

૪૦ આ૦ ચંદ્રપ્રભ—તેમણે દર્શનશુદ્ધિ, પ્રમેયરત્નકોશ, તથા સ્તોત્રો વગેરે કૃતિઓની રચના કરી છે.

૪૧ આ૦ ધર્મઘોષસૂરિ—તેઓ ચૈત્યવાસી હતા. ૫૦ દેરાસરની આવક વહીવટ તેમજ ૩ લાખ દ્રવ્યની રકમ છોડી દઈ સાધુ થયા. તેમણે પચાસ વર્ષ સુધી એકાંતર ઉપવાસ કર્યા અને પારણામાં પણ માત્ર કાંજી અને ખીચ લેતા હતા. તેઓ વિદ્વાન હતા. નિઃસ્પૃહ-ત્યાગી હતા. તેમને રાજા સિદ્ધરાજ બહુ માનતો હતો. તેમણે શબ્દસિદ્ધિ તથા 'મહર્ષિકુલક' (ઋષિમંડલ) રચ્યાં છે. આ૦ યશોઘોષના શિષ્ય આ૦ હેમપ્રભ 'પ્રશ્નોત્તરરત્નમાલા વૃત્તિ' (સં. ૧૨૪૩)માં લખે છે કે—

यत्रे श्रीजयसिंहभूपतिरिनं श्रीधर्मघोषप्रभुं ॥ निर्ग्रन्थचूडामणिं ॥

તેમની પાટે થયેલા આચાર્યોનાં નામો નીચે મુજબ મળે છે—

(૧) આ૦ યશોભદ્રસૂરિ—તેઓ ચૈત્યવાસી આ૦ વર્ધમાનના શિષ્ય હતા. મહાધીર હતા. પરમશાંત હતા. તેમણે આ૦ ચંદ્રપ્રભની નિશ્રા સ્વીકારી હતી. તેમના ઉપદેશથી ૪૧ રજપૂતો જૈન બન્યા

૧. આ૦ વિજયસિંહ અને આ૦ વિજયચંદ્ર એક જ વ્યક્તિ છે. તેમ આ૦ દેવભદ્ર અને આ૦ દેવચંદ્ર (સં. ૧૨૨૪) પણ એક જ હોવાનો સંભવ છે.

ચંદ્રકુલના વડગચ્છમાંથી 'પૂનમિયાગચ્છ' નીકળ્યો, તેમાં શ્રાવક પ્રતિષ્ઠા કરે, પાખી પૂનમે કરવી, ચોમાસી ન હોય, છ મહિના પહેલા ઉપસ્થાપના ન દેવી વગેરે સામાચારી હતી.

પૂર્ણિમાપક્ષના આ૦ દેવાનંદ લખે છે—

दुर्वादिद्विरदाङ्कुशः समभवत् श्रेणीशिरोमण्डनं
श्रीचन्द्रप्रभसूरिराट् स भगवान् प्राचीकटत् पूर्णिमाम् ।
तस्माज्जैनवचोऽमृतं गणमनु श्रीधर्मघोषादय
श्रीमद्भद्रेश्वरसूरिरत्नचकमत् शाखा त्रिर्गमा प्रथाम् ॥

(–ક્ષેત્રસમાસવૃત્તિ પ્રશસ્તિ)

તેમણે ચોરાશી પાખી પાળનાર પાંચ ચૈત્યવાસીઓને પોતાના પક્ષમાં મેળવી દીક્ષા આપી હતી. તેમના નામ આ પ્રકારે હોવા સંભવે છે

(૧) આ૦ ધર્મઘોષસૂરિ—તેઓ ૫૦૦ દેરાસરો અને ત્રણ લાખ દ્રવ્યની રકમ છોડીને સાધુ બન્યા.

(૨) આ૦ ભદ્રેશ્વરસૂરિ—તેમના બીજા પટ્ટધર આ૦ શ્રીપ્રભથી 'કચ્છૂલીગચ્છ' નીકળ્યો.[1]

આ૦ ભદ્રેશ્વરની શિષ્યપરંપરામાં મહાતપસ્વી આ૦ પરમદેવ

---

૧. આ૦ મહેન્દ્રસૂરિ લખે છે કે આ૦ શાંતિસૂરિથી પીંપલિયાગચ્છ, આ૦ દેવેન્દ્રથી સંગમખેડિયા, આ૦ ચંદ્રપ્રભ, આ૦ શીલગુણ, આ૦ પદ્મદેવ અને આ૦ ભદ્રેશ્વરથી પૂનમિયાગચ્છની (પૂનમિયા, ત્રિસ્તુતિક, અંચલિક અને સાર્ધ) ૪ શાખાઓ, આ૦ મુનિચંદ્ર આ૦ વાદિદેવસૂરિથી પ્રાચીન વડગચ્છની પરંપરા, આ૦ બુદ્ધિસાગરથી શ્રીમાલગચ્છ અને આ૦ મલયચંદ્રથી આશાપલ્લીયગચ્છ નીકળ્યા છે.

વડગચ્છવાળા પોતાને ચૈત્યવાસી માનતા નથી. શરૂઆતથી જ આગમી વસતીવાસી માને છે. પણ દેરાસરો પ્રતિમાઓ પોતાના અને જૈન વસ્તી તો ચૈત્યવાસી પરંપરાના છે.

આ૦ ચંદ્રપ્રભે સં૦ ૧૧૪૯માં પૂનમિયાગચ્છ પ્રકટ્યો અને ઉપા૦ જિનવલ્લભે સં૦ ૧૧૬૪માં વિધિપક્ષ પ્રકટ કર્યો. (–ચાવડી ભા૦ ૧ ૮)

થયા. તેમણે વર્ધમાન તપ કરી તેનું પારણું સં૦ ૧૩૦૨ના માગશર સુદિ પના પ્રવણ નમસ્માં કરેડા ગામમાં શેઠ દેવપાલના ઘેર કર્યું. શંખેશ્વરતીર્થમાં ૭ યક્ષોને પ્રતિબોધી સૌને અનુકૂળ બનાવ્યા. શંખેશ્વર પાર્શ્વનાથનું આરાધન કરી ઝીંઝુવા ના શલ્ય દુર્જનશલ્યનો કોઢ રોગ મટાડ્યો અને ઉપદેશ આપી શંખેશ્વરજીના દેરાસરનો મોટો જીર્ણોદ્ધાર કરાવ્યો. દાનવીર શેઠ જગડૂશાહે તેમનો ધામધૂમથી ભદ્રાવતીનગરમાં પ્રવેશ કરાવ્યો હતો. તેમના શિષ્ય આ૦ શ્રીષેણસૂરિને મહોત્સવપૂર્વક આચાર્યપદ અપાવ્યું. તેમની પાસેથી ત્રણ વર્ષનો દુકાળ પડશે એમ જાણી હજી અનાજના ભંડારો ભરી દુકાળમાં શત્રુ-પ્રજા સૌ જનતાને મોટી મદદ કરી હતી. આ પરમદેવની પાટે આ૦ શ્રીષેણસૂરિ થયા. તેઓ સં૦ ૧૩ ર પહેલાં સ્વર્ગે ગયા.

(—આ૦ સર્વાનન્દનું જગડૂચરિત્ર, શંખેશ્વર પાર્શ્વનાથ સ્તોત્ર નં ૪ પૃ જયંતવિજયજી મ૦નું 'શંખેશ્વરમહાતીર્થ' પૃ ૪૭થી ૫૧, પ્રક૦ ૩૮, પૃ ૩૭૭)

તેમની શિષ્યપરંપરામાં આ૦ સર્વાનંદ થયા. તેમણે "જગડૂ-ચરિત્ર" રચ્યું, તેના છઠ્ઠા સર્ગમાં પૂનમિયાગચ્છ તથા ચતુર્દશીય-ગચ્છનું સૂચન છે આ૦ સર્વાનન્દસૂરિએ સં૦ ૧૪૬૫માં સં૦ ૧૪૯૨માં અંજનશલાકા કરાવી, જે પ્રતિમાઓ આબૂતીર્થમાં વિરાજમાન છે.

(—અનુ૦ જૈન લેખસંદોહ, લે૦ ૪ ૨, ૧૨૮)

તેમણે કલોલી ગામમાં ભ૦ શાંતિનાથની પ્રતિમા તથા પરિકરની પ્રતિષ્ઠા કરી. તેમના શિષ્ય ગુણસાગર, તેમના શિષ્ય યતિ ક્ષીવર્ધન (સં ૧૫૨૧ થી ૧૫૪૦)ની પ્રતિમા સિરોહીના ભ૦ અજિતનાથના દેરાસરમાં છે.

આ૦ ભદ્રેશ્વરસૂરિ પરંપરામાં અનુક્રમે (૪૧) આ૦ ભદ્રેશ્વરસૂરિ (૪૨) આ૦ મુનીશ્વર, (૪૩) આ૦ રત્નપ્રભ, (૪૪) આ૦ મહેન્દ્ર અને આ૦ રત્નાકર થયા. (૪૫) આ૦ રત્નાકરે સં૦ ૧૫૧૨ના મહા સુદિ ૫ ને સોમવારે ભ૦ શાંતિનાથબિંબની પ્રતિષ્ઠા કરાવી. આ ધાતુ-પ્રતિમા મહેસાણામાં ભ૦ મહાવીરસ્વામીના દેરાસરમાં છે

(૩) આ૦ વિજયસિંહ—તેઓ ચૈત્યવાસી હતા. ચન્દ્રાવતીના નવગ્રહચૈત્યમાં રહેતા હતા. વિદ્વાન હતા. તેમણે 'ઉપદેશમાલા'નું વ્યાખ્યાન કરતા કરતા વૈરાગ્ય પામી આ૦ ચન્દ્રપ્રભની નિશ્રા સ્વીકારી.[1]

(૪) આ૦ શીલગુણ—તેઓ નાણાવાલગચ્છના ચૈત્યવાસી હતા. તે તથા તેમના પટ્ટધર આ૦ દેવભદ્રથી "ત્રિસ્તુતિકમત" નીકળ્યો.

(૫) આ૦ વિજયચન્દ્ર—તેઓ નાણાવાલગચ્છના ચૈત્યવાસી ઉપાધ્યાય હતા. આ શીલગુણ તેમના મામા થતા હતા. તેમણે તેમની સાથે જ પૂર્ણિમાપક્ષ સ્વીકાર્યો અને સં૦ ૧૧૬૯માં વિધિપક્ષ તથા સં૦ ૧૨૧૩ (૧૨૧૪)માં અચલગચ્છ પ્રકટ કર્યો.[1]

(—આ૦ મહેન્દ્રકૃત શતપદીપદ : ૧૦૮)

૪ આ૦ ચન્દ્રપ્રભ—તેમણે દર્શનશુદ્ધિ, પ્રમેયરત્નકોશ, તથા સ્તોત્રો વગેરે કૃતિઓની રચના કરી છે.

૪૧ આ૦ ધર્મઘોષસૂરિ—તેઓ ચૈત્યવાસી હતા. ૫૦૦ દેરાસરની આવક વહીવટ તેમજ ૩ લાખ દ્રવ્યની રકમ છોડી દઈ સાધુ થયા. તેમણે પચાસ વર્ષ સુધી એકાંતર ઉપવાસ કર્યા અને પારણામાં પણ માત્ર કાંજી અને ખીચ લેતા હતા. તેઓ વિદ્વાન હતા. નિઃસ્પૃહ-ત્યાગી હતા. તેમને રાજા સિદ્ધરાજ બહુ માનતો હતો. તેમણે શબ્દસિદ્ધિ તથા 'ઋષિમંડલ' (ઋષિમંડલ) રચ્યાં છે. આ૦ યશોઘોષના શિષ્ય આ૦ દેવપ્રભ 'પ્રશ્નોત્તરરત્નમાલા વૃત્તિ (સં૦ ૧૨૪૩)માં લખે છે કે—

यशो श्रीजयसिंहनृपनिमित धर्मघोषप्रभु ॥ निष्कम्पमागमणि ॥

તેમની પાટે થયેલા આચાર્યોના નામો નીચે મુજબ મળે છે—

(૧) આ૦ ચક્રેશ્વરસૂરિ—તેઓ ચૈત્યવાસી આ વર્ધમાનના શિષ્ય હતા. મઠાધીશ હતા. પરમધ્યાન હતા. તેમણે આ ચન્દ્રપ્રભની નિશ્રા સ્વીકારી હતી. તેમના ઉપદેશથી ૪૧૫ રજપૂતો જૈન બન્યા

૧. આ વિજયસિંહ અને આ વિજયચંદ્ર એક જ હશે કે. તેમ આ દેવભદ્ર અને આ દેવચંદ્ર (સં ૧૨૨૪) પણ એક જ હોવાનો સંભવ છે.

હતા. તેમણે આ મ્ર્પ્રભની 'દર્શનશુદ્ધિ' પર ટીકા રચી પણ તે અધૂરી રહી છે (જૈનસત્યપ્રકાશ, વર્ષ ૭ પૃ ૧૫૫)

તેમની પરંપરાના અનુક્રમે ૪૩ શિવપ્રભ, ૪૪ આ તિલકપ્રભ ૪૫. આ પદ્મપ્રભ થયા હતા

**આ તિલકપ્રભે** સં ૧૨૬૧માં પ્રત્યેકબુદ્ધચરિત્ર, પૌષધ પ્રાયશ્ચિત્ત સામાચારી, ચૈત્યવંદન–ગુરુવંદન પ્રત્યાખ્યાન લઘુવૃત્તિ, શ્રાવકપ્રતિક્રમણસૂત્રવૃત્તિ સાધુ પ્રતિક્રમણસૂત્રવૃત્તિ, શ્રાવક પ્રાયશ્ચિત્ત સામાચારી, સં ૧૨૭૪માં છતકલ્પવૃત્તિ, સં ૧૩ ૪માં દસવૈકાલિકસુત્ત–ટીકા સં ૧૨૭૭માં દર્શનશુદ્ધિની સંપૂર્ણ ટીકા, સં ૧૨૯૬મા આવસ્સય–લઘુવૃત્તિ (ગ્રં ૧૨૩૨૫) સં ૧૩ ૪માં સામાચારી પ્રતિક્રમણવૃત્તિ પાક્ષિકસૂત્ર-અવચૂરિ, પાક્ષિક ખામણા-અવચૂરિ વગેરે રચ્યા છે

આ પદ્મપ્રભે ગુરુદેવને આવસ્સય-લઘુવૃત્તિ રચવામા સહાય કરી હતી, અને પ ચશાસ્તિલકે તેની પ્રથમ નકલ કરી હતી.

(૨) આ **વર્ધમાનસૂરિ—**તેમની પાટે આ ધર્મઘોષના શિષ્ય આ અભયદેવસૂરિ–અભયઘોષસૂરિ થયા અને આ અભયદેવની પાટે **યશશ્ચંદ્ર** થયા. ઠુબ શ્રાવક ઇંદ્રિકે તેમને સં ૧૧૯૨માં આવસ્સયસુત્ત વહોરાવ્યું  (—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્રશ ૯)

આ અભયઘોષના શિષ્ય પ વિદ્યાકુમારના ઉપદેશથી પાટડીના રાણા સૂરાકના ભાઈ શાંતિદેવના પુત્ર વિજયપાલ ઝાલાની પત્ની નીતલદેવીએ પાટડીમા બ પાર્શ્વનાથનું ચૈત્ય કરાવ્યું, પૌષાળ કરાવી, અને યોગશાસ્ત્રના પ્રસ્તાવ ૨ ની (પ્ર ૩૭ ) પ્રતિ લખાવી. તેને રાણા પદ્મસિંહ નામે પુત્ર, રૂપલાદેવી નામની પુત્રી અને રાણો દુર્જનશલ્ય ઝાલો જમાઈ હતો.

(—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્રશ ૮૯, પાટણ બં ડારગ્રંથસૂચી, શંખેશ્વર મહાતીર્થ)

(૩) **આ૦ યશોઘોષસૂરિ—**તેમના શિષ્ય આ **હેમપ્રભે** સં ૧૨૪૩માં મંત્રી હરિપાલની વિનતિથી આ વિમલસૂરિની 'પ્રશ્નોત્તર-

રત્નમાલા ની વૃત્તિ રચી.

(૪) ૫૦ વિમલગણિ—તેમણે દર્શનશુદ્ધિની નાની ટીકા રચી. તેમના શિષ્ય આ દેવપ્રભસૂરિ હતા.

૪૨. આ૦ દેવભદ્રસૂરિ—તેઓ ૫ વિમલ ગણિના શિષ્ય હતા. તેઓ આ ધર્મઘોષસૂરિની પાટે બેઠા. તેમણે સ૦ ૧૨૨૪મા 'દર્શનવિશુદ્ધિ ની લઘુવૃત્તિ ઉપર વિવરણ રચ્યુ, જેમાં તેમના શિષ્ય શાંતિપ્રભે સહાય કરી હતી, અને મુનિભદ્રે તેનો પ્રથમ આદર્શ લખ્યો હતો.

આ ચદ્રપ્રભની પરપરામા આ૦ દેવપ્રભ આ૦ તિલકપ્રભ, આ અજિતપ્રભ થયા હતા. આ અજિતપ્રભે સ ૧૩૦૭મા શાંતિનાથ ચરિત્ર રચ્યુ.  (—જૈન સત્યપ્રકાશ, ક્રમાક ૧૦૬)

૪૩ આ૦ જિનદત્ત.

૪૪ આ૦ શાંતિભદ્રસૂરિ—તેઓ આ દેવભદ્રના શિષ્ય હતા. બહુ ગુણવાન હતા. તેમનું બીજુ નામ આ શાંતિપ્રભ પણ મળે છે તેમણે પોતાના ગુરુદેવને દર્શનશુદ્ધિ–વિવરણ રચવામા સહાય કરી હતી.

૪૫. આ ભુવનતિલક

૪૬ આ રત્નપ્રભસૂરિ—તેઓ આગમના વેત્તા હતા.

૪૭ આ હેમતિલકસૂરિ—તેમણે કચ્છના કમ્બોજમા ગોધન યક્ષને પ્રતિબોધી સ માર્ગમા સ્થાપન કર્યો. રાવ સમરસિંહ–(રાવ સુમરા)ને પ્રતિબોધ કર્યો.

૪૮. આ હેમરત્ન—સ ૧૪૮૬ આ સમયે આ૦ ગુણચદ્ર પટ્ટે આ ગુણપ્રભ, તેમની પાટે આ ગુણભદ્રસૂરિ થયા. સ ૧૪૨૭ (પ્ર ૮૭)

૪૯ આ હેમપ્રભ.

૫ આ રત્નશેખરસૂરિ—તે મોટા વાદી હતા. હમેશા અભ્યુદય પામતા હતા. સદા પ્રસન્ન રહેતા સ ૧૪૭૨.

૫૧ આ રત્નસાગર.

૫૨. આ ગુણસાગર—સં ૧૪૮૩.

૫૩ આ ગુણસમુદ્રસૂરિ—સં ૧૪૯૨ થી ૧૫૧૨ તેઓ ઢંઢેર ગુણના કલ્પતરુ હતા. તેમણે સં ૧૪૭૫માં જિનદત્તકથા રચી.

૫૪ આ ગુણસુંદર—સં ૧૫ ૬ તેમના બીજા પટ્ટધર આ ગુણધીર સં ૧૫૨૪ના વૈશાખ સુદિ ૨ ને રવિવારે થયા. ગુણસમુદ્રશિષ્ય પં૦ સત્યશેખરે સં૦ ૧૫૧૪માં શ્રીપાલચરિત્ર (શ્લો ૪૯૮) રચ્યું.

૫૫ આ૦ સુમતિપ્રભ. (આ સિંહપ્રભસૂરિ)

૫૬ આ૦ પુણ્યરત્ન—સં ૧૫૧૫ થી ૧૫૬ તેઓ આ સુમતિપ્રભના નાના ભાઈ હતા. તેઓ બચપણમાં જ ગચ્છનાયક બન્યા હતા. તેમને પં જયસિંહ નામે શિષ્ય હતા.

૫૭. આ સુમતિરત્ન—સં ૧૫૬૧ થી ૧૫૮૭ તેઓ મંત્રી સુધાકર શ્રીમાલી અને તેમની પત્ની સહજ જયવીરાના પુત્ર હતા. રૂપાળા, લક્ષણવંત અને બાલ્યશાળી હતા. તેમનો સં ૧૫૨૮માં જન્મ, સં ૧૫૩૫માં દીક્ષા, સં ૧૫૪૩ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે માંડવગઢમાં ગુરુજીના હાથે ભટ્ટારકપદવી અપાઈ હતી. તેમની વાણી અમીમય હતી. તેમણે સં૦ ૧૫૬૫ના મહા સુદિ ૫ ને ગુરુવારે આ ચંદ્રપ્રભસ્વામીની પંચતીર્થીની પ્રતિષ્ઠા કરાવી. (—આબૂ તીર્થના લેખો)

૫૮. પં૦ ઉદયસમુદ્ર—તેમણે સં ૧૫૮ માં પૂર્ણિમાગચ્છ ગુર્વાવલી કડી ૧૮ ગુરુસ્તુતિ કડી ૨૨, અને કલશ—છપ્પય-૧ રચ્યા છે. (—જૈનયુગ પુ ૫, અંક ૪-૫, સં ૧૯૮૧ માગશર

પોષ, પૃ ૧૬૭ થી ૧૭ ગચ્છમતપ્રબંધ, પૃ ૫૮)

પટ્ટાવલી સમુચ્ચય ભા ૨, પૃ ૧૪૫ થી ૧૪૮)

## પૂનમિયાગચ્છ પટ્ટાવલી બીજી

૪ આ ચંદ્રપ્રભ (સં ૧૧૪૯) ૪૧ આ ધર્મઘોષ.

૪૧ આ ભદ્રેશ્વર—તેમના બીજા પટ્ટધર આ શ્રીપ્રભથી "ઢંઢેરીયાગચ્છ" નીકળ્યો.

૪૨. આ મુનિપ્રભ (આ મુનીશ્વર). ૪૩. આ સર્વદેવ.

૪૪ આ સોમપ્રભ. ૪૫. આ રત્નપ્રભ.

પ્રતિષ્ઠા ભ૦ રત્નસાગરે કરી. શેઠે તેમાં ૪૩ લાખ રૂપિયા ખરચ્યા. પાલીતાણામાં ધર્મશાળા બંધાવી.

ભટ્ટારક સં ૧૯૨૮ના શ્રાવણ સુદિ ૨ ના રોજ સુરતમાં સ્વર્ગસ્થ થયા.

૬૭ ભ૦ વિવેકસાગર—સં ૧૯૪૮ના ફાગણ સુદિ ૩ ને ગુરુવારે મુંબઈમાં સ્વર્ગસ્થ થયા.

૬૮ ભ૦ જિનેન્દ્રસાગર—સં ૧૯૮૫ વિદ્યમાન.

આ અરસામાં સુરતમાં શેઠ વસનજી ત્રિકમજી થયા. શેઠ વસનજીના પિતા ત્રિકમજી (સ્વ સં ૧૯૩ ) અને માતા લાખાબાઈ (સ્વ સં ૧૯૨૨) હતાં. વસનજીનો જન્મ સં૦ ૧૯૨૨માં થયો. તેમને ત્રણ પત્નીઓ હતી અને પ્રેમાબાઈ બીલબાઈ શામજી, મેઘજી લક્ષ્મીબાઈ તેમજ બંકિમચન્દ્ર (જન્મ સં ૧૯૬ ) વગેરે સંતાન હતાં. તેમણે સાયશમાં દેરાસર બંધાવ્યું. જૈનોને અનેક પ્રકારની મદદ આપી. પાઠશાળા, ધર્મશાળા અને બીજા ધર્મકાર્યો કર્યાં. (—જૈન ઇતિહાસ, પ્રકા૦ જૈનવિદ્યાપ્રચારકવર્ગ)

## અચલગચ્છની પટ્ટાવલી બીજી

૫૮ આ૦ કલ્યાણસાગર—સ્વ સં ૧૭૧૮

૫૯ મહો૦ રત્નસાગર—તેમને ચાર શિષ્યો હતા.

૬૦ ઉપા૦ મેઘસાગર—તેમને ત્રણ શિષ્યો હતા.

૬૧ ઉપા૦ વૃદ્ધિસાગર—તેમને ત્રણ શિષ્યો હતા. સ્વ સં ૧૭૩૩

૬૨ ઉપા૦ હીરસાગર—સ્વ સં ૧૭૭૩ તેઓ પ્રભાવક હતા. ચમત્કાર બતાવતા હતા. સં ૧૮૦૪ના કાર્તિક સુદિ ૨ ના રોજ સોજિત્રામાં કાળધર્મ પામ્યા.

૬૩ પં૦ સહજસાગર ૬૪ પં૦ માનસાગર

૬૫ પં૦ રત્નસાગર ૬૬ પં૦ ફતેહસાગર

૬૭ યતિ દેવસાગર—તેમણે સં ૧૯૨૫માં દુષ્કાળ પડ્યો ત્યારે આસ્ભાડમાં ૬ શિષ્યો બનાવ્યા. તેઓ સં ૧૯૨૮માં કાળધર્મ પામ્યા.

૬૮ મતિ સ્વરૂપસાગર

૬૯ મુનિ ગૌતમસાગરજી—તેઓ પાલીના શ્રીમાલ બ્રાહ્મણના પુત્ર હતા સં૦ ૧૯૨ મા જન્મ્યા સં૦ ૧૯૪૦મા યતિના શિષ્ય બન્યા પરંતુ મુનિજીવન વીતાવવા લાગ્યા. સં૦ ૧૯૪૬ના ફાગણ સુદિ ૧૧ ના રોજ પાલીમા શ્રીપાર્શ્વચંદ્રગચ્છના મુનિ ભાયચંદજીની પાસે ક્રિયાદ્ધાર કરી અચલગચ્છના મુનિ ગૌતમસાગરજી બન્યા. તેઓ બન્ને વિહાર કરી ગુજરાતમા આવ્યા. તેઓ પાટણમાં તપગચ્છની સામાચારી મુજબ પ્રતિક્રમણ કરતા હતા.

મુનિ ભાવસાગરજી મુનિ ભાયચંદજી અને મુનિ ગૌતમસાગરજી એ ત્રણેએ પાટણમા સં૦ ૧૯૪૬મા બીજા ભાદરવા સુદિ ઉદય ૪ના રોજ સંવત્સરી પ્રતિક્રમણ કર્યું હતું તે પછી મુનિ ગૌતમસાગરજી કચ્છમા એકાકી વિચરતા હતા. તેમને સં૦ ૧૯૪૯ના મહા સુદિ ૧૦ ના રોજ મુનિ ઉત્તમસાગર નામે પ્રથમ શિષ્ય થયા. તે પછીથી તેમનો પરિવાર વધ્યો. તેઓ અચલગચ્છમા પ્રભાવક થયા. સં૦ .. મા સ્વર્ગે ગયા.

તેમના શિષ્ય મુનિ નીતિસાગરના શિષ્ય મુનિ ધર્મસાગરે સં૦ ૧૯૮૪માં અચલગચ્છની મોટી પટ્ટાવલી બનાવી.

૭૦ આ૦ દાનસાગરસૂરિ ૭૧ આ૦ નેમસાગરસૂરિ વિદ્યમાન છે.

સાર્ધપૂર્ણિમાગચ્છ (સં૦ ૧૨૩૬)—

જૈન સંઘમાં વિક્રમની બારમી શતાબ્દિના ઉત્તરાર્ધથી નવા નવા મતો નીકળ્યા ત્યારથી જૈન સંઘની એકતા તૂટવા લાગી. ગૂર્જર નરેશ કુમારપાલે પા૦ણમા જૈન સંઘનું એકમ ન તૂટે એ ધર્મને એ ખાતર પૂનમિયા, અચલ ખરતર વગેરે નવા ગચ્છોને પાટણ બહાર વિહાર કરવા ફરમાન કર્યું હતું એટલે એ ગચ્છોવાળા મોટે ભાગે ગુજરાત બહાર વિચરતા હતા. ગુજરાતના તત્કાલીન ધર્મોત્સવોમાં પણ એ મતવાળાનું નામ મળતું નથી. એ સમયે પૂનમિયાગચ્છના આ૦ સુમતિસિંહસૂરિ સં૦ ૧૨૩૬મા પાટણ આવ્યા. તેઓ સરલ સ્વભાવના હતા. શ્રાવકોએ તેમના ગચ્છ વિશે પૂછપરછ કરી ત્યારે

તેમણે યુક્તિપૂર્વક જવાબ આપ્યો કે, 'અમે પૂનમિયા નથી પણ સાર્ધ પૂનમિયા છીએ. આ રીતે સં૰ ૧૨૩૬માં આ૰ સુમતિસિંહથી 'સાર્ધપૂનમિયાગચ્છ' નીકળ્યો.

આ મતમાં—શ્રાવક પ્રભુની ધૂપપૂજા, દીપપૂજા કે ફળપૂજા ન કરે. સાધુ જિનપ્રતિમાની પ્રતિષ્ઠા ન કરાવે પણ પાખી ચૌદશે પાળે વગેરે સામાચારી હતી. આમાં શ્રાવકને સાધુ જેવો માન્યો છે. તેથી એ મતનું 'સાધુ પૌર્ણિમિયક' એવું બીજું નામ પણ મળે છે 'ચતુર્દશીગચ્છ' પણ આનું જ ત્રીજું નામ હોવાનું સમજાય છે આ ગચ્છના આચાર્યો જિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરતા હતા.

સાર્ધપૂનમિયાગચ્છના આ૰ ગુણચંદ્રના શિષ્ય જ્ઞાનચંદ્રે 'રત્નાકરાવતારિકા ટિપ્પન' રચ્યું છે જેનું મલધારગચ્છના આચાર્ય રાજશેખરે સંશોધન કર્યું હતું.

સાર્ધપૂનમિયાગચ્છમાં અનુક્રમે આ૰ ધર્મતિલક સં. ૧૪૫૭, આ૰ ધન્યતિલક થયા. તેમજ અનુક્રમે આ૰ સાગરચંદ્ર, આ૰ સોમચંદ્ર (સોમસુંદર) સં. ૧૫૦૬, આ૰ રામચંદ્ર સં૰ ૧૫૦૪, આ૰ પુણ્યચંદ્ર સં. ૧૫૦૬ થી સં. ૧૫૧૨, આ૰ વિનયચંદ્ર સં. ૧૫૧૭, આ૰ ઉદયચંદ્ર સં. ૧૫૧૭ થી સં. ૧૫૬૧, આ૰ મુનિચંદ્ર સં. ૧૫૭૨, ભટ્ટારક વિદ્યાચંદ્ર સં. ૧૫૯૯માં થયા.

ત્રિસ્તુતિકમત (આગમિકગચ્છ)—

૪૦. આ૰ ચંદ્રપ્રભસૂરિ—તેમનાથી સં. ૧૧૫૯માં પૂનમિયાગચ્છ નીકળ્યો.

૪૧. આ૰ શીલગુણસૂરિ—તેઓ ચૈત્યવાસી હતા. તેમણે તથા તેમના ભાણેજ નાણાવાલગચ્છના ચૈત્યવાસી ઉપા૰ વિજયચંદ્રે પૂનમિયાગચ્છમાં પ્રવેશ કરી ક્રિયોદ્ધાર કર્યો. ઉપા૰ વિજયચંદ્રે તો સં. ૧૧૬૯માં વિધિપક્ષની સ્થાપના કરી અને સં. ૧૨૧૩થી અચલગચ્છ ચલાવ્યો. આ૰ શીલગુણસૂરિ તથા આ૰ દેવભદ્ર પણ વિધિપક્ષમાં ભળ્યા. તેમણે શત્રુંજયતીર્થમાં બીજા સાત—આઠ ભાવમિતવાળા યતિઓને પોતાના બનાવ્યા. શ્રુતદેવતાની સ્તુતિનો નિષેધ

કર્યો અને અચલગચ્છના આધારે 'ત્રિસ્તુતિકમત' ચલાવ્યો.

૪૨ આ૦ દેવભદ્રસૂરિ—તેઓ આ૦ શીલગુણસૂરિના સહચારી હતા. તે તેમની પાટે આચાર્ય બન્યા. તેમણે સ૦ ૧૨૫૦માં ત્રણ થુઈવાળો આગમિકમત ચલાવ્યો. તેઓ આગમિકગચ્છના સૂત્રધાર હતા.

૪૩ આ૦ ધર્મઘોષસૂરિ—તેઓ આગમના જાણકાર હતા.

૪૪ આ૦ યશોભદ્રસૂરિ

૪૫ આ૦ સર્વાનન્દસૂરિ

૪૬ આ૦ અભયદેવસૂરિ—તેમણે શાસનની પ્રભાવના કરી હતી.

૪૭ આ૦ વજ્રસેનસૂરિ—તેઓ આગમના જાણકાર હતા.

૪૮ આ૦ જિનચંદ્રસૂરિ—તેઓ મોટા વાદી હતા.

૪૯ આ૦ હેમસિંહસૂરિ—તેમની શિષ્ય પરંપરામાં અનુક્રમે (૫) આ૦ મુનિસિંહ (૫૧) પં૦ ઉદયરત્ન થયા. પં૦ ઉદયરત્ને સ૦ ૧૪૭ ના કા૦ સુદિ ૧૩ ને સોમવારે મહુવામાં 'સિદ્ધચક્ર' લખ્યું હતું.

૫૦ આ૦ રત્નાકરસૂરિ—સ૦ ૧૪૯૪માં વિદ્યમાન હતા. આ૦ જયાનંદપટ્ટે સ૦ ૧૫ ૮ થી સ૦ ૧૫૩૧ આ૦ દેવરત્ન સ૦ ૧૫૭૭ આ૦ સોમરત્ન સ૦ ૧૫૮૭ આ૦ ઉદયરત્ન થયા.

સ૦ ૧૫૩૧ આ૦ દેવરત્નની પાટે આ૦ શીલવર્ધન થયા.

૫૧ આ૦ વિનયચંદ્રસૂરિ—સ૦ ૧૪૮૫ થી સ૦ ૧૫૧૨. આ૦ અમરસિંહની પાટે સ૦ ૧૫૧૪માં આ૦ હેમરત્ન થયા.

૫૨ આ૦ ગુણસમુદ્રસૂરિ

૫૩ આ૦ અભયસિંહસૂરિ—તેમનું નામ લેવાથી પાપ નાશ પામતું હતું, એવા એ પવિત્ર હતા.

૫૪ આ૦ સોમતિલકસૂરિ—તેમણે બાલ્યાવસ્થામાં ઉપદેશ આપી મિથ્યાત્વીઓને બુઝવ્યા હતા. તેઓ સમર્થ વાદી પણ હતા.

૫૫. આ૦ સોમચંદ્રસૂરિ—

૫૬ આ૦ ગુણરત્નસૂરિ—આ૦ રત્નાકરસૂરિ—સ૦ ૧૪૯૪

તેમણે 'આદિનાથ જન્માભિષેક' રચ્યો. ગુણરત્નશિષ્ય દેવરત્ને 'ગજસિંહકુમારરાસ' રચ્યો.

૫૭. આ૦ મુનિસિંહસૂરિ—સં૦ ૧૪૮૫ થી સં. ૧૫૧૩. તેઓ શાંત સ્વભાવી હતા. તેમજ સંયમી અને ધ્યાની મૂર્તિ હતા. તેઓ અખંડ જિનજાપ કરતા હતા. સં. ૧૪૯૨માં તેમણે પ્રતિષ્ઠા કરાવી હતી. (માતૃપુત્ના લેખો) તેમનો સં. ૧૪૯૯નો પ્રતિમાલેખ મળે છે.

૫૮. આ૦ શીલરત્નસૂરિ—તેમનું બીજું નામ ૫. શિવરત્ન પણ મળે છે સં. ૧૫ (?) તેઓ વિધિપક્ષગચ્છના મંડનરૂપ હતા. તેમણે સં. ૧૫૦૭માં પ્રતિષ્ઠા કરાવી હતી. તેમણે તથા આ. ધ્યાનિમલે સં. ૧૫૧૨માં પ્રતિષ્ઠિત કરેલી જિનપ્રતિમા પાટણવાડામાં બિરાજમાન છે.

૫૯. આ૦ આણંદપ્રભસૂરિ—સં. ૧૫૧૩ થી સં૦ ૧૫૭૮. તેઓ વિદ્વાન હતા. તેમના બીજા નામો આ. આણંદિમલ, આ. આનંદરત્ન એવા મળે છે. તેમણે સં. ૧૫૧૨માં પ્રતિષ્ઠા કરાવી હતી.

આ. ચારિત્રપ્રભના શિષ્ય આ. જયતિલકસૂરિએ હરિવિક્રમ મહાકાવ્ય સર્ગ : ૧૨ અને મલયાસુંદરીચરિત્ર સર્ગ ૪ રચ્યાં.

તેમના જ ભાઈ ૫. અમરકીર્તિગણિએ સં. ૧૫૦૨ના મા. વ. ૧૩ બુધવારે ઇડરમાં તેની પહેલી પ્રત લખી હતી.

(—શ્રી પ્રશસ્તિસંગ્રહ ભા. ૨ લે પ્રશ. નં. ૩૫)

૫૦ અમરકીર્તિ મહો. અમરસાગર બન્યા હતા. આગમગચ્છમાં ગ૦ ૧૫૧૨માં આ. હેમરત્ન હતા. સં. ૧૫૩૬માં ૫૦ ઉદયરત્ન હતા.

૬૦. ૬ આ. અમરરત્નસૂરિ—સં. ૧૫૭ થી ૧૫૮૭.

૬૦. ૪ આ૦ સુનિરત્નસૂરિ—સં. ૧૫૪૨ તેઓ ગંભીર હતા અને અમૃતસ્વાની મીઠી ભાષા બોલતા હતા.

૬૧. ઉપા૦ મુનિસાગર—તેમણે ગુરુઆનનંદ, આગમગચ્છ-પટ્ટાવલી, ગુરુસ્તુતિ, અને ચતુર્વિંશતિસ્તુતિ વગેરે રચ્યાં છે

(—જૈન ગૂર્જર કવિઓ ભા૦ ૧ પૃ. ૪૧૫ થી ૪૫૨, ૬૧૫, ૭ ૨. ભા. ૨ પૃ૦ ૨૨૨૪ પટ્ટાવલી સમુચ્ચય ભા. ૨, પૃ. ૧૫૮ થી ૧૬૨)

આ. અમરસિંહ—સં૦ ૧૪૭૫ (જૈનસત્યપ્રકાશ, ક્રમાંક-૧૨૪)
આ. સાધુરત્ન શિષ્ય આ૦ જયાનંદ. સં૦ ૧૪૭૬ થી ૧૪૯૬

**આગમગચ્છની બીજી પરંપરા—**

આગમગચ્છમાં એક જુદી વ્યવસ્થિત પટ્ટપરંપરા મળે છે સંભવ છે કે તે આ૦ જયતિલકસૂરિની પટ્ટપરંપરા હોય. તે આ પ્રમાણે છે—

(૧) ભ૦ ચારિત્રપ્રભસૂરિ આ૦ સાધુરત્નસૂરિ.

(૨) આ૦ જયાનંદસૂરિ—તેમણે ચાર ઉપાધ્યાયોને આચાર્ય બનાવ્યા. તેમના ઉપદેશથી સારેસના આબૂ પોરવાડના વંશજ સં૦ મંડલિકે ઘણા તીર્થોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. સં. ૧૪૭૮માં દુકાળમાં પ્રજાને અનાજ પાણીની મદદ કરી. સં૦ ૧૪૭૭માં શત્રુંજય તીર્થનો છ રી પાળતો યાત્રાસંઘ કાઢ્યો હતો. (જુઓ પ્ર૦ ૪૫, પૃ૦ )

તેમણે પોતાના શિષ્ય દેવરત્ન માટે 'આદિસમુચ્ચય દીપિકા' રચી.

૩ આ. દેવરત્ન—આ આચાર્ય અને આ. વિવેકરત્નસૂરિ સુધીના આચાર્યો ગુરુભાઈઓ છે બનવાજોગ છે કે તે એક પછી એક આચાર્ય બન્યા હોય.

૪ આ. શીલરાજ આ૦ શીલવર્ધન.

૫. આ. શીલરત્ન.

૬ આ૦ વિવેકરત્નસૂરિ—તેમના ઉપદેશથી શા૦ આબૂ પોરવાડના વંશજ વ્યવહારી કુંવર, એ નરબદે મોટું વ્રત સ્વીકાર્યું એક ઉપાધ્યાયને સૂરિપદ અપાવ્યું, એ પર્વત, એ કાન્હાએ સૂરિપદનો ઉત્સવ કર્યો. સં. ૧૫૭૧માં જૈન સિદ્ધાન્ત તથા ગ્રંથો લખાવ્યા. એ સહસા વીર વગેરેએ વિવિધ ગ્રંથો લખાવ્યા.

(શ્રી પ્રશસ્તિસંગ્રહ ભા. ૨ પ્ર૦ ૨૪૧ ૨૬૯ થી ૨૭૨ જુઓ પ્રક ૪૫ પૃ )

૭. ભ. સંયમરત્નસૂરિ

આ સમયે આગમગચ્છની લઘુશાખામાં આ. સૌભાગ્યસુંદર, આ. ધર્મરત્નસૂરિ પ્રવર્તિની સહેજશ્રી શિષ્યા સાધ્વી મહિમાશ્રીજી

મોટે ૫૦ જયસુંદરે સં૦ ૧૬૪ ના આસો સુ૦ ૩ ના રોજ દેવાપુરમાં ગ્રંથ લખાવ્યો હતો. (પ્ર૦ ૪૨૩ ૬૭)

૮. ભ૦ કુશલવર્ધનસૂરિ

૯. પં૦ જયરત્નગણિ (પં૦ જયસુંદર ગણિ).

૧ ઋષિ દેવરત્નજી

૧૧. ઋષિ વિનયરત્નજી તે સં૦ ૧૬૬૧માં વિદ્યમાન હતા. (પ્રશ૦ નં૦ ૬૫૫)

આ સિદ્ધાંતપટ્ટે આ૦ સોમદેવ (સં૦ ૧૫૭૩), આગમગચ્છના ભ૦ શિવરત્નસૂરિ—સં૦ ૧૮૨૧માં પાટણના શેઠ કપૂરશા હીરાએ કરેલા શત્રુંજયના સંઘમાં સાથે હતા.

(—જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૯૪ થી ૯૮)

ચતુર્દશીશાખા—

જૈન શ્રમણસંઘના નાગેન્દ્ર, ચંદ્ર, નિવૃતિ અને વિદ્યાધર એમ ચાર શ્રમણકુળો અને તેના પેટાગચ્છો મોટે ભાગે વિ૦ સં૦ ૧ લગભગમાં ચૈત્યવાસી બની ગયા હતા. શ્રી દ્રોણાચાર્ય સૂરાચાર્ય ગોવિંદાચાર્ય શાન્ત્યાચાર્ય વીરાચાર્ય વગેરેનું ચરિત્ર તપાસીએ તો સ્પષ્ટ થાય છે કે તેઓ વિદ્વાન, શાસ્ત્રજ્ઞ, અનેકાંતના યથાર્થ વ્યવસ્થાપક વિવેકી, આપસ-આપસમાં પ્રેમવાળા અને ધર્મરક્ષામાં સદા ઉદ્યમશીલ હતા. ઉત્સવ હોય, યાત્રા હોય કે પ્રતિષ્ઠા હોય તો સૌ મળીને ધર્મપ્રભાવના કરતા હતા. તેથી તેઓ નવા જૈનો બનાવી શકતા અને જૈન ધર્મીઓને વધુ સ્થિર અને દૃઢ બનાવી શકતા હતા. તેઓ ધર્મ ઉપર થતા આક્રમણો એક સાથે મળી સામનો કરતા હતા. તેઓ ૪ મઠ, ૭ ક્ષેત્રો, તથા ધર્મસ્થાનો, ધર્મશાસ્ત્ર વગેરેની પૂરી રક્ષા કરતા હતા. તેઓ બધી રીતે શાસનને વફાદાર રહી ધર્મની રક્ષા કરતા રહેતા. છે કે તેઓ અનશન કરીને આત્મકલ્યાણ પણ સાધતા હતા. તેઓમાં આચારશુદ્ધિ હતી, વિચારશુદ્ધિ પણ રહેતી. માત્ર વ્યવહારશુદ્ધિ નહોતી. એટલે કે તેઓ શિથિલ હતા. એ તેમની મોટી ઊણપ હતી, એને દૂર કરવાની અનિવાર્ય આવશ્યકતા હતી.

બીજી તરફ ચન્દ્રકુલના વનવાસી અને વ ગચ્છના શ્રમણો શિથિલ ન હતા. શરૂઆતથી જ તેઓ પવિત્ર સંવેગી શ્રમણો હતા. તેઓમાં કે ચૈત્યવાસીઓમાં આચાર વિચાર કે પ્રરૂપણાનો ભેદ નહોતો. એટલે જ તે બન્નેમાં પરસ્પર મેળ રહેતો હતો. સૌ ગચ્છવાળા આવા શુદ્ધ શ્રમણો બને એ સર્વથા જરૂરી હતું. આ૦ ઉદ્યોતન, આ૦ સર્વદેવ, આ૦ વર્ધમાન, આ૦ જિનેશ્વર આ અંગે સાવધાન હતા. સંઘની એકતા તૂટે નહીં અને કાર્ય થાય એ રીતે પ્રયત્નશીલ હતા. માત્ર આટલો ક્રિયોદ્ધાર સર્વથા ઇચ્છનીય હતો.

બારમી શતાબ્દિથી કેટલાએક નવા મતો શરૂ થયા. તેઓએ આયતન, અનાયતનનો ભેદ, વિધિચૈત્ય, અવિધિચૈત્યનો ભેદ, પૌષધ માટે પર્વ અને અપર્વનો ભેદ, સામાયિક માટે સંખ્યા, પચ્ચખ્ખાણનો ભેદ, આરાધના માટે શાસનદેવ અને પીરનો ભેદ; જિનપૂજામાં પુરુષ સ્ત્રીનો ભેદ, કન્યા પરણાવવામાં સ્વગચ્છ, પરગચ્છનો ભેદ, ચોથ પાંચમનો ભેદ, ચૌદશ પૂનમનો ભેદ—એવી ભેદનીતિ સ્વીકારી પોતાના વાડા જમાવ્યા અને જૈનસંઘને છિન્નભિન્ન કરી નાખ્યો જે આજ સુધી એક બની શક્યા નથી. એક બનાવવાને બહાને નવો મત ઊભો થતો, જેના પરિણામે જૈનસંઘ અનેક પક્ષોથી વિચિત્ર અને અમર્યાદિત બની ગયો છે. વિક્રમની સોળમી શતાબ્દિના નવા મતોએ તો ત્યાંસુધી માઝા મૂકી કે નવા જૈનો બનાવવાનો શુદ્ધમાર્ગ એકાએક રૂંધાઈ ગયો.

આ નવા મતોએ જે શિથિલતા ઉપર કાગારોળ મચાવી મૂકી હતી તે શિથિલતા તો તેમનામાં ચૈત્યવાસીઓ કરતાએ વિશેષ પ્રમાણમાં હતી. એ સૌ હવે તો તેઓ પોતાની નવી પ્રરૂપણાની રક્ષા માટે વાડા બાંધીને બેઠા હતા. આ વાડાબંધીએ જૈનેતર વર્ગમાં પણ જૈનધર્મ માટેની ભ્રાન્તિ ફેલાવવામાં વિશેષ ભાગ ભજવ્યો. જૈનધર્મ અને આગમ એ બે પરસ્પર વિરોધી વસ્તુઓએ ધર્મ ઉપર કુઠારાઘાત કર્યો એટલું જ નહીં પોતાને સમજવાની ભ્રાન્તિ ઉપર ઘા કર્યો છે અને સંઘમાં એક જ સમુદાય કુટુંબમાં વિવિધ માન્યતાઓથી ભેદ પાડી નાખ્યો છે આવી વાડાબંધીથી તૂટે તો જ જૈનધર્મ જગતનું કલ્યાણ

કરવાની ક્ષમતા રાખી શકે

ચૂર્ણિકાર કુમારપાલને આવી વાડાબંધીના કડુ પરિણામોનો ખ્યાલ આવ્યો કે તરત જ સંઘની એકતાને કાયમ રાખવા નવા મત વાદીઓને બહાર વિહાર કરવાનું ફરમાન કર્યું હતું એ સમયે તેઓ ગુજરાતની બહાર ગયા અને અવસર મળતા ગુજરાતમાં ફરી આવીને વસ્યા તે મતોમાના કેટલાક નવા મતો પોતાની પ્રરૂપણાને છોડી દઈ ધીરેધીરે અંગે અસલ માર્ગે આવી ગયા એવા મતોમા ચતુર્દશીશાખા પણ એક મત હતો.

નાગેન્દ્ર ચંદ્ર, નિર્વૃતિ, વિદ્યાધર, ચૈત્યવાસી, થરિક, આચાર્ય ઢમ્બક સંડેરા, રાજ ચૈત્રવાલ, નાણાવાલ, વડગચ્છ, વનવાસી, કૂર્ચપુર, વગચ્છ વગેરે સૌ ચૌદશે પાખી કરતા હતા. તેમાથી આ ચંદ્ર ગચ્છે સં. ૧૧૫૯ મા પૂનમિયાગચ્છ ચલાવ્યો અને પૂનમે પાખી કરવાની પ્રરૂપણા કરી.

જો કે પ્રાચીન જમાને ગચ્છો ચૌદશે પાખી પાળતા તેથી તેમાના કોઈ એકનુ ચતુર્દશીગચ્છ એવું પ્રસિદ્ધ નામ નહોતું આથી નવા મતવાળા આ ચંદ્રપ્રભના ગુરુભાઈ આ. મુનિચંદ્રને ચતુર્દશીગચ્છના કહેવા લાગ્યા. પણ તેઓ પરમ સૈદ્ધાંતિક અને વડગચ્છના આચાર્ય તરીકે વિખ્યાત હતા. એ પૂનમિયાગચ્છમાથી ૭૭ વર્ષ બાદ એ તે સં. ૧૨૩૬ મા ‘સાર્ધપૂનમિયાગચ્છ’ નીકળ્યા તેણે ફરીથી ચૌદશે પાખી ની સ્થાપના કરી. એટલે સંભવ છે કે તે ગચ્છ સમય જતા ચતુર્દશી ગચ્છ બની ગયો હોય. તેની પટ્ટાવલી આ પ્રમાણે બની શકે—

૪૦ આ૦ ચંદ્રપ્રભસૂરિ—સં. ૧૧૫૯ પૂનમિયાગચ્છ

૪૧. આ૦ વિજયસિંહસૂરિ—તેઓ આગમ વા ચંદ્રાવતીના નવસૂચિતના નિવાસી હતા.

૪૨. આ૦ સુમતિસિંહસૂરિ—તેમણે સં. ૧૨૩૬ મા સાર્ધ પૂનમિયાગચ્છ ચલાવ્યો.

૪૩ આ૦ .. તેમણે ચતુર્દશીશાખા નામ રાખ્યુ હશે.

૪૪ આ૦ દેવેન્દ્રસૂરિ—તેઓ પોતાને ચતુર્દશીશાખાના જ

બતાવે છે તેમનો આબૂ તીર્થમાં સ્થેશ્વ ભ૦ શાંતિનાથની પ્રતિમા પર આ પ્રમાણે લેખ મળે છે—

સં૦ ૧૩૩૧ વૈ સુ૦ ૭ શુક્રવારે શાંતિનાથબિંબપ્રતિષ્ઠા પૂર્ણિમા પક્ષીયચતુર્દશીગાલાયાં શ્રીદેવેન્દ્રસૂરિ-ઉપદેશેન કારિતા પ્ર૦ સૂરિભિઃ ॥

(પૂ૦ જયન્તવિજયજીનું અર્બુદલેખસંદોહ, લે૦ ૫૩૦)

સ્પષ્ટ વાત છે કે આ૦ દેવેન્દ્રસૂરિ પૂનમિયાગચ્છના હતા પણ ચૌદશે પાખી માનતા હતા. ચઉદશિયા પૌશાળ એ કદાચ આ ગચ્છને માટે લખાયું હશે.

તપગચ્છના તપસ્વી આ૦ જગતચંદ્રસૂરિના પટ્ટધર આ૦ દેવેન્દ્રસૂરિ હતા. (સ્વ૦ સં૦ ૧૩૨૭) ઉપા૦ દેવભદ્ર ગણિ તેમના શિષ્ય નહીં પણ ઉપા૦ હતા અને વિજયચંદ્ર ગણિ બીજા ઉપા૦ હતા. આચાર્યશ્રીએ ઉપા૦ વિજયચંદ્રને પોતાના શિષ્ય હોવા છતાં અયોગ્ય જાણી આચાર્યપદ આપ્યું ન હતું અને તેથી જ આ૦ દેવેન્દ્રસૂરિએ પણ તેમને આચાર્યપદ આપ્યું નહીં. એટલે ઉપા૦ દેવભદ્ર ગણિની પ્રેરણાથી ચતુર્દશી પક્ષના આ૦ દેવેન્દ્રસૂરિએ ઉપા૦ વિજયચંદ્ર ગણિને સં૦ ૧૨૯૬માં આચાર્યપદ આપ્યું.

૪૫ આ૦ હેમપ્રભસૂરિ—તેઓ શ્રીગુજરાતના મહામંડલેશ્વર રાણા દુર્જનશલ્યના ગુરુ હતા. તેમણે સં૦ ૧૩૦૫ના માહ સુદિ ૧૩ને ગુરુવારે ત્રૈલોક્યપ્રકાશ (જ્યોતિષશાસ્ત્ર) નામનો પ્રસિદ્ધ તાજિક ગ્રંથ (શ્લો૦ ૧૧૬૦) રચ્યો[1] છે જે જ્યોતિષી વિદ્વાનોમાં ઘણો પ્રામાણિક મનાય છે.

---

1 श्रीमद्देवेन्द्रसूरीश-शिष्येण श्रीहेमप्रभसूरिणा ॥ ...
श्रीमद्देवेन्द्रसूरिशिष्येण श्रीहेमप्रभसूरिणा ग्रं०...॥

इति प्रतिमार्त्तण्ड-चरित-सत्यारूढ-महामण्डलेश्वर-राणकश्री-श्रीदुर्जनशल्यदेव-गुरुश्री प्रत्याशाय... श्रीदेवेन्द्रसूरिशिष्य श्रीहेमप्रभसूरिविरचित त्रैलोक्यप्रकाशे ज्ञानदीपकप्रकाशनाम्नि प्रश्नाधिकारे [illegible] समाप्तः ॥

(—પાટણ જૈન ભં૦ ડિ૦ ૧૫ પો૦ ૨, (પા૦ લો૦ ચિ૦)

સં૦ ૧૫ ૬મા ચતુર્દશી પક્ષના દેરીવા આ૦ પાર્શ્વચંદ્ર વિદ્યમાન હતા. તેમજ ચતુર્દશી પક્ષના ચૈત્રગચ્છના આ૦ ગુણદેવના પટ્ટે આ૦ જિનદેવ વિદ્યમાન હતા. (આ૦ બુદ્ધિસાગરસૂરિકૃત ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા૦ ૧-૨) એટલે કે તેઓ જૂના તપાગચ્છમાં ભળી ગયા હતા.

એક જુની ભાષા પટ્ટાવલીમાં ઉલ્લેખ છે કે આ૦ જિનદેવસૂરિના સમયે તપગચ્છના ૧૩ ભેદ હતા. ૧૩માં વડદ્સીયાગચ્છનું પણ નામ છે. આથી સ્પષ્ટ છે કે વડદ્સીયાગચ્છ અને તપગચ્છની સમાચારી એક હતી. તે શ્રાવકો તપગચ્છમાં ભળી ગયા છે.

(પટ્ટા૦ સમુ૦ ભા૦ ૨ પૃ૦ ૨૫૬)

•

## કચ્છૂલીગચ્છ

પૂર્ણિમાગચ્છના આ૦ ભદ્રેશ્વરસૂરિની એક શિષ્યપરંપરા કચ્છૂલીગચ્છ નામે જાહેર થઈ હતી. કછોલી ગામ આબૂ ગિરિરાજની તળેટીમાં છે. તેના કચ્છૂલી, કછૂલી અને કચ્છોલિકા એવા નામ મળે પણ છે. આ ગામથી કચ્છૂલીગચ્છ અને કચ્છોલીજાતિ નીકળ્યા, જેના બીજા નામો કચ્છોલીવાલગચ્છ અને કચ્છોલીવાલજાતિ એવા મળે છે. અહીં કચ્છોલીગચ્છનું જ પાર્શ્વનાથનું જૂનું અને વિશાળ મંદિર છે. કચ્છોલીગચ્છના આ૦ ઉદયસિંહસૂરિના સ્વર્ગવાસ પછી સં૦ ૧૩૩૫માં અહીંના શેઠ શ્રીપાલ વગેરે ગોષ્ઠી શ્રાવકોએ જ પાર્શ્વનાથની પ્રતિમાના જૂના પરિકરને બદલે નવું પરિકર બનાવેલ છે. તે સમયે કોઈ ગચ્છાચાર્ય ન હોવાથી ગચ્છેશગોષ્ઠિગુરૂણામુપદેશેન એમ લખ્યું છે અને મૂળ બિંબ ખંડિત થઈ જતાં તેના સ્થાને

इति श्रीचंद्रसूरिशिष्यश्रीहेमप्रभसूरिविरचितमक्खानकम् ॥
सं० १३ ५ माघ सुदि १३ गुरौ लिखितमिदं ताडिकम् ॥

(-પાટણ, શાન્તિનાથ મંદિરની પ્રતિ નં૦ ૧૨ ૯

સં૦ ૧૨૪૫ ઠ લિ૦ પ્રતિ પત્ર : ૧૮)

સં૦ ૧૯૭૮ માં એ પુરાણા પરિકરમાં જ ભ૦ સંભવનાથની પ્રતિમા બેસાડવામાં આવી.

પૂર્ણિમાગચ્છના આ૦ ભદ્રેશ્વરસૂરિની એક શિષ્યપરંપરા કચ્છોલીમાં આવી તે 'કચ્છૂલીગચ્છ' તરીકે જાહેર થઈ એ ગચ્છના આચાર્યો કે યતિઓ રહ્યા નહીં ત્યારે શ્રાવકો પૂર્ણિમાગચ્છની આજ્ઞામાં હતા. કછોલીની જિનપ્રતિમાઓ ઉપર પૂર્ણિમાપક્ષના ભટ્ટારક સર્વાનંદસૂરિ (સં૦ ૧૪૬૫, સં૦ ૧૪૯૨)નું નામ મળે છે. સિરોહીમાં ભ૦ અજિતનાથની દેરીઓ પર અને આબુના જૈન મંદિરોમાં પૂર્ણિમાપક્ષે કચ્છુ-લીગચ્છે ભદ્રેશ્વરસૂરિસંતાને ભ૦ સર્વાનંદસૂરિ (સં૦ ૧૪૬૫ થી ૧૪૯૨) ભ૦ ગુણસાગરસૂરિ અને યતિ ઉદયવર્ધન (સં૦ ૧૫૭૧ થી ૧૫૪ સુધી) વગેરે ઉલ્લેખો મળે છે એટલે કચ્છૂલીગચ્છ પૂર્ણિમાગચ્છની શાખા છે એ નક્કી વાત છે.

કચ્છૂલીગચ્છપટ્ટાવલી આ પ્રમાણે મળે છે—

૪૦ આ૦ ચંદ્રપ્રભસૂરિ—સં૦ ૧૧૫૯

૪૧ (આ૦ ધર્મઘોષ તથા) આ૦ ભદ્રેશ્વરસૂરિ—તેઓ પૂર્ણિમાગચ્છના હતા. તેઓ છ વિગઈના ત્યાગી હતા. તેમની પાટે પટ્ટધર આ૦ શ્રીપ્રભસૂરિ થયા.

પૂનમિયાગચ્છના આચાર્યે રચેલી સંસ્કૃત 'ક્ષેત્રસમાસ'ની વૃત્તિમાં જણાવ્યું છે કે આ૦ ભદ્રેશ્વરસૂરિથી પૂર્ણિમાગચ્છની બીજી શાખા નીકળી.

૪૨. આ૦ શ્રીપ્રભસૂરિ—તેઓ કચ્છુલીના શ્રીવત્સકુળના[1] શેઠ છાહડ પોરવાડની શાખાના શેઠ જસદેવના પુત્ર હતા. તેમણે શ્રીવત્સકુળની મદદથી કચ્છુલીગચ્છ સ્થાપન કર્યો. તેઓ કચ્છુલીગચ્છના આદિ આચાર્ય હતા. ક્રિયાપાત્ર વિધિમાર્ગી ગુણવાન અને તપસ્વી હતા. તે છ વિગઈના ત્યાગી હતા. એકાંતરે ઉપવાસ અને આયંબિલ કરતા હતા. તેમની પાસે વ્યાખ્યાનમાં શાન્તિદેવી અને રાતે ક્ષેત્રપાલ ગણ આવતો હતો. તેમણે કવિલોમાં આશાપૂરણ કર્યું તેમાં ૫૦૦ શ્રાવક તેમજ શ્રાવિકાઓને બાર વ્રત તથા સમકિત વગેરે આપ્યાં.

૧ શ્રીવત્સ કુળ માટે જુઓ (પ્ર૦ ૩૫ પૃ૦ ૧૯૩)

તેમણે "ધર્મવિધિ" નામે ગ્રંથ રચ્યો છે. તેઓ આરાસણમાં અનશન કરી કાળધર્મ પામ્યા.

૪૩ આ૦ માણિક્યસૂરિ—તે કવિલકોટના શ્રીવત્સકુલના બીજા ભાઈ યશોભટના વંશના શેઠ છાહડના પુત્ર હતા. તેમણે શ્રીપ્રભસૂરિ પાસે દીક્ષા લઈ વ્યાકરણ, છંદ, ન્યાય અને આગમનું અધ્યયન શરૂ કર્યું. ગુરુએ તેમને ગુણવાન જોઈ કચ્છૂલીના જ૦ પાર્શ્વનાથના દેરાસરમાં આચાર્યપદ આપ્યું. તેઓ નિરંતર આયંબિલ કે નીવી કરતા હતા. મહાન તપસ્વી હતા. તેમના મંત્રોદકથી રાજા ધવલ (યશોધવલ સં. ૧૨૨)ની રાણી મરવાની અણી ઉપર હતી તે નીરોગી થઈ ગઈ. તેઓ ધર્મપ્રભાવક હતા. તેમણે પોતાનું મરણ નજીકમાં જાણીને કચ્છૂલી જઈ બાસડના પુત્રને દીક્ષા આપી. તેમજ સંઘ મેળવીને જ૦ પાર્શ્વનાથના દેરાસરમાં તેમને આચાર્યપદ આપી પોતાની પાટે સ્થાપન કર્યા. તે પછી એ આચાર્ય કાળધર્મ પામ્યા.

૪૨. આ૦ શ્રીપ્રભસૂરિની બીજી પરંપરામાં ૪૩. આ૦ નેમિપ્રભ, ૪૪ આ૦ લલિતપ્રભ અને ૪૫. આ૦ સાગરચંદ્રસૂરિ થયા. તેમણે મંત્રાધિરાજકલ્પ પાંચ પટલમાં શ્લો૦ ૬ લગભગ રચ્યો છે.
(—જૈનસ્તોત્રસંદોહ ભા૦ ૨, પૃ૦ ૨૨૭ થી ૨૮૮)

વળી, ૪૨. આ૦ શ્રીપ્રભસૂરિ, ૪૩ આ૦ આણંદસૂરિ, ૪૪ આ૦ અમરપ્રભ—તેમણે સં. ૧૩૧૫ના ફાગણ સુદિ ૪ ને બુધવારે અભિનંદનની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. આ મૂર્તિ પાલનપુરમાં વિહારરાય વિહાર—જ૦ સુપાર્શ્વનાથની ભમતીમાં છે.

૪૪ આ૦ ઉદયસિંહસૂરિ—તેઓ કચ્છૂલીના શેઠ બાસડના પુત્ર હતા. તેઓ અનેક વાદી, અમોઘ વ્યાખ્યાતા, ત્યાગી અને તપસ્વી હતા. આ૦ માણિક્યપ્રભસૂરિએ તેમને જ૦ પાર્શ્વનાથના દેરાસરમાં દીક્ષા આપી હતી અને થોડા દિવસોમાં જ સંઘને મેળવીને આચાર્યપદવી પણ આપી દીધી હતી. આચાર્ય વિહાર કરતા કરતા ચંદ્રાવતી પધાર્યા ત્યારે અહીં રાજા ધંધલ (ધારાવર્ષ

સં૰ ૧૨૬૩) હતો.[1] તેની સભામાં એક કબાડી ખાખડી પહેરીને આવ્યો. તેણે ઊભા ઊભા જ જાહેર કર્યું કે 'હું મોટો વાદી છું મેં મોટા મોટા પંડિતો, બ્રાહ્મણો અને તપસ્વીઓને હરાવ્યા છે તારી સભામાં એવો કોઈ વિદ્વાન છે કે, જે મારી સાથે વાદ કરે?'

રાજાએ મનમાં વિચાર કરી નિશ્ચય કરી લીધો કે, જો આ૰ ઉદયસિંહસૂરિ અહીં પધારે તો મારી સભાની લાજ રહે તેમ છે રાજા પોતે ઉપાશ્રયે ગયો અને આચાર્યશ્રીને વિનતિ કરી કે 'આપ રાજસભામાં પધારો ને આ વાદીને જીતી વિજયમાળા અપાવો. આચાર્યે શબ્દ તથા સંઘ સાથે રાજસભામાં જઈ કબાલિયા સાથે વાદ માંડ્યો. આચાર્યે તેને શાસ્ત્રાર્થમાં હરાવ્યો અને પછી મંત્રવાદમાં પણ આ રીતે હરાવ્યો.

તે કબાલિયાએ ભયંકર મોટો ભોરિંગ સર્પ વિકુર્વ્યો. આચાર્યે ગરુડ મોકલી તેને પકડાવી લીધો. તેણે એક ધસમસતો વાઘ વિકુર્વ્યો ને રાજસભામાં ખળભળાટ મચી ગયો. આચાર્યશ્રીએ સિંહણ મોકલી વાઘને દૂર હઠાવ્યો ને સભામાં હર્ષનાદ થયો. તેણે પોતાનું ખપ્પર આકાશમાં ઊંચે ઉડાડ્યું ત્યારે આચાર્યશ્રીએ તે ખપ્પર નાખી કબાલિયા ઉપર ઉતાર્યું ને તેના માથે પ ના તના ટુકડે ટુકડા થઈ ગયા. આથી કબાલિયાનું મોં શરમથી શ્યામ પડી ગયું સભાએ ધૂમાધૂમ મચાવી દીધી. કબાલિયો દોડતો આવીને આચાર્યશ્રીના ચરણમાં ઝૂકી પડ્યો અને તેણે તેમની માફી માગી.

સભામાં મોટો અવાજ થયો કે આચાર્ય જીતી ગયા, જીતી ગયા.

આચાર્યશ્રીએ એ ખપ્પરના ટુકડા જોડી તેને મંત્રથી સાજી કરી મિથ્યાત્વથી છોડી દીધું ને આચાર્યશ્રીનો જયજયકાર થયો.

આચાર્યશ્રી ત્યાંથી વિહાર કરી નાગહ્રદ તીર્થની યાત્રા કરી આહડ પધાર્યા. અહીં ટોડર નામે દિગંબર વાદી હતો, જે નગ્ન, કોપાળી નીસરણી જેવી પેઠે પાટો બાંધી ફરતો હતો અને તે કેવલિભુક્તિ તેમજ સ્ત્રીમુક્તિનો નિષેધ કરતો હતો.

---

૧. સં ૧૨૬૫ થી ૧૨૮૩ સુધીમાં [illegible] ધાધલદેવ ચૌલુક્ય ગામ હતો. (જૂઓ, પ્ર૰ ૩૫, પૃ૰ ૨૦૧)

આચાર્ય જિનસિંહસૂરિએ તેની સાથે વાદ કર્યો. તેમણે જીવ માત્ર સિદ્ધ અવસ્થામાં તથા વક્રગતિના ત્રણ સમયમાં આહાર લેતા નથી, બાકી તો તે નિરંતર આહાર લે જ છે એટલે કેવલીને આહારનો અભાવ માનવો એ તો ભ્રમણા જ છે. આ વિષે નંદિમુનિ વગેરે અનેક દૃષ્ટાંતો મળે છે. મરુદેવી માતા હાથીના હોદ્દા ઉપર બેઠેલી અવસ્થામાં મોક્ષે ગયા. આશીષ એ શિક્ષણ છે કે સ્ત્રી મોક્ષે જઈ શકે છે. ઇત્યાદિ પ્રમાણો આપી તેને હરાવ્યો.

તેમણે 'પિંડવિસોહીદીપિકા, સં. ૧૨૬૫માં પ્રશ્નોત્તરકલ્પદીપિકા અને સં. ૧૨૫૩માં શ્રીપ્રભસૂરિએ રચેલા ધર્મવિધિ ગ્રંથ ઉપર ટીકા (ગ્રં. ૫૫૨) રચી છે.

આચાર્યશ્રીએ આખરે ચંદ્રાવતી પધારી શ્રાવકોને ભલામણ કરી કે કલ્લૂશીમાં સાજણ શેઠનો એક છ મહિનાનો પુત્ર છે તેને મારી પાટે સ્થાપજો.

તેઓ સં. ૧૩૦૨માં કાળધર્મ પામ્યા.

તે પછી બીજે વર્ષે એટલે સં. ૧૩ ૩માં ગોઠી શેઠ શ્રીપાલ વગેરે શ્રાવકોએ ભ. પાર્શ્વનાથના દેરાસરમાં મૂળનાયક ભ. પાર્શ્વનાથના દેરાસરની પ્રતિમાના જૂના પરિકરને સ્થાને નવું પરિકર બનાવ્યું.

૪૫. આ૦ કમલસિંહસૂરિ—તેઓ કલ્લૂશીના શ્રીવત્સકુળના શેઠ છાહડ પોરવાડના વંશના શેઠ સાજનના પુત્ર હતા. તેમનો જન્મ સં. ૧૩ ૧૫, દીક્ષા સં. ૧૩ ૬માં અને સં. ૧૩ ૮ના વૈશાખ સુદિ ૩ના દિવસે તેમને આચાર્યપદ મળ્યું. સંઘે તેમને આ૦ જિનસિંહસૂરિની પાટે સ્થાપન કર્યા. તેમણે ગૌતમસ્વામીનો મંત્ર સાધ્યો. તેમણે યોગોપધાન કર્યાં, અગિયાર અંગોનું અધ્યયન કર્યું, ગુજરાત, મેવાડ, માળવા, ઉજ્જૈન વગેરે સ્થાને વિહાર કરી ઘણી શાસનપ્રભાવના કરી. તેમણે સં. ૧૩૩૭માં છત્રી નગરમાં પોતાની પાટે આ૦ પ્રજ્ઞાતિલકને સ્થાપન કરી અનશન સ્વીકારી આત્મકલ્યાણ સાધ્યું.

૪૬. આ૦ પ્રજ્ઞાતિલકસૂરિ—તેઓ શ્રીવત્સકુળના શેઠ છાહડના વંશના પોરવાડ હતા. તેમને સં. ૧૩૩૭માં આચાર્યપદ મળ્યું. તેમના

શિષ્યે સં૦ ૧૩૬૩ માં કોરંટાના દેરાસરમાં કચ્છુલીરાસ રચ્યો.

૪૭ આ૦ રત્નપ્રભસૂરિ—તેઓ શ્રીવત્સકુળના શેઠ છાહડ પોરવાલના વંશના હતા. સંભવત તેમણે જ સં૦ ૧૩૬૭ માં 'કચ્છુલીરાસ' બનાવ્યો. જસાકની બહેન વીઝીએ તેમને 'ઉપદેશમાલા' વહોરાવી. સંભવત આ૦ રત્નપ્રભસૂરિ સં૦ ૧૩૭૧માં શત્રુંજયોદ્ધારમાં હાજર હતા.

૪૮ આ૦ નરચંદ્રસૂરિ—સં૦ ૧૪૧૮ના કાર્તિક વદિ ૧૦ના રોજ કચ્છુલીમાં તેમના ભાઈ ગુણભદ્ર નામે હતા.

(—કચ્છુલીરાસ, કાછોલી દેરાસરના શિલાલેખો, પટ્ટાવલીસમુચ્ચય ભા૦ ૨, જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૧૪૫, જૈનપુસ્તક પ્રશસ્તિસંગ્રહ, પ્રશસ્તિ ૮૬)

કછોલીગચ્છમાં સં૦ ૧૫૦૦ માં આ૦ સકલચંદ્ર અને સં૦ ૧૫૭૩ માં આ૦ વિજયરાજ તથા તેમના પટ્ટધર આ૦ વિદ્યાસાગર થયા હતા.

## પ્રકરણ એકતાલીશમું

*

## આ૦ અજિતદેવસૂરિ

આ મુનિચંદ્રસૂરિની પાટે આ૦ અજિતદેવસૂરિ થયા. તેઓ આ મુનિચંદ્રસૂરિના શિષ્ય હતા. પટ્ટધર હતા. છએ દર્શનોના ન્યાય ગ્રંથોના પારગામી હતા. સંસ્કૃતમાં અસ્ખલિત રીતે છટાથી બોલી શકતા હતા. તર્કના સાગર હતા. આથી વાદીઓ તેમનાથી હાર ખાઈ દૂર દૂર નાસતા જતા હતા. (-પ્રિયગ્રંથમાળા)

તેઓ સૌરાષ્ટ્રમાં ઘણો કાળ વિચર્યા. તેમણે સં૦ ૧૧૯૧માં ઉજ્જયંતતીર્થની સ્થાપના કરી.

આ અરસામાં ઘણા પ્રભાવક જૈનાચાર્યો, જૈન મંત્રીઓ, જૈન વિદ્વાનો, જૈન શ્રીમંતો અને વિવિધ સાહિત્યનું નિર્માણ વગેરે થયાં.

**યુગપ્રધાનાચાર્ય ધર્મઘોષસૂરિ (સં ૧૧૮૮)—**

તેમનો યુગપ્રધાનકાળ સં ૧૧૧ થી ૧૧૮૮ હતો. તેઓ રાજગચ્છના આ ધર્મઘોષસૂરિ હોવાનો સંભવ છે (પ્ર ૩૫, પૃ પ્ર ૩૯)

**આ૦ હેમચંદ્રસૂરિવરો—**

રાજા સિદ્ધરાજ અને રાજા કુમારપાલના રાજકાળમાં આ હેમચંદ્રસૂરિ નામના ત્રણ વિદ્વાનો થયા હતા.

(૧) મલધારગચ્છના આ અભયદેવસૂરિના પટ્ટધર સં૦ ૧૧૬૪ (પ્રક ૩૮, પૃ ૩૨૧)

(૨) પૂર્ણતલ્લગચ્છના આ દેવચંદ્રસૂરિના પટ્ટધર કલિકાલસર્વજ્ઞ આ હેમચંદ્રસૂરિ, સ્વ સં૦ ૧૨૨૯ (પ્રક ૪૧)

(૩) વડગચ્છના આ વિજયસિંહસૂરિના પટ્ટધર. (પ્રક ૪૨)

**આ૦ જિનચંદ્રસૂરિ (સં ૧૧૬૬)—**

તેઓ વડગચ્છના આ ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય ઉપા આમ્રદેવસૂરિના શિષ્ય હતા, ઉપાધ્યાય હતા, તેમણે સૈદ્ધાંતિક આ મુનિ

ચંદ્રસૂરિને અભ્યાસ કરાવ્યો. સં૦ ૧૧૬૬મા 'કથાકોશ' નામે ગ્રંથની રચના કરી.

આ૦ યશોદેવસૂરિ (સં૦ ૧૧૭૦–૧૧૮૨)—

તેઓ પ્રસિદ્ધ આ૦ વીરગણિ ચિબ્રના પ્રશિષ્ય હતા. (પ્રક૦ ૩૪, પૃ ૫૮૯) તેમણે ઘણા ગ્રંથો રચ્યા હતા. તે આ પ્રકારે છે—

૧. પંચાસગ વૃત્તિ, સં ૦૧૧૭૨.
૨. ઈર્યાપથિકી–ચૈત્યવંદન–વંદનકચૂર્ણિ, સં૦ ૧૧૭૪
૩ આ જિનવલ્લભકૃત પિંડ વિસોહી ની લઘુવૃત્તિ (ગ્રં૦ ૨૮૦૦), સં ૧૧૭૬મા, જેને વડગ ચ્છના શ્રુતનિકષપટ્ટ પૂજ્ય મુનિ ચંદ્રસૂરિએ શોધી હતી. કચ્છૂલીગચ્છના આ ઉદયસિંહે આ વૃત્તિના આધારે સં૦ ૧૨૯૫મા 'પિંડવિસોહી–દીપિકા' રચેલી છે
૪ પડિક્કમસુત્તની સુખાવબોધિકાવૃત્તિ.
૫. ખામણા–અવચૂરિ ગ્રં૦ ૩૧૦૦ સં૦ ૧૧૮૦માં રાજા સિદ્ધ રાજના રાજ્યમા પાટણમા સોની નેમિચંદ્રની પોષાળમા રચી. (પૂના–પ્રશસ્તિસંગ્રહ, પ્રતિ ન૦ ૧૧૫૫)
૬ પચ્ચક્ખાણ સરૂવ સં ૧૧૮૨.
૭ પાક્ષી સપ્તિ—ચૂર્ણિમા તેનો ઉદ્ધાર કર્યો. (પ્રક ૩૪ પૃ૦ ૫૮૯)

આ૦ દેવગુપ્તસૂરિ—

આ૦ દેવગુપ્તે સવા લાખ દ્રમ્મ ખર્ચી દીક્ષા લીધી. તેમના મુનિ ધનદેવ, ઉપા૦ યશોદેવ અને આ દેવગુપ્તસૂરિ એવા નામો મળે છે.

૧. તેમણે સં૦ ૧૧૬૫મા પાટણમા ભ મહાવીરસ્વામીના ઉપ કેશગચ્છના દેરાસરમાં પોતાના પૂર્વજ આ દેવગુપ્તે (પ્રક૦ ૧, પૃ૦ ૨) રચેલી નવપદપ્રકરણ'ની લઘુવૃત્તિ પર 'બૃહદ્વૃત્તિ' રચી.

૨. સં ૧૧૭૪મા તે જ સ્થાને તેમણે 'નવતત્ત્વ પ્રકરણ'વૃત્તિ રચી.

૩ સં ૧૧૭૮મા 'ચંદ્રપ્રભચરિત્ર' રચ્યું, જે આશાપુરમા શરૂ કરીને પાટણમાં પૂર્ણ કર્યું

તેઓ સં. ૧૨૩૨ સુધી વિદ્યમાન હતા. તેમણે પોતાની પાટે પોતાના ગુરુભાઈ સિદ્ધસૂરિને સ્થાપન કર્યા અને તેમનું સ્વર્ગગમન થવાથી સં. ૧૨૩૨માં આ૦ કક્કસૂરિને સ્થાપન કર્યા.

(—પ્ર૦ ૧, પૃ. ૨૯ ૩)

**શ્રીવીરાચાર્ય—**

તેઓ ભાવાચાર્યગચ્છના સિદ્ધપુરુષ હતા. ગૂર્જર સિદ્ધરાજના ગુરુ હતા. (તેમનો પરિચય જુઓ, પ્ર૦ ૩૪ પૃ. ૫૫૭માં) કુમારપાળના રાજા પરમર્દિએ તેમને ૪ હાથી ભેટ આપ્યા હતા.

(વિ. ગ. પટ્ટા. સં. પૃ. ૬૫)

**આ૦ અમરચંદ્રસૂરિ, આ૦ હરિભદ્રસૂરિ—**

આ૦ અમરચંદ્રસૂરિએ સિદ્ધાંતાર્ણવની રચના કરી અને આ૦ હરિભદ્રે સં. ૧૨૫ માં તત્ત્વબોધ તથા બન્ધસ્વામિત્વ રચ્યું.

(જુઓ પ્ર૦ ૩૫, પૃ. ૬)

**આ૦ સાગરચંદ્રસૂરિ—**

તેઓ રાજગચ્છના આ૦ વૈરસ્વામીના પટ્ટધર આ૦ નેમિચંદ્રસૂરિના પટ્ટધર હતા. આ૦ વર્ધમાનસૂરિ જણાવે છે કે તેમણે રાજા સિદ્ધરાજ વિશેના વર્ણનનો ગ્રંથ રચ્યો હતો. તેમની વાણી પ્રાસાદિક હતી. જેમકે—

द्रव्याश्रया श्रीजयसिंहदेव ! गुणाः कणादेन महर्षिणोक्ताः ।
त्वया पुनः पण्डितमानशौण्ड ! गुणाश्रयं द्रव्यमपि व्यधायि ॥

તેમની પાટે તેમના ગુરુભાઈ માણિક્યચંદ્ર આવ્યા હતા.

(—મુદ્રિત ગણરત્નમહોદધિ, પૃ. ૧૪૪ મો. દ. દેસાઈનો જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પારા ૩૬૨ પ્ર૦ ૩૫, પૃ. ૩૬)

**આ૦ નન્નસૂરિ—**

તેમણે સં. ૧૧૯૯માં 'ધર્મવિધિ' ગ્રંથ રચ્યો.

**શ્રીવર્ધમાનાચાર્ય—**

તેઓ નિર્વૃતિકુલના કામ્યકગચ્છના શ્રીગોવિંદાચાર્યના શિષ્ય હતા. તેમણે સં. ૧૧૯૭માં 'ગણરત્નમહોદધિ' (વ્યાકરણ વિષયક)

ગ્રથ રચ્યો.　(-જુઓ પ્રક૦ ૩૫, પૃ૦ ૪૯; પ્રક ૩૮ પૃ૦　)

આ૦ જયમંગલસૂરિ—

બસીરના દેવાચાર્યગચ્છમા આ૦ જયમગલ (સ૦ ૧૩૧૯ થી ૧૩૩૪) થયા છે તે આ આચાર્યથી જુદા છે (જુઓ પ્રક૦ ૪૧　)

તેમણે સ૦ ૧૧૯૦ થી સ૦ ૧૧૯૮ના ગાળામાં પાટણમા રાજા સિદ્ધરાજની સભામા કવિશિક્ષા નામના ગ્રથની રચના કરી.

આ૦ પ્રદ્યુમ્નસૂરિ, આ૦ શાંતિસૂરિ—

પૂર્ણતલ્લગચ્છમા થયેલા ક૦ સ૦ આ૦ હેમચન્દ્રસૂરિના ગુરુભાઈ આ૦ પ્રદ્યુમ્નસૂરિ સ૦ ૧૧૨૯ તથા આ૦ શાતિસૂરિ સ૦ ૧૧૮૦મા થયા. (જુઓ પ્રક૦ ૩૫, પૃ૦ ૧૨)

આ૦ સુમતિસૂરિ—

તેઓ સડેરકગચ્છમા આ૦ ઇશ્વરસૂરિથી ૮મી પાટે થયા. તેમણે 'દસવૈકાલિકસુત્ત'ની ટીકા રચી છે જે સ૦ ૧૧૮૮મા તાડપત્ર ઉપર લખાયેલી છે　(પ્રક ૩૪ પૃ ૫૬૮)

આ૦ મલ્લવાદી—

તેમનો પરિચય આગળ જણાવ્યો છે (જુઓ પ્રક ૨૩ પૃ૦ ૩૮ )

સાધ્વી દેવશ્રી ગણિની—

તેમણે સ૦ ૧૧૯૨મા ખેડામા રાજા સિદ્ધરાજના મત્રી ગાંગિલના કાળમા ખેડાના વહીવટદાર રાજ૦ સોમદેવના સમયે આ૦ મહેશ્વરસૂરિએ રચેલી 'પુષ્પવતીકહા'ની પ્રતિ તાડપત્રમા લખાવી. (-જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પારા ૩૫૫)

સાધ્વીજી—

પૂજ્ય મૂલચંદજી ગણિવરના સમુદાયના મુનિવર શ્રીયશોવિજય જીના સગ્રહમા સ ૧૨ ની મહત્ત્વની સાધ્વીજીની પ્રતિમા વિદ્યમાન છે

પાટણના અષ્ટાપદજીના દેરાસરમાં સ૦ ૧૨૦૫ની સાધ્વીજી હેમતી ગણિનીની મૂર્તિ વિરાજમાન છે

સભવ છે કે આ હેમતી ગણિની તે બ્રાહ્મણગચ્છના આ૦

विमलसूरिनी साध्वी मीनागणि शिष्या नहागणिनी, तेमनी शिष्या लक्ष्मीदेमती होय. (जूओ प्रक ३५, पृ १८)

मातरना देरासरमा स १२९८नी आर्या पद्मश्रीनी प्रतिमा छे (—जैनयुग (नवु) व २ अंक १)

आ० मलयगिरि—

तेओ विक्रमनी बारमी सदीनी समाप्ति समयना समर्थ टीकाकार हता. आगमिक रहस्यना सफळ प्रकाशक हता. आ आचार्यश्रीना जीवन विशेष कोई माहिती मळती नथी. अंधारामां दीवा जेवो एक मात्र उल्लेख मळे छे के आ० देवचंद्रसूरि, आ हेमचंद्रसूरि अने आ मलयगिरिए ओसिसामां सरस्वतीनी साधना करी हती अने तेमनी पासेथी वरदान मेळव्यु हतु आ मलयगिरिए सिद्धांतोनी सरळ टीका करवानु वरदान माग्यु हतु अने देवीए 'तथास्तु' कह्यु हतु

ते पछी तेमणे कीमती साहित्यसर्जन करी, ए ग्रंथोना नाम आ प्रकारे छे—

१ भगवईसुत्त शतक बीजानी वृत्ति.
२. भगवईसुत्त शतक वीसमानी वृत्ति.
३ रायपसेणीसुत्त वृत्ति (ग्र ३७० )
४ जीवाजीवाभिगमसुत्त वृत्ति (ग्र १३ ).
५. पन्नवणासुत्त वृत्ति (ग्र १६ ).
६ सूरपन्नत्ति वृत्ति (ग्र ९ ०).
७. चंदपन्नत्ति वृत्ति (ग्र ९४११).
८. जंबूद्वीपपन्नत्ति वृत्ति.
९ नंदीसूत्र वृत्ति (ग्र ७७३५).
१ महाकप्पसुत्त—पीढिकावृत्ति (ग्र १३१४).
आ वृत्ति अधूरी रही छे आ क्षेमकीर्तिए तेने पूरी करी छे
११ ववहारसुत्त वृत्ति (ग्र ३३६२५).
१२. जोईसकरंडग वृत्ति (ग्र ५ ).
१३. आवस्सयसुत्त वृत्ति (ग्र २२ ).

૧૪ ઓઘનિર્યુક્તિ-વૃત્તિ, (ગ્રં૦ ૭૫૦૦).
૧૫ પિંડનિર્યુક્તિ વૃત્તિ, (ગ્રં૦ ૭ ૦૦).
૧૬ વિશેષાવશ્યક વૃત્તિ, (ગ્રં૦ )
૧૭ કમ્મપયડી-વૃત્તિ
૧૮ ખિત્તસમાસ-વૃત્તિ
૧૯ હારિભદ્રીય ધમ્મસંગહણી-વૃત્તિ
૨ ધર્મસાર-વૃત્તિ
૨૧ ચંદ્રપ્રભ મહત્તરકૃત પંચસંગહ-વૃત્તિ, (ગ્રં૦ ૧૮૮૫૦).
૨૨ પંચાશીતિ-વૃત્તિ
૨૩ સપ્તતિકા-વૃત્તિ
૨૪ મુષ્ટિવ્યાકરણ-(શબ્દાનુશાસન) ઝ૦ ૧૨, સ્વોપજ્ઞવૃત્તિ સાથે સં૦ ૧૨૦૮.
૨૫ દેશીનામમાલા સં૦ ૧૨ ૮.

આચાર્યશ્રીએ પોતાના ગ્રંથોમાં શબ્દસિદ્ધિ માટે પોતાના મુષ્ટિવ્યાકરણ ના જ સૂત્રો ટાંક્યા છે અને પોતાની દેશીનામમાલા નો ઉપયોગ કર્યો છે આચાર્યશ્રીએ રાજા સિદ્ધરાજના સમયે મુષ્ટિવ્યાકરણ અને રાજા કુમારપાલના સમયે તેની ટીકા બનાવી છે "સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન અને મુષ્ટિવ્યાકરણ"માં સૂત્ર તથા પ્રયોગોની એવી સામ્યતા છે કે સામાન્ય મનુષ્ય એમાં ભૂલ કરી બેસે. જેમકે—

"सिद्धिः स्याद्वादात् ॥ लोकात् ॥ ख्याते दृश्ये ॥ अदहदरातीन् कुमारपालः ॥" (–સિદ્ધહેમચંદ્ર વ્યાકરણ)

"सिद्धिरनेकान्तात् ॥ लोकात् वर्णक्रम ॥ ख्याते दृश्ये ॥ अजयत् कुमारपालोऽरातीन् ॥" (–મુષ્ટિવ્યાકરણ)

ઉવાઈઆલિંગમસૂત્ર ની વૃત્તિમાં દેશીનામમાલાના જે પ્રમાણો આપ્યાં છે તે કવિ ધનપાલ અને આ૦ હેમચંદ્રસૂરિની દેશીનામમાલા નાં નથી, એટલે માની શકાય એમ છે કે આ૦ પાદ પણ વ્યાકરણની જેમ પોતાની જ દેશીનામમાલાના આપ્યા છે

તેઓ 'આવશ્યકસૂત્ર'ની વૃત્તિમાં ક. સ. હેમચંદ્રસૂરિને— "तथा प्राहु स्तुतिषु गुरवः" કહી ઓળખાવે છે.

આચાર્યશ્રીએ આ ગ્રંથો રચતાં એક જ કામના રાખી હતી કે "મને આ ગ્રંથ બનાવવાથી જે લાભ થાય તે વડે જગતના તમામ જીવો બોધિબીજને પામે, એમ હું ઈચ્છું છું."

આ ગ્રંથ રચનાના ફળરૂપે મારી એ જ અભિલાષા છે કે સૌ જીવો સમ્યક્ત્વ પામે, આત્મકલ્યાણ સાધે અને મોક્ષ મેળવે.

તેઓ આ પરહિત ભાવનાથી જ જગતને મોટો પ્રકાશ આપી ગયા છે.

આ ક્ષેમકીર્તિસૂરિ તેમના મહાન નામ અને સાહિત્યની મીઠાશને બિનાક્ષરીમાં શ્રદ્ધાંજલિ અર્પતાં કહે છે કે—

आगमदुर्गमपदसंशयादितापो विलीयते विदुषाम् ।
यद्वचनचन्दनरसैः मलयगिरिः स जयति यथार्थः ॥

(સં. ૧૩૩૨ના જેઠ સુદિ ૧ ને રવિવારે કલ્પભાષ્યની પૂર્ણ ટીકા ગ્રં. ૪૨૬ )

(—જૈન સત્યપ્રકાશ, ક્રમાંક ૭૩—૭૪—૭૫—એ જ અંક)

આ૦ ચંદ્રસૂરિ—તે નાગેન્દ્રગચ્છના હતા. તેમણે વિવિધ ગ્રંથો બનાવ્યા હતા. સં. ૧૧૮ મા રાજા સિદ્ધરાજના રાજ્યમાં તેમણે પાટણમાં સોની નેમિચંદની પોષાળમાં પડિક્કમસુત્તની વૃત્તિ (ગ્રં. : ૩૧ ) રચી હતી. આ વૃત્તિને વિચારી ગીતાર્થ આચાર્યોએ શોધી હતી.

(—જૂના, પ્રશસ્તિસંગ્રહ, પ્ર. નં. ૧૧૫૫)

(વિશેષ માટે જુઓ પ્ર. ૩૫, પૃ. ૪)

**આ૦ સિદ્ધસેનસૂરિ—**

ઉપકેશગચ્છના મુનિ સાધારણ કવિએ સં. ૧૧૨૩માં ધંધુકામાં વિલાસવઈકહા રચી. તે પછી તેઓ આ૦ સિદ્ધસેનસૂરિ થયા.

**આ૦ વાદિદેવસૂરિ—**

ગુજરાતની ઉત્તરે આવેલા આબૂ પહાડથી નૈઋત્ય ખૂણામાં ૨૫

માર્ફત દૂર મહાર નામે ગામ છે[1] ત્યા વીસ્નાગ નામે પોરવાડ શ્રેષ્ઠી રહેતો હતો. તેને જિનદેવી નામે પત્ની હતી. એ કુટુબ આ૦ મુનિચદ્રસૂરિને ગુરુ તરીકે માનતું હતું

એક વખત જિનદેવીએ સ્વપ્નમા પોતાના મુખમા પેસતા ચદ્રમાને જોયો ને તેણે સ૦ ૧૧૪૩ના માઘ માસની વદિ ૬ ને સોમવારે હસ્તનક્ષત્રમા પૂર્ણચદ્ર નામના બાળકને જન્મ આપ્યો.

એકવાર ભયકર દુકાળ પડતા શેઠ વીસ્નાગ મહાર છોડી ભરુચ આવીને વસ્યો. ત્યા આ૦ મુનિચદ્રસૂરિ પધાર્યા હતા. તેમના ઉપદેશથી ત્યાના શ્રાવકોએ વીસ્નાગને બધી રીતે સહાય આપી. આઠ વર્ષનો પૂર્ણચદ્ર પણ મમાણાની ફેરી કરવા લાગ્યો. તે ખાસ નિયત ઘરોમા જતો હતો. ત્યાથી તેને દ્રાક્ષ વગેરે ચીજો ખાવાને મળતી. અહીંના એક શેઠના પાપના ઉદયથી ઘરમાના સોનૈયા અને રૂપિયા કોલસા બની ગયા હતા. તે તેણે ઉકરડે નાખ્યા. એવામા પૂર્ણચદ્ર ફેરી કરતો કરતો તેને ઘેર ગયો અને ઉકરડે ધન પડેલું જોઈને તે શેઠને કહેવા લાગ્યો શેઠજી! તમે આ ધન ઉકરડે કેમ નાખ્યુ છે? શેઠે પૂર્ણચદ્રને ભાગ્યશાળી સમજી જણાવ્યુ કે ભાઈ! તુ આ ધન વાંસની છાબમા ભરી ભરીને મને આપ. સરળ બાળકે તે મુજબ કર્યું એટલે કોલસા સોનુ-રૂપુ બની ગયા. શેઠે પ્રસન્ન થઈ પૂર્ણચદ્રને એક સોનામહોર ઈનામમા આપી.

આ૦ મુનિચદ્રસૂરિએ આ વૃત્તાત જાણી વીસ્નાગને કહ્યુ મહાનુભાવ! લક્ષ્મી આ બાળકને વરવા ઈચ્છે છે એવા એના લક્ષણો છે એ બાળક ભાગ્યશાળી છે જો એ સાધુ થાય તો શાસનની ભારે ઉન્નતિ કરે. આચાર્યશ્રીએ આ પ્રમાણે કહી તેની પાસે પૂર્ણચદ્રની માગણી કરી. શેઠે વિનીતભાવે જણાવ્યુ, ગુરુદેવ! હુ વૃદ્ધ થયો છુ તેની મા પણ વૃદ્ધ છે અમારે આ એક જ પુત્ર છે અમારુ ભાવિ એના ઉપર જ છે છતા ગુરુદેવની આ આજ્ઞા હુ સહર્ષ

૧. મહાર ગામ અને મહાકાલજના પરિચય માટે જુઓ
(પ્ર૦ ૩૭ પૃ ૨૧૩)

તથા આ૦ વાદિદેવસૂરિ એમ વિવિધ નામોથી વિખ્યાત થયા.

આ૦ દેવસૂરિએ પોતાની ફોઈને દીક્ષા આપી, તેનું નામ સાધ્વી ચંદનબાલા રાખ્યું આ૦ દેવસૂરિના કુટુંબમાંથી માતા, પિતા, ભાઈ વિજય, અને બેન સરસ્વતીએ તેમજ વિમલચંદ્ર વગેરેએ તો પહેલેથી દીક્ષા અંગીકાર કરી હતી.

શેઠ ઉદયને પીળકામાં શ્રીસીમંધરસ્વામીની પ્રતિમા ભરાવી. તેની અંજનશલાકા કરવા માટે અઠ્ઠમ તપ કરી શાસનદેવીને પૂછ્યું દેવીએ જણાવ્યું કે 'આ૦ દેવસૂરિ યુગપ્રધાન છે તેમના હાથે આ પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવ.' આ૦ દેવસૂરિએ તે શેઠની વિનતિથી પીળકામાં આવીને સં૦ ૧૧૭૫માં તે પ્રતિમાની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરી, જે સ્થાન 'ઉદાવસહી' ના નામથી પ્રસિદ્ધ થયું.[1]

આ આચાર્યશ્રીએ નાગોર તરફ વિહાર કર્યો. તેઓ સપરિવાર આબૂતીર્થમાં પધાર્યા. પહાડ ઉપર ચડતાં રસ્તામાં મહેતા અંબા પ્રસાદને સાપ કરડ્યો હતો, પણ આચાર્યશ્રીના પાદપ્રક્ષાલન કરેલા પાણીથી તેનું તે ઝેર ઊતરી ગયું સૌએ આનંદપૂર્વક ઉપર જઈને ભ૦ ઋષભદેવની યાત્રા કરી.

અહીં અંબિકાદેવીએ પ્રત્યક્ષ થઈ આચાર્યશ્રીને જણાવ્યું કે, ગુરુદેવનું આયુષ્ય માત્ર ૮ મહિના બાકી છે તો તમે પાછા ફરો અને પાટણ પધારો. આથી આચાર્યશ્રી વિહાર કરી પાટણ પધાર્યા. અને આ૦ મુનિચંદ્રસૂરિએ સં૦ ૧૧૭૮ના કાર્તિક વદિ ૫ના દિવસે પાટણમાં વિધિપૂર્વક અનશન આદરી સ્વર્ગવાસ કર્યો.

આ દરમિયાન ભાગવતદર્શનનો ધુરંધર વિદ્વાન દેવબોધિ પાટણમાં આવ્યો. તે વાદમસ્ત બનો. તેણે રાજસભાના દરવાજે પાટિયું લટકાવી તેમાં નીચેનો શ્લોક લખ્યો—

एक-द्वि-त्रि-चतुः-पञ्च-षण्मेनकमनेन का ? ।
देवबोधे मयि क्रुद्धे षण्मेनकमनेनकः ? ॥

[1] મહી નજીકે પીળકામાં ઉદાવસહીના સ્થાને ઉદયનવિહાર ની સ્થાપના થઈ હતી.

છ મહિના પસાર થઈ ગયા પણ કોઈ વિદ્વાન એની સાથે વાદ કરવા તૈયાર થયો નહીં. સમ્રાટ સિદ્ધરાજ મુંઝાયો. મંત્રી અંબાપ્રસાદે રાજવીને સૂચવ્યું કે આ શ્લોકનો પરમાર્થ આ દેવસૂરિ બતાવી શકશે.

આ૦ દેવસૂરિ પાસે રાજાની વિનંતિ આવી ત્યારે આચાર્યશ્રીએ આ શ્લોકનો અર્થ આ રીતે કરી બતાવ્યો—

ચાર્વાક વૈશેષિક નૈયાયિક સાંખ્ય, પ્રભાકર અને મીમાંસક એમ છયે દર્શનો છે તેમાંના કોઈ એક પ્રત્યક્ષ પ્રમાણ, કોઈ પ્રત્યક્ષ સાથે અનુમાન એમ બે પ્રમાણ, કોઈ આગમ સાથે ત્રણ પ્રમાણ, કોઈ ઉપમાન સાથે ચાર પ્રમાણ, કોઈ અર્થાપત્તિ ઉમેરીને પાંચ પ્રમાણ અને કોઈ પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન, અર્થાપત્તિ તથા અભાવ એમ છ પ્રમાણ માને છે. માત્ર હું દેવબોધિ રુઠું તો છ દર્શને કે પણ દર્શનોમાંથી એક પણ ન રહે.

આ ખુલાસાથી દેવબોધિને આશ્ચર્ય સાથે ખુશી થઈ અને રાજવીને પરમ આનંદ થયો.

આ આચાર્યશ્રીના ઉપદેશથી શેઠ થાહડે પાટણમાં દેરાસર બંધાવી ભ. મહાવીરસ્વામીનું તેજસ્વી બિંબ ભરાવ્યું અને આચાર્યશ્રીએ સં. ૧૧૭૪માં તેની અંજનશલાકા તથા પ્રતિષ્ઠા કરી.

આચાર્યશ્રી વિહાર કરી નાગોર ગયા, ત્યારે ત્યાંના સમ્રાટ આહ્લાદનરાજ ચૌહાણ (પ્ર૦ ૩૫, પૃ૦ ૧૭૩) તથા મસ્તવાળી દેવબોધિએ આચાર્યશ્રીનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. આચાર્યશ્રી પાટણ આવી ગયા ત્યારે સમ્રાટ સિદ્ધરાજે શાકંભરી પર હલ્લો કરી ત્યાં પોતાની આજ્ઞા પ્રવર્તાવી હતી.

આચાર્યશ્રીએ પ્રા ચૂના ચતુર્માસ ગાળ્યું અને બીજે વર્ષે કર્ણાવતીમાં સિદ્ધ શ્રાવકના ઉપાશ્રયમાં ચતુર્માસ ગાળ્યું. કર્ણાટકના રાજાના ગુરુ દિગંબરાચાર્ય વાદી કુમુદચંદ્ર પણ તે વર્ષે ચતુર્માસ કર્ણાવતીમાં હતું. તેને આ દેવસૂરિ સાથે વાદ કરવાનું મન થયું. તેણે એક દિવસે વાચાળ બાળકોને શિખવાડીને આ૦ દેવસૂરિ પાસે મોકલ્યા.

એક વાર વાદી કુમુદચન્દ્રે એક વૃદ્ધ શ્વેતાંબર સાધ્વી સરસ્વતી શ્રીની ઘણી કદર્થના કરી. સાધ્વીજીએ આ૦ દેવસૂરિ પાસે આવી એ વૃત્તાંત જણાવ્યો. અને સાથોસાથ ઉત્તેજક વાણીમાં જણાવ્યું કે, યોગ મહારાજે તમને આચાર્ય બનાવ્યા તે અમારી વિડંબના જોવા માટે જ કે? તમારી વિદ્વત્તા શું કામ આવશે? તમારી યોગ્યતા શું કામની? શત્રુને ન જિતાય તો હથિયાર શા કામના? અસહ્ય પરાભવ વખતે જાય એવી સમતા શા કામની? અનાજ સુકાઈ જાય એવી મમતા શા કામની? એને એની દુષ્ટતાનું ફળ જ્યારે મળશે ત્યારે મળશે પણ તમારો આશ્રિત સંઘ તો તમારા આ સમભાવથી પતન પામશે.

આચાર્યશ્રીએ ખૂબ શાંતિ અને ધીરજથી આ બધું સાંભળ્યું સાધ્વીજીને શાંત કરી ઉપાશ્રયે મોકલ્યા અને પાટણના સંઘને પં૦ માણેકચન્દ્ર પાસે પત્ર લખાવી જણાવ્યું કે "અહીં દિગંબર વાદી છે તે વાદ કરવા ઇચ્છે છે. અમારો વિચાર છે કે તેની સાથે પાટણમાં શાસ્ત્રાર્થ કરવો. આ માટે અમારે પાટણ આવવાનું છે વગેરે વગેરે.

ખેપિયો કર્ણાવતીથી નવ કલાકમાં પાટણ પહોંચ્યો અને શ્રીસંઘને ત પત્ર આપ્યો.

પાટણના સંઘે આચાર્યશ્રીને તરત જણાવ્યું કે આપ જલદી પાટણ પધારો. સંઘની રક્ષા તથા મહત્તા આપના જ હાથમાં છે. આપ સિદ્ધરાજની સભામાં જ શાસ્ત્રાર્થ કરો. અમે સૌ આપનો વિજય જોવાને ઉત્સુક છીએ. સંઘમાં ૩ ૭ શ્રાવકોએ નક્કી કર્યું છે કે "એ શાસ્ત્રાર્થ ચાલે ત્યાં સુધી આપના વિજય માટે અમે સૌ આયંબિલનું તપ કરીશું"

આ૦ દેવસૂરિએ વાદી કુમુદચન્દ્રને જણાવ્યું કે હું પાટણ જાઉં છું. તમે પણ પાટણ આવો. ત્યાં રાજસભામાં શાસ્ત્રાર્થ કરો.

આ૦ દેવસૂરિએ પાટણ તરફ વિહાર કર્યો. માર્ગમાં ઘણા સારા શકુનો થયા. તેઓ પાટણ જઈને રાજાને મળ્યા.

દિગંબરાચાર્ય કુમુદચન્દ્રે પણ પાટણ તરફ વિહાર કર્યો. તેમણે

અનુકૂળ શકુનોને પણ શુભ માની પાટણમાં પ્રવેશ કર્યો. તેમણે ખજાનાના મંત્રી ગાંગિલ નાગર શાસ્ત્રાર્થ સભાના ત્રણ કેશવ વગેરે સભ્યો અને નવા દીવાનવાળાઓને મળીને ધન અપાવી પોતાના પક્ષમાં લીધા.

શેઠ થાહડ અને શેઠ નાગદેવ મોઢે આ દેવસૂરિને ધનની મદદ જણાવવાને વિનંતિ કરી કે અમારું ધન ધર્મની રક્ષા માટે જ છે તો આપણે ધનથી કામ લેવું જોઈએ.

આચાર્યશ્રીએ હસીને ઉત્તર આપ્યો કે 'મહાનુભાવો! ધનથી વિજયને ખરીદવો, એની કોઈ કીમત નથી. એવો વિજય અને પરાજય એક જ સરખા છે વિજય તો વિદ્યાથી જ મળવો જોઈએ. બીજી ખટપટની જરૂર નથી. દેવ ગુરુની કૃપાથી સૌ સારાં વાનાં થશે, તમારે કોઈએ આ રસ્તે દ્રવ્યવ્યય કરવો નહીં'

દિગંબરાચાર્યે પોતાની પત્રિકા સ્થાને સ્થાને મોકલાવી અને યતિઓના વીશ ઉપાશ્રયોમાં વાજતેગાજતે જય તૃણ મુકાવ્યા. શેઠ થાહડે રાજસભાના દરવાજે લટકતી પત્રિકા ફાડીને ફેંકી દીધી.

રાજા સિદ્ધરાજે કવિચક્રવર્તી શ્રીપાલ મારફત આ વૃત્તાંત જાણ્યો.

રાજાના હુકમથી મંત્રી ગાંગિલ અને તે પછી તેનો ભાઈ પ્રતિજ્ઞાપત્ર લખાવવા ગયા પણ આચાર્યશ્રીએ તેમને ફેરા ખાવી કંઈ જ જવાબ ન આપ્યો એટલે રાજાએ પં. વિજયસેનને મોકલીને બન્નેનું પ્રતિજ્ઞાપત્ર લખાવ્યું.

રાજમાતા મયણલ્લાદેવીને પિયરના કારણે દિગંબર આચાર્ય તરફ પક્ષપાત હતો એટલે આ હેમચંદ્રસૂરિ તેમને રાજમહેલમાં મળ્યા. તેમણે જણાવ્યું કે માતાજી! રાજસભામાં શાસ્ત્રાર્થ થશે તેમાં દિગંબરો એવું સિદ્ધ કરવાના છે કે સ્ત્રીઓએ કરેલો ધર્મ નકામો જાય છે. જ્યારે શ્વેતાંબરો એવું સિદ્ધ કરવાના છે કે સ્ત્રીઓએ કરેલો ધર્મ નકામો જતો નથી.

રાજમાતાને પણ તપાસ કર્યા પછી નક્કી થયું કે આ હેમચંદ્રની વાત સાચી છે એટલે તેમણે દિગંબરો તરફનો પક્ષપાત છોડી દીધો.

આ તરફ આ૦ દેવસૂરિ, આ૦ હેમચંદ્રસૂરિના શિષ્યોએ અને પંડિતોએ જુદા જુદા દિગંબરાચાર્ય પાસે જઈ જાણી લીધું કે, દિગંબરાચાર્ય સિદ્ધાન્તના પૂરા કુશળ નથી.

રાજાએ શાસ્ત્રાર્થ માટે સં૦ ૧૧૮૧ (સં૦ ૧૧૮૨)ના વૈશાખ સુદિ ૧૫નો દિવસ નક્કી કર્યો.

તે દિવસે સૌ રાજસભામાં આવવા લાગ્યા. દિગંબરાચાર્ય તરફથી કુમુદચન્દ્ર, તથા ત્રણ કેશવ પંડિતો આવ્યા. શ્વેતામ્બરો તરફથી આ૦ વાદિદેવસૂરિ, આ૦ હેમચંદ્ર આ૦ યશોભદ્ર આ૦ જયસિંહ કવિચક્રવર્તી શ્રીપાલ, કેસવરાજ અને ભાનુચંદ્ર (ભામૂ) વગેરે આવ્યા. રાજસભાના સભાસદો મહર્ષિ, ઉત્સાહ, સાગર અને રામ વગેરે વિદ્વાનો આવ્યા.

હજી શાસ્ત્રાર્થનો સમય થયો નહોતો. તેથી થોડા સમય માટે વિદ્વાનોને યોગ્ય એવી શબ્દાર્થની ગમ્મત ચાલી.

આ૦ કુમુદચંદ્ર—पीतं तक्रम् ? છાશ પીધી ને?

આ૦ હેમચંદ્ર—આપ અસત્ય કેમ બોલો છો? વૃદ્ધ છો એટલે? तक्रं तु श्वेतं भवति न तु पीतम् । છાશ તો ધોળી હોય છે પીળી હોતી નથી, સમજ્યા ને?

આ૦ કુમુદચંદ્ર—તું હજી બાળક છે તારી સાથે વાદ શો કરવો?

આ૦ હેમચંદ્ર—બાળક કોણ છે? જેને લંગોટી પણ ન હોય તે. આપ જુઓ છો કે મેં તો કપડાં પહેર્યાં છે.

આ૦ કુમુદચંદ્ર—શ્વેતામ્બરોએ આ રણાંગણમાંથી સત્વર પલાયન કરવું એ જ ઉચિત માર્ગ છે.

આ૦ દેવસૂરિ—આ શાસ્ત્રાર્થ છે અહીં શાસ્ત્રની કીમત છે ત્યાં શસ્ત્રો ઝુલાવવામાં આવે અને રણાંગણ બને તો તમો જે શીઘ્ર પલાયન કરવાનું કહો છો તમને જ નાસી જવું ઉચિત છે.

રાજા જયસિંહ—હવે શાસ્ત્રાર્થ શરૂ કરો—

દિગંબરોએ લખાવ્યું કે આ૦ કુમુદચંદ્રનો આ મત છે—

केवलि हुओ न भुंजइ चीवरसहियस्स नत्थि निव्वाण ।
इत्थी हुआ न सिज्झइ मयमेयं कुमुदचंदस्स ॥

—કેવળજ્ઞાનવાળો આહાર ન કરે, વસ્ત્રધારી મનુષ્ય મોક્ષે જાય નહીં અને સ્ત્રી મોક્ષને સાધી ન શકે.

શ્વેતાંબરોએ લખાવ્યું કે આ દેવસૂરિનો મત છે કે—

केवलि हुओ वि भुंजइ चीवरसहियस्स अत्थि निव्वाणं ।
इत्थी हुआ वि सिज्झइ मयमेयं देवसूरीणं ॥

—કેવળજ્ઞાનવાળો પણ આહાર કરે, વસ્ત્રધારી પણ મોક્ષે જાય અને સ્ત્રી પણ મોક્ષને સાધી શકે.

બંનેનું પ્રતિજ્ઞાપત્ર આ પ્રમાણે હતું :—

આ શાસ્ત્રાર્થમાં જો દિગંબર હારે તો તે પાટણ છોડીને ચાલ્યા જાય. શ્વેતાંબર હારે તો તે શ્વેતાંબર ધર્મ છોડી દિગંબર બની જાય અને શ્વેતાંબર ધર્મ હાર્યા પછી અહીં રહે નહીં.

આ હારજીતમાં એ પણ મુદ્દો હતો કે વાદી કુમુદચંદ્રને ગુજરાતમાં વિવેકી વિદ્વાનો છે, રાજા સિદ્ધરાજ ચક્રવર્તી છે, પાટણ નગર સમુદ્ર છે વગેરે ભિન્ન અંકિત શબ્દો પણ ખટકતા હતા. તે બધાને ખોટા ઠરાવવા હતા. (—પ્રબંધાવલી)

આ કુમુદચંદ્રે મંગલાચરણ કર્યું કે—

खद्योतद्युतिमातनोति सविता जीर्णोर्णनाभालय-
च्छायामाश्रयते शशी मशककामावाप्ति यत्राद्रयः ।
इत्थं वर्णयतो नभस्तव यशो जातं स्मृतेर्गोचरं
तद् यस्मिन् भ्रमरायते नरपते ! वाचस्ततो मुद्रिता ॥

—ટૂંકામાં હે રાજન્! તારા યશના ગુણગાનમાં આ આકાશ પણ ભમરા જેવું દીસે છે. આથી વધુ કહેવાને મારી જીભ ચાલતી નથી.

શ્રોતાઓ સમજી ગયા કે આ શાસ્ત્રાર્થમાં વાદી કુમુદચંદ્રની જીભ નહીં ચાલે.

આ દેવસૂરિએ મંગલાચરણ કર્યું કે—

नारीणां विदधाति निर्वृतिपदं श्वेताम्बरप्रोल्लसत्-
कीर्तिस्फातिमनोहरं नयपथप्रस्तारभङ्गीगृहम् ।
यस्मिन् केवलिनो न निर्जितपरोत्सेकाः सदा दन्तिनो
राज्यं तज्जिनशासनं च भवतश्चौलुक्य ! जीयाच्चिरम् ॥

—હે ચૌલુક્યરાજ! સ્ત્રીઓને પણ મોક્ષની પ્રાપ્તિનું વિધાન કરનાર શ્વેતાંબરોથી વિકસિત અને સુશોભમાન કીર્તિ વડે જે મનોહર લાગે છે વળી નયમાર્ગના વિવિધ પ્રકારો અને ભંગો જેમાં દર્શાવ્યા છે અને બીજાઓ—પરવાદીઓના ગર્વનો સદા પરાજય કરનારા હાથીઓ જેવા કેવળજ્ઞાનીઓ જેમાં છે એવું તારૂં રાજ્ય અને જિનેશ્વર ભગવંતોનું શાસન ચિરકાળ જય પામો.

શ્રોતાઓ સમજી ગયા કે આ મંગલાચરણ જ શ્વેતાંબરોનો વિજય બતાવે છે

વાદી કુમુદચંદ્રે સ્વપક્ષ રજૂ કર્યો કે સ્ત્રી જૂઠ, સાહસ, કપટ, તુચ્છતા વગેરેનું ઘર છે તેથી મોક્ષ માટે તે સર્વથા અયોગ્ય છે

આ૦ દેવસૂરિએ સિદ્ધ કર્યું કે સ્ત્રી એક મહાન્ સત્ત્વશાળી શક્તિ છે તીર્થંકરોની માતા, રાજમાતા મયણલ્લદેવી, સીતા સુભદ્રા, રાજિમતી, અનસૂયા વગેરે દેવી સ્વરૂપ નારીઓ સાત્ત્વિકતાના પ્રતીકો છે એટલે કે સ્ત્રી પણ પોતાના સત્ત્વથી મોક્ષે જવાને યોગ્ય છે આમાં પ્રથમ ૫ પ્રશ્નો અને તેના ૫૦ ઉત્તરો થયા, તેમાં ૨૫ દિવસ વીતી ગયા.

તે પછી આચાર્યશ્રીએ વાદિવેતાલ આ૦ શાંતિસૂરિની ઉત્તરાધ્યયન ની પાઈયવૃત્તિના આધારે સ્ત્રીમુક્તિ અંગે અનેક વિકલ્પોનો ઉપન્યાસ કર્યો વાદી કુમુદચંદ્ર આ વસ્તુને બરાબર ધારી શક્યા નહીં એટલે આચાર્યશ્રીએ એ વાત ત્રણ વાર કહી સમજાવ્યો.

આ૦ કુમુદચંદ્રે જણાવ્યું કે આ વાતને પત્ર પર લખી લો.

શાસ્ત્રાર્થસભાના પંડિત મહર્ષિએ જાહેર કર્યું કે વાદી વાદને લખવાનું કહે છે એટલે મૌખિક વાદ સમાપ્ત થાય છે મૌખિક વાદમાં

આજે પાટણમાંથી જ નહીં પણ ગુજરાતભરમાંથી દિગંબરોનો પગ સદાને માટે ઊખડી ગયો.

यदि नाम कुमुदचन्द्रं नाजेष्यद् देवसूरिरहिमरुचिः ।

कटिपरिधानमधास्यत् कतमः श्वेताम्बरो जगति ? ॥

—સૂર્ય જેવા તેજસ્વી આ૦ દેવસૂરિએ કુમુદચંદ્ર ઉપર વિજય ન મેળવ્યો હોત તો જગતમાં કયો શ્વેતાંબર કટીપરિધાન કરત ? અર્થાત્ બધાને દિગંબર બનવું પડત. (પ્રભાવકચરિત્ર)

જૈનોએ વાજતેગાજતે વિજયોત્સવ મનાવ્યો. રાજા સિદ્ધરાજ એક ગુજરાતી પંડિતના વિજયમાં ગુજરાતનો વિજય માનતો હતો, એવા આનંદનું એને ગૌરવ હતું. તેથી તે આ૦ દેવસૂરિના હાથનો ટેકો લઈને તેમની સાથે ચાલતો હતો. શેઠ થાહડે આ વિજયની ખુશીમાં ભાટ-ચારણ અને માગણોને ત્રણ લાખ રૂપિયાનું દાન કર્યું. સૌ રાજસભામાંથી વાજતેગાજતે નીકળીને શેઠ થાહડના દેરાસરમાં ભ૦ મહાવીરના દર્શન કરી આચાર્યશ્રીને ઉપાશ્રયે લઈ ગયા.

રાજાએ આ વિજયના ઉપલક્ષમાં આચાર્યશ્રીને છાલા વગેરે ૧૨ ગામ તથા એક લાખ દ્રવ્ય આપ્યું પણ આચાર્યશ્રી નિઃસ્પૃહ સાધુ હતા. તેમણે એ દાન સ્વીકાર્યું નહીં.

વાદીન્દ્ર દેવસૂરિ તુષ્ટિદાન લેતા નથી એ જાણી રાજાએ એ રકમમાંથી પાટણમાં ભવ્ય જિનાલય બંધાવ્યું, તથા ભ૦ ઋષભદેવની ૮૫ આંગળ ઊંચી પિત્તલની ભવ્ય પ્રતિમા ભરાવી અને સં૦ ૧૧૮૩ના વૈશાખ સુદિ ૧૨ના દિવસે ચારે કુળના આચાર્યોને મેળવી આ૦ દેવસૂરિના હાથે તે દેરાસરમાં તેની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરાવી. આ સ્થાન રાજવિહાર નામથી ખ્યાતિ પામ્યું.

આ વિજયના ઉપલક્ષમાં રાજા સિદ્ધરાજની પ્રેરણાથી મંત્રી આલિગે સિદ્ધપુરમાં ચતુર્મુખ જિનપ્રાસાદ બંધાવ્યો.

આ૦ વાદિદેવસૂરિએ સં૦ ૧૧૭૪માં પીંડારામાં ઉદાવસહીની, સં૦ ૧૧૭૯માં પાટણમાં શેઠ થાહડના જિનચૈત્યની અને સં૦ ૧૧૮૩માં પાટણના રાજવિહારની પ્રતિષ્ઠા કરી. સં૦ ૧૧૯૯માં સિદ્ધપુરમાં રુદ્ર

મહાલયના વ્યવસ્થાપક મંત્રી આલિગના ચતુર્મુખપ્રાસાદ નામના જિનવિહારની પ્રતિષ્ઠા કરી.

એક વાર આરાસણના મંડ ગોગાનો પુત્ર પાસિલ શેઠ અહીંના જિનવિહારનું ખૂબ સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરીને એ મંદિરને માપવા લાગ્યો ત્યારે ત્યાં દર્શન માટે આવેલી ઠ. છાડાની પુત્રી હાંસીએ મશ્કરી કરી કે "ભાઈ! માપ લો છો તો શું તમારે કોઈ દેરાસર બંધાવવું છે?"

પાસિલે હાજર જવાબ આપ્યો કે "બેન! તારા મોંમાં સાકર. તું એ પ્રતિષ્ઠા–ઉત્સવમાં જરૂર આવજે." બોલ, આશીષ ને "" હાંસીએ તેની માગણી સ્વીકારી.

આ તરફ પાસિલે આરાસણમાં જઈને દેવીની સાધના કરી ધન મેળવ્યું. ૪૫ હજાર સોનામહોર ખર્ચીને શ્રી નેમિનાથનું ભવ્ય દેરાસર આરાસણમાં બંધાવ્યું. હાંસીએ ૯ લાખ ખરચ કરીને તેમાં મેઘનાદ નામે રંગમંડપ બંધાવ્યો. આ. દેવસૂરિએ સં. ૧૧૯૩ના વૈશાખ સુદિ ૧ ને ગુરુવારે તેની પ્રતિષ્ઠા કરી. કોઈ કોઈ સ્થાને સં. ૧૨૨૬ માં પ્રતિષ્ઠા કર્યાનું લખ્યું છે.

આચાર્યશ્રીએ શાકંભરી તરફ વિહાર કર્યો ત્યારે મેડતામાં ચતુર્માસ વીતાવ્યું. ફલોધિમાં માસકલ્પ કર્યો. એ અરસામાં ફલોધિમાં શ્રી પાર્શ્વનાથની ચમત્કારી પ્રતિમા પ્રગટ થઈ. આચાર્યશ્રીએ પોતાના શિષ્ય પં. પદ્મગણિ તથા પં. સુમતિગણિને વાસક્ષેપ આપી મોકલ્યા અને સં. ૧૧૯૯ના ફાગણ સુદિ ૧ ને ગુરુવારે તે મૂર્તિનો પ્રવેશ કરાવ્યો. આ. જિનચંદ્રને મોકલી સં. ૧૨૦૪ના મહા સુદિ ૧૩ ને ગુરુવારે પ્રતિમાજી, દેરાસર અને કળશ–ધ્વજ–દંડ વગેરેની પ્રતિષ્ઠા કરાવી. એટલે ફલોધિ પાર્શ્વનાથનું તીર્થ આ. દેવસૂરિપ્રતિષ્ઠિત મનાય છે. અજમેર, નાગોરના જૈનો અને બ્રાહ્મણો અહીંના ગોઠી બન્યા હતા. (—પુરાતનપ્રબંધસંગ્રહ)

એક વાર આચાર્યશ્રી પિપ્પલવાટકના જંગલમાં જતા હતા

ત્યારે તેમની સામે એક સિંહ દોડતો આવીને ઊભો રહ્યો. તેમણે આડી રેખા ખેંચીને તેને રોકી રાખ્યો. આ જ જંગલમાં બાલ તથા વૃદ્ધ મુનિઓને ભૂખનો પરિષહ ઊભો થયો. આચાર્યશ્રીએ મનમાં વિચાર કર્યો એટલામાં તો એક સાર્થવાહ એ માર્ગે થઈને નીકળ્યો. તેણે આહાર પાણીથી મુનિભક્તિનો લાભ લીધો. સમય જતાં અહીં ઓરોલા તીર્થ થયું.[1]

**ધર્મપ્રચાર**—તેમના ઉપદેશથી મહામાત્ય સાતૂએ પોતાના નવા ઘરની પોષાળ બનાવી. ૩૫ હજાર ઘરો એટલે સાડા ત્રણ લાખ મનુષ્યોએ જૈનધર્મ સ્વીકાર્યો. એ જ રીતે કોરંટાના **મંત્રી નાહડ, મંત્રી સાલિગ** વગેરેએ પણ જૈનધર્મ સ્વીકાર્યાનું મનાય છે.[2]

**ગ્રંથો**—આચાર્યશ્રીએ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર પરિચ્છેદ ૮ મૂલસૂત્ર ૩૭૪ તેના ઉપર મોટી ટીકા 'સ્યાદ્વાદરત્નાકર' પ્ર. ૮૪૦૦૦ બનાવી છે. મુનિચંદ્રસૂરિગુરુસ્તુતિ પ્ર. ૪૨ (૪૧), ગુરુવિરહવિલાપ, દ્વાદશવ્રતસ્વરૂપ, કુરુકુલ્લાદેવીસ્તુતિ, પાર્શ્વ-ધરણેન્દ્રસ્તુતિ, કલિકુંડપાર્શ્વનાથયંત્રસ્તવન શ્લો. ૧૦, જીવાનુશાસન, જીવાભિગમ-લઘુવૃત્તિ, યતિદિનચર્યા, ઉપધાનસ્વરૂપ, પ્રભાતસ્મરણ, ઉપદેશકુલક, સંસારોદ્વિગ્ન મનોરથકુલક વગેરે ગ્રંથો રચ્યા છે. સં. ૧૧૭૪માં નાગોરમાં પાટણમાં પોતાના ગુરુદેવને ઉપદેશપદ ટીકા રચવામાં સહાય કરી હતી.

તેઓ આ. ભદ્રેશ્વરસૂરિને પોતાનો ગચ્છ ભળાવી સં. ૧૨૨૬ના શ્રાવણ વદિ ૭ને ગુરુવારે ૮૩ વર્ષની વયમાં સમાધિપૂર્વક

૧. ઓરોલાતીર્થ માટે જુઓ પ્ર. ૩૬ પૃ. ૨૩૧

૨. ૧૦ મા [illegible], ૪૦ મા [illegible] ૪૧ મા [illegible] વાદિદેવસૂરિના ઉપદેશથી નાહડ વગેરે જૈન થયાનું મનાય છે. એનું કારણ એ છે કે આ. વાદિદેવસૂરિ તેમની વૃદ્ધાવસ્થામાં સં. ૧૨૨૫માં કોરંટામાં ચોમાસું કરવા પધાર્યા ત્યારે અહીં મંત્રી નાહડ, મંત્રી સાલિગ વગેરે આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળી જૈન થયા. તેઓએ ૭૨ જિનવિહારો બનાવ્યા. મં. સાલિગે પ્રતિજ્ઞા કરી હતી કે જિનપૂજા કર્યા વિના મુખમાં અનાજનો દાણો પણ નાખવો નહીં.

૫ नग्नो यत् प्रतिभर्मास्ति कीर्तियोगपट त्यजन् ।
द्वितीयेवाऽऽप्याति मारत्या देवसूरिमुदेऽस्तु व ॥
य श्वेताम्बरशासनस्य विहिते नाग प्रतिष्ठ गुरु ।
तदेवाद् गुरुतोऽप्यमेयमहिमा श्रीदेवसूरिप्रभु ॥
(—આ. મેરુતુંગસૂરિકૃત પ્રબંધચિંતામણિ)

૬ यशप्रतिष्ठाचार्याय नम श्रीदेवसूरये ।
यत्प्रसादमिवास्माने सुखप्रश्नेषु साधव ॥
—યશની પ્રતિષ્ઠા કરનારા આ૦ દેવસૂરિને નમસ્કાર હો. સુખ-શાતાના સ્વામી શાતા છે? એ પ્રશ્નના ઉત્તરમાં મુનિવરો 'દેવ ગુરુપ્રસાદાત્' એમ કહે છે તે તેમની કૃપાનું પ્રતીક છે
(—રાજગચ્છના આ. પ્રદ્યુમ્નસૂરિકૃત સં૦ ૧૩૨૪નો સમરાદિત્યસંક્ષેપ, પ્રબંધચિંતામણિ)

૭ अतिष्ठिपद् निर्दलिमाद्गनानन विजित्य यो दिक्पटमागमोक्तिभि ।
सिताद्विपाविदुर्ं यशा यशा भवन्ति तेऽमी प्रभुदेवसूरय ॥
श्वेताम्बराणामपि यैश्च दर्शने स्थिर कृत गूर्जरभूमिमण्डले ।
चक्रभर्त दिक्पटवादवाग्यया मनोऽस्तु ते मम देवसूरय ॥
(સં. ૧૪૧૦ વાદિદેવસૂરિ સંતાનીય આ૦ મુનિભદ્રકૃત શાંતિનાથમહાકાવ્ય પ્રશસ્તિ)

૮ पहिरत को मुनि बल तमु जइ हुइ सुगुरु न हंत ।
(—મુનિ લાલની બૃહદ્ગચ્છગુર્વાવલી)

૯ વિદ્વાન્ કવિ યશશ્ચન્દ્રે આ વિજયને અનુલક્ષીને મુદ્રિતકુમુદચન્દ્ર નામક નાટકની રચના કરેલી છે

પટ્ટપરંપરા—

આ૦ વાદિદેવસૂરિએ પોતાની પાટે આ૦ ભદ્રેશ્વરસૂરિને સ્થાપન કર્યા. બીજા ઘણા શિષ્યો અને પ્રશિષ્યોને આચાર્યપદવી આપી. તેમનાથી વડગચ્છ, દેવાચાર્યસંતાનીય, નાગોરી, નાગોરીતપા, સત્ય

પુરીય, ભિન્નમાલ, ઉદ્યવલ, શમસેન વગેરે શાખાઓ નીકળી અને અનેક પટ્ટપરંપરા ચાલી તે આ પ્રમાણે છે—

## ૧ વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ૦ વાદિદેવસૂરિ—સ્વ૦ સં૦ ૧૨૨૬

૪૨ આ૦ ભદ્રેશ્વરસૂરિ—તેઓ વાદિદેવસૂરિના મુખ્ય પટ્ટધર હતા. સ્વભાવે શાન્ત હતા. આ૦ મુનિચંદ્રસૂરિએ રચેલા 'સાવયવયસંખેવો'ના આધારે આ૦ વાદિદેવે શ્રાવકોને વ્રત ઉચ્ચરાવ્યાં અને આ૦ ભદ્રેશ્વરે તેના આધારે 'સાવયવયપરિગ્ગહપરિમાણ' (ગા૦ ૬૪) ગ્રંથ સં૦ ૧૧૮૧ ના આસો સુદિ ૧૦ સોમવારના રોજ પાટણમાં રચ્યો. તેમણે 'સ્યાદ્વાદરત્નાકર'ના નિર્માણમાં પોતાના ગુરુદેવને પૂરી સહાયતા કરી, એ માટે આ૦ દેવસૂરિ પોતે જ આ૦ ભદ્રેશ્વરસૂરિ અને આ૦ રત્નપ્રભસૂરિનો પરિચય આ પ્રકારે આપે છે—

> किं दुष्करं भवतु तत्र मम प्रबन्धे
> यत्राभिनिर्मितमपि सततामियुक्तः ।
> भद्रेश्वरः प्रवरसूक्तसुधाप्रवाहो
> रत्नप्रभश्च भजते सहकारिभावम् ॥

તેમણે આરાસણ વગેરે સ્થાનોમાં જિનપ્રતિમાઓ ભરાવી હતી. આ૦ રત્નપ્રભસૂરિએ રચેલી 'ઉપદેશમાલાની દોઘટ્ટી વૃત્તિ'નું તેમણે સં૦ ૧૨૩૮ માં સંશોધન કર્યું હતું.

૪૩. આ૦ વિજયચંદ્રસૂરિ, આ૦ પરમાનંદસૂરિ—

આ૦ વિજયેન્દુસૂરિ આ૦ વાદિદેવસૂરિના શિષ્ય હતા. તેઓ મોટા વાદી હતા. આ૦ પરમાનંદસૂરિએ [illegible] પર ખંડનમંડન-ટિપ્પણ રચ્યું છે.

૪૪ આ૦ માણિક્યચંદ્રસૂરિ—તેમનાં (૧) આ૦ માણિક્યસૂરિ અને (૨) આ૦ માનતુંગસૂરિ એવાં નામો પણ મળે છે. તેઓ આ૦ વિજયચંદ્રસૂરિના શિષ્ય હતા. સમર્થ વાદી હતા. તેમણે [illegible] રચ્યું છે. તેઓ આ૦ મુનિચંદ્રસૂરિને સૈદ્ધાન્તિક તરીકે

ઓળખાવે છે આ૦ અજિતપ્રભસૂરિએ સં ૧૩૦૪માં રચેલા 'શાંતિનાથચરિત્ર'માં તેમનું નામ આપેલું છે તેમના ત્રણ શિષ્યો સુપ્રસિદ્ધ હતા. (૧) આ૦ હરિભદ્રસૂરિ, (૨) ગુણભદ્રસૂરિ અને (૩) પં૦ વિદ્યાકર ગણિ.

આ માણેકચંદ્રને ઉપા૦ વિમલચંદ્ર ગણિ નામે શિષ્ય હતા.

૪૫ આ૦ હરિભદ્રસૂરિ—પં૦ વિદ્યાકર ગણિએ સં૦ ૧૩૬૮ મા 'સિદ્ધહેમશબ્દાનુશાસન'ની વૃત્તિની દીપિકાનો ઉદ્ધાર કર્યો, તેમાં તેઓ જણાવે છે કે મારા વડિલ ગુરુભાઈ તથા વિદ્યાગુરુ આ૦ હરિભદ્રસૂરિની કૃપાથી હું દીપિકાનો ઉદ્ધાર કરી શક્યો છું

૪૬ આ૦ ધર્મચંદ્રસૂરિ—તેમની પ્રેરણાથી પં૦ રત્નદેવ ગણિએ સં૦ ૧૩૯૩ મા શ્વેતાંબર પં૦ જયવલ્લભના પ્રાકૃત 'વિજ્જાલગ્ગ'ની ટીકા રચી છે

૪૭ આ૦ વિનયચંદ્રસૂરિ—તેમના ઉપદેશથી શ્રીસંઘે સં૦ ૧૪૪૩ના કાર્તિક વદિ ૧૪ ને ગુરુવારે ચૌહાણ વનવીરદેવના રાજ્યકાળમાં નાડલાઈ તીર્થના ઉજ્જયંતાવતાર તીર્થ જાદવજીના દેરાસરનો જીર્ણોદ્ધાર કર્યો. (-પ્રક૦ ૩૪ પૃ૦ ૬૦૫)

## ૨ વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ૦ વાદિદેવસૂરિ   ૪૨ આ૦ ભદ્રેશ્વરસૂરિ

૪૩ આ૦ વિજયચંદ્રસૂરિ   ૪૪ આ૦ માણેકચંદ્રસૂરિ

૪૫ આ૦ ગુણભદ્રસૂરિ—તેઓ આ માણેકચંદ્રના શિષ્ય હતા. તેઓ મહાન્ કવિ હતા. મહમ્મુદ બાદશાહે (ઈ૦ સ ૧૩૨૧ થી ૧૩૫૧) તેમના એક શ્લોકની રચનાથી ખુશ થઈ તેમના ચરણે દશ હજાર સોનામહોરોની થેલી ધરી હતી, પણ આચાર્યશ્રીએ તે લીધી નહીં. તેમણે બાદશાહના ગામે શુદ્ધ માર્ગની સ્થાપના કરી શુદ્ધ મુનિમાર્ગ બનાવ્યો હતો. તેઓ વ્યાકરણ, છંદ, સાહિત્ય, અલંકાર, નાટક અને ન્યાય વગેરે શાસ્ત્રોના તલસ્પર્શી વિદ્વાન હતા.

૪૬ આ૦ મુનિભદ્રસૂરિ—તેમને બાદશાહ પીરોજશાહ બહુ

માનતો હતો. તેમણે આ મુનિદેવસૂરિએ સં. ૧૩૨૨ માં શ્લોક સંક્ષિપ્ત શાંતિનાથચરિત્રમહાકાવ્ય[1] ને જોઈને પોતાના કર્મોના વિનાશ માટે સં. ૧૪૧ માં 'શાંતિનાથમહાકાવ્ય' (ગ્રં. ૬૨૭૨) રચ્યું છે.

તેઓ આ કાવ્યમાં ખાસ સૂચના કરે છે કે જેમ જૈનાચાર્યો ઘણા પોતાના શિષ્યોને મિથ્યાત્વથી ભરેલાં પાંચ કાવ્યો ભણાવે છે તેમ તેઓ નવા સાધુઓને સમ્યક્ત્વમાં સ્થિર કરવા માટે તથા શબ્દશાસ્ત્રને શીખવવા આ મહાકાવ્ય જરૂર ભણાવે. આ કાવ્યનું મલધારગચ્છના આ. રાજશેખરસૂરિએ સંશોધન કર્યું હતું.

(–શાંતિનાથચરિત્રમહાકાવ્ય પ્રશસ્તિ, શ્લો૦ ૧ થી ૧૭)

બાદશાહ ફિરોજશાહની (ઇ. સ. ૧૩૫૨ થી ૧૩૮૮)ની સભામાં આ આચાર્યશ્રીની સારી પ્રતિષ્ઠા હતી.

## ૩. વડગચ્છ પટ્ટાવલી

૪૧. આ. વાદિદેવસૂરિ

૪૨. આ. રત્નપ્રભસૂરિ—તે આ. વાદિદેવસૂરિના વિદ્વાન પટ્ટધર શિષ્ય હતા. મિત્ર મુનિઓ તેમને રત્નાકરના નામથી સંબોધતા. તેમણે સં. ૧૧૮૧ માં થયેલા આ. કુમુદચંદ્ર સાથેના શાસ્ત્રાર્થમાં પ્રમાણવાદમાં વાદી કુમુદચંદ્રને જીત્યો અને પોતાને દેવ બનાવી તેમની બુદ્ધિની પરીક્ષા કરી હતી. ગુરુદેવ પણ 'સ્યાદ્વાદરત્નાકર'માં આ. ભદ્રેશ્વરની જેમ જ આ. રત્નપ્રભને પણ અપૂર્વ સહાયક બતાવે છે.

(જૂઓ, શ્લો. પૃ. )

આ. વાદિદેવસૂરિના બાર્ય વિજયે દીક્ષા લઈ આ૦ વિજયસેન સૂરિ નામથી ખ્યાતિ મેળવી હતી. તેમની પ્રેરણાથી આ. રત્નપ્રભ સૂરિએ ધર્મદાસગણિની 'ઉપદેશમાળા' ઉપર દોઘટ્ટી (ગ્રં. ૧૧૧૫ ) નામની વૃત્તિ સં. ૧૨૩૬ (૧૨૩૮)માં ભરૂચના અશ્વાવબોધ તીર્થ–

---

૧. વાદિદેવસૂરિ સંતાનીય આ. માનતુંગસૂરિના શિષ્ય આ. મુનિદેવે સં. ૧૩૨૨ માં મોટું મંડપ બનાવ્યા સંક્ષિપ્ત શાંતિનાથચરિત્ર રચ્યું હતું.
(–પ્ર. ૪૧ સામેની વડગચ્છ પટ્ટાવલી)

મહાવીર મંદિરમાં રચી હતી. તેમાં અપભ્રંશમાં શ્લોકો સહર્ષો પણ છે **દોઘટ્ટી** એટલે બે હાથવાળા ગેઠના સ્થાનમાં કે તેમની પ્રેરણાથી બનાવેલી અથવા બે ભાષાના બનાવેલી. હટ્ટી શબ્દનો અર્થ **હટો-હાટ** એવો થાય છે આ દોઘટ્ટી વૃત્તિનું આ૦ ભદ્રેશ્વરસૂરિએ સંશોધન કર્યું છે

તેમણે પ્રમાણનયતત્ત્વાલોક ની લઘુવૃત્તિ રત્નાકરાવતારિકા (ગ્ર ૫ ૦ ) રચી છે તેમાં શબ્દોની ચમત્કારિક અને પ્રતિભાનો પરિચય મળે છે. ચમુણ્ડજનાવગ્રહ (ચતુષ્પાષ્ટકારિતા)નો વાદ એ વૃત્તોમાં બનાવીને પોતાના કવિત્વનો ખ્યાલ આપ્યો છે અને શિવ સિદ્ધિવિધ્વંસ એટલે જગત્ કર્તૃત્વનિરાસવાદ માત્ર ૧૩ વર્ણો ત—ઠ થ દ ધ ન પ ભ મ ય ર લ વ અને નિ તે સિ દા વસ્' એ પ્રત્યયોવાળા પ્રયોગોમાં ગૂંથીને અદ્ભુત વૈયાકરણત્વ અને કવિત્વનો પરિચય કરાવ્યો છે એ સિવાય તેમણે નેમિનાથચરિત્ર મતપરીક્ષા પંચાશત્ (ગ્ર૦ ૫ ૦૦) ઉપદેશમાલા (અપભ્રંશ ભાષામાં ૯૬ શ્લોકોમાં), અપભ્રંશ કુલકો સં૦ ૧૨૩૨ માં રચેલા મળે છે

## ૪ વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ વાદિદેવસૂરિ

૪૨ આ૦ ગુણચંદ્રસૂરિ—તેમણે સટીક હૈમવિભ્રમ વ્યાકરણ વિષયક નાનો ગ્રંથ રચ્યો છે વળી કવિચક્રવર્તી પદ્દ્યાનન્દાચાર્ય અને શબ્દાનુશાસનના પારગામી ૫ કાકલના ઉપદેશથી ૫ પુંજીકે રચેલી તત્ત્વપ્રકાશિકાની વૃત્તિ રચી હતી. (–હેમસમીક્ષા, પૃ૦ ૪૮)

## ૫. વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ૦ વાદિદેવસૂરિ

૪૨ આ૦ પૂર્ણભદ્રસૂરિ—આ આચાર્યશ્રીએ કે રાજગચ્છના આ૦ ચંદ્રસૂરિના શિષ્ય પૂર્ણભદ્રે[1] સં૦ ૧૨૫૪ ના ફાગણ વદિ ૩ ના

---

[1] (૧) વડગચ્છના આ૦ વાદિદેવસૂરિના શિષ્ય આ૦ પૂર્ણભદ્ર સં૦ ૧૨૫૪ સં ૧૨૮૫

રાજ પાટણમાં મંત્રી સોમની[1] વિનતિથી રાજનીતિના વિવેચન માટે 'પંચતંત્ર'નો પાઠોદ્ધાર કર્યો હતો. (—પ્રો. ભોગીલાલ જ. સાંડેસરાની ગુજરાતી પંચતંત્રની પ્રસ્તાવના)

૪૩ આ૦ પદ્મદેવસૂરિ, આ૦ પ્રભદેવસૂરિ—તેમનું બીજું નામ આ૦ પદ્મચંદ્ર પણ મળે છે. આ પદ્મદેવસૂરિ આ૦ વાદિદેવસૂરિના શિષ્ય હતા પરંતુ આ૦ પૂર્ણભદ્રે તેમને આચાર્યપદવી આપીને પોતાની પાટે સ્થાપન કર્યા હતા. તેમણે સં. ૧૨૧૫ ના વૈશાખ સુદિ ૧ ને મંગળવારે ભ૦ શાંતિનાથની પ્રતિમાની અંજનશલાકા કરી ત્યારે તેઓ પાધિનીય પં. પદ્મચંદ્ર ગણિ નામથી ઓળખાતા હતા અને સં. ૧૨૮૮, સં. ૧૨૯૩, સં. ૧૨૯૬ માં અંજનશલાકા તેમજ પ્રતિષ્ઠાઓ કરાવી તેમાં આ૦ પદ્મદેવ તરીકેની ખ્યાતિ મેળવી ચૂક્યા હતા. તેમણે કવિ આસડે રચેલી ઉપદેશકંદલી વગેરે ગ્રંથોનું સંશોધન કર્યું હતું.

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨, લેખાંક ૩૬૪, ૩૬૫, અનુસંધાન પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૨૩૧, ૫૨૪, ૧૭૫, પ્રક૦ ૪૩ પૃ૦ –)

આ૦ પ્રભદેવે સં. ૧૩૦૭ના જેઠ વદિ ૫ ના રોજ આબૂ તીર્થમાં પ્રતિષ્ઠા કરાવી.

(—અનુસંધાન પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક : ૩૩૩)

૪૪ આ૦ માણિક્યચંદ્રસૂરિ—તેમનાં આ૦ માનદેવ, આ૦ માણિક્યદેવ, આ૦ માણિક્યચંદ્ર, આ૦ માણિક્યશેખર વગેરે નામો મળે છે. અમદાવાદના ઝવેરીવાડમાં આવેલા ભ૦ સંભવનાથના જિનાલયમાં ભ૦

(૨) રાજગચ્છના આ૦ ચંદ્રસૂરિના શિષ્ય આ૦ પૂર્ણચંદ્ર સં. ૧૨૩૪ (—પ્રક૦ ૩૫ પૃ૦ ૨૧)

(૩) ખરતરગચ્છના આ૦ જિનપતિસૂરિ (સં. ૧૨૨૩ થી સં. ૧૨૭૮)ના શિષ્ય પૂર્ણભદ્ર, તેમની તથા પં૦ ધર્મરુચિ ગણિની નાની દીક્ષા સં. ૧૨૬૧ ના જેઠ સુદિ ૬ ના રોજ થઈ હતી. (—પ્રક૦ ૪ પૃ૦ ૪૫૪)

[1] મંત્રી સોમ માટે જુઓ, પ્રક૦ ૩૮ પૃ૦ ૩૧૫

મહાવીરસ્વામીની ધાતુપ્રતિમા ઉપર તેમનો લેખ આ પ્રકારે મળે છે—

सं १३२७ फा० सु० ८ पल्लीवालज्ञातीय ठ० कुमारसिंह भार्या कुमरदेवी सुत सामंत भार्या सिंगारदेवी पित्रो पुण्यार्थं ठ० विक्रमसिंह ठ० क्षमा ठ० सागाकेन श्रीमहावीरबिंबं का० प्र० बृहद्गच्छीय श्रीपद्मचन्द्रसूरि शिष्य श्रीमाणिक्यसूरिभिः ॥

લેખનો સાર એ છે કે આ૦ માણિક્યદેવ તે આ૦ વાદિદેવસૂરિના સંતાનીય આ૦ પદ્મચંદ્રના પટ્ટધર હતા.[1]

(—આ૦ બુદ્ધિસાગરસૂરિસંકલિત ધાતુપ્રતિમા લેખસંગ્રહ, ભા૦ ૨, લેખાંક ૧૩૭)

એ જ લેખસંગ્રહમાં લેખાંક ૯૯૧ માં પણ તેમણે સં૦ ૧૩૭૫ માં ભ૦ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કર્યાનો બીજો ઉલ્લેખ મળે છે.

આ૦ માણિક્યદેવે નવમ ગ્રંથ 'નલાયનચરિત્ર' સ્કંધ ૧૦, સર્ગ ૯૯ ગ્રં૦ ૪૫૦૦ રચ્યું છે. તેમાં તેમણે દરેક સ્કંધને અંતે પોતાનો પરિચય આપ્યો છે. એ ઉપરથી તારવી શકાય છે કે— આ૦ માણિક્યદેવ વડગચ્છરૂપી આકાશમાં ચંદ્ર જેવા હતા. તેઓ કવિઓના મુખ્ય હતા. કૌતુકરસિક સુકવિ, સાહિત્યના મર્મજ્ઞ મહાકવિ હતા.

તેમણે નલાયન રચ્યું તે પહેલાં યશોધરચરિત્ર સર્ગ : ૧૪

૧. જૈન પ્રતિમાઓ પરના પ્રાચીન લેખો શ્રીપૂરણચંદ નાહરે લેખ સંગ્રહ ભા૦ ૧, ૨, ૩ પ્રકાશિત કર્યા છે. તેમાં ગચ્છ-આમ્નાયના કારણે કેટલાક જરૂરી લેખો પણ લેવાયા નથી. આ૦ વિજયધર્મસૂરિના લેખો લેવાયા નથી. બીજા લેખોમાં કંઈક ભ્રમો પણ રહે છે.

આ૦ બુદ્ધિસાગરસૂરિએ ધાતુપ્રતિમાલેખસંગ્રહના બે ભાગ પ્રકટ કરાવ્યા છે. તેમાં મોટે ભાગે નિવાસના શિષ્યોને મહત્ત્વ નું આપીને સંગ્રહ કરાવ્યો છે. તેથી તેમાં અનેક અશુદ્ધિઓ અને રચનાઓ રહી જવા પામી છે. ભારતવર્ષના સમસ્ત દેરાસરોની પાષાણ તેમજ ધાતુપ્રતિમાઓના લેખો લેવા બાકી છે. આ કામ વ્યવસ્થિત પદ્ધતિએ જૈન સંસ્થાએ વ્યવસ્થા કરવી જોઈએ.

મુનિમનોહર, અનુભવસારવિધિ અને પાંચ નાટકના ગ્રંથો રચ્યા છે.¹

## ૬ વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ૦ વાદિદેવસૂરિ.

૪૨ આ૦ જિનચંદ્રસૂરિ—તેમનું બીજું નામ આ૦ જિનભદ્રસૂરિ સમજાય છે. તેમણે ગુરુદેવની આજ્ઞાથી સં૦ ૧૨૪ના માહ સુદિ ૧૩ને શુક્રવારે ફલોધિ પાર્શ્વનાથ તીર્થની સ્થાપના કરી હતી.

૪૩ આ૦ મદનચંદ્રસૂરિ—તે શુભંકર પોરવાડના વંશના ઠાકુરના મદન નામના પુત્ર હતા. (જુઓ પ્રક૦ ૩૮ પૃ૦ ૩૮૭) તેઓ આ૦ વાદિદેવસૂરિના સંતાનીય હતા પણ કોના શિષ્ય તે સ્પષ્ટ જાણવા મળતું નથી. મંત્રી તેજપાલની પત્ની મહ૦ અનુપમાદેવીએ સં૦ ૧૨૯૩ના પોષ સુદિ ૧૩ના દિવસે તેમને ઓઘનિર્યુક્તિની પ્રતિ વહોરાવી હતી. શુભંકર પોરવાડના વંશના ઠાકુરના પુત્ર મદને દીક્ષા લીધી તે આ૦ મદનચંદ્રસૂરિ થયા. (-પ્રક૦ ૩૮ પૃ૦ ૩૮૬)

૪૪ આ૦ મહેન્દ્રસૂરિ—તેમના શિષ્ય આ૦ મહેન્દ્રસૂરિ તે વારમાં વિશેષ રહેતા હતા. મોટા જ્યોતિષી હતા અને રાજમાન્ય હતા. તેમણે યંત્રરાજાગમ અધ્યાય ૫, શ્લો૦ ૧૧૮ માં યંત્રરાજ વિષયક જ્યોતિષનો ગ્રંથ રચ્યો છે. તેમના શિષ્ય આ૦ મલયચંદ્રસૂરિએ તેના પર ટીકા રચી છે. મંગલાચરણમાં તેઓ જણાવે છે કે—

> श्रीसर्वज्ञपदाम्बुजं हृदि परामृश्य प्रमाबाद्यं,
> श्रीमन्तं मदनाख्यसूरिसुगुरुं कल्याणकल्पद्रुमम् ।
> लोकानां हितकाम्यया प्रकुरुते सद्यन्त्रराजागमं
> नानाभेदयुतं चमत्कृतिपरं सूरिर्महेन्द्राभिधः ॥१॥

અને તેઓ કહે છે—

> समभूद् भृगुपुरे वरे गणकचक्रचूडामणिः
> कृती नृपतिसत्कृतो मदनसूरिनामा गुरुः ।

1. નાટકો માટે જુઓ પ્રા૦ ૩૫, ૧ ૩૩ દિ૦ ૫૫

सूरिभिमिमयेऽधुना विरचितोऽस्मिन् सम्यगागमे
व्याख्यान प्रविचारणादिक्रमनाप्याबोऽग्रमर् पद्म ॥
(—अ ५, श्लोक ६७नी टीकाप्रशस्ति)

७ वडगच्छ पट्टावली

४१ आ वादिदेवसूरि
४२ आ जिनचंद्रसूरि
४३ आ मदनचंद्रसूरि

४४ आ० मुनिदेवसूरि—तेमणे राजगच्छना आ प्रद्युम्नसूरिए रचेली प्रवज्याविधान नी वृत्तिनी पहेली प्रति लखी अने पोते रचेला शांतिनाथचरित्र नुं तेमनी पासे संशोधन कराव्युं
(जुओ, प्रक ३५, पृ २४.)

पाश्चात् शा शक्तिकुमारने आसाढी नामे पुत्र हतो तेमने शिवादेवी नामे पत्नी तथा १ वोसिरि, २ सादल, ३ मांगो अने ४ पुण्यसिंह नामे पुत्रो थया. वोसिरि वगेरे चार भाईओए पिता आसाढीना कल्याण माटे अष्टापद नामनुं चैत्य बनाव्युं अने तेनी आ मुनिदेवसूरिना हाथे प्रतिष्ठा करावी. तेमणे आचार्यश्रीने शांतिनाथचरित्र रचवानी विनंति करी.
(—श्रीप्रशस्तिसंग्रह, प्र न १३४ पृ ८४)

पूर्णतल्लगच्छना आ देवचंद्रसूरिए स ११६ मा संति नाहचरिय (प्र १२१ ) बनाव्युं हतुं आ मुनिदेवे तेना आधारे स० १३२२ ना मागशर सुदि २ ने बुधवारे नवुं अने संक्षिप्त शांतिनाथचरित्र (प्र ४६१) रच्युं वडगच्छना आ मुनिचंद्रसूरिना पट्टधर आ मुनिचंद्रे स १६१ मा आ शांतिनाथचरित्र ना आधारे काव्यसाहित्यना बधवो युक्त श्रीशांतिनाथ महाकाव्य (प्र ६२७२) रच्युं छे.

(प्रक ३५,पृ १२ प्रक ४१ वडगच्छपट्टावली बीजी पृ )

आ मुनिदेवे स १३२४ मा कृष्णर्षिगच्छना आ जयसिंहसूरि नी धर्मोपदेशमाला (गाथा ९८)नुं विवरण (प्र : ६५ ) रच्युं.

## ૮ વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ૦ વાદિદેવસૂરિ

૪૨ આ૦ મહેન્દ્રસૂરિ—તેમણે ‘છત્રપલ્લીપાર્શ્વનાથસ્તોત્ર’ રચ્યું છે

૪૩ આ૦ પ્રદ્યુમ્નસૂરિ—આશાવલ્લીમાં ચૈત્યવાસી ભટ્ટારકે પ્રતિષ્ઠિત કરેલો પ્રાચીન ‘ઉદયનવિહાર’ હતો, તેની પ્રતિમાઓ વંદનીય નથી એમ ખરતરગચ્છીય આ૦ જિનપતિસૂરિ (સં૦ ૧૨૨૩ થી ૧૨૭૮)એ જાહેર કર્યું ત્યારે આ૦ પ્રદ્યુમ્નસૂરિએ પોતાના પિતા ક્ષેમ કરના પ્રતિબોધ માટે તે વિચારોનું ખંડન કરતો ‘વાદસ્થલ’ નામે ગ્રંથ રચ્યો. આ૦ જિનપતિસૂરિએ પોતાના ગચ્છના પ્રતિપાદન માટે ‘પ્રબોધ્યવાદસ્થલ’ નામનો ગ્રંથ રચ્યો છે.

૪૪ આ૦ માનદેવસૂરિ—તેમના માટે શિલાલેખોમાં ‘પ્રદ્યુમ્નસૂરિપદોદ્ધરણ’ એવું વિશેષણ મળે છે. એ સમયે બીજા આ૦ માનદેવ સૂરિ અને આ૦ માણિક્યચંદ્ર થયા હતા. તેમનાથી જુદા બતાવવા માટે ઉપર્યુક્ત વિશેષણ આપવામાં આવ્યું હોય એમ જણાય છે.

૪૫. આ૦ જયાનંદસૂરિ—તેમણે સં૦ ૧૩ ૫ ના વૈશાખ સુદિ ૩ ને શનિવારે ગિરનાર તીર્થમાં ગૂર્જરાતના મહામાત્ય ઉદયનના વંશજ પૌત્ર ઠક્કુરાણક સામંતસિંહે ભરાવેલી ભ૦ પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

(—ગુજરાતના ઐતિહાસિક લેખો ભા૦ ૩ લેખાંક ૨૧૪)

## ૯ વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ૦ વાદિદેવસૂરિ

૪૨ આ૦ મહેશ્વરસૂરિ—તેમણે આ૦ મુનિસુંદરસૂરિએ રચેલી ‘પક્ખિસત્તરી’ ની સુખબોધિકા વૃત્તિ રચી, જેમાં પં૦ વજ્રસેન ગણિએ મદદ કરી હતી. પં૦ વજ્રસેનના શિષ્ય પં૦ હરિચંદ્રે કર્પૂરપ્રકરણ તેમજ નેમિનાથચરિત્ર ગ્રંથો રચ્યા છે.

૪૩. આ૦ જયપ્રભસૂરિ—તેમણે સં૦ ૧૨૬૧ ના જેઠ સુદિ

પ્રાચારણુ વ્યવસ્થા એ હતી કે મહત્તરા અને પ્રવર્તિની આચાર્યની આજ્ઞામા રહેતા અને સાધ્વીસમૂહ પ્રવર્તિનીની આજ્ઞામા રહેતો. આવી ઉત્તમ વ્યવસ્થા હતી વર્તમાનમા સાધ્વીઓ પન્યાસ કે સાધુઓની સીધી આજ્ઞામા રહે છે આ વ્યવસ્થા ઉત્તમ ન ગણાય. સાધ્વીસઘના અભ્યુદય માટે ફરીવાર એવી પ્રાચીન વ્યવસ્થા ચલાવવી જરૂરી છે

૪૩ આ૦ માનદેવસૂરિ—તેઓ આ૦ વિમલચદ્રસૂરિના શિષ્ય હતા. તેમનુ બીજુ નામ આ૦ માણિક્યસૂરિ પણ હતુ

૪૪ આ૦ ધર્મદેવસૂરિ—તેઓ આ૦ માણિક્યસૂરિના શિષ્ય હતા.

૪૫. આ૦ વજ્રસેનસૂરિ—તેઓ આ૦ ધર્મદેવના આજ્ઞાપાલક શિષ્ય હતા. આ૦ વજ્રસેનસૂરિ આ૦ ધર્મદેવના પટ્ટધર હતા અને આ૦ વાદિદેવસૂરિયુ તાનીય આ જયશેખરસૂરિની પાટે પણ ૪૬ આ૦ વજ્રસેનસૂરિ થયા હતા. આ રીતે એક જ નામના બે આ૦ વજ્રસેન હોવાથી કેટલીક બાબતોમાં સત્ય તારવી શકાતું નથી. કોઈ કોઈ વિદ્વાન તો એક આ વજ્રસેનસૂરિને આ૦ વાદિદેવસૂરિના જ પટ્ટશિષ્ય પણ માને છે તો બને આચાર્યોની બાબતમા ઉપલબ્ધ થતાં પ્રમાણોના આધારે નિર્ણય કરવો જોઈએ. અમે મળેલા પ્રમાણો ના આધારે પટ્ટાનુક્રમ આપ્યો છે

આ આ વજ્રસેનસૂરિએ સ૦ ૧૩૮૪ ના આસો સુદિ ૧ ને સોમવારે શ્રીપાલનગરમા સાધ્વી શ્રીમતી સુદરી, વિજયલક્ષ્મી, સા પદ્મલક્ષ્મી અને સા ચારિત્રલક્ષ્મીની વિનતિથી પોતાના શ્રેય માટે અને સમસ્ત આચાર્ય ઉપાધ્યાય, મુખ્ય સાધુઓના વાચવા માટે શ્રીશાતિનાથચરિત્ર લખ્યુ હતુ

(–શ્રીપ્રશસ્તિસગ્રહ, ભા ૨, પ્ર ન૦ ૧૦૮ પૃ૦ ૭)

## ૧૧ વડગચ્છ પટ્ટાવલી

૪૧. આ૦ વાદિદેવસૂરિ

૪૨. આ૦ વિમલચદ્રસૂરિ—તેઓ પ્રથમ ) ઉપાધ્યાય હતા. આચાર્ય થયા પછી તેમણે આ ગચ્છમા ઉપાધ્યાયપદ અને સાધ્વીનુ પ્રવર્તિનીપદ બધ કર્યાં હતાં.

૪૩ આ૦ માનદેવસૂરિ

૪૪ આ૦ હરિભદ્રસૂરિ આ૦ સર્વદેવસૂરિ—આ સર્વદેવને પં૦ ઉદયચંદ્ર (સં૦ ૧૩૯) નામે શિષ્ય હતા.

૪૫. આ૦ પૂર્ણચંદ્રસૂરિ, આ૦ હરિભદ્રસૂરિ—સં૦ ૧૩૩૧ સં૦ ૧૩૪૯

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨ લેખાંક ૪૮૩, ૪૮૮, ૪૯૮)

૪૬ આ૦ નેમિચંદ્રસૂરિ—તેઓ આ૦ પૂર્ણચંદ્રના શિષ્ય હતા.

૪૭ આ૦ નયનચંદ્રસૂરિ—તેમણે સં૦ ૧૩૪૩ ના માહ સુદિ ૧ ને ગુરુવારે સૌરાષ્ટ્રના ગિરનારકોટના ભ૦ નેમિનાથની પ્રતિષ્ઠા કરી હતી.

૪૮ આ૦ મુનિશેખરસૂરિ—તેઓ ત્યાગી હતા, યુગપ્રધાન હતા. તેઓ જ્યારે ભદ્રનગરમાં હતા ત્યારે શત્રુ જય ઉપર લાગેલી આગને હોલવી નીખી હતી. તેમને મુનિનાથ (સં૦ ૧૪૧૭) નામે શિષ્ય હતા.

૪૯ આ૦ તિલકસૂરિ, આ૦ ધર્મતિલકસૂરિ—સં૦ ૧૩૬૪ સં૦ ૧૪૩૯

૫૦ આ૦ ભદ્રેશ્વરસૂરિ

૫૧ આ૦ મુનીશ્વરસૂરિ—તેમનાથી આચાર્યશાખા અને ભટ્ટારકશાખાઓ ચાલી.

આ સમયે સં૦ ૧૫૧૯ ના જેઠ સુદિ ૯ ના રોજ વડગચ્છના આ૦ ઉદયપ્રભે આબૂ તીર્થમાં ભ૦ સુમતિનાથ અને ભ૦ વિમલનાથની પંચતીર્થીની પ્રતિષ્ઠા કરી હતી.

(—અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૧૪૩)

આ૦ ઉદયપ્રભસૂરિ વરમાણના રહેવાસી હતા.

૫૨. ભ૦ મહેન્દ્ર આ૦ રત્નાકર—ભ૦ મહેન્દ્રના પટ્ટધર ભ૦ કમલચંદ્રસૂરિ (સં૦ ૧૪૮૨માં) થયા.

(—અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૬૨)

૫૩. ભ૦ મેરુપ્રભ, આ૦ રાજરત્ન.

૫૪ ભ૦ મુનિદેવ, આ૦ રત્નશેખર

૫૫. ભ૦ સુપુણ્યપ્રભ આ૦ સમમરાજ—ભ૦ પુણ્યપ્રભસૂરિના શિષ્ય મુનિ વિજયદેવ (સં૦ ૧૬૧૩) હતા.

(—અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૩૮૯)

૫૬ ભ૦ ભાવદેવ, આ૦ ઉદયરાજ

૫૭ ભ૦ શીલદેવ, આ૦ સુરેન્દ્ર—ભ૦ શીલદેવ તે ભ૦ ભાવદેવસૂરિના શિષ્ય હતા. તેમણે સં૦ ૧૬૧૯માં મહિમાપુરમાં સટીક 'યતિજીતકલ્પ' પ્રાકૃતકલ્પ અને સં૦ ૧૬૩૬માં શીલના વૃત્તિ રચી છે. તેમજ તેમણે સં૦ ૧૬૪૪ના વૈશાખ સુદિ ૫ના રોજ ઇંદુ-મૃગશીર્ષ નક્ષત્રમાં બાદશાહ અકબર લાહોરમાં હતો ત્યારે સરસ્વતીપત્તન (સરમાવા)માં 'વિનયધરચરિત્ર' (ગ્ર૦ ૨૨૮૫) રચ્યું છે. તેમના સમયમાં મુનિ માલદેવે બૃહદ્ગચ્છપટ્ટાવલી (ભાષા ૩૮) જીરણ શેઠની દાનભાવનાસ્તવન રચ્યા છે.[1]

મુનિ માલદેવ ગૃહસ્થાવસ્થામાં જ કવિ તરીકે ખ્યાતિ પામ્યા હતા. કવિવર ઋષભદાસે કુમારપાલરાસમાં તેમને મહાકવિની કોટિમાં મૂક્યા છે.

૫૮ ભ૦ માણિક્યદેવ, આ૦ સુગુણવત.

૫૯ ભ૦ દામોદર, આ૦ દેવસૂરિ

૬૦ ભ૦ નરદેવ—બીજાપે મંત્રીને આ ભટ્ટારકને ઉપરની બંને શાખા ઉપર સ્થાપ્યા. તેઓ વિદ્વાન હતા. વૈદકમાં નિષ્ણાત હતા. તેમના પગલે પગલે ઋદ્ધિ હતી. પ્રાતઃસ્મરણીય હતા અને યુગપ્રધાન સમા હતા. (—મુનિ માલની 'બૃહદ્ગચ્છગુર્વાવલી' જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૭૭)

## ૧૨ વાદિદેવસૂરિગચ્છ—વડગચ્છ પટ્ટાવલી

૪૧ આ વાદિદેવસૂરિ

૪૨ આ૦ જિનભદ્રસૂરિ—તેમના ઉપદેશથી શેઠ ધાહડિ પોરવાડે પાટણમાં ઉઠસ્વસહી બંધાની પ્રતિષ્ઠા કરાવી હતી. તેમણે સં૦

૧. શીલદેવે સં૦ ૧૬૩૬માં શ્રી શીલનાવૃત્તિ રચી હતી.
(શ્રી પ્રશસ્તિસંગ્રહ ભા૦ ૨, પ્ર૦ ૧ (પૃ૦ ૪૩૩))

નાગોરીશાખા નામથી વિખ્યાત થઈ

૪૩ આ૦ પ્રસન્નચંદ્રસૂરિ—તેઓ ક્રિયાશિથિલ હતા.

૪૪ આ૦ ગુણસમુદ્રસૂરિ—તેમને રાજા ત્રિભુવનપાલ બહુ માનતો હતો. તેમનો સ્વર્ગવાસ સં. ૧૩ ના થયો હતો.

૪૫. આ૦ જયશેખરસૂરિ—તેઓ ઉગ્ર વિહારી હતા. તેમણે સં. ૧૩૦૧માં તપાગચ્છના આ૦ જગચ્ચંદ્રસૂરિની નિશ્રામાં ક્રિયોદ્ધાર કર્યો હતો, તે સમયથી નાગોરીશાખા નાગોરી તપાગચ્છ તરીકે પ્રસિદ્ધ થઈ તેમણે બાર ગોત્રોને જૈન બનાવ્યા. તેમણે 'બાહીન્દ્રદેવ સૂરિમહાકાવ્ય' રચ્યું (જૈન સત્યપ્રકાશ, ક્રમાંક : ૫૬)

રણથંભોરના રાજા હમીરે તેમને કવિરાજનું બિરુદ આપ્યું હતું.

૪૬ આ૦ વજ્રસેનસૂરિ—તેઓ મોટા વિદ્વાન હતા. અમોઘ ઉપદેશની શક્તિવાળા હતા. તેમને સારંગ ભૂપતિએ સં. ૧૩૪૩મા "દેશનાજલધર"નું બિરુદ આપ્યું હતું. અલ્લાઉદ્દીન ખિલજીએ તેમના યોગના ચમત્કારોથી ખુશી થઈ મંત્રી સિદ્ધ, રાણા સામંત વગેરે ચાલના ચાર તથા વિવિધ ફરમાનો આપ્યા હતા. તેમણે સં. ૧૩૪૨ મા સોહાગોત્રના ૧ વગેરેને જૈન બનાવ્યા, અને ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર તથા 'ગુરુગુણષટ્‌ત્રિંશિકા' રચી. તેઓ સં. ૧૩૫૪મા આચાર્ય થયા હતા.

આ વજ્રસેનસૂરિના શિષ્ય પં. હરિષેણે કપૂરપ્રકર અને 'નેમિનાથચરિત્ર'ની રચના કરી છે

૪૭ આ૦ હેમતિલકસૂરિ—તેમણે સં. ૧૩૮૨મા ભાટી-રાજા તથા દુલચીરાજને ઉપદેશ આપી જૈન બનાવ્યા. તેમણે 'ભુવનદીપક' ગ્રંથની વૃત્તિ પણ રચી છે

સમરશાહે સં. ૧૩૭૧ ના માહ સુદિ ૭ ને ગુરુવારે શત્રુંજય તીર્થનો મોટો ઉદ્ધાર કર્યો ત્યારે આ૦ હેમાચાર્ય ત્યાં હાજર હતા.

૪૮ આ૦ રત્નશેખરસૂરિ—તેમનો સં. ૧૩૭૨માં જન્મ, સં. ૧૩૮૫મા દીક્ષા, સં. ૧૪ મા ભિલાડામા આચાર્યપદ અને સં. ૧૪૨૮ પછી સ્વર્ગવાસ થયો.

તેમણે ખરતરગચ્છના આ૦ જિનપ્રભસૂરિ પાસે અભ્યાસ કર્યો હતો. તેમને 'મિથ્યાધકારનભોમણિ'નું બિરુદ મળ્યું હતું. તેમણે સં૦ ૧૪૪૭માં 'ગુણસ્થાનકમારોહ સ્વોપજ્ઞવૃત્તિ, વીરજયક્ષેત્રસમાસ સ્વોપજ્ઞવૃત્તિ, ગુરુગુણષટ્ત્રિંશકાવૃત્તિ, સંબોધસિત્તરીવૃત્તિ, સં૦ ૧૪૧૮માં સિરિસિરિવાલકહા, સિદ્ધચક્રલેખનવિધિ દિનશુદ્ધિદીપિકા આ૦ ૧૪૪ છ કોરત્નાવલી અને ષટ્દર્શનસમુચ્ચય વગેરે ગ્રંથોની રચના કરી છે. આ ગ્રંથના લેખકે સં૦ ૧૯૮૩ના કાર્તિક સુદિ ૫ના રોજ મુંબઈમાં દિનશુદ્ધિદીપિકાની ગુજરાતી વિધપ્રભા નામે ટીકા રચી છે.

સં૦ ૧૪ ૭માં ફિરોજશાહ તઘલખને આચાર્યશ્રીએ ઉપદેશ આપ્યો અને બાદશાહે તેમને સં૦ ૧૪૧૪માં વિવિધ ફરમાનો આપ્યાં હતાં.[1]

આચાર્યશ્રીએ ૧૦ ઘરોના માણસોને નવા જૈન બનાવ્યા.

તેમના શિષ્ય પં૦ સોમચંદ્રગણિએ સં૦ ૧૫ ૪માં કર્પૂરપ્રકર પ્રબ બાલાવબોધ કથા ૧૫૭ (ગ્ર૦ ૨૨૬૦) રચ્યા છે.

૪૯. આ૦ હેમચંદ્રસૂરિ—તેમણે સં૦ ૧૪૧૮માં તેમના ગુરુદેવની 'સિરિસિરિવાલકહા'નો પ્રથમ આદર્શ લખ્યો હતો. સં૦ ૧૪૨૪માં પૂર્ણચંદ્ર આચાર્ય થયા હતા.

૫૦. આ૦ હેમહંસસૂરિ—તેમનું બીજું નામ હેમચંદ્ર પણ મળે છે. તેઓ આ૦ પૂર્ણચંદ્રના શિષ્ય હતા. તેમનો સં૦ ૧૪૩૧માં જન્મ, સં૦ ૧૪૩૯માં દીક્ષા, સં૦ ૧૪૫૩માં આચાર્યપદ થયાં.

તેમની પરંપરામાં અનુક્રમે ૫૧. પં૦ લક્ષ્મીનિવાસ, ૫૨. પં૦ પુણ્યરત્ન, ૫૩. પં૦ સાધુરત્ન વગેરે યતિઓ થયા.

૫૧. આ૦ રત્નસાગર—તેમનું દીક્ષા નામ રત્નાકર હતું. તેમનું બીજું નામ આ૦ રત્નપ્રભસૂરિ પણ મળે છે. તેમણે સં૦ ૧૪૯૨માં 'આદિનાથ જન્માભિષેક' તથા સં૦ ૧૫૦૮માં અમદાવાદમાં 'વસંતવિલાસ' રચ્યો.

[1] આ૦ જિનતિલકસૂરિ આ૦ હેમહંસ સુધીના આચાર્યોના પટ્ટક્રમ માટે શિલાલેખો, પ્રશસ્તિ-ટીકા તથા પટ્ટાવલીઓમાં વિશેષ વિચાર જોવા જેવા છે.

૧૨ ૪મા 'ઉપદેશમાલા કથા' રચી છે સં૦ ૧૨૧૮માં મંત્રી યશોધવલના અમાત્યપણામાં પાટણમાં તાડપત્ર ઉપર 'કલ્પચૂર્ણિ' લખાવી. તેમના બીજા પટ્ટધર આ૦ રત્નપ્રભસૂરિ થયા. (પટ્ટ ૪૫મો)

૪૩. આ૦ શાંતિસૂરિ—તે પરમત્યાગી હતા. તેમને વાદિદેવસૂરિના હાથે આચાર્યપદવી મળી હતી. તેમની સેવામાં દેવો આવતા હતા.

૪૪ આ૦ ગુણાકરસૂરિ—તેમનું દેવો પણ સાનિધ્ય કરતા હતા.

૪૫ આ૦ રત્નપ્રભસૂરિ—તે તીવ્ર બુદ્ધિશાળી હતા અને બોલવામાં ચતુર હતા.

૪૬ આ૦ ગુણસમુદ્રસૂરિ—તે સ્વભાવે સરળ હતા અને શાસન પ્રત્યે અત્યંત રાગવાળા હતા. સં. ૧૪૧૪

૪૭ મુનિ હરિભદ્ર—રામસેનના શેઠ વીરકાને મંજુલાદે પત્ની હતી. તેણે મહીપ અને હરિ નામે બે પુત્રોને જન્મ આપ્યો. હરિ નાનો હતો. તેનું મુખ મનોહર હતું. તે સુભગ અને ધર્મનિષ્ઠ હતો. તેને હમીરદે નામે પત્ની હતી. તેનાથી તેમને રાસિલ અને નાનુ નામે બે પુત્રો થયા. તે પછી હરિએ આ૦ ગુણસમુદ્રસૂરિ પાસે દીક્ષા લીધી. તેમનું નામ મુનિ હરિ પાડવામાં આવ્યું. તેઓ પરમ સાધુભક્ત હતા. તેમણે ગુરુ આજ્ઞા મેળવી અનશન આદરી સ્વર્ગગમન કર્યું. તેના પુત્ર નાનુએ રાજગચ્છના આ૦ માણિક્યચંદ્રે રચેલા શાંતિનાથચરિત્ર સર્ગ ૮, (ગ્રં૦ ૫૫૭૪) નવી પ્રતિ લખાવી, આ૦ ગુણસમુદ્રસૂરિને વહોરાવી. આ૦ ગુણસમુદ્રે તેની પુષ્પિકામાં આ દાન-પ્રશસ્તિ લખી છે. (—શાંતિનાથચરિત્ર-પુષ્પિકા, સં૦ ૧૪૧૪)

## ૧૭ દેવાચાર્યગચ્છ પટ્ટાવલી (જાલોર)

૪૧ આ૦ વાદિદેવસૂરિ—રાજા કુમારપાળે સં૦ ૧૨૨૧માં જાલોરના સુવર્ણગિરિ ઉપર ભ૦ પાર્શ્વનાથનો કુમારવિહાર સ્થાપન કર્યો અને તેમાં સદ્વિધિ પ્રવર્તે એ ખાતર રાજગચ્છના આ૦ વાદીન્દ્ર દેવાચાર્યના પક્ષમાં તે પ્રાસાદ આચાર્યને સમર્પિત કર્યો.

૪૨ આ૦ પૂર્ણદેવસૂરિ—તેમનું બીજું નામ પૂર્ણચંદ્ર હોવાનું જણાય છે. જાલોરના મંત્રી યશોવીર રાજા સમરસિંહ ચૌહાણના

આદેશથી સં૦ ૧૨૪૨માં કુમારવિહારનો ઉદ્ધાર કરાવ્યો. સં૦ ૧૨૫૬ના જેઠ સુદિ ૧૧ના રોજ આ પૂર્ણચંદ્રસૂરિના હાથે તેના કળશ, ધ્વજા, તોરણ વગેરેની પ્રતિષ્ઠા કરાવી હતી. સં૦ ૧૨૭૯માં તેઓ પોતાને દેવસૂરિગચ્છના બતાવે છે

(-ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા૦ ૨ લે૦ ૬૨૨)

તેમણે સૂરિમંત્રઆશ્રિત-લબ્ધિસ્તોત્ર પ્રાકૃત ગાથા ૧૫ અને શત્રુંજય ઉપર પાંચ ઉપવાસ કરીને સૂરિમંત્રકલ્પનું ઉપાયવિવરણ (શ્ર૦ ૨૩૮) રચ્યું છે

૪૩. આ૦ સમરચંદ્રસૂરિ—તેમણે સં૦ ૧૨૬૮માં દિવાળીના દિવસે કુમારવિહારના રજમંડપ ઉપર સ્વર્ણકળશની પ્રતિષ્ઠા કરી હતી. તેમનું બીજું નામ આ૦ શમચંદ્ર પણ મળે છે

(-પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨, લેખાંક ૩૫૨, જાલોરલેખ)

૪૪. આ૦ જયમંગલસૂરિ—તેમણે દુસાધ્ય મંત્રી યશોવીરના પ્રશંસાના શ્લોકો રચ્યા છે. મારવાડમાં આવેલી સુંધાની પહાડી પર જાલોરના રાજા ચાચિગદેવ (સં૦ ૧૩૦૯ થી ૧૩૩૪) વાળી પ્રશસ્તિ, અપભ્રંશ ગુજરાતીમાં 'મહાવીર જન્માભિષેક પદ્ય ૨૭, કવિશિક્ષા ગ્રંથ તથા 'અર્હદ્‌કાવ્યની ટીકા રચી છે.

૪૫. આ૦ સોમચંદ્રસૂરિ—તેમણે સં૦ ૧૩૨૯માં 'વૃત્તરત્નાકરની સુબોધિનીવૃત્તિ રચી છે

દેવાનંદિતગચ્છ—૪૨મા આ૦ શીલભદ્રના સંતાનીય શ્રાવકની સં૦ ૧૨૧૪માં જે મૂર્તિ બની હતી તે આજે મહેસાણાના મોટા દેરાસરમાં વિદ્યમાન છે (વિશેષ માટે જુઓ, પ્રક૦ ૩૫, પૃ૦ ૬૬)

## ૧૪. નાગોરીવડગચ્છ—નાગોરીતપાગચ્છ પટ્ટાવલી

૪૧. આ૦ વાદિદેવસૂરિ

૪૨. આ૦ પદ્મપ્રભસૂરિ—તેમણે સં૦ ૧૨૨૧માં 'ભુવનદીપક ગ્રહ ભાવપ્રકાશ નામે ગ્રંથગ્રંથ રચ્યો છે. આ૦ સિંહતિલકસૂરિએ તેના ઉપર સં૦ ૧૩૨૬માં 'ભુવનદીપકવૃત્તિ રચી છે. આ આચાર્ય નાગોર-સાંભર તરફ વિશેષ વિચરતા રહ્યા હોવાથી તેમની પરંપરા

નાગોરીશાખા નામથી વિખ્યાત થઈ

૪૩ આ૦ પ્રસન્નચંદ્રસૂરિ—તેઓ ક્રિયાશિથિલ હતા.

૪૪ આ૦ ગુણસમુદ્રસૂરિ—તેમને રાજા ત્રિભુવનપાલ બહુ માનતો હતો. તેમનો સ્વર્ગવાસ સં. ૧૩ ૮મા થયો હતો.

૪૫ આ૦ જયશેખરસૂરિ—તેઓ ઉગ્ર વિહારી હતા. તેમણે સં૦ ૧૩ ૧માં તપાગચ્છના આ૦ જગચ્ચંદ્રસૂરિની નિશ્રામાં ક્રિયોદ્ધાર કર્યો હતો, તે સમયથી નાગોરીશાખા નાગોરી તપાગચ્છ તરીકે પ્રસિદ્ધ થઈ. તેમણે બાર ગોત્રોને જૈન બનાવ્યા. તેમણે વાદીન્દ્રદેવ સૂરિમહાકાવ્ય' રચ્યું (જૈન સત્યપ્રકાશ, ક્રમાંક ૫૬)

રણથંભોરના રાવ હમીરે તેમને કવિરાજનું બિરુદ આપ્યું હતું.

૪૬ આ૦ વજ્રસેનસૂરિ—તેઓ મોટા વિદ્વાન હતા. અમોઘ ઉપદેશની શક્તિવાળા હતા. તેમને સારંગ નૃપતિએ સં. ૧૩૪૩મા "દેશનાજલધર"નું બિરુદ આપ્યું હતું. અલ્લાઉદ્દીન ખિલજીએ તેમના યોગના ચમત્કારોથી ખુશી થઈ નવી શિહક શબ્દ માપક પુષ્પ ગામમા હાર તથા વિવિધ ફરમાનો આપ્યા હતા. તેમણે સં. ૧૩૪૨ મા ઓસવાલગોત્રના ૧ ઘરોને જૈન બનાવ્યા, લઘુ ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત્ર તથા 'ગુરુગુણષટ્ત્રિંશિકા' રચી. તેઓ સં. ૧૩૫૪મા આચાર્ય થયા હતા.

આ વજ્રસેનસૂરિના શિષ્ય પં. હરિષેણે કર્પૂરપ્રકર અને 'નેમિનાથચરિત્ર'ની રચના કરી છે.

૪૭ આ૦ હેમતિલકસૂરિ—તેમણે સં. ૧૩૮૨મા ભાટી-રાજા તથા દુલચીરાયને ઉપદેશ આપી જૈન બનાવ્યા. તેમણે 'ભુવનદીપક' ગ્રંથની વૃત્તિ પણ રચી છે.

સમરશાહે સં. ૧૩૭૧ ના મહા સુદિ ૭ ને સોમવારે શત્રુંજય તીર્થનો મોટો ઉદ્ધાર કર્યો ત્યારે આ હેમાચાર્ય ત્યાં હાજર હતા.

૪૮ આ૦ રત્નશેખરસૂરિ—તેમનો સં૦ ૧૩૭૨મા જન્મ, સં. ૧૩૮૫મા દીક્ષા, સં. ૧૪ મા ભિન્નમાલમા આચાર્યપદ અને સં. ૧૪૨૮ પછી સ્વર્ગવાસ થયો.

તેમણે ખરતરગચ્છના આ૦ જિનપ્રભસૂરિ પાસે અભ્યાસ કર્યો હતો. તેમને 'મિથ્યાત્વકાન્તમોમણિ'નું બિરુદ મળ્યું હતું. તેમણે સં૦ ૧૪૪૭માં 'ગુણસ્થાનકમારોહ' સ્વોપજ્ઞવૃત્તિ, વીરજ્યક્ષેત્રસમાસ સ્વોપજ્ઞવૃત્તિ, ગુરુગુણષટ્‌ત્રિંશકાવૃત્તિ, સંબોધસિત્તરીવૃત્તિ, સં૦ ૧૪૧૮માં ત્રિપિટિસિલાવાકકથા, સિદ્ધચક્રલેખનવિધિ, દિનશુદ્ધિદીપિકા, સં૦ ૧૪૪૭ ઉદીરત્નાવલી અને ષડ્‌દર્શનસમુચ્ચય વગેરે ગ્રંથોની રચના કરી છે. આ ગ્રંથના લેખકે સં૦ ૧૯૮૩ના કાર્તિક સુદિ ૫ના રોજ મુંબઈમાં દિનશુદ્ધિદીપિકાની ગુજરાતી 'વિશ્વપ્રભા' નામે ટીકા રચી છે.

સં૦ ૧૪૦૭માં ફિરોજશાહ તઘલખને આચાર્યશ્રીએ ઉપદેશ આપ્યો અને બાદશાહે તેમને સં૦ ૧૪૧૪માં વિવિધ ફરમાનો આપ્યાં હતાં.[1]

આચાર્યશ્રીએ ૧૦૦૦ ઘરોના માણસોને નવા જૈન બનાવ્યા.

તેમના શિષ્ય પં૦ સોમચંદ્રગણિએ સં૦ ૧૫૦૪માં કર્પૂરપ્રકર ગ્રંથ બાલાવબોધ કર્યો. ૧૫૭ (પ્ર૦ ૨૨૯૦) રચ્યા છે.

૪૯. આ૦ હેમચંદ્રસૂરિ—તેમણે સં૦ ૧૪૧૮માં તેમના ગુરુદેવની ત્રિપિટિસિલાવાકકથાનો પ્રથમ આદર્શ લખ્યો હતો. સં૦ ૧૪૮૪માં પૂર્ણચંદ્ર આચાર્ય થયા હતા.

૫૦. આ૦ હેમહંસસૂરિ—તેમનું બીજું નામ હેમચંદ્ર પણ મળે છે. તેઓ આ૦ પૂર્ણચંદ્રના શિષ્ય હતા. તેમનો સં૦ ૧૪૩૧માં જન્મ, સં૦ ૧૪૩૯માં દીક્ષા, સં૦ ૧૪૫૩માં આચાર્યપદ થયાં.

તેમની પરંપરામાં અનુક્રમે ૫૧. પં૦ લક્ષ્મીનિવાસ, ૫૨. પં૦ પુણ્યરત્ન, ૫૩. પં૦ સાધુરત્ન વગેરે યતિઓ થયા.

૫૧. આ૦ રત્નસાગર—તેમનું દીક્ષા નામ રત્નાકર હતું. તેમનું બીજું નામ આ૦ રત્નપ્રભસૂરિ પણ મળે છે. તેમણે સં૦ ૧૪૯૨માં 'આદિનાથ જ માલિનેક' તથા સં૦ ૧૫૦૮માં અમદાવાદમાં 'વસંતવિલાસ' રચ્યો.

---

૧. આ સ્તવીઓથી આ હેમચંદ્રસૂરીના આચાર્યોના પટ્ટાનુક્રમ માટે સ્થિરાપથો, અકટાનિ ટીકા તથા પાતાવલીઓમાં વિસ્તાર લેવાય છે.

ઓસવાલ, પોરવાલ, ભા. મોરડિયા, શ્રીમાળી, ગૂર્જરસ્વણસાલી, અગ્રવાલ, પલ્લીવાલ, કપોળ, નાગર વગેરે અનેક જ્ઞાતિઓવાળા તપાગચ્છના જૈનો છે.

## ૧૫ વડગચ્છ પટ્ટાવલી (આરાસણ)[1]

૪૧ આ. વાદિદેવસૂરિ

૪૨. આ૦ જિનભદ્રસૂરિ—તેમના ઉપદેશથી શેઠ વાહડ પોરવાડે પાટણમાં ઉંદરવસહી બનાવી પ્રતિષ્ઠા કરાવી હતી. તેમણે સં. ૧૨૦૪માં ઉપદેશમાલાકથા રચી. સં. ૧૨૧૮માં મંત્રી યશોધવલના મંત્રીપણામાં પાટણમાં 'કલ્પચૂર્ણિ'ની તાડપ્રતિ લખાવી. તેમના બીજા પટ્ટધર આ. શાંતિસૂરિ હતા.(જુઓ, પટ્ટાવલી ૧૨ મી)

૪૩ આ૦ રત્નપ્રભસૂરિ—તેમના ઉપદેશથી શેઠ વાહડના મોટા પુત્ર બ્રહ્મદેવે સં. ૧૨૭૫માં આરાસણના દેરાસરમાં દાદાઘર કરાવ્યો.[2]

૪૪ આ૦ હરિભદ્રસૂરિ

૪૫. આ૦ પરમાણંદસૂરિ—તેમના ઉપદેશથી શેઠ વાહડના બીજા પુત્ર શરણદેવ, તેમના પુત્રો વીરચંદ, પાસડ, આમડ તથા રાવણે સં. ૧૩૧ માં આરાસણમાં ૧૭ તીર્થંકરોનો પટ્ટ કરાવ્યો. શેઠ વીરચંદે સં. ૧૩૩૮માં આરાસણમાં ભ૦ વાસુપૂજ્યની દેરી બનાવી પ્રતિમા ભરાવી, પ્રતિષ્ઠા કરાવી. સં. ૧૩૪૫માં સમેતશિખર તીર્થની યાત્રા કરી સમેતશિખરનો પટ્ટ બનાવ્યો અને એ પટ્ટની મુખ્ય પ્રતિષ્ઠા કરાવી, ચોવીસીના તીર્થમાં સ્થાપન કર્યો.

(—આરાસણના લેખો, પ્રાચીન જૈનલેખ સંગ્રહ, ભા. ૨ લેખાંક ૨૭૯-૨૯૦)

---

૧. આરાસણના આચાર્ય વગેરે માટે જૂઓ, પ્ર. ૩૬ પૃ. ૨૨૫
આરાસણગચ્છ માટે જૂઓ [પ્ર. ૩૭ પૃ. ૨૬૩]
આરાસણ તીર્થ માટે જૂઓ, [પ્ર. ૩૯, પૃ. ૨૫૮]

૨ આ સમયે રાજગચ્છના [૧૩] આ. વર્ધમાન [૧૪] આ. રત્નપ્રભ થયા. તેમના ઉપદેશથી સં. ૧૩૧ ના વૈશાખ વદિ ૫ના રોજ શેઠ ધીરદેવ પિરયાના વંશના વીરદેવે આરાસણમાં ભ. નેમિનાથના દેરાસરમાં સ્થાન કરાવ્યો. [પ્ર. ૪૧, રાજ ગચ્છ પટ્ટાવલી, પૃ. ૩૧]

## ૧૬ ભિન્નમાલ વડગચ્છ

આ ગચ્છ કયા ગચ્છનો પેટાગચ્છ છે તેનો સ્પષ્ટ આધાર મળતો નથી, પરંતુ એક ઉલ્લેખના આધારે અમે તેને વાદિદેવસૂરિનો સંતાનીય બતાવ્યો છે તેમા અનુક્રમે ૧ આ૦ વીરસૂરિ ૨. આ૦ અમરપ્રભસૂરિ, ૩ આ૦ કનકપ્રભસૂરિ થયા હતા.

શ્રીમાલી વહોરા ગોપાલે તેમના ઉપદેશથી સં૦ ૧૫૫૧ ના વૈશાખ સુદિ ૬ ને ગુરુવારે પુનર્વસુ નક્ષત્રમા માળવગઢની દક્ષિણ તળેટીમા ભ૦ પાર્શ્વનાથનો પ્રાસાદ બંધાવ્યો.

(—જૈનસત્યપ્રકાશ, ક્ર૦ ૨૫, પટ્ટાવલી સમુચ્ચય, ભા ૨, પૃ૦ ૨૨૫)

અચલગચ્છમાં પણ ભિન્નમાલગચ્છ એવો શાખાગચ્છ હોવાની પ્રશસ્તિઓ મળે છે

## ૧૭ રામસેનીય વડગચ્છ

બૃહદ્‌ગચ્છમા રામસેનીયશાખાના આ૦ મલયચંદ્રસૂરિ થયા. તેમણે સં૦ ૧૫ ૬ મા પ્રતિષ્ઠિત કરેલ ભ૦ શાંતિનાથની ધાતુપ્રતિમા સુરખના (ઉ પ્ર)મા વિરાજમાન છે

## ૧૮ જગાવલા વડગચ્છ

આ ગચ્છમા સં૦ ૧૬૫૧ ના વૈશાખ સુદિ ૫ ને ગુરુવારે આ૦ દેવાનંદસૂરિપટ્ટે આ૦ સોમસુંદરસૂરિ થયા.

**કલિકાલસર્વજ્ઞ આ૦ હેમચંદ્રસૂરિ (સં૦ ૧૨૨૯)**

किं स्तुमः शब्दपाथोधेर्हेमचन्द्रयतेर्मतिम् ।
एकेनापि हि येनेदृक् कृतं शब्दानुशासनम् ॥

ગૂજરાતના ધંધુકા નગરમા મોઢ જ્ઞાતિનો શેઠ ચાચો (ચાચિગ) રહેતો હતો, તેને પાહિની નામે પત્ની હતી. તે જૈનોમા પ્રસિદ્ધિ પામેલા મોઢી નેમિનાગ મોઢની બહેન હતી. તે જૈનધર્મ પાળતી હતી. એક વેળા તેણે સ્વપ્નમા ચિંતામણિરત્ન જોયું, જે ગુરુ પાસે

જઈને ચમકવા લાગ્યું. એક આંબો જોયો, જે બીજે સ્થળે જઈ ફાલ્યો ફૂલ્યો.[1]

આ દેવચંદ્રસૂરિએ એ સ્વપ્નના ફળ વિશે જણાવ્યું કે તું એક નરમણિને જન્મ આપીશ જે મોટો થતાં ગુરુમણિ થશે. તારો એ પુત્ર ધીમે ધીમે વિકાસ સાધી એક મહાન પુરુષ બનશે.

તેણે સં. ૧૧૪૫ ના કાર્તિક સુદિ ૧૫ ની રાતે એક તેજસ્વી બાળકને જન્મ આપ્યો. તેના માતાપિતાએ એ બાળકનું નામ ચાંગદેવ રાખ્યું. ચાંગ એટલે ઉત્તમ.

પૂર્ણતલ્લગચ્છના આ દેવચંદ્રસૂરિ એક દિવસ ધંધૂકામાં મોઢજ્ઞાતિના દેરાસરમાં દર્શને પધાર્યા.[2] તેઓ ચૈત્યવંદન કરતા હતા ત્યાર પાહિનીદેવી પણ દેરાસરે દર્શન કરવા આવી હતી અને દેરાસરમાં પ્રદક્ષિણા દેતી હતી. એ સમયે બાળક ચાંગો પણ ઉપાશ્રયમાં જઈને આચાર્યશ્રીના આસન પર બેસી ગયો. આચાર્યશ્રી અને માતાએ ત્યાં આવીને જોયું કે બાળક ગુરુપદનો અભિલાષી છે. આચાર્યશ્રીએ પાહિનીને યાદ આપી કે બહેન! એ આમ્ર સ્વપ્ન તમને યાદ છે? આ બાળક જગદ્ગુરુ થવાને જન્મ્યો છે. એ આ તેની જ નિશાની છે તું આતે જ જોઈ લે, હવે વિચાર કરી લે. તારે આ બાળક ગુરુ મહારાજને વહોરાવવો જોઈએ.

માતાએ જવાબ આપ્યો કે તેના પિતાજીની આજ્ઞા હોય તો મારી સમ્મતિ છે પણ તેના પિતા આજ્ઞા આપે તે અશક્ય છે.

પાહિની દેવીએ વિચાર કર્યો કે સાચો આંબો એ નિશ્ચિતરૂપે સાધુ થવાનો હશે તો પછી સારું પોતાના હાથે તેને યોગ્ય ગુરુને કેમ ન સોંપવો? તેણે પોતાના ભાઈ નેમિનાગની સાથે સલાહ કરી લીધી અને સમારોહ સાથે આ૦ દેવચંદ્રસૂરિને સોંપ્યો.

---

૧ કલ્પવૃક્ષ ચિંતામણિ (પ્રભાવકચરિત), આંબો (કુમારપાલ અને પ્રબંધચિંતામણી)

૨. પૂર્ણતલ્લગચ્છના આ દેવચંદ્રસૂરિ માટે જુઓ, પ્ર ૩૫, ૫ ૧૧

મુનિ સોમચંદ્રે સરસ્વતીના આ વરદાનથી ખુશ થઈ તેમણે કાશ્મીર જવાનું મુલતવી રાખ્યું.

એક એવી માન્યતા છે કે આ દેવીના વરદાનની ઘટના અજારી તીર્થમાં બની હતી.

આ હેમચંદ્રસૂરિને દૈવી સહાય હતી, એ અંગે પણ એક કિંવદંતી મળે છે કે આ દેવચંદ્રસૂરિ, મુનિ સોમચંદ્ર અને મુનિ મલયગિરિ—એ ત્રણેએ એક સોમસમાનનામ સ્ત્રી કુમારીના ગામના શ્રીમાળી શેઠની પદ્મિની સ્ત્રીને પોતાની સામે નગ્ન ઊભી રાખી દેવીનું ધ્યાન કર્યું ત્યાં શેઠને મુઠ્ઠી તલવારે ઊભા રાખ્યા અને તેમને સૂચના આપી રાખી કે અમારામાંથી જો કોઈ ચલાયમાન થાય તેનું માથું તારે તલવારથી ઉડાડી દેવું. તેઓએ ૧૦ દિવસ સુધી એ પ્રકારે ધ્યાન ધર્યું. તેઓના બ્રહ્મતેજથી અને ધ્યાનના આકર્ષણથી અગિયારમા દિવસે દેવ પ્રત્યક્ષ થયા. દેવે વરદાન આપ્યું કે આ દેવચંદ્રસૂરિને બાવન વીર વશમાં રહેશે. મુનિ સોમચંદ્રસૂરિ રાજાને પ્રતિબોધ કરી શકશે અને મુનિ મલયગિરિ સિદ્ધાંતની વૃત્તિઓ બનાવી શકશે. આમાં શ્રીમાળી શેઠને કરોડ રૂપિયાનો લાભ થયો અને આચાર્યો ત્યાંથી વિહાર કરી રૈવતાવતાર તીર્થની યાત્રાએ ગયા.

(—સોહમકુલપટ્ટાવલી, વીરવંશાવલી)

એક ગામમાં એક શ્રીમંતનો પુત્ર અંતરાયકર્મના ઉદયથી નિર્ધન બની ગયો હતો. પરંતુ ધન માટી અને કોલસા બની ગયું હતું. આથી તે દુઃખી હતો. મુશ્કેલીથી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. તેણે પોતાના ઘરના ભોંયરામાંથી કઢાવી ઘરના ચોકના એક ખૂણામાં રાખી મૂક્યાં હતાં. એવામાં આચાર્યશ્રી વિહાર કરતા કરતા તે ગામમાં પધાર્યા અને શેઠના પુત્રના ઘેર ગોચરી માટે પધાર્યા.

શેઠના પુત્રે ઘણા આદરથી આચાર્યશ્રીને ભિક્ષા વહોરાવી. બાલમુનિ સોમચંદ્રે ઘરમાં અને ચોકમાં નજર ફેરવી તો તેમને પેલો કોલસાનો ઢગલો સોનાનો દેખાયો. તેમને વિચાર આવ્યો કે આ ગૃહસ્થ કરોડપતિ હોવો જોઈએ, પરંતુ ગોચરીમાં કેમ એમ ન

તેમને થયુ કે, આ સોની હોવો જોઈએ. તેમણે ગુરુજીને ગુપ્ત સંકેત કર્યો, પણ ગુરુજી કંઈ સમજી ન શક્યા. પણ ચતુર શેઠનો પુત્ર એ હકીકત પામી ગયો. તેણે ઊભા થઈ બાલમુનિને ઊંચકીને તે કગલા ઉપર જ બેસાડી દીધા. એ બાલબ્રહ્મચારી ચારિત્રનિષ્ઠ બાલમુનિના ચારિત્રના પ્રભાવથી કંચનને કગલો પ્રગટ રીતે સોનાનો બની ગયો. શેઠના પુત્રે હર્ષ પામીને ગુરુમહારાજને વિનંતિ કરતા જણાવ્યુ કે નાના મહારાજ તો પ્રત્યક્ષ સ્વર્ણપુરુષ છે એ સોમ ચંદ્ર નથી પણ હેમચંદ્ર છે ગુરુદેવ ! આપ આ મુનિને આચાર્ય પદવીથી અલંકૃત કરો અને તે ઉત્સવમા આ શ્રાવકને લાભ મળે એવી કૃપા કરો.

આચાર્ય મહારાજે પણ મુનિ સોમચંદ્રને હેમચંદ્રરૂપે નિહાળ્યા.

(–વીરવંશાવલી, સોહમકુલપટ્ટાવલી, પટ્ટાવલીસમુચ્ચય, ભા ૨)

**આચાર્યપદ—**

ગુરુદેવે આ બાલમુનિને કામવિજેતા અને સવ રીતે યોગ્ય જાણી સં૦ ૧૧૬૬ ના વૈશાખ સુદિ ૩ ના દિવસે મધ્યાહ્ન સમયે કર્ક લગ્નમાં પહેલે ગુરુ, ત્રીજે રાહુ, છઠ્ઠે મંગળ, નવમે શુક્ર–કેતુ, દશમે સૂર્ય–બુધ અને અગિયારમે ચંદ્ર–શનિ હતા—એ યોગમા ખંભાતનગરમાં આચાર્યપદવી આપી, તેના કર્ણને ચંદન કપૂરથી સુવાસિત કરીને સૂરિમંત્ર આપ્યો અને તેનુ નામ આ હેમચંદ્રસૂરિ રાખ્યુ

આ સમયે માતા પાહિનીએ પણ ઉલ્લાસથી દીક્ષા લીધી. આ નવા આચાર્યશ્રીની ભાવના અનુસાર આચાર્યશ્રીએ સાધ્વી પાહિનીને પ્રવર્તિનીપદ આપ્યુ અને સંઘે પ્રવર્તિનીને સિંહાસન ઉપર બેસ વાની અનુમતિ આપી.

આ દેવચંદ્રસૂરિ સં૦ ૧૧૯૭ લગભગમા સમાધિથી કાલ કરી સ્વર્ગે ગયા અને આ હેમચંદ્રસૂરિ સપરિવાર વિહાર કરતા કરતા પાટણ પધાર્યા.

એક દિવસે રાજા સિદ્ધરાજની સવારી બજારમાંથી પસાર થઈ રહી હતી. રાજા હાથી ઉપર બેઠો હતો. આ૦ હેમચંદ્રસૂરિ પણ એ

જ અવસરે બજારમાં થઈને જઈ રહ્યા હતા. રાજાએ આચાર્યશ્રી પાસે આવીને પૂછયું 'મહાત્મન્! તમારે કંઈ કહેવું છે?' અવસરજ્ઞ આચાર્યશ્રીએ પ્રસન્નમુખે જણાવ્યું 'સિદ્ધરાજ! તારા ગજને શંકા સુધ્ધાં વિના જ આગળ ચલાવ. કદાચ દિગ્ગજો ત્રાસી જાય તો તેનો તારે વિચાર કરવો નહીં. કેમકે પૃથ્વીને તો તું જ ધારણ કરી રહ્યો છે.' રાજવીએ આચાર્યશ્રી ઉપર મીઠી નજર નાખી.

સિદ્ધરાજના દિલમાં દિગ્વિજયના વિચારો ઊઠ્યા હતા. બરાબર એ જ સમયે તેને પ્રસન્નમુખ આચાર્યશ્રીનાં દર્શન થયાં. તેમના જ શ્રીમુખેથી મહામંગલરૂપ આશીર્વાદ મળ્યો, એ કે રાજવીએ આ વચનો મહાશકુનવતી માની લીધાં અને આચાર્યશ્રીને વિનંતિ કરી કે 'આપ હમેશાં બપોરે મને પ્રમોદ વિનોદ આપવા પધારજો.'

**રાજમહેલમાં પ્રવેશ—**

આચાર્યશ્રીએ રાજાના આ આમંત્રણને શુભ શકુન માની લઈ તેઓ બપોરના રાજમહેલમાં જવા લાગ્યા. તેઓ પોતાના ચારિત્ર્ય બળથી અને પ્રતિભાથી ધીમે ધીમે રાજસભામાં પ્રતિષ્ઠા પામ્યા.

રાજસભામાં આચાર્યશ્રીનો ઉત્કર્ષ જોઈ બીજા પંડિતોના દિલમાં સાક્ષર માત્સર વૃત્તિ એ ન્યાયે ઈર્ષ્યાએ જન્મ લીધો. પણ આચાર્યશ્રી તો સૌમ્યભાવથી તેમને શાંત કરતા અને પોતાની પ્રતિભાથી પ્રભાવિત કરતા રહેતા.

એક દિવસ એક ચારણ કવિ રાજાની સભામાં આવ્યો. તે અપભ્રંશ ભાષામાં કવિત્ત બનાવીને બોલવા લાગ્યો. તે કવિત્તના પ્રારંભમાં આચાર્ય હેમચંદ્રનું નામ હતું તેથી તે સાંભળીને બીજા પંડિતોને ગુસ્સો આવ્યો પણ જીના મચ્યો જ્યારે તેમણે સાંભળ્યું ત્યારે તે બધા ખુશ થયા એટલું જ નહીં પણ તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. ચારણે આચાર્યશ્રીના કહેવાથી એ કવિત્તને ત્રણ વાર ફરી ફરીને કહ્યું. આથી સભ્યોએ આચાર્યના ઉપદેશથી તે ચારણને ત્રીશ હજારનું ઇનામ આપ્યું. ચારણ હર્ષિત થઈ કહે: મેં ત્રણ વાર કવિત્ત સંભળાવ્યું છે તે માટ ત્રણ પ્રમાણે બરાબર છે અને

સમ્યોએ મને ત્રીસ હજારની રકમ આપી છે તે મારી સાત પેઢી માટે બરાબર છે

આચાર્યશ્રી સૌમુખજીના દેરાસરમાં રોજ વ્યાખ્યાન આપતા હતા. સં૦ નેમિનાથનું ચરિત્ર ચાલતું હતું છયે કરા નવા ગામો આવીને તેને ઉત્સાહથી સાંભળતા હતા. બ્રાહ્મણ શ્રોતાઓએ, પાંડવોએ જૈન દીક્ષા લીધી એ વાત ઉપર વિરોધ ઉઠાવ્યો અને રાજાને વિનંતિ કરી કે આ જૈનાચાર્ય વેદવ્યાસના કથનથી જુદી વાત કરે છે તેથી સ્મૃતિનો અનાદર થાય છે તો તેમને વિપરીત બોલતા રોકવા જોઈએ.

સિદ્ધરાજે આચાર્યશ્રીને બોલાવી ખુલાસો માગ્યો. પાંડવોએ જૈન દીક્ષા લીધી છે એ વાતનું પ્રમાણ માગ્યું

આચાર્યશ્રીએ ગંભીરપણે જણાવ્યું કે રાજન્! વ્યાસજી મહાભારતમાં પાંડવોનું હિમાલયગમન જણાવે છે, જ્યારે જૈનાચાર્યો પાંડવોએ દીક્ષા લીધાનું જણાવે છે પણ તે પાંડવો અને આ પાંડવો એક જ છે એવું શાસ્ત્રમાં સૂચન નથી. પાંડવો ઘણા થયા છે સાંભળો, ગાંગેય પિતામહે પોતાના પરિવારને જણાવ્યું હતું કે મારું મરણ થાય ત્યારે મારા શરીરને એવી ભૂમિમાં અગ્નિદાહ દેજો કે જ્યાં બીજા કોઈનો પણ અગ્નિદાહ થયો ન હોય.

ભીષ્મ પિતામહ મરણ પામતા તેનો પરિવાર એવી ભૂમિની તપાસ માટે એક પહાડના ઊંચા શિખર ઉપર આવ્યો ત્યારે ત્યાં દેવવાણી થઈ કે—

अत्र भीष्मशतं दग्धं पाण्डवानां शतत्रयम् ।
द्रोणाचार्यसहस्रं तु कर्णसंख्या न विद्यते ॥

—અહીં ૧૦૦ ભીષ્મો, ૩૦૦ પાંડવો ૧૦૦૦ દ્રોણાચાર્યો અને ગણી ન શકાય એટલા કર્ણોને અગ્નિદાહ દેવાયો છે.

સ્પષ્ટ વાત છે કે અહીં પાંડવો ઘણા થયા છે અમે તો બતાવીએ છીએ કે એ કાળે જૈન પાંડવો થયા હશે. એમાં શંકા કરવાનું કોઈ કારણ નથી. તેમની પ્રતિમાઓ શત્રુંજય તીર્થમાં અને

નાસિકના શ્રીચંદ્રપ્રભુના દેરાસરમાં વિદ્યમાન છે તેમ કેદારતીર્થમાં પણ છે તેથી જેને જ્યાં શ્રદ્ધા હોય તે ત્યાં તેમને પૂજે

જ્યાં પ્રગટ જ્ઞાન છે ત્યાં ધર્મ છે. જ્ઞાન ગમે ત્યાં હોઈ શકે જ્ઞાન અને ગંગા એ કોઈની ધરોહર નથી.

બ્રાહ્મણો આ ખુલાસો સાંભળી મૌન રહ્યા. રાજાએ આચાર્યશ્રીને વ્યાખ્યાન ચાલુ રાખવાને વિનંતિ કરી.

એક દિવસે પુરોહિત આમિગે આચાર્યશ્રીને જણાવ્યું, તમારી ઉપદેશસભામાં સ્ત્રીઓ શણગાર સજીને આવે છે અને જૈનો પોતાને માટે તૈયાર કરાવેલો પૌષ્ટિક આહાર તમને આપે છે ત્યારે તમારું બ્રહ્મચર્ય કેવી રીતે ટકી શકે? કારણ કે પત્રભોજી પારાશર ઋષિ વગેરે પણ આમાં મોહ પામ્યા, તો પછી દૂધ, દહીં, ઘી વગેરે ખાનાર માનવી પોતાની ઇંદ્રિયોને કાબૂમાં રાખે એ તો સમુદ્રમાં વિંધ્યાચલ તરવા જેવી વાત છે

આચાર્યશ્રીએ હસીને જવાબ આપ્યો, પુરોહિતજી! તમારો નિર્ણય વિચારપૂર્વકનો નથી. સાંભળો, સિંહ બળવાન છે તે હરણ, ડુક્કર વગેરેનું માંસ ખાય છે. છતાં વરસમાં એક જ વાર વિષય સેવન કરે છે જ્યારે કબૂતર કાંકરા અને ધાન્ય ખાય છે છતાં નિરંતર કામી બની રહે છે તેનું શું કારણ?'

આ સમયે સિદ્ધરાજે જણાવ્યું કે ઉત્તર દેવાની તેવડ ન હોય છતાં રાજસભામાં ફાવે તેમ બોલે એ ઉતાવળિયો સ્વભાવ કહેવાય. પુરોહિત આ કથનથી શરમિંદો બની ગયો.

વાદી ગુરુ શ્રી દેવસૂરિએ સિદ્ધરાજની સભામાં સં. ૧૧૮૧ના વૈશાખ સુદિ ૧૫ના રોજ દિગંબરાચાર્ય કુમુદચંદ્રને હરાવી વિજય પતાકા મેળવી અને શ્વેતાંબરોએ જૈનધર્મ અને ગુજરાતને ગૌરવવંતુ બનાવ્યું, તેમાં આ હેમચંદ્રસૂરિનો પણ સબળ હાથ હતો. દિગંબરાચાર્યે પૈસાના બળથી મહાપ્રધાન ગાંગિલ, રાજસભાના કેશવ નામના ત્રણ સભ્યો અને બીજી રાણીઓને પોતાના પક્ષમાં લીધા હતા.

આ૦ વાદિદેવસૂરિએ એવી રીત ન રાખવી. તેઓ તો માનતા હતા કે જે વિજય વિદ્યાથી મળે છે તે જ સાચો વિજય છે ધનથી મેળવાયેલો વિજય સાચો નથી હોતો. પણ આ પ્રસંગે એક માત્ર રાજમાતાનો ભય હતો. રાજમાતા મિનલદેવી તેમના પિયરના કારણે દિગંબરાચાર્ય તરફ પક્ષપાત બતાવે એ વાત તરફ આ૦ હેમચંદ્રસૂરિનું લક્ષ ગયું તેઓ હમેશા રાજમહેલમાં જતા-આવતા. અવારનવાર રાજમાતા પણ આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળતા. તેઓ આ પ્રસંગે રાજમહેલમાં જઈ રાજમાતાને મળ્યા અને જણાવ્યું, માતા! દિગંબરો આ શાસ્ત્રાર્થમાં એવું સિદ્ધ કરવાના છે કે સ્ત્રીઓએ કરેલો ધર્મ નકામો જાય છે જ્યારે શ્વેતાંબરો એવું સિદ્ધ કરવાના છે કે સ્ત્રીઓએ કરેલો ધર્મ ફોક જતો નથી.

રાજમાતાએ આ અંગે પાકી તપાસ કરી અને આ૦ હેમચંદ્રસૂરિની વાતને સાચી માન્યા પછી દિગંબરોનો પક્ષ છોડી દીધો. પરિણામે વાદ માટેનો ન્યાય મેળવવામાં આડખીલી નડી નહીં. આ૦ વાદિદેવસૂરિની પ્રબળ યુક્તિ આગળ આ૦ કુમુદચંદ્ર ઝાંખા પડી ગયા અને હરિફના પરિતોષ પર ગુજરાતના આ વિદ્વાન વાદીએ વિજયની મહોર મારી. (જૂઓ, પ્રક૦ ૪૧ પૃ૦ ૫૭)

આ સમયે આ૦ હેમચંદ્રસૂરિ ૩૬ વર્ષના ઉંમરના હતા. પણ તેઓ નૈષ્ઠિક બ્રહ્મચર્યના ઓજસ્‌થી સનત્કુમાર વગેરેની જેમ બાલ મુનિ જેવા દેખાતા હતા. દિગંબરાચાર્યે તેમની મશ્કરી કરવા ધાર્યું પણ આચાર્યશ્રીએ તેમને હસવે એવો રોકડો જવાબ વાળ્યો. તેમણે સમજાવી દીધું કે 'તમે મને બાળક માનો છો પણ ખરો બાળક તો એ જ છે કે જે કંદોરી પણ વીંટી શકતો નથી. જોઈ લો, મેં તો કપડાં પહેરેલાં છે' એ સાંભળી સૌ હસી પડ્યા.

રાજા સિદ્ધરાજે આ શાસ્ત્રાર્થના ઉપલક્ષમાં આ૦ વાદિદેવસૂરિને લાખ રૂપિયાની રકમ તથા બાર ગામ આપવાને જણાવ્યું ત્યારે આચાર્યશ્રીએ તે દાનનો સ્વીકાર ન કર્યો. આથી રાજાએ તે દ્રવ્ય વડે પાટણમાં મોટો જિનપ્રાસાદ બનાવ્યો અને તેમાં સં૦ ૧૧૮૩

ના વૈશાખ સુદિ ૧૨ના રોજ આ વાદિદેવસૂરિના હાથે ૯૫ આંગળ ઊંચી ભ. ઋષભદેવની પિત્તલની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી, જે સ્થાન 'રાજવિહાર' નામથી પ્રસિદ્ધિ પામ્યું.

(—જુઓ ચાલુ પ્રકરણ પૃ. ૫૭૦ પછી)

એક વાર ભાગવતમતનો આચાર્ય દેવબોધ પાટણમાં આવ્યો, જે સિદ્ધ સારસ્વત વિદ્વાન હતો. રાજાએ તેને રાજસભામાં પધારવા આમંત્રણ આપ્યું. તેણે ઉત્તર વાળ્યો કે કાશીનરેશ અને કનોજના નરેશો જેવા છે તો આ નાનકડા ગુજરાતનો રાજા શી વિસાતમાં છે? તેણે રાજાનું આમંત્રણ પાછું ઠેલ્યું.

રાજા રાજકવિ શ્રીપાલને સાથે લઈ તેને મળવા ગયો અને પં. દેવબોધની સામે જ જમીન ઉપર બેસી ગયો. દેવબોધે કવિચક્રવર્તી શ્રીપાલની મશ્કરી કરી એટલે એ બંને વિદ્વાનો વચ્ચે વમસ થયો. રાજાએ દેવબોધને કોઈ રકમ ભેટ ન કરી.

સિદ્ધરાજે બંધાવેલા રાજવિહારમાં સં. ૧૧૮૩માં ભ. ઋષભદેવનો પ્રતિષ્ઠામહોત્સવ હતો. એ ઉત્સવમાં દેવબોધે હાજરી આપી એને પોતાના પાંડિત્યથી આશ્ચર્યચકિત કરી નાખ્યા. તેમણે એ વાત વ્યંગ્યપણે સ્પષ્ટ જણાવી કે— શંકર જેવો કોઈ રાગી નથી, કેમકે તે સદા અર્ધનારીશ્વર બની રહે છે. જિનેશ્વર જેવો કોઈ વીતરાગ નથી, કેમકે તે નારીના સંગથી રહિત છે. બીજાઓ વચગાળાના છે જે વિષયભોગને પૂરા સેવી શકતા નથી અને તેને સર્વથા છોડી શકતા નથી.

રાજા સિદ્ધરાજે ખુશ થઈ પં. દેવબોધને લાખ દ્રમ્મ આપ્યા. બીજી તરફ તે સુરા પીતો હતો એ વાત કવિરાજ શ્રીપાલે ગુપ્તચરો દ્વારા જાણીને રાજાને પણ જાહેર કર્યો હતો. આથી રાજાએ તેને ધન આપવું બંધ કર્યું. પં. દેવબોધનો ખર્ચ અમર્યાદ હતો એટલે તે ત્રણ વર્ષમાં સાવ નિર્ધન જેવો બની ગયો.

હવે તેણે આ. હેમચંદ્રસૂરિને મળવાનું ગોઠવ્યું. કવિરાજ શ્રીપાલે આચાર્યશ્રીને વિનંતિ કરી કે આપ પં. દેવબોધને મળ-

વાની તક ન આપવી. તેનો સત્કાર પણ ન કરવો.'

આચાર્યશ્રીએ ગંભીરપણે કવિરાજ શ્રીપાલને જણાવ્યું કે, 'મહાનુભાવ! એ અસાધારણ સિદ્ધ સારસ્વત પંડિત છે એ નિરભિમાની બનીને આવે તો તેને સત્કાર આપવો જ જોઈએ.

એક દિવસે પં૦ દેવબોધ આ૦ હેમચંદ્રસૂરિને મળવા ઉપાશ્રયે આવ્યો. આચાર્યશ્રીએ તેને પોતાના અર્ધઆસન ઉપર બેસાડી સત્કાર કર્યો. પં૦ દેવબોધ આચાર્યશ્રી માટે બોલ્યા કે—

पातु वो हेमगोपालो दण्ड-कम्बलमुद्वहन् ।
षड्दर्शनपशुग्रामांश्चारयन् जैनवाटके ॥'

—જે ષડ્દર્શનરૂપ પશુઓને જૈન ગોચરમાં ચારી રહ્યા છે તે દંડ અને કામળીવાળા હેમ-ગોપાલ તમારું રક્ષણ કરો.

આચાર્યશ્રીએ ત્યાં ત્યારે જ કવિરાજ શ્રીપાલને બોલાવી તે બંને વચ્ચે મૈત્રી કરાવી દીધી, કેમકે ઝઘડો મટાવવો એ સાધુનો પ્રથમ ધર્મ છે. વળી, રાજા પાસેથી તેને લાખ દ્રવ્ય અપાવ્યું અને તે પછી દેવબોધ આત્મકલ્યાણ માટે ગંગાકિનારે ચાલ્યો ગયો.

એકવાર રાજાએ યાત્રાએ જતાં આ૦ હેમચંદ્રસૂરિને વાહન ઉપર બેસવાની વિનંતિ કરી, ત્યારે આચાર્યશ્રીએ સાધુ માટે તે અકલ્પ્ય બતાવી ઇન્કાર કર્યો. આથી રાજાએ કહ્યું કે તમે જડ છો. આચાર્યે ટૂંકો ઉત્તર આપ્યો, હા, અમે નિર્જડ છીએ.

તે પછી રાજા ત્રીજે દિવસે ઉપાશ્રયે આવ્યો ત્યારે આચાર્યશ્રી આયંબિલ કરતા હતા. રાજાને તે વિશે ખબર નહોતી. રાજાએ પડદો ઊંચકી જોયું તો આચાર્યશ્રી લૂખુંસૂકું ભોજન કરી રહ્યા હતા તે તેના જાણવા-જોવામાં આવ્યું. રાજા આચાર્યશ્રીના ત્યાગ, તપસ્યા અને શાંત સ્વભાવથી ખૂબ પ્રભાવિત થયો.

સિદ્ધરાજને પુત્ર નહોતો એનું તેને મોટું દુઃખ હતું. તે પુત્ર કામનાથી સં૦ ૧૧૯૯માં ઉઘાડે પગે તીર્થયાત્રા કરવા નીકળ્યો. તેણે આચાર્યશ્રીને પણ સાથે લીધા.

રાજાએ બ્રાહ્મણોને સિહોર ગામ આપ્યું. શત્રુંજયતીર્થમાં ઋષભદેવની પૂજા માટે ૧૨ ગામ આપ્યાં. ગિરનારતીર્થના જીર્ણોદ્ધારની પૂરી રકમ આપી. તીર્થમાં યાત્રિકોએ પાળવાના નિયમો બનાવ્યા. શ્રીનેમિનાથ, અંબિકાદેવી તથા અવલોકનશિખર (પાંચમી ટૂક)માં શ્રી નેમિનાથનાં દર્શન-પૂજન કર્યાં અને પ્રભાસ પાટણ જઈ સોમનાથ મહાદેવની યાત્રા કરી.

(—જુઓ પ્ર૰ ૩૫, પૃ૰ ૬૪ ૬૫, ૬૭)

આચાર્યશ્રીએ અહીં શિવાલયમાં મહાદેવના ગુણોનું પ્રતિપાદન કરતી સ્તુતિ કરી—

यत्र तत्र समये यथा तथा
मोऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुष स चेद् भवान्
एक एव भगवन् ! नमोऽस्तु ते ॥२१॥

(—અયોગવ્યવચ્છેદિકા, શ્લો૰ ૩૧)

રાજાએ અહીં ઘણું દાન કર્યું.

આચાર્યશ્રીએ કોડીનાર જઈને અઠ્ઠમતપ કરી અંબિકાદેવીને આસપી અને રાજાના સંતાન માટે પૂછ્યું. દેવીએ જણાવ્યું કે 'રાજાના ભાગ્યમાં પુત્ર નથી; પણ તેના પછી કુમારપાલ ગુજરાતનો રાજા થશે, જે રાજ્યને વધારશે, સોહાવશે અને મોટો પરમાર્હત-શ્રાવક થશે.'

આચાર્યશ્રીએ સિદ્ધરાજને આ વિગત જણાવી. રાજા ત્યાંથી નીકળી રાજધાનીમાં આવ્યો. તેણે પરગણાના જ્યોતિષી, મંત્રવાદી અને નિમિત્તિયાઓ વગેરેને પૂછીને ખાતરી કરી તો આચાર્યશ્રીની ભવિષ્યવાણી સર્વથા સાચી હતી. હવે તેને નિર્ણય બાંધ્યો કે તેની પછી ત્રિભુવનપાલનો પુત્ર કુમારપાલ ગુજરાતનો મહાન રાજા થશે.

(—જુઓ પ્ર૰ ૩૫, પૃ૰ ૧ )

આચાર્યશ્રી મ૰ ૧૧૯૨ની સાલમાં ખંભાતમાં ચતુર્માસ વિસ

જમાન હતા, ત્યારે કુમારપાલ વખાનો માર્યો તેમની પાસે આવ્યો હતો. આચાર્યશ્રીએ તેને ઓળખી લીધો ને સારા આસન ઉપર બેસાડીને આશ્વાસન આપ્યું તેમણે સ્પષ્ટ નિર્ણય આપ્યો કે 'આજથી સાતમે વર્ષે તું રાજા બનીશ. શ્રાવકોએ તેને રસ્તાની ખરચી માટે ૩૨ દ્રમ્મ આપ્યા.

રાજા સિદ્ધરાજે માળવા પર ચઢાઈ કરી ત્યારે તેને આ૦ વીરસૂરિ અને આ૦ હેમચંદ્રસૂરિની મંગલવાણી થઈ હતી. તે જીતીને પાછો વળ્યો. તેમની વાણીને તે આ વિજયનું મૂળ શકુન માનતો હતો. રાજાએ સં૦ ૧૧૯૩માં માળવા જીતીને પાટણમાં ધામધૂમથી પ્રવેશ કર્યો. આ૦ વીરસૂરિ, આ૦ હેમચંદ્રસૂરિ અને બીજા આચાર્યો તેમજ વિદ્વાનોએ રાજાને વિવિધ આશીર્વાદથી વધાવ્યો. ગુજરાત ગૌરવાન્વિત બન્યું.

એક દિવસે રાજસભામાં રાજા અવંતીથી આવેલા ગ્રંથભંડારના ગ્રંથોને જોતો હતો. એવામાં તેના હાથે 'ભોજવ્યાકરણ' ચઢી ગયું, ત્યારે આચાર્યશ્રીએ જણાવ્યું કે 'ભોજરાજા મહાવિદ્વાન હતો, એણે આ ગ્રંથ રચ્યો છે.' સિદ્ધરાજે ઉત્કંઠાપૂર્વક પૂછ્યું 'શું આપણા ગ્રંથભંડારોમાં આવી કોઈના ગ્રંથો નથી ? શું ગુજરાતમાં એવો કોઈ વિદ્વાન નથી કે આવા મહાન ગ્રંથો રચી શકે ?'

ત્યાં ઉપસ્થિત બધા વિદ્વાનોએ ત્યારે આચાર્યશ્રી સામે નજર કેંદ્રિત કરી અને રાજાએ આચાર્યશ્રીને વિનતિ કરી કે 'ભગવન્ ! આજે જે કાતંત્ર વ્યાકરણ ભણવામાં છે તે નાનું છે. એનાથી વિશા ધ્વનિ વ્યુત્પત્તિ થતી નથી. બીજી તરફ પાણિનીયવ્યાકરણ વૈદિક પ્રક્રિયાથી ક્લિષ્ટ બની ગયું છે તો હે મુનિવર ! તમે જગતના ઉપકાર માટે સરળ અને સુબોધ એવા શાબ્દિક વ્યાકરણનું નિર્માણ કરો અને મહાપુણ્યના ભાગીદાર બનો. અને યશનો ભાગી બનાવો અને ગુજરાતને સાહિત્યિક ગૌરવ અપાવો.

આચાર્યશ્રીએ રાજાની વિનતિનો સ્વીકાર કર્યો. તેમણે એમના સમય સુધીનાં સમસ્ત વ્યાકરણોનું બારીકાઈથી નિરીક્ષણ કર્યું અને

નવું સિદ્ધહેમચંદ્ર વ્યાકરણ રચ્યું. તેમાં ૮ અધ્યાય તથા ૩૨ પાદ રાખ્યા, દરેક પાદની અંતે એકેક શ્લોક અને છેવટે ચાર શ્લોક એમ કુલ ૩૫ શ્લોક રચી, તેમાં ચૌલુક્યરાજવંશનું ઐતિહાસિક વર્ણન કરાવ્યું છે. એ વ્યાકરણની સરળતા માટે પૂર્તિમાં લઘુવૃત્તિ, બૃહદ્વૃત્તિ, ધાતુપાઠ, અનુશાસનો, ધાતુપારાયણ, શબ્દકોશો, દ્વયાશ્રય કાવ્ય વગેરે જરૂરી ઉપયોગી ગ્રંથો બનાવ્યા.

રાજપુરોહિત અને વિદ્વાન સભાસદોએ એ વ્યાકરણનું ત્રણ વાર વાચન-મનન કરી તેને શુદ્ધ વ્યાકરણ તરીકે જાહેર કર્યું. રાજાએ તે વ્યાકરણને હાથીની અંબાડી ઉપર પધરાવી, નગરમાં ફેરવીને સત્કાર કર્યો. ૩ લહિયાઓ રોકી તેની ઘણી નકલો લખાવી દેશ-દેશ મોકલી. ૨ નકલો કાશ્મીર મોકલાવી અને પાટણમાં વ્યાકરણના અનેક વિદ્વાન કાકલ કાયસ્થની અધ્યક્ષતામાં સિદ્ધહેમચંદ્ર વ્યાકરણનું પઠન-પાઠન શરૂ કરાવ્યું. (પ્રક ૩૫, પૃ ૬૬)

આચાર્યશ્રીએ બીજા પણ વિવિધ વિષયના ગ્રંથો રચ્યા છે.

આચાર્યશ્રી સં ૧૧૯૮ના ચતુર્માસમાં ખંભાતમાં હતા ત્યારે રાજા સિદ્ધરાજ સં ૧૧૯૯ના કાર્તિક સુદિ ૩ના રોજ પાટણમાં મરણ પામ્યો. કુમારપાલ ખંભાત આવીને શેઠ ઉદયનની સાથે આચાર્યશ્રી પાસે આવ્યા. તે આશીર્વાદ મેળવી પાટણ ગયો અને સં ૧૧૯૯માં ગુજરાતનો રાજા બન્યો.

આચાર્યશ્રી વિહાર કરતા કરતા પાટણ પધાર્યા. અહીં સં ૧૨ ૭માં તેમના માતા પૂ. પ્રવર્તિની પાહિનીજીએ અનશન કર્યું. શ્રાવકોએ પુણ્યમાં ૩ કરોડ વાપર્યા અને આચાર્યશ્રીએ ત્રણ લાખ શ્લોકનું પુણ્ય આપ્યું ને પ્રવર્તિનીજી કાળધર્મ પામ્યાં. એમના શબની શિબિકા ત્રિપુરુષધર્મસ્થાનના બાવાઓએ તોડી નાખી એટલે આચાર્યશ્રીએ એ વાત રાજા કુમારપાલને જણાવી. રાજાજીએ તેઓને યોગ્ય શિક્ષા કરી.

એ જ સમયે રાજા કુમારપાલે આચાર્યશ્રીને પ્રતિદિન રાજમહેલમાં પધારવા વિનંતિ કરી અને આચાર્યશ્રીનો રાજમહેલમાં

આદરપૂર્વક સત્કાર થવા લાગ્યો. રાજા રાણી હંમેશાં તેમનો ઉપદેશ સાંભળતા અને તેમને ગુરુ માનતા.

ગૂર્જરેશ્વર રાજા કુમારપાલે આચાર્યશ્રીના ઉપદેશથી સં૦ ૧૨૦૭ માં પ્રભાસપાટણના સોમનાથના મંદિરનો પાયાથી શિખર સુધીનો જીર્ણોદ્ધાર કરવાનો સંકલ્પ કરી સોમનાથના મંદિરની ધ્વજાઓ ચડે ત્યાં સુધી માંસ મદિરાનો ત્યાગ કર્યો, પછી સાત વ્યસનો પણ છોડ્યાં. સં૦ ૧૨૦૮માં સમસ્ત રાજ્યભરમાં અમારિપટહ વગડાવ્યો. જુગાર સર્વથા બંધ કરાવ્યો અને સં૦ ૧૨૧૧ માં પ્રભાસપાટણમાં મહાદેવની પ્રતિષ્ઠા કરાવી.

આચાર્યશ્રી એ પ્રતિષ્ઠાપ્રસંગે પ્રભાસપાટણ પધાર્યા. ત્યાંના પાશુપતાચાર્ય મહંત ભાવ બૃહસ્પતિએ આચાર્યશ્રીનો હાથ ઝાલી તેમને શિવાલયમાં પ્રવેશ કરાવ્યો. આચાર્યશ્રીએ ત્યાં શિવપુરાણની વિધિ મુજબ મહાદેવનું આહ્વાન, અવગૂહન, મુદ્રા, ન્યાસ અને વિસર્જન કરી અંતિમ સ્તુતિપાઠ ઉચ્ચાર્યો—

यत्र तत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद् भवान् एक एव भगवन् ! नमोऽस्तु ते ॥

(—અયોગવ્યવચ્છેદિકા, શ્લો. ૩૧)

भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

(—મહાદેવસ્તોત્ર, શ્લો. ૪૪)

—જે તે સમયે, જેવા તેવા, જે તે નામથી જે તે હો, પણ હે ભગવન્! તમે જો દોષ રહિત હો તો તમને એકલાને જ નમસ્કાર કરું છું. (૧)

—જેમણે જન્મ મરણના અંકુરને ઉગાડનાર રાગ વગેરે દોષોનો નાશ કર્યો છે તેવા બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ કે જિનેશ્વર જે હો તેઓને નમસ્કાર થાઓ. (૨)

મહામાત્ય વાહડે સં૦ ૧૨૧૩ માં શત્રુંજય તીર્થનો મોટો ઉદ્ધાર કરાવી આ૦ હેમચંદ્રસૂરિના હાથે ભ૦ ઋષભદેવની પ્રતિષ્ઠા કરાવી.

આચાર્યશ્રીએ રાજા કુમારપાલને ઉપદેશ આપ્યો, તેથી સં૦ ૧૨૧૬માં રાજાએ સમ્યક્ત્વ નામે શ્રાવકનાં બાર વ્રત ઉચ્ચર્યાં. આચાર્યશ્રીએ તેને આશીર્વાદમાં પરમાર્હત અને રાજર્ષિ એવાં બિરુદો આપ્યાં અને મનના આનંદથી તેના આધ્યાત્મિક બોધ માટે વીતરાગસ્તોત્ર અને સટીક યોગશાસ્ત્રની રચના કરી.

રાજા કુમારપાલે આચાર્યશ્રીના ઉપદેશથી ઘણા કુમારવિહારો—૧૪૪૪ દેરાસરો, ઘણાએક જીર્ણોદ્ધારો, ૨૧ જ્ઞાનભંડારો કરાવ્યા અને ઘણી દાનશાળાઓ ખોલી. નિર્ધન જૈનોને—સ્વામીભાઈઓને ૧૪ કરોડની મદદ કરી. રુદતી ધનનો નિયમ રદ કર્યો અને જનતા ઉપર પડેલા ઘણા કરોને માફ કર્યા. તે પછી તેણે સિદ્ધહેમકુમાર સંવત્ ચલાવ્યો.

પં૦ વામરાશિએ રાજા સિદ્ધરાજના સમયે આચાર્યશ્રીને ગાળો આપી હતી. તેથી આચાર્યશ્રી નારાજ થતાં તેની આજીવિકા બંધ કરવામાં આવી હતી, તેમજ પ્રભાસપાટણના શિવાલયના મહંત ભાવબૃહસ્પતિએ મદ્ય સેવન વગેરેની ભૂલો કરી હતી. તેથી તેમની આજીવિકા બંધ કરવામાં આવી હતી. તે બંનેએ આચાર્યશ્રીના પગે આવીને ભૂલોની માફી માગી હતી એટલે રાજા કુમારપાલે તેઓની આજીવિકા ફરીથી ચાલુ કરી હતી. આ ઘટના સં ૧૨૨૫માં બની હતી.[1]

મહામાત્ય આંબડે ઉદ્ધાર કરાવી ભરૂચના શકુનિકાવિહારમાં સં ૧૨૨૨માં મુનિસુવ્રતસ્વામીની પ્રતિષ્ઠા કરી. તેમજ મંત્રી બાહડે પોતાના પિતાના ઉદયનવસતિનો વિસ્તાર કરી ઉદયનવિહાર બંધાવ્યો, તે બંનેની પ્રતિષ્ઠા પણ સં ૧૨૨૩માં આચાર્યશ્રીના હાથે કરાવી.

રાજા કુમારપાલે આચાર્યશ્રીના ઉપદેશથી સં ૧૨૨૬માં

૧ મહંત ભાવબૃહસ્પતિને સં ૧૨૨૫માં ફરી વાર આજીવિકા આપી તે વિષે જુઓ, ભદ્રકાળીના મંદિરમાંનો શિલાલેખ ભા૦ ૨ તથા જુઓ, પ્ર૦ ૩૫, પૃ ૧૨૪નું ટિપ્પણ

શત્રુંજય તીર્થ અને ગિરનાર તીર્થનો છ'રી પાળતો યાત્રાસંઘ કાઢ્યો. રાજાએ શત્રુંજયમાં ઘણો લાભ લીધો પણ તે વૃદ્ધાવસ્થાના કારણે ગિરનાર પહાડ ઉપર ચડી શક્યો નહીં

જ્યારે સંઘનો પડાવ વલભીપુરથી આગળ આવ્યો ને ચોગઠ પાસે થાપ્યા અને ઈસાવલ એ બંને પહાડીઓની તળેટી નજીક કરવામાં આવ્યો હતો. રાજાએ એ બંને પહાડીઓ ઉપર ભ૦ ઋષભદેવ અને ભ૦ પાર્શ્વનાથના દેરાસર બંધાવ્યાં આ દેરાસરના પથ્થરો આજે પણ ત્યાં નજરે પડે છે કોઈએ એ પથ્થરોમાંથી ઊભું કરેલું નાનકડું શિવાલય આજે વિદ્યમાન છે

આચાર્યશ્રીએ સં૦ ૧૨૨૮ માં પાટણમાં અંજનશલાકાઓ અને પ્રતિષ્ઠાઓ કરાવી. તેમના હાથે કરાયેલી આ પ્રતિષ્ઠાઓ ઉત્સવી હતી. આચાર્યશ્રીને આ૦ બાલચંદ્ર નામે મહત્ત્વાકાંક્ષી શિષ્ય હતા. આ૦ બાલચંદ્રે એવો મનસૂબો કર્યો કે જેમ આ૦ હેમચંદ્રસૂરિ અને રાજા કુમારપાલની જોડી છે તેવી કુમારપાલ સદ્ગત પછીના રાજા અજયપાલ સાથે પોતે જોડાઈને વિખ્યાત થવું

આચાર્યશ્રીએ લગ્નવેલા સાધવા માટે આ૦ બાલચંદ્રને ઘટીયંત્ર ઉપર બેસાડ્યા. આ૦ બાલચંદ્રે પોતાની સ્વાર્થસાધના માટે મુહૂર્તના સમયમાં ગરબડ કરી વાસ્તવિક લગ્ન આવ્યા પહેલા જ લગ્ન આવ્યું છે એમ જાહેર કર્યું અને એ જ સમયે ઉપર્યુક્ત પ્રતિમાઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠાઓ કરવામાં આવી.

વડોદરાનો વેપારી શેઠ કાનજી વચ્ચે થોડી વાર પછી હાંફળો ફાંફળો થતો આચાર્યશ્રી પાસે આવ્યો, તે પોતાના દેરાસરના મૂળ નાયકની પ્રતિમાને અંજનશલાકા કરાવવા લાવ્યો હતો, પણ સામગ્રી મેળવવામાં સમય વીતી જવાથી રાજપુરુષોએ તેને અંદર આવવા દીધો નહોતો. પ્રતિષ્ઠાનું કામ સમાપ્ત થતા તે આચાર્યશ્રી પાસે આવી પગે પડી રોવા લાગ્યો. કૃપામૂર્તિ આચાર્યશ્રીએ બહાર આવીને આકાશમાં નજર નાખી, સૂક્ષ્મ દૃષ્ટિએ જોયું ને તરત જ બોલી ઊઠ્યા અરે! આ શું થયું? જે સમયે અંજનશલાકા પ્રતિષ્ઠા

થઈ છે તે મુહૂર્ત તો કુલભાગુ છે ને પ્રતિષ્ઠાપક તથા પ્રતિમાજીને વધુમાં વધુ ત્રણ વર્ષનું આયુષ્ય આપનારું છે.

આચાર્યશ્રીએ તરત જ સામુ મુહૂર્ત આવતા ત્રણ કલ્યાણની પ્રતિમાની અંજનશલાકા કરી, જે પ્રતિમા અત્યંત પ્રભાવશાળી બની. સંભવત. આ ત્રણે જિનપ્રતિમાઓ તે—૧ ગોડીપુરની, ૨ મરે મહાવાડની અને ૩ તારંગાની છે (જૂઓ, પં નેમવિજયગણિનું ગોડીજીપાર્શ્વનાથનું સ્તવન, પ્ર૦ ૫૮)

આચાર્યશ્રીએ એ ઉત્સવમાં જાહેર કર્યું કે મારું આયુષ્ય હવે માત્ર છ મહિનાનું બાકી છે અને કુમારપાલ પણ મારા પછી છ મહિને મરણ પામશે.

**ધર્મપ્રચાર—**

આચાર્યશ્રીએ પાત્રીસ હજાર ૭૮૦૦ પરિવારના માનવીઓને જૈન બનાવ્યા. આમ તેઓ બધી રીતે સમર્થ હતા, તેઓ ધારત તો પોતાનો નવો ગચ્છ સ્થાપીને ચલાવી શકત, પણ તેઓ એવા ગર્વિષ્ઠ મહત્ત્વાકાંક્ષી નહોતા. તેઓ સમદર્શી હતા, આગ્રહી નહોતા, ઉતાવળિયા નહોતા, સ્થિતપ્રજ્ઞ હતા, જ્ઞાનના સાગર હતા. અહંના પૂજારી નહોતા, વીતરાગના અનુગામી હતા. આથી તેમણે નવો પંથ સ્થાપવાનો સ્વપ્ને પણ ખ્યાલ ન કર્યો અને તીર્થંકરના શાસનની સેવા તો જીવી રહ્યા ત્યાંને સુધી ઉદ્યમશીલ રહ્યા.

વળી તેમના શરીર અને કાર્યક્ષમતાનું વર્ણન આ પ્રમાણે મળે છે—

તેમનામાં સોના જેવી શરીર કાંતિ હતી, કમળની પાંખડી જેવી આંખો હતી. જોનારને હર્ષ ઉત્પન્ન કરે તેવું મુખ હતું તેમનું ચારિત્ર સમતાવાળું હતું. તેમનામાં વાણીથી પંડિતોને જીતવાનું સામર્થ્ય હતું. તપસ્યાની પણ શક્તિ હતી. તેમની બુદ્ધિ વિશ્વાર્થ શાસ્ત્રને ઉકેલી શકતી. આકાશ જેવા ગ્રંથો રચવાની કુશળતા હતી, પરવાદીને જીતવાની તીક્ષ્ણ તર્કશક્તિ હતી. ધારી અસર કરે તેવી કવિત્વ શક્તિ હતી. અયોગ્ય અને પતિતને પણ ધર્મમાં સ્થાપવાનું અને તેમાં

સ્થિર કરવાનું પ્રભાવબળ હતું. તેમની વાણી મધ જેવી મીઠી હતી.

નિપુણ પુરુષો આ 'હેમચંદ્ર'ની અપૂર્વ શક્તિ પ્રત્યક્ષ જોઈને પ્રાચીનકાળમાં થઈ ગયેલા સર્વજ્ઞ તીર્થંકરો અને ગણધરોના વિશિષ્ટ સામર્થ્યમાં વિશ્વાસ કરતા હતા.

(—આ સોમપ્રભસૂરિકૃત કુમારપાલપડિબોહો, પ્રા૦ ૨૦ થી ૨૪ અને શ્રી. મધુસૂદન મોદીકૃત 'હૈમસમીક્ષા')

આચાર્યશ્રી હેમચંદ્રસૂરિ સં૦ ૧૨૨૯ માં પાટણમાં સંઘ સમક્ષ આ૦ રામચંદ્રને પોતાની પાટ સોંપી, સમાધિમાં રહી, બ્રહ્મરંધ્રથી પ્રાણ છોડી કાલ કરી સ્વર્ગે ગયા અને તે પછી એ જ સાલમાં રાજા કુમારપાલ પણ સ્વર્ગગમન કરી ગયો.

રાજા અને પ્રજાએ આચાર્યશ્રીનો મૃત્યુ-ઉત્સવ મનાવ્યો. રાજા સામંતો અને પ્રજાએ આચાર્યશ્રીના અગ્નિસંસ્કારના સ્થાનેથી તિલક કરવા માટે રાખ લીધી અને જ્યારે રાખ રહી નહીં ત્યારે જનતાએ ખોદી ખોદીને માટી લીધી. પરિણામે ત્યાં મોટો ખાડો પડ્યો, જે સ્થાન હેમખાડ તરીકે પ્રસિદ્ધ થયું.

રાજપુરોહિત રાજકવિ સોમેશ્વરદેવે આચાર્યશ્રી વિશે એક અર્ધ શ્લોકમાં ઐતિહાસિક તથ્ય બતાવ્યું છે કે—

'वपुश्च विरतामार्य स्त्रितमनि ध्रुहेमचन्द्रे दिवम् ।'

(—સુરથોત્સવ, સર્ગ ૧૫, શ્લો૦ ૫૨)

**શિષ્યપરિવાર—**

૧ સં૦ આ હેમચંદ્રસૂરિના જીવનપ્રસંગોમાં જુદે જુદે સ્થળે તેમના શિષ્ય પ્રશિષ્યોના નામ આવે છે તેઓનો ટૂંકો પરિચય આ પ્રમાણે છે—

૧. આ૦ બાલચંદ્રસૂરિ—આ૦ હેમચંદ્રસૂરિના તે કુશિષ્ય હતા. તેમને રાજા અજયપાલને પોતાનો બનાવી, પોતે રાજગુરુ બન વાના કો હતા. પરંતુ તેમણે ગુરુદ્રોહ કરી છેવટી પ્રતિષ્ઠામાં મુહૂર્ત ની મરજી કરી હતી. રાજા અજયપાલે પણ રાજા થયા પછી આ બાલચંદ્રને ગુરુદ્રોહી અને ગચ્છદ્રોહી કરવી મલાવી નાખ્યા. આ

આચાર્ય ચંદ્રસૂરિ વિદ્વાન હતા, પણ આ રામચંદ્રસૂરિના પ્રખર વિરોધી હતા. તેમણે જ આ રામચંદ્રને મરાવી નાખ્યા હતા. તેમણે રચેલી 'જ્ઞાનમ્યા'ની સ્તુતિઓ ખૂબ પ્રસિદ્ધ છે.

૨. આ૦ રામચંદ્રસૂરિ—એકવાર રાજા સિદ્ધરાજે આ૦ શ્રીહેમચંદ્રસૂરિને પૂછ્યું કે 'આપ સરસ્વતીપુત્ર છો, સર્વજ્ઞપુત્ર છો, પણ આપની પાટને શોભાવે એવો અધિક ગુણવાળો વિદ્વાન્ શિષ્ય કોણ છે?'

આચાર્ય મહારાજે તે સમયે જણાવેલું કે 'રાજન્! પં. રામચંદ્ર મારો ગુણવાન શિષ્ય છે. એ સર્વમાન્ય પણ છે.'

આ સાંભળી રાજા પં૦ રામચંદ્રના દર્શન કરીને આનંદિત થયો હતો.

એક દિવસે રાજા ઉનાળાના દિવસોમાં રાણીઓને સાથે લઈ ક્રીડાકોડા કરવા માટે ઉદ્યાનમાં ગયો. તેણે ત્યાં પં. રામચંદ્રને જોઈને એકદમ પૂછ્યું : ઉનાળાના દિવસો મોટા કેમ હોય છે?

શીઘ્ર કવિ રામચંદ્રે કાવ્યમાં ઉત્તર આપ્યો કે—

> देव ! श्रीगिरिदुर्गमल्ल ! भवतो दिग्जैत्रयात्रोत्सवे
> धावद्धीरतुरङ्गनिष्ठुरखुरक्षुण्णक्ष्मामण्डलात् ।
> वातोद्धूतरजोमिलत् सुरसरित् सञ्जातपङ्कस्थली-
> दूर्वाचुम्बनचञ्चुरा रविहयास्तेनातिवृद्धं दिनम् ॥

—હે ગિરનારના વિજેતા, હે નરદેવ! તારી દિગ્વિજય યાત્રામાં દોડતા ઘોડાઓની ખુરીઓથી ઊડેલી ધૂળ આકાશમાં જઈને ગંગામાં પડી ને ત્યાં કાદવ થયો. તેમજ ઘાસ પણ ઊગી નીકળ્યું. આ લીલું ઘાસ ખાવાને માટે સૂર્યના ઘોડાઓ રોકાતા જાય છે તેથી જ દિવસ મોટો થયો છે.

રાજાએ આ ચમત્કારપૂર્ણ કાવ્ય સાંભળી ત્યાં જ સૌની સમક્ષ પં૦ રામચંદ્રને કવિકટારમલ્લનું બિરુદ આપ્યું.

કવિ ચક્રવર્તી શ્રીપાલ પોરવાડે સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ રચી ત્યારે રાજાએ તેનું સંશોધન કરવા માટે ઉત્તમ કોટિના સર્વ પંડિતોને બોલાવ્યા. આ૦ હેમચંદ્રસૂરિ પોતે ત્યાં પધાર્યા નહીં,

પણ ૫. રામચંદ્રને ત્યાં મોકલ્યા. તેમને સાથોસાથ સૂચના કરી કે, 'જો સો વિદ્વાનોની પ્રશસ્તિને સમ્મતિ મળે તો તમારે કશી પંડિતાઈ બતાવવી નહીં.' ૫૦ રામચંદ્ર ત્યાં પધાર્યા. પ્રશસ્તિકાવ્યો વંચાયાં, સો પંડિતોએ આનંદ વ્યક્ત કર્યો. તેમાં એક નીચે મુજબનું કાવ્ય હતું—

कोशेनापि युत दलैरुपचित नोच्छेत्तुमेतत् क्षम
स्वस्यापि स्फुटकण्टकव्यतिकरं पुस्त्वं च धत्ते न हि ।
एकोऽप्येष करोसि कोशरहितो निष्कण्टक भूतल
मत्वैव कमला विहाय कमलं यस्यासिमाशिश्रियत् ॥'

—આ લક્ષ્મીએ કમળને તજી સમ્રાટ સિદ્ધરાજની તરવારનું શરણું લીધું છે કેમકે તે કમળકોશ (ડોડવો તથા ખજાના)વાળું છે અને દળ (પાંદડી તથા લશ્કર)વાળું છે છતાંય પોતાના કાંટાને હટાવી શકતું નથી, તેમ કદાપિ પુરુષત્વને પામી શકતું નથી. જ્યારે આ અસિ(તરવાર) કોશ રહિત અને દળ રહિત હોવા છતાં એકલી જ પૃથ્વીના કંટકોને હટાવે છે તેમજ પુરુષત્વને પણ ધારણ કરે છે

સો પંડિતોએ આ કાવ્યને ખૂબ વખાણ્યું એટલે રાજાએ ૫૦ રામચંદ્રનો અભિપ્રાય માગ્યો. તેમણે ધીમેથી વાંધો ઉઠાવ્યો કે, આ કાવ્યમાં દલ શબ્દ સૈન્યના અર્થમાં વાપર્યો છે અને કમલ શબ્દને નિત્ય નપુંસક બતાવ્યો છે આ પ્રયોગો ખાસ વિચારવા જેવા છે પંડિતો આ હકીકત સાંભળીને વિચારમાં પડી ગયા. અંતે રાજાના આગ્રહથી સો પંડિતોએ તોડ કાઢ્યો કે દલનો અર્થ રાજ્યનું સૈન્ય પણ થઈ શકે અને કમલ શબ્દ પુંલિંગમાં પણ વપરાય છે તેથી અહીં પુરુષત્વને ધારણ કરી શકતું નથી. તેને બદલે 'કમલ પુરુષત્વને પામે કે ન પામે એવો શંકાવિકલ્પ પાઠ લેવો.

સિદ્ધરાજ ૫૦ રામચંદ્રની આવી તેજ સ્ફુરણાથી પ્રસન્ન થયો અને તેની સામે અત્યંત સ્નેહભાવે એકીટશે જોઈ રહ્યો. ૫૦ રામચંદ્રને ઉપાશ્રયમાં પહોંચતા જ એક આંખે દર્દ ઊપડ્યું અને તેમની તે આંખ સદાને માટે ચાલી ગઈ તેમની એક આંખ ગઈ પણ

વિરલ જ કાવ્યશક્તિ તો એવી ને એવી જ સતેજ હતી.

આ હેમચંદ્રસૂરિએ તેમને આચાર્યપદ આપ્યું હતું અને પોતાના અંત સમયે તેમને જ પોતાની પાટે સ્થાપ્યા હતા.

આ રામચંદ્રસૂરિ સમર્થ વિદ્વાન હતા, જૈનધર્મમાં અનન્ય શ્રદ્ધાવાન્ હતા, ગુરુભક્ત હતા અને સાચી સ્વતંત્રતાના મોટા પક્ષપાતી હતા. તેમણે એક આંખ જવા છતાં કદાપિ દીનતા બતાવી નહોતી.

તેમણે પોતાની જિનસ્તુતિ બત્રીશીઓ પૈકીની જ મુનિસુવ્રત સ્વામી બત્રીશી, ઉપમા બત્રીશી, પ્રસાદ બત્રીશી વગેરેમાં તીર્થંકરો ને કરુણાના સાગર અને સર્વ જાતના શોકોના શામક તરીકે વર્ણવ્યા છે. છતાં પોતે તેમની પાસે પોતાની ગયેલી આંખને માગતા નથી. તેમણે વ્યતર જિનસ્તુતિ ષોડશિકામાં છેલ્લો એક શ્લોક નીચે મુજબ આપ્યો છે—

स्वामिन्ननल्पतमकल्पतरोऽभिराम-
पत्राभकाङ्क्षितवितीर्णविशेषपात्र ! ।
[illegible] सुरासुरसरोरुह ! दुःखकार्ये
देव ! प्रसीद करुणां कुरु देहि दृष्टिम् ॥'

આથી એટલું નક્કી થાય છે કે તેમણે પોતાની આંખ ગયા પછી જ આ સ્તુતિઓ રચી છે અને દૃષ્ટિની માગણી કરી છે. પણ તેમણે દૃષ્ટિ શબ્દનો જે અર્થ કર્યો છે તે ઉપરથી માનવું પડે છે કે તેમણે આ સ્તુતિથી આંખ નહીં પણ દિવ્યદૃષ્ટિ માગી છે. આ છે તેમના હૃદયના ઉદ્ગારો —

साक्षात्कारः सकलजगतां स्याद् यतः केवलं तत्
चक्षुः किंचिद् दिशसि न जिनो देव ! पुण्यप्रसादात् ।
प्रख्यातं तमिह तमसां [illegible]
केषामेव [illegible] गोचरं संचरिष्णु ॥
(—પ્રસાદદ્વાત્રિંશિકા, શ્લો૦ ૧૫)

'स्वतन्त्रो देव! भूयासं सारमेयोऽपि वर्त्मनि ।
मा स्म भूवं परायत्तस्त्रिलोकस्यापि नायकः' ॥१॥
स्वातन्त्र्यश्रीपवित्राय परमब्रह्ममूर्तये ।
साधिताशेषसाध्याय नमो भगवतेऽर्हते ॥१॥ (–ષોડશિકા)

તેમના આ શબ્દો તેમના સ્વભાવનો પરિચય કરાવે છે કે તેઓ સ્વતંત્રતાના પૂજારી હતા. તેઓ સ્થૂલ દૃષ્ટિના નહીં પણ દિવ્ય દૃષ્ટિ એટલે કેવળજ્ઞાનના ઇચ્છુક હતા.

આ રામચંદ્ર રાજા કુમારપાલની રાજસભાના સમર્થ કવિ હતા. કોઈ પણ બહારનો વિદ્વાન કવિ રાજસભાની પરીક્ષા કરવા અટપટી સમસ્યા મૂકે તો આ રામચંદ્ર પોતાની અદ્ભુત શક્તિથી તે સમસ્યા પૂરતા હતા, જે સાભળીને આગતુક કવિ માથુ ધુણાવી દેતો હતો.

આ૦ બાલચંદ્ર અને આ૦ રામચંદ્ર વચ્ચે કારમું વૈમનસ્ય હતું. સં. ૧૨૩૦ મા અજયપાલ સોલંકી ગુજરાતનો રાજા થયો ત્યારે તેણે આ૦ બાલચંદ્રની શિખવણીથી આ રામચંદ્રને કહ્યું કે તમે આ હેમચંદ્રની પાટે આ૦ બાલચંદ્રને સ્થાપો. આચાર્યશ્રીએ સાફ શબ્દોમા જણાવી દીધુ કે તેમ કરવાની ગુરુદેવની આજ્ઞા નથી. એ બનવાનુ નથી.

રાજાએ હુકમ કર્યો કે મારો રાજહુકમ છે કે તમે એ પ્રમાણે કરો; નહીંતર રાજાજ્ઞા લોપવાના દંડ તરીકે તપાવેલ તાંબાની પાટ ઉપર બેસી જાઓ.

આચાર્યશ્રીએ ગુરુદેવની આજ્ઞાના પાલન માટે તથા પોતાનુ બલિદાન આપ્યુ તેઓ છેલ્લે એટલું જ બોલ્યા કે—

"જગતને પ્રકાશ આપનારો સૂર્ય પણ આથમે છે માટે જે થવાનુ હોય તે જ થાય છે"

રઘુવિલાસનાટકની પ્રસ્તાવનામા આ રામચંદ્ર પોતાના વિશે કહે છે—

पञ्चप्रबन्धमिषपञ्चमुखानकेन
विद्वन्मन सदसि नृत्यति यस्य कीर्तिः ।
विद्यात्रयीचणमचुम्बितकाव्यतन्द्रं
कस्तं न वेद सुकृती किल रामचन्द्रम् ॥'

બીજે પણ કહેવાયું છે કે—

' सूक्तयो रामचन्द्रस्य वसन्तकलगीतय ।
स्वातन्त्र्यमिष्टयोगाय येषां हर्षोदय ॥'

આ રામચંદ્રના નામથી અપભ્રંશ ભાષામાં કોઈએ જણાવ્યું છે કે—

મહિલા કૂટચરિત્ર જલ ગુણ પાર ન પામઈ;
દિન કરઈ રોરઈ સ્વાતી નિસાચર કેતુ મોડઈ
ઉદધિ કિસઈ ઉલ્લસઈ મનિ ધરી વાયક પીવઈ;
ઊજરી સાકરીય કરી પઈ મહિ ધૂજરી અભિલાષઈ
સાત સમુદ્ર લીલા તરઈ બુદ્ધિ નારી બુદ્ધિ મરઈ;
રામ કવીસર ઇમ કહઈ સ્ત્રી વિશ્વાસ ન કો કરઈ'
(—કુલસાગરગણિકૃત 'સટીક ઉપદેશસાર' ઉપ ૩૨ સં ૧૬૧૨)

આ રામચંદ્ર એ સમયના શબ્દશાસ્ત્ર કાવ્યશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રના વિદ્વાન, ઉત્કૃષ્ટ કવિ, સાચા પ્રબંધકાર અને વિશિષ્ટ નાટકકાર હતા. તેમણે રચેલા ગ્રંથો આ પ્રમાણે જાણવા મળે છે—

૧. દ્રવ્યાલંકાર—સ્વોપજ્ઞવૃત્તિસહિત—આ રામચંદ્ર અને આ ગુણચંદ્ર એ બંનેએ મળીને રચ્યો છે. તેમાં, ૧ જીવ ૨ પુદ્ગલ અને ૩ ધર્માધર્માદિ એમ ત્રણ પ્રકાશ છે.[1]
૨. નાટ્યદર્પણ—સ્વોપજ્ઞ વૃત્તિસહિત—આ રામચંદ્ર અને આ ગુણચંદ્ર એ બંનેએ મળીને રચ્યો છે. જેમાં ૫૫ નાટક-ગ્રંથોના ઉલ્લેખો અને દશરૂપકોને બદલે બાર રૂપકો દર્શાવ્યાં છે.[2]

---

૧ દ્રવ્યાલંકારની સં. ૧૨૦૨માં લખાયેલી તાડપત્રની પ્રતિ જેસલમેરમાં સુરક્ષિત છે.

૨ નાટકો માટે જુઓ પ્રા. ૪૫, પૃ. ૩૩નું ટિપ્પણ

૩ સત્યહરિશ્ચંદ્ર નાટક
૪ નલવિલાસ નાટક (મુદ્રિત).
૫. કૌમુદીમિત્રાણંદ નાટક (મુદ્રિત, રૂપાન્તર પ્રકરણપૂર્ણ).
૬ રાઘવવિલાસ નાટક (રામવાભ્યુદય).
૭. યદુવિલાસ નાટક (યાદવાભ્યુદય).
૮ નિર્ભયભીમવ્યાયોગ નાટક
૯ મલ્લિકામકરંદ નાટક
૧૦ રોહિણીમૃગાંક પ્રકરણ.
૧૧ વનમાલા નાટિકા.
૧૨. કુમારવિહારશતક-પ્રશસ્તિ.
૧૩. સુધાકલશ-સુભાષિતકોશ.
૧૪ હૈમ-બૃહદ્વૃત્તિન્યાસ, શ્લો૦ ૫૩૦૦૦
૧૫. પ્રથમ દ્વાત્રિંશિકા.
૧૬ વ્યતિરેક દ્વાત્રિંશિકા.
૧૭. પ્રસાદ દ્વાત્રિંશિકા.
૧૮ અપહ્નુતિ દ્વાત્રિંશિકા.
૧૯ અર્થાન્તરન્યાસ દ્વાત્રિંશિકા.
૨૦ જિનસ્તુતિ દ્વાત્રિંશિકા.
૨૧. સ્થાવતમાં જિનસ્તુતિ દ્વાત્રિંશિકા.
૨૨. શાંતિ દ્વાત્રિંશિકા.
૨૩. અજિત દ્વાત્રિંશિકા.
૨૪ નેમિ દ્વાત્રિંશિકા.
૨૫. મુનિસુવ્રત દ્વાત્રિંશિકા.
૨૬–૩૧ જિનસ્તુતિઓ બત્રીશી.
૩૨. સ્તોત્રો.
૩૩ ધોળકાના ઉદયનવિહારની પ્રશસ્તિ, શ્લો૦ ૧૦૪

(–જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૨૩;
વિશેષ માટે જુઓ નલવિલાસ પ્રસ્તાવના)

તેમણે ૧૧ નાટકો અને ઘણા પ્રબંધો બનાવ્યા છે જેમા તેમની કવિ તરીકેની પ્રતિભા, સ્વતંત્ર સ્ફુરણા, બીજાનું અનુકરણ કરવાનો અભાવ વગેરે સ્પષ્ટ તરી આવે છે (પ્રભાવકચરિત્ર, પ્રબંધ ચિંતામણિ, ઉપદેશતરંગિણી, ઉપદેશસાર)

૩. આ૦ મહેન્દ્રસૂરિ—તેમણે સં૦ ૧૨૪૧માં 'અનેકાર્થકૌમુદી' —અનેકાર્થ કોશની ટીકા રચી, ગુરુદેવના નામ પર ચઢાવી છે આ સોમપ્રભસૂરિએ કુમારપાલપડિબોહો રચીને પ્રથમ આ મહેન્દ્રસૂરિ, પં વર્ધમાનગણિ, અને પં ગુણચંદ્રગણિને સંભળાવ્યો હતો. તેમની સૂચના મુજબ તેને વ્યવસ્થિત પણ કર્યો

૪ (પં૦) વર્ધમાનગણિ—તેમણે કુમારવિહાર-પ્રશસ્તિ-કાવ્ય તથા તેની વ્યાખ્યા રચી છે. તેમજ ૮૭મા શ્લોકના ૧૧૬ અર્થો કરી બતાવ્યા છે (પ્ર ૯ ), તે કાવ્ય નીચે મુજબ છે—

गम्भीरं श्रुतिभिः सदाचरणतः प्राप्तप्रतिष्ठोदय

सद्यःकान्तारधन प्रियो बहुगुणो य साम्यमालम्बते ।

श्रीचौलुक्यनरेश्वरेण विबुधश्रेष्ठेमचन्द्रेण च

श्रीमद्वाग्भटमन्त्रिणा च परितारिणा च मन्त्रेण च ॥

આ પ્રશસ્તિકાવ્યના ૩૧મા પદના અર્થમા રાજા કુમારપાલનું, ૪૧મા પદના અર્થમા આ હેમચંદ્રસૂરિનુ ૧ ૯મા પદના અર્થમા મંત્રી વાગ્ભટનું વર્ણન કરેલ છે પણ એ કુમારવિહારની પ્રશસ્તિ મળતી નથી

પં૦ વર્ધમાનગણિ સં ૧૨૪૧મા વિદ્યમાન હતા.

૫ આ૦ ગુણચંદ્રગણિ—સભવ છે કે તેઓ આ રામચંદ્ર સૂરિના શિષ્ય હતા. કેમકે આ રામચંદ્ર અને તેમણે મળીને સ્વોપજ્ઞવૃત્તિ સાથે દ્રવ્યાલંકાર, અને નાટ્યદર્પણ ગ્રંથો રચ્યા છે. તેમને સં ૧૨૪૧ પછી આચાર્યપદવી મળી હતી.

૬ પં૦ યશશ્ચંદ્રગણિ—તે મહાન જ્યોતિષી, મંત્રવિદ્યાના અભ્યાસી અને મંત્રવાદી હતા. તેઓ આચાર્યશ્રીના અનન્ય ભક્ત હતા. તેમણે સં ૧૨૪૧મા આ સોમપ્રભસૂરિએ રચેલો કુમાર-

પાઠપડિમાંથી પૂરેપૂરો વાંચીને પસંદ કર્યો હતો.

૭ પં૦ ઉદયચંદ્રગણિ—તે વ્યાકરણના અજોડ વિદ્વાન હતા. તેઓ રાજા કુમારપાલને યોગશાસ્ત્રનું વ્યાખ્યાન આપતા હતા. તેમાં પ્રકાશ ૩ શ્લો૦ ૧૦૭માં કર્માદાન વિષયક—

दन्त-केश-नखास्थि-त्वग्-रोम्णां ग्रहणमाकरे ।

એ શ્લોક બોલતાં વારંવાર 'રોમ્ણો' પાઠ બોલ્યા. આચાર્યશ્રીએ પાઠ બદલવાનું કારણ પૂછ્યું. ગણિવરે ઉત્તર આપ્યો કે 'પ્રાણીઓના અંગો અને વાજિંત્રોને દ્વંદ્વસમાસમાં એકવચન આવે છે.' આ જવાબ સાંભળી રાજા તથા શ્રોતાઓએ તેમની ખૂબ પ્રશંસા કરી.
પં૦ ઉદયચંદ્રગણિની પ્રેરણાથી રાજગચ્છના આ૦ ધર્મઘોષસૂરિના પટ્ટધર આ૦ રત્નસિંહ, તેમના પટ્ટધર આ૦ દેવચંદ્ર, તેમના શિષ્ય મુનિ કનકપ્રભે સિદ્ધહેમચંદ્રવ્યાકરણ પર ન્યાસોદ્ધાર રચ્યો છે.

૮ મુનિ દેવચંદ્રજી—તેમણે 'માનમુદ્રાભંજનનાટક' અં૦ ૫, તથા 'ચંદ્રલેખાવિજયપ્રકરણ' અં૦ ૫ એમ બે નાટક રચ્યા છે. પહેલા નાટકમાં ચક્રવર્તી સનત્કુમાર તથા વિલાસવતીનું ચિત્રણ છે. બીજામાં કુમારપાલે અર્ણોરાજ સાથેના યુદ્ધમાં બતાવેલા વીરતાનું વર્ણન કર્યું છે. આમાં ચંદ્રલેખાને વિદ્યાધરી બતાવી છે. તે અર્ણોરાજની બેન જણાય છે. આ નાટકની રચનામાં શેષભટ્ટારકે સહયોગ આપ્યો હતો. પાટણના કુમારવિહારમાં જ અજિતનાથના વસંતોત્સવ પ્રસંગે આ નાટક ભજવાયું હતું.

૯ પં૦ ઉદયસાગરગણિ—તેમના શિષ્ય આ૦ દેવેન્દ્રે 'સિદ્ધહેમચંદ્ર વ્યાકરણ' પર દુર્ગપદવ્યાખ્યા રચી છે.

આ૦ હેમચંદ્રસૂરિનું ગ્રંથસર્જન—

આ૦ હેમચંદ્રસૂરિ ભારતીય ગ્રંથકારોમાં મોખરે છે. તેમણે વિવિધ વિષયના મૌલિક અને વિવેચનાપૂર્ણ ગ્રંથો રચ્યા છે. એવો ભાગ્યે જ કોઈ વિષય હશે જે આચાર્યશ્રીની કલમથી લખાયો ન હોય. એ જ કારણે ભારતના ગ્રંથવિધાતાઓ તેમને કલિકાલસર્વજ્ઞ માને છે અને પાશ્ચાત્ય વિદ્વાનો તેમને Ocean of the Knowledge

કહીને બિરદાવે છે. ડૉ. પિટર્સન તેમને ભારત ભૂમિનો કોહીનૂર ગણાવે છે. આચાર્યશ્રીએ વિદ્વાનોને માર્ગદર્શન કરાવ્યું છે તેથી જ તેમની પછીનો સંસ્કૃત ભાષા અને ગુજરાતી ભાષાનો કાળ હેમયુગ (સ્વર્ણકાળ) તરીકે મનાય છે.

આચાર્યશ્રી પોતે પોતાના ગ્રંથોની રચનાનું કારણ નીચે મુજબ રજૂ કરે છે—એ સિદ્ધરાજ જયસિંહની વિનંતિથી સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન વ્યાકરણ વૃત્તિસહિત, સાંગોપાંગ અને સુગમ બનાવ્યું છે તેમજ રાજા કુમારપાલ માટે યોગશાસ્ત્ર, લોકોના ઉપકાર માટે દ્વયાશ્રયકાવ્ય, છંદોનુશાસન, અભિધાનચિંતામણિ કોશ વગેરે રચ્યા છે અને રાજા કુમારપાલના અનુરોધથી તેના તથા લોકોના ઉપકાર માટે 'ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત' રચ્યું છે.

(—જુઓ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિતપ્રશસ્તિ)

તેમની પ્રતિભાનું મહાન્ સર્જન તે સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન. ગુજરાતના ચક્રવર્તી રાજા સિદ્ધરાજ જયસિંહે માલવા ઉપર વિજય મેળવીને ત્યાંનો રાજકીય ગ્રંથભંડાર તે પાટણ લાવ્યો. તેમાં ભોજ વ્યાકરણ જોઈ તેને વિચાર ઉદ્ભવ્યો કે ગુજરાતી વિદ્વાનો આવો ગ્રંથ રચીને ગુજરાતને પણ વિદ્યાધારી દેશોની હરોળમાં સ્થાપે એવું કંઈક કરવું જોઈએ. તેણે તરત જ આ૦ હેમચંદ્રસૂરિને એ અંગે વિનંતિ કરી[1] અને આચાર્યશ્રીએ સર્વાંગપૂર્ણ 'સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન'ની રચના કરી.[2]

સર્વાંગપૂર્ણ એટલે જેમાં સૂત્રપાઠ, લઘુવૃત્તિ, બૃહદ્વૃત્તિ, ન્યાસ,

---

૧. यशो मम तव ख्यातिं पुण्यं च मुनिनायक ।
कुरु लोकोपकाराय नव्यं शब्दानुशासनम् ॥ (—प्रभावकचरित)

२ तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण-
शब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त
शब्दानुशासनमिदं मुनिहेमचन्द्रः ॥ (—सिद्धहेम प्रशस्ति)

ગણપાઠ, ઉણાદિપાઠ હોય. વળી, તેમણે શબ્દાનુશાસનની માફક લિંગાનુશાસન, કાવ્યાનુશાસન, છંદોનુશાસન, વાદાનુશાસન વગેરે પાંચ અનુશાસનો રચ્યા. શબ્દકોશ, દ્વયાશ્રયગ્રંથ વગેરે સાંગોપાંગ સમ્પૂર્ણ વ્યાકરણ રચ્યું.

આચાર્યશ્રીએ સિદ્ધહેમની સ્વોપજ્ઞ બૃહદ્વૃત્તિમા યાસ્ક ગાર્ગ્ય, વેદમિત્ર, શાકલ, ઇન્દ્ર, કાશ્યપ, કલાપક જયાદિત્ય, વામન, ક્ષીરસ્વામી, બૌદ્ધ ચંદ્રગોમી, જયતીકાર, દુર્ગસિંહ, દેવનંદિ (પૂજ્યપાદ) ભાષ્યકાર પતંજલિ, શેષરાજ શ્રીશેષ, ભોજ વામન, વાર્તિકકાર, કાત્યાયન (વરરુચિ) વિશ્રાંતવિદ્યાધર (વામન) શાકટાયન, શ્રુતપાલ અને શિવશર્મા વગેરેના મતો રજૂ કર્યા છે

જયાદિત્યની કાશિકા (પૂર્વવૃત્તિ), વામનની કાશિકા (ઉત્તરવૃત્તિ), ચંદ્રગોમીનુ ચાંદ, પૂજ્યપાદનું જૈનેન્દ્ર જિનેન્દ્રબુદ્ધિનો કાશિકાન્યાસ, પાણિનીય (ઈ૦ સ૦ પૂ૦ ૩૬૬), પતંજલિનું મહાભાષ્ય, કાત્યાયનનું (ઈ સ૦ પૂર્વે ૨૫૦) વાર્તિક વિશ્રાંતવિદ્યાધરની કાશિકા-ઉત્તરવૃત્તિ, શાકટાયન, શિવશર્માનુ કાતંત્ર, આ૦ પ્રભાચંદ્રનો શબ્દાંભોજભાસ્કર, આ શ્રુતકીર્તિની જૈનેંદ્ર પંચવસ્તુપ્રક્રિયા, આ૦ બુદ્ધિસાગરનુ બુદ્ધિસાગરવ્યાકરણ વગેરેના પ્રમાણો ટાંક્યા છે.

જે કે ઉપર દર્શાવેલા વ્યાકરણ ગ્રંથોના અંગઉપાંગો જુદા જુદા વિદ્વાનોએ જુદા જુદા સમયે જોડ્યા છે જ્યારે એકલા આ હેમચંદ્રસૂરિએ જ સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસનનાં સમસ્ત અંગ-ઉપાંગો સર્જ્યા છે ને સાંગોપાંગ જોડ્યા છે

આ વ્યાકરણમા સૂત્રયોજનાની કુશલતા, શૈલીની સુપાઠ્યતા, ભાષાની સરળતા, રચનાની પૂર્ણતા, વિષયની વ્યાપકતા, વિષયાર્થ જ્ઞાનનુ બલાબલ, દૃષ્ટાંત ગોઠવવાની ચતુરતા, ખાસ ખાસ સિદ્ધાંતોની સુગમ સંકલના અને વિવેચનની તન્મયતા વગેરે વસ્તુઓ આચાર્યશ્રીની જ્વલંત પ્રતિભાને વ્યક્ત કરે છે

એ વ્યાકરણ વિશ્વભરમાં અજોડ ગ્રંથ છે. સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પિશાચી, ચૂલિકાપિશાચી અને અપભ્રંશ ભાષાઓનુ

બીજો નવો શ્લોક લખાવતા હતા. તેમણે આવી અવધાનશક્તિથી જગતને મોટો સાહિત્યભંડાર આપ્યો છે

તેમણે રચેલા ગ્રંથોના નામ નીચે મુજબ છે—

૧ સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન મૂળ—સંસ્કૃતસૂત્ર-૩૫૬૬ પ્રાકૃત સૂત્ર-૧૧૧૯ કુલ સૂત્ર સંખ્યા ૪૬૮૫, ગ્ર ૧૧૦૦ (સં૦ ૧૧૯૩).

૨. સિદ્ધહેમચંદ્ર-લઘુવૃત્તિ, ગ્ર૦ ૬૦૦

૩ સિદ્ધહેમચંદ્રબૃહદ્વૃત્તિ, ગ્ર૦ ૧૮૦૦૦ (સં૦ ૧૧૯૩).

૪ સિદ્ધહેમચંદ્રબૃહન્ન્યાસ, ગ્ર૦ ૮૪૦૦૦ (પૂરો મળતો નથી. સં૦ ૧૧૯૭ પછી).

૫ લિંગાનુશાસન, શ્લોક ૧૩૮.

૬ લિંગાનુશાસનવૃત્તિ, ગ્ર૦ ૩૬૮૪ (સં૦ ૧૧૯૭ પછી).

૭. ગણપાઠ.

૮. ઉણાદિગણપાઠ સૂત્ર ૧૦૦૬ (સં ૧૧૯૩).

૯ ઉણાદિગણપાઠવૃત્તિ ગ્ર૦ ૩૨૫ (સં૦ ૧૧૯૭ પછી).

૧ ધાતુપાઠ ધાતુ ૨૨ (સં૦ ૧૧૯૩).

૧૧ ધાતુપારાયણ, ગ્ર૦ ૫૬૦૦ (સં૦ ૧૧૯૩ પછી).

૧૨. ધાતુપારાયણ સંક્ષિપ્ત.

૧૩ પ્રાકૃતવ્યાકરણ, પ્રાકૃતસૂત્ર-૯૩ શૌરસેનીસૂત્ર-૨૭ માગધી સૂત્ર-૧૬ પિશાચીસૂત્ર-૨૨ ચૂલિકાપિશાચીસૂત્ર-૪ અપભ્રંશ સૂત્ર-૨ એ ૭ ભાષાના કુલ સૂત્રો ૧૧૧૯

૧૪ પ્રાકૃતવ્યાકરણ લઘુવૃત્તિ, ગ્ર૦ ૨૨૦૦

૧૫ પ્રાકૃતવ્યાકરણબૃહદ્વૃત્તિ, (અપ્રાપ્ય)

૧૬ બાલભાષાવ્યાકરણ.

૧૭. બાલભાષાવ્યાકરણવૃત્તિ.

૧૮ અભિધાનચિંતામણિકોશ, કાંડ ૬ શ્લો૦ ૧૫૪૧ (સં૦૧૨૧૬).

૧૯ અભિધાનચિંતામણિકોશવૃત્તિ, ગ્ર૦ ૧ ૦૦

૩૧ છંદોનુશાસન, અધ્યાય ૮ સૂત્ર ૭૬૪ (સં૦ ૧૧૯૯)
૩૨ છંદોનુશાસનવૃત્તિ-છંદશ્ચૂડામણિ, શ્લો૦ ૩૦૦૦
૩૩ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, પર્વ ૧૦, શ્લો૦ ૩૬૦૦૦ (સં૦ ૧૨૧૯). (આ ગ્રંથની સં૦ ૧૨૯૪ માં લખાયેલી તાડપત્રની પ્રતિમાં આ હેમચંદ્રસૂરિ અને રાજા કુમારપાલનું ચિત્ર અંકિત છે)
૩૪ પરિશિષ્ટપર્વ (ઇતિહાસ) સર્ગ ૧૩ શ્લો૦ ૩૫૦૦ (સં૦ ૧૨૧૯).
૩૫ સકલાર્હત્સ્તોત્ર, શ્લો૦ ૨૭ (૨૮).
૩૬ અયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા (વીરસ્તુતિ) શ્લો૦ ૩૨.
૩૭ અન્યયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા (વીરસ્તુતિ) શ્લો૦ ૩૨.
૩૮ પ્રમાણમીમાંસા અધ્યાય ૫, (સૂ૦ ૧૨૦ પછી, છંદોનુશાસન પછી બનાવી છે અપૂર્ણ મળે છે)
૩૯ પ્રમાણમીમાંસાવૃત્તિ.
૪૦ વાદાનુશાસન (અપ્રાપ્ય).
૪૧ બલાબલવાદનિર્ણય.
૪૨ બલાબલવાદનિર્ણયબૃહદ્વૃત્તિ
૪૩ દ્વિજવદનચપેટિકા (વેદાંકુશ) શ્લો૦ ૧૦૦
૪૪ વીતરાગસ્તોત્ર, સ્તોત્ર ૨૦ શ્લો૦ ૧૮૯ (સં૦ ૧૨૧૭)
૪૫ મહાદેવસ્તોત્ર શ્લો૦ ૪૪ (સં ૧૧૮૫)
૪૬ યોગશાસ્ત્ર (અધ્યાત્મોપનિષત્), પ્રકાશ ૧૨, (સં૦ ૧૨૧૮).
૪૭ યોગશાસ્ત્રવૃત્તિ, શ્લો૦ ૧૨૫૭ (સં૦ ૧૨૨૦).
૪૮ સપ્તતત્ત્વવિચારણા, શ્લો૦ ૧૪

આ સિવાય અર્હન્નામસહસ્રસમુચ્ચય, સપ્તસંધાન મહાકાવ્ય, દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા, નિરુક્તિ-વ્યાવૃત્તિ-આયોગ અને અર્હન્નીતિ વગેરે ગ્રંથો આચાર્યશ્રીની રચના મનાય છે. અર્હન્નીતિ ગ્રંથ પ્રાચીન નથી. વિક્રમની વીસમી સદીમાં બન્યો લાગે છે. બીજા ગ્રંથો અપ્રાપ્ય છે

સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનના વિવરણ ગ્રંથો—

બૃહદ્ન્યાસ (સ્વોપજ્ઞ)—ગ્ર ૮૪૦

લઘુન્યાસ—આ રામચંદ્રકૃત, ગ્ર ૫૩ ૦૦

લઘુન્યાસ—આ ધર્મઘોષ રચિત, ગ્ર ૯૦

લઘુન્યાસ—ગ્ર ૩

લઘુન્યાસ—પ્રશસ્તિ અવચૂરિ, મુનિ ઉદયચંદ્ર

દુર્ગપદવ્યાખ્યા—આ હેમચંદ્રસૂરિના પ્રશિષ્ય

ન્યાસોદ્ધાર—રાજગચ્છીય આ દેવેંદ્રસૂરિશિષ્ય આ કનકપ્રભસૂરિ

હૈમ લઘુવૃત્તિ—કાયસ્થ કાકલ (સ ૧૨ ).

સિદ્ધહેમ અવચૂરિ—આ જ્ઞાનચંદ્રસૂરિ શિષ્ય આ અમરચંદ્રસૂરિ (સ ૧૨૬૪).

હૈમ બૃહદ્વૃત્તિ ઢુંઢિકા—પ૦ સૌભાગ્યસાગર (સ૦ ૧૫૯૧).

હૈમ ઢુંઢિકા સંસ્કૃત—પ જિનચંદ્ર.

હૈમ ઢુંઢિકા પ્રાકૃત—આ હેમવિમલસૂરિશિષ્ય પ૦ ઉદયસૌભાગ્ય ગણિ (સ ૧૫૯૧).

હૈમલઘુવૃત્તિ ઢુંઢિકા—પ મુનિશેખર.

હૈમલઘુવૃત્તિ અધ્યાય ૪ ઢુંઢિકા—ખર આ જિનસાગરસૂરિ (સ ૧૫ ).

હૈમ અવચૂરિ—પ ધનચંદ્ર

હૈમચતુષ્કપાદવૃત્તિ—પ ઉદયસૌભાગ્ય ગણિ, (સ ૧૫૯૧).

હૈમવ્યાકરણ દીપિકા—શ્રીરત્નશેખર.

સિદ્ધહેમ રહસ્યમ્, ગ્ર૦ ૧૫

સિદ્ધહેમ પ્રાકૃત પ્રકાશ—મલધારી આ નરચંદ્રસૂરિ.

સિદ્ધહેમ પ્રાકૃત દીપિકા—આ હરિપ્રભસૂરિ.

હૈમ દુર્ગપદપ્રબોધ—આ જ્ઞાનવિમલસૂરિ શિષ્ય પ વલ્લભ વિમલ (સ ૧૬૬૧).

હૈમ કારકસમુચ્ચય—આ શ્રીપ્રભસૂરિ (સ૦ ૧૨૮૦).

હૈમવૃત્તિ—આ શ્રીપ્રભસૂરિ (સ ૧૨૮ ).

આખ્યાતવૃત્તિ—આ નરચંદ્રસૂરિ

આચાર્યશ્રીના બીજા ગ્રંથોનાં વિવરણો—

લિંગાનુશાસન-વૃત્તિ—આ જયાનંદસૂરિ

લિંગાનુશાસનદુર્ગપદપ્રબોધવૃત્તિ—સં૦ ૧૬૬૧ (શ્રીવલ્લભગણિ)

ધાતુપાઠ—પં૦ પુણ્યસુંદર ગણિ

હૈમ કવિકલ્પદ્રુમ-સ્વોપજ્ઞવૃત્તિ, આ૦ હેમવિમલસૂરિ શિષ્ય શતાર્થી પં હર્ષકુલ ગણિ (પ્રક૦ ૫૫).

ક્રિયારત્નસમુચ્ચય—આ૦ ગુણરત્નસૂરિ, ગ્ર૦ ૫૬૬૧ (સં૦ ૧૪૬૬ મુ૦ ઈ ૨).

હૈમવિભ્રમ સટીક—આ૦ વાદિદેવસૂરિ સંતાનીય આ ગુણચંદ્રસૂરિ

હૈમવિભ્રમ સવૃત્તિક—આ૦ જિનપ્રભસૂરિ

સ્યાદિસમુચ્ચય—ઉલ્લાસ ૪ શ્લો૦ ૫૪ ગ્ર૦ ૧૩૦૦ વાયડગચ્છીય વેણીકૃપાણ આ૦ અમરચંદ્રસૂરિ, (સં૦ ૧૨૪૩ થી ૧૨૬૧)

કાવ્યાનુશાસન અલંકાર ચૂડામણિવૃત્તિ આ અમરચંદ્રસૂરિ

સ્યાદિસમુચ્ચયવૃત્તિ—આ૦ અમરચંદ્રસૂરિ

સ્યાદિશબ્દદીપિકા—આગમગચ્છીય શ્રીજયાનંદસૂરિ સં૦ ૧૪૫૦

પ્રાકૃતશબ્દસમુચ્ચય—ખર૦ આ જિનચંદ્રસૂરિશિષ્ય પં તિલક ગણિ, સં ૧૫૬૯ ખંભાત.

અનેકાર્થવૃત્તિ—આ૦ મહેન્દ્રસૂરિ, ગ્ર ૧૨૦ (સં ૧૨૪ ).

દ્વયાશ્રય કાવ્યવૃત્તિ સંસ્કૃત—આ૦ જિનેશ્વર શિષ્ય ઉપા અભય તિલક ગણિ (સં૦ ૧૩૧૨) મુ૦ પાલનપુર

દ્વયાશ્રયવૃત્તિ પ્રાકૃત—આ જિનેશ્વરશિષ્ય પં૦ પૂર્ણકલશ ગણિ, (સં ૧૩ ૭)

દ્વયાશ્રયવૃત્તિ પ્રાકૃત—મલ૦ આ રાજશેખર (સં૦ ૧૩૮૭).

વીતરાગસ્તોત્ર વિવરણ—સુવિહિતશાખાના આ૦ પ્રભાનંદસૂરિ

સાધારણજિનસ્તવન વૃત્તિ—પં કનકકુશલગણિ, સં૦ ૧૬૫૪

સ્નાતસ્યાસ્તુતિ-વૃત્તિ—પં૦ કનકકુશલગણિ, સં૦ ૧૬૫૮.

અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા-ટીકા સ્યાદ્વાદમંજરી—નાગેન્દ્રગચ્છીય આ મલ્લિષેણસૂરિ, ગ્ર૦ : ૩ સં૦ ૧૩૪૯

અલંકાર ચિંતામણિ વૃત્તિ—મહો યશોવિજય ગણિ પ્રતિમાશતક શ્લો ૯ સ્વોપજ્ઞવૃત્તિ, ગ્ર ૩૨૫

ધાતુરત્નાકર—આ વિજયલાવણ્યસૂરિ.

હૈમધાતુમાલા—શ્રીગુણવિજય.

ન્યાયસંગ્રહ-ન્યાયાર્થમંજૂષા ન્યાસ—વ્યાકરણ-ન્યાય ૧૪૧ પ હેમહંસ ગણિ સ૦ ૧૫૧૫-૧૫૧૬ અમદાવાદ.

અભિધાન ચિંતામણિનિર્વૃતિ—મહો ભાનુચંદ્રગણિ.

અભિધાનચિંતામણિ સારોદ્ધારવૃત્તિ—ઉ શ્રીવલ્લભગણિ સ ૧૬૬૭.

હૈમી નામમાલા-શિલોંછ—ખર આ જિનપ્રભસૂરિના પટ્ટધર આ જિનદેવસૂરિ.

શિલોંછ નામકોશ ટીકા—ઉ શ્રીવલ્લભગણિ સ ૧૬૫૪

નોટિસ. વધુ માટે જુઓ શબ્દસાગરમાં આ૦ હેમચંદ્રસૂરિની.

સિદ્ધહેમ વ્યાકરણ પરથી અવતારિત વ્યાકરણો—

સિદ્ધસારસ્વત—આ દેવાનંદસૂરિ, (સ૦ ૧૩૩૪)

હેમલઘુપ્રક્રિયા—મહો વિનયવિજય ગણિ, (સ ૧૭૧૦)

હૈમપ્રકાશ(બૃહન્ન્યાસ)—મહો „ „ ગ્ર૦ ૩૫ ૦

ચંદ્રપ્રભા (હૈમકૌમુદી)—મહો મેઘવિજયગણિ, ગ્ર૦ ૭ ૦ સ ૧૭૫૮)

હેમશબ્દચંદ્રિકા—મહો મેઘવિજયગણિ.

હૈમપ્રક્રિયા—મહેન્દ્રસુત વીરસી.

બાલભાષા વ્યાકરણસૂત્ર-વૃત્તિ.

બૃહદ્હેમપ્રભા—આ વિજયનેમિસૂરિ.

લઘુહેમપ્રભા— „ „

પરમલઘુહેમપ્રભા „ „

સિદ્ધપ્રભા—આ સાગરાનંદસૂરિ.

પ્રાકૃત વ્યાકરણ—આ જિનકૃપાચંદ્રસૂરિ

„ „ પદ્ય—આ શાન્તિચંદ્રસૂરિ

હેમપ્રાકૃતપ્રક્રિયા—પં ગિરજાશંકર શાસ્ત્રી.

હેમસસ્કૃત પ્રવેશિકા (ગુજરાતી) ભા૦ ૧-૨—૫૦ શિવલાલ નેમચંદ (પાટણ)

પ્રાકૃત ચંદ્રિકા—

वर्षे ज्ञानवसुमुनिकमिते (१९९८) मासि शुभे श्रावणे
पक्षे शुक्ल इति द्वितीयदिवसे बुद्धान्मार्यामिव ॥
शिष्यो देवनेमकीर्तिगणिनां नाम्ना जगन्माशसन् (?)
पुस्तं केसमपि प्रशस्तमनर्घं सत्याकृतम्याकृत ॥
पूर्णं भवतु ॥ श्लोक १५०० ॥ (–श्री प्रशस्तिसंग्रह, ભા૦ ૨ પ્ર ન૦ ૭૫૧, પૃ૦ ૨૧૦)

આ પુસ્તક છાણીના શ્રીવિજયજ્ઞાનસૂરિ સ૦ શાસ્ત્રસંગ્રહમાં છે

આ૦ હેમચંદ્રસૂરિની વાણીચાતુરીના નમૂના—

तुण्णा क्षोणिपतामनेककटका मग्नाश्च धारा सत
कुम्भ: सिद्धपते कृपाण इति रे मा मसल क्षत्रिया ।
आकल्पप्रबलप्रतापदहन: संप्राप्तधाराधिराव
पौरा मालवयोषितश्रुसलिलं हन्तायमेधिष्यते ॥
(–सिद्धहेमशब्दानुशासन–प्रशस्ति)

अकृत्रिमस्वादुपदां परमार्थाभिधायिनीम् ।
सर्वभाषापरिणतां जैनीं वाचमुपास्महे ॥१॥ (–काव्यानुशासन–मंगल)

शब्दमात्रो महादेवो लौकिकानां मते मत: ।
शब्दतो गुणतश्चैव अर्थतो जिनशासन ॥६॥
भवबीजाङ्कुरजनना रागाद्या क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥४४॥ (–महादेवस्तोत्र)

इमां समक्षं प्रतिपक्षसाक्षिणामुदारघोषामवघोषणां ब्रुवे ।
न वीतरागात् परमस्ति दैवतं न चाप्यनेकान्तमृते नयस्थिति ॥२८॥
न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचि: परेषु ।
यथावदाप्तत्वपरीक्षया तु त्वामेव वीर ! प्रभुमाश्रिता: स्म: ॥२९॥

भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥ ...

मसवाय महोरगायागदाय नरकच्छिदे ।
मरालसाय प्रमाण करमैचिद् भगवते नमः ॥१२-४॥
यावन्नाप्नोमि पदवीं परां त्वदनुभावजाम् ।
तावन्मयि शरण्यत्व मा मुञ्च शरण श्रिते ॥१७-८॥ (–वीतरागस्तोत्र)

ब्राह्मणजातिरदिष्टो वणिग्जातिरबाधकः ।
प्रियजातिरनीर्ष्यालुः शरीरस्थ निरामयः ॥७४३॥
विद्वान् धनी गुण्यगर्वः स्त्रीजनश्चापचापलः ।
रामपुत्रः सुचरित्रः प्रायेण न हि दृश्यते ॥७४४॥
(–त्रिषष्टिशलाकापुरुषचरित स० १)

આચાર્યશ્રીએ કાવ્યાનુશાસન તથા છંદોનુશાસનની ટીકામાં વિવિધ અવતરણો આપ્યાં છે એથી સ્પષ્ટ સમજી શકાય છે કે, આચાર્યશ્રી સાહિત્યસમાજ, મધ્યમજનતા, તથા ગ્રામજનતાના લોકસાહિત્યથી પૂરેપૂરી રીતે પરિચિત હતા. તેના કેટલાક આ નમૂના છે—

द्वौ वज्रवर्मौ जगतीपतीनां सद्विग्रहं प्रविष्टौ ननु सार्वभौमौ ।
य स्यात्प्रपाविद्रुममञ्जुपाणो यो वा हस्तिद्वारसमसंनिकाशः ॥
(–काव्यानुशासन रत्नैपुणम् अ० १ श्लोकगतेषु विवेक)

हहो स्निग्धसखे ! विवेक ! बहुभिः प्राप्तोऽसि पुण्यैर्मया
गन्तव्यं कतिचिद्दिनानि भवता मास्मत्सकाशात् क्वचित् ।
त्वत्सङ्गेन करोमि जन्म-मरणोच्छेदं गृहीत्त्वर
को जानाति पुनस्त्वया सह मम स्याद् वा न वा सङ्गमः ॥
(–काव्यानुशासन, अ० १ सतो० विवेक)

सन्ध्यां यत् प्रणिपत्य लोकपुरतो बद्धाञ्जलिर्याचसे
धत्से यच्च नदीं विलज्ज ! शिरसा तच्चापि सोढं मया ।
श्री जाताऽमृतमन्थने यदि हर कस्मात् विषं भक्षितं
मा स्त्रीलम्पट ! मां स्पृशेत्यभिहितो गौर्या हरः पातु वः ॥
(–काव्यानुशासन अ० २ प्रणयेर्ष्या टीका पृ० ७२)

एक्कुडुल्ली पचहिँ रुद्धी, तह पचहमि जुअंजुअबुद्धी।
बहिणु ! एतें घरु कहि किम नंदउ, जत्थ कुडुम्बउ अप्पण छंदउ॥४-४२२

(–સિદ્ધહેમ અ૦ ૮, પ્રાકૃત અપભ્રંશ વિભાગ)

मा कुणसु [illegible] परवहु [illegible]।
कुसुमालिअ [illegible] कामु [illegible] होही॥

(–દેશીનામમાલા, વર્ગ : ૨, ગાથા : ૪૨)

गंगइ [illegible] मेरउ सरसइ [illegible] हसु [illegible]।
तम सो [illegible] गमइ पहुत्तउ जिमु माइ सो [illegible]॥

(–प्राकृतद्व्याश्रयकाव्य सर्ग ८ गाथा १५)

[illegible] जइ म हसि [illegible] पसमेण।
जइ करिपव्वउ पसमु [illegible] तो [illegible] करणइ॥

(–प्राकृतद्व्याश्रयकाव्य सर्ग ८, गाथा ७६)

આ૦ હેમચંદ્રસૂરિના પ્રશંસાશ્લોકો—

જુદા જુદા વિદ્વાનોએ આચાર્યશ્રીની સ્તુતિ કરી છે તેમાંના કેટલાક શ્લોકો આ પ્રકારે છે—

किं स्तुमः शब्दपाथोधेर्हेमचन्द्रयतेर्मतिम्।
एकेनापि हि येनेदृक् कृतं शब्दानुशासनम्॥१॥
स्तुमस्त्रिसन्ध्यं प्रभुहेमसूरेरनन्यतुल्यामुपदेशशक्तिम्।
अतीन्द्रियज्ञानविवर्जितोऽपि यः क्षोणिभर्तुर्व्यधित प्रबोधम्॥२॥

(–આ. સોમપ્રભસૂરિરચિત–કુમારપાલપ્રતિબોધ)

क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दो नवं द्व्याश्रया-
लङ्कारौ प्रथितौ नवौ प्रकटितौ श्रीयोगशास्त्रं नवम्।
तर्कः संजनितो नवो जिनवरादीनां चरित्रं नवं
बद्धं येन न केन केन विधिना मोहः कृतो दूरतः॥

(–આ૦ સોમપ્રભસૂરિરચિત–શતાર્થી કાવ્ય ૬૩ની ટીકા)

રાજા હતો. રાવલ અલ્લટ ચિત્તોડનો રાજા હતો. તે આ પ્રદ્યુમ્નસૂરિનો પરમભક્ત જૈન હતો. તેનો પુત્ર ભુવનપાલ સપાદલક્ષ દેશનો રાજા હતો. તે અહીં મંત્રી તરીકે આવીને ગાદીએ બેઠો.

(—પ્રક ૩૪ પૃ ૫૯૨)

રાજા અલ્લટની પરંપરામાં ચિત્તોડની ગાદીએ રાણો રણસિંહ થયો.

રાણો રણસિંહ (સં૦ ૧૨૧૧)—આ રાણાનાં સંગ્રામસિંહ અને સમરસિંહ એવાં નામો પણ મળે છે તે સં ૧૨૧૧ માં થયો હતો. આ રાણા રણસિંહથી સીસોદિયા રાજાઓ રાણા થી ઓળખાવા લાગ્યા. તેને કરણસિંહ નામે પુત્ર અને ધીરસિંહ નામે પૌત્ર હતા.

તે ધીરસિંહે સં ૧૨૨૯ની આસપાસમાં જૈનધર્મ સ્વીકાર્યો અને તેનાથી સીસોદિયા ઓસવાલવંશ ચાલ્યો.

સીસોદિયા ઓસવાલો મેવાડની નૈઋત્યમાં આવેલા ભૂતાનગરમાં રહેતા હતા. ભૂતાનગર દટનપટ્ટણ થતાં ત્યાંનું એક સીસોદિયા કુટુંબ અમદાવાદ આવી વસ્યું, જે આજે નગરશેઠના કુટુંબ તરીકે પ્રસિદ્ધ છે. ભૂતાનગરની આસપાસના પ્રદેશમાં પાંચમની તિથિ માટે પાંચમના કામમાં પશ્ચાત પડે એવી માન્યતા છે એ જ રીતે નગરશેઠના કુટુંબમાં પણ પાંચમનો દિવસ અશુભ લેખાય છે. તે માટે એવી દંતકથા મળે છે કે સીસોદિયાવંશની એક કુમારિકા પાંચમના દિવસે શુભ કામ માટે ગઈ હતી. તેને રસ્તામાં ખૂબ પજવણી થઈ અને રસ્તામાં જ તે મરણ પામી. ત્યારથી સીસોદિયા ઓસવાલો પાંચમના દિવસે કોઈ પણ જાતનું શુભ કામ કરતા નથી. પાંચમ માટેની આ માન્યતા ભૂતાનગર અને નગરશેઠના કુટુંબનો પ્રાચીન સંબંધ હોવાનું પુરવાર કરે છે. થોડાંએક વર્ષો પહેલાં ભૂતાનગરનું ખોદકામ થયું ત્યારે તેમાંથી ઘણી જિનપ્રતિમાઓ મળી આવી હતી. તે પ્રતિમાઓ આજે રોહિડાના જિનમંદિરમાં વિદ્યમાન છે.

(—જુઓ, પ્રક ૫૮ નગરશેઠવંશ તથા પટ્ટાવલીસમુચ્ચય, ભા ૨, પૃ ૨૧૨)

દેવના ઉપદેશથી ભરૂચમા સમલીવિહાર પર સ્વર્ણકળશ ચડાવ્યો. તેમણે વાઘ અને નિહાણા ગામમા બે મોટા જૈન દેરાસરો બધાવ્યા. એ બંને ગામ વચ્ચે એક ગાઉની સુરગ બનાવી હતી તે દ્વારા શ્રાવકો એક દેરાસરમા પૂજા કરીને બીજા દેરાસરમાં પૂજા માટે જઈ શકતા હતા. રાજગચ્છના તપસ્વી આ ભદ્રેશ્વરસૂરિ, જેઓ એકાતરે ઉપવાસ કરતા હતા તેમના ઉપદેશથી મત્રી શાતૂ અને દડનાયક સજ્જને [illegible]મા મોટી રથયાત્રા કાઢી હતી. (જૂઓ પ્ર૦ ૩૫, પૃ૦ ૨૮)

૫ મોઢદેવે સ૦ ૧૧૯૭ ના ચૈત્ર વદિ ૮ ને મગળવારે જ્યારે રાજા જયસિંહના મહામત્રી શાતૂ ગુજરાતના દડનાયક તરીકે વડોદરામા હતા ત્યારે ઓસલબ માટે પયવત્થુકમ્મત્થવ ની ટીકા લખી હતી. (—જૈન પુસ્તકપ્રશસ્તિસગ્રહ, પ્ર ન ૬૫)

એક વાર મત્રી હાથણી ઉપર બેસીને ફરતો ફરતો શાતૂવસહી મા પ્રભુદર્શને આવ્યો, ત્યારે ત્યા એક ચૈત્યવાસી યતિ વેશ્યાના ખભે હાથ રાખીને ઊભો હતો. મત્રીએ તેને પણ વિધિપૂર્વક વદન કર્યું અને થોડી વાર પછી તેને ફરી વાર નમન કર્યું એ યતિને ખૂબ શરમ આવી. એને મનમા થયું કે જમીન જગા આપે તો તેમા સમાઈ જઉં તેણે મત્રીના ગયા પછી વૈરાગ્ય જાગવાથી બધુયે છોડી મલધારી આ હેમચદ્રસૂરિ પાસે દીક્ષા લીધી અને શત્રુજય તીર્થમાં જઈ તપ આદર્યું એમનાં એ રીતે બાર વર્ષ વીતી ગયા.

મત્રી એક વાર શત્રુજયની યાત્રાએ ગયા. ત્યા તેમણે આ તપસ્વીને જોયા પણ ઓળખ્યા નહીં. મત્રીએ તમને તેમના ગુરુ વગેરેનું નામ પૂછ્યું તપસ્વીએ તરત જણાવ્યું કે મારો સાચો ગુરુ મહામાત્ય છે શાતૂએ પોતાના કાને હાથ દઈને કહ્યું આપ એમ કેમ બોલો છો ? તપસ્વીએ વિગતવાર ખુલાસો કર્યો અને મત્રીને ધર્મમા વધુ સ્થિર બનાવ્યો.

મત્રી થારાપદ્રગચ્છના આ૦ શાંતિસૂરિ, મલધારી આ અભય દેવ, આ હેમચદ્રસૂરિ, રાજગચ્છના આ ભદ્રેશ્વર, વડગચ્છના આ૦ વાદિદેવસૂરિ, કલિકાલસર્વજ્ઞ આ હેમચદ્રસૂરિ વગેરેનો ઉપાસક

હતો. વાદિવેતાલ શાન્તિસૂરિએ મન્ત્રીની વસતીમાં 'ઉત્તરાધ્યયન'ની પાઇય ટીકા રચી હતી.

ઉપાશ્રય—

મન્ત્રીએ ૮૪ હજાર સોનૈયા ખરચી પાટણમાં એક નવું ઘર બંધાવ્યું. સૌ કોઈ તે ઘરના વખાણ કરતા હતા. મન્ત્રીએ આ વાદિદેવસૂરિને સપરિવાર અહીં પધારવાનું આમંત્રણ આપ્યું અને એ મહાલ બતાવ્યું. મન્ત્રીને આશા હતી કે આચાર્યશ્રી આ ઘરની પ્રશંસા કરશે જ પરંતુ આચાર્યશ્રી મહાલ જોયા પછી મૌન જ રહ્યા. મન્ત્રીએ પૂછ્યું, 'ગુરુજી! સૌ કોઈ આ ઘર જોઈ તેની પ્રશંસા કરે છે. આપને આ ઘરમાં કંઈ વાંધો દેખાયો કે શું? આપ એ વિશે કેમ કંઈ કહેતા નથી?

આ વાદિચંદ્રસૂરિએ જવાબ આપ્યો કે 'મન્ત્રીશ્વર! આ તો ગૃહસ્થનું ઘર છે. આરંભસમારંભનું કેન્દ્ર ગણાય. સાધુ તેની પ્રશંસા કરે નહીં. હા, તમે પોષાળ બનાવી હોત તો આચાર્યશ્રી તેને યોગ્ય પ્રશંસા જરૂર કરત.

આ સાંભળી મન્ત્રીએ તે ઘરનો ઉપાશ્રય બનાવ્યો અને તેમાં પુણ્ય લેખ ચોગાન બહાર પાડી ઉજાવ્યા અને તેમાં સર્વપ્રથમ આ વાદિરાજસૂરિને પધરાવ્યા ત્યારથી એ મુખ્ય પોષાળ બની.

કવિ બિલ્હણ—કાશ્મીરનો કવિ બિલ્હણ મન્ત્રીનો આશ્રિત કવિ હતો. તેણે કર્ણસુંદરીનાટિકા (અંક ૪) રચી, તેમાં મન્ત્રી શાન્તુને રાજા વત્સરાજના મહામાત્ય યૌગંધરાયણ સાથે સરખાવ્યો છે ને મહામાત્ય તરીકે વર્ણવ્યો છે. આ નાટિકાના મંગલાચરણમાં તીર્થંકરની સ્તુતિથી શરૂઆત કરી છે. પાટણમાં આ આદિનાથના યાત્રામહોત્સવ પ્રસંગે શાન્તિ ઉત્સવનુક્રમમાં આ નાટિકા ભજવાઈ હતી.

મહાકવિ બિલ્હણ (વિ સં૦ ૧૧૬ થી ૧૮૫)—

૧ સુક્તિકલશ—તે અગ્નિહોત્રી બ્રાહ્મણ હતો. મધ્યપ્રદેશમાંથી કાશ્મીરના શ્રીનગરથી ૩ માઈલ દૂર ખોનમુખ (જયવત) ગામમાં આવી વસ્યો.

૨ રાજકલશ—તે અગ્નિહોત્રી હતો. જ્ઞાની, પરાક્રમી અને વિદ્વાન હતો. તે વેદવિદ્યાનો પારગત હતો. તેણે માનવોના હિત માટે વ્યાખ્યાનસભાઓ રચી હતી અને કૂવા તેમજ પરબો વગેરે બંધાવ્યા હતા.

૩ જ્યેષ્ઠકલશ—તેણે પાણિનિ વ્યાકરણ ઉપર રચાયેલ પાતંજલમહાભાષ્ય ઉપર ટીકા રચી. તેને નાગદેવી નામે પત્ની હતી અને ૧ ઇષ્ટરામ, ૨ બિલ્હણ અને ૩ આનંદ એમ ત્રણ પુત્રો હતા. ત્રણે વિદ્વાનો અને કવિઓ હતા.

૪ બિલ્હણ—તે વ્યાકરણ, સાહિત્ય, વેદ વેદાંગ વગેરેનો મોટો પંડિત હતો. તેની વિદ્વત્તા માટે તે સર્વત્ર પંકાતો હતો. તે રાજ કલશની વિદ્યમાનતામાં રીસાઈને કાશ્મીર છોડી નીકળી ગયો. તે મથુરા, વૃંદાવન, પ્રયાગ અને કાશી જઈને ત્યાંના વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કરી ડહાલ, ધારા, ગૂજરાત, પાટણ, રામેશ્વર થઈ કલ્યાણપુર ગયો.

કલ્યાણપુરના રાજા વિક્રમાદિત્ય ચાલુક્યે કવિ બિલ્હણને કલ્યાણપુરમાં રોકી ઘણું સન્માન કરી પોતાની વિદ્વત્સભાનો વિદ્યાપતિ બનાવ્યો. (વિક્રમાંકદેવચરિત)[1]

તેણે નીચે મુજબના ગ્રંથો રચ્યા છે—

(૧) પાર્શ્વનાથસ્તોત્ર, (૨) પાર્શ્વનાથાષ્ટક શ્લો૦ ૯ અષ્ટકનો અંતિમ શ્લોક આ પ્રમાણે છે—

इति जिनपते स्तोत्रं चित्रं महाकविबिल्हण-
मथितमखिलत्रैलोक्यैकप्रकाशनभास्वत ।
पठति सततं य प्रातर्यान्ति प्रभवति सन्मनो
भवजलनिधौ पुण्य: स प्रद्युम्नश्रियमाश्रित: ॥९॥

૧. આ સિવાય બીજો પણ એક કવિ બિલ્હણ થયો છે જેનું બનાવેલ બિલ્હણ પંચાશિકા (ચોર પંચાશિકા) એ ૫ પ્રસિદ્ધ છે. કેટલાક વિદ્વાનોએ બન્ને બિલ્હણોની ઘટનાઓ એકની ઘટનાને ખાસ જોડી કલ્પનાથી બિલ્હણનું જીવન લખી નાખ્યું છે.

આ શ્લોકમાં દ્યુમ્ન અને આ પ્રદ્યુમ્નસૂરિનાં નામ છે એટલે સંભવ છે કે કવિને મલધારી આ૦ હેમચંદ્રસૂરિ અને આ૦ ચંદ્રસૂરિ સાથે પરિચય થયો હોય.

(—જૈનસ્તોત્રસંદોહ, ભા૦ ૨ સ્તો૦ નં૦ ૫૩ પૃ૦ ૧૬૪)

(૩) કર્ણસુંદરીનાટિકા—(જેમાં નાટિકામાં તીર્થંકરનું સમવસરણ છે)

(૪) વિક્રમાંકદેવચરિત—સં૦ ૧૧૪૨ (કલ્યાણના સોલંકીઓનો ઇતિહાસ છે).

મંત્રી શાંતુ પરાક્રમી, બુદ્ધિશાળી, ચતુર રાજનીતિજ્ઞ, ધર્મપ્રેમી જૈન હતો. તેણે પોતાના જીવનમાં દેવ, ગુરુ અને રાજાની માટે નિશ્ચિત મર્યાદા બાંધી લીધી હતી. એ મુજબ દેવ તરીકે તીર્થંકરોને, ગુરુ તરીકે સુસાધુઓને અને રાજા તરીકે જયસિંહદેવને જ માનતો હતો અને નમસ્કાર કરતો હતો. બીજાને તે એવી મહત્તા આપતા નહોતા.

એક વાર સિદ્ધરાજ જયસિંહથી રીસાઈને તે માળવા ચાલ્યો ગયો પણ તે ત્યાંના રાજવીને નમ્યો નહીં. તેણે જણાવ્યું 'રાજવી તરીકે જયસિંહ સિવાય બીજાને હું મારું માથું નહીં નમાવું.' આ રાજભક્તિનો કિસ્સો સાંભળીને જયસિંહે તેને પ્રેમથી ગુજરાત બોલાવ્યો અને મેના-માળવાના સંધિ જેવા આકડ ગામમાં છેલ્લે ત્યારે અનશન કરી સ્વર્ગસ્થ થયો.

મંત્રી શાંતુ દીર્ઘાયુષી હતો. માળવાના જય પછી એટલે સં૦ ૧૧૯૫ લગભગમાં તે મરણ પામ્યો.

મંત્રી મુંજાલ—

તે કર્ણદેવનો મંત્રી હતો. રાજા સિદ્ધરાજે માળવા ઉપર ચડાઈ કરી ત્યારે તે પાટણનગરીમાં સંધિવિગ્રહિક તરીકે હતો. તેણે જ મહારાજ સિદ્ધરાજને ધારાનો કિલ્લો તોડવાનો વ્યૂહ બતાવ્યો હતો.

તેણે પાટણમાં મુંજાલવસહી બંધાવી હતી. 'યોગદૃષ્ટિસમુચ્ચય'ની તાડપત્રની પ્રતિની પુષ્પિકામાં લખ્યું છે કે સં૦ ૧૧૪૬માં કર્ણદેવના

રાજ્યમાં પાટણમાં મહામાત્ય મુંજાલની વસ્રહીમાં મહાં આ પ્રતિ લખી છે એટલે મુંજાલે એક ઉપાશ્રય બંધાવ્યો હતો.

મુંજાલ એ શૂરવીર, બુદ્ધિમાન્ રાજનીતિનિપુણ અને જૈનધર્મ પ્રેમી હતા. (-પ્રબંધચિંતામણિ, દ્વયાશ્રય ગ્રાચીનો ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પ્ર૦ ૧૭ પૃ૦ ૨૬૬)

**વિમલશાહ (પ્રાગ્વાટ શ્રીમાલી)—**

મકાનજરમાં શ્રીમાલીવંશનો પ્રાગ્વાટગોત્રનો અને થારાપદ્રગચ્છનો શેઠ વજ્જ નામે જૈન રહેતો હતો, તેને બળવાન અને વિમલ દિલ વાળો વિમલ નામે પુત્ર હતો. આ વિમલકુમારે ૫૦ ૧૧૨૬ના વૈશાખ વદિ ૧૧ને શનિવારે પરિકરવાળી જિનપ્રતિમા બનાવી. આ પરિકર આજે જામણપુરના દેરાસરમાં મૂળનાયકની ગાદી નીચે વિદ્યમાન છે (-જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૧૫, પૃ૦ ૧૨૨)

**મહામાત્ય ઉદયન શ્રીમાળી (સં૦ ૧૨૦૮)—**

મારવાડમાં જાલોર અને રામસેન વચ્ચે આવેલા વાઘરા ગામમાં શેઠ સિદ્ધિચંદની ૫ પરામાં અનુક્રમે શેઠ અશ્વેશ્વર, શેઠ યશનાગ, શેઠ વીરદેવ, અને શેઠ ઉદયન થયા હતા. શ્રીમાળીવંશના આ કુટુંબમાં ઉદયન (ઉદા) મહેતા પ્રથમ ઘીનો વેપાર કરતા હતા. તેમને સુહાદેવી નામે પત્ની હતી.

ઉદા મહેતાએ એક રાતે એક ખેતરમાં કેટલાક પાણી વાળિયાને જોયા અને તેઓને પૂછ્યું તમે કોણ છો? તેઓએ પોતે અમુકના મજૂર છીએ એમ જણાવ્યું ત્યારે મહેતાએ ફરીવાર પૂછ્યું 'મારા મજૂરો ક્યાં છે?' તેમણે ઉત્તર વાળ્યો કે કર્ણાવતીમાં. એ જ અરસામાં મહારાજા કર્ણદેવે સાબરમતીના કાંઠે કર્ણાવતી વસાવી હતી.

ઉદા મહેતા મજૂરોના ઉપર્યુક્ત જવાબને શકુન માની પત્ની સુહાદેવી અને પુત્રો ચાહડ ને બાહડ વગેરે કુટુંબને સાથે લઈ કર્ણા વતીમાં આવીને વસ્યો.

અહીં આવતા તે સર્વ પ્રથમ વાયડગચ્છના જૈન દેરાસરમાં પ્રભુ-દર્શને ગયો. એ જ સમયે રાજાપતિ ત્રિભુવનસિંહની પત્ની લચ્છી

છીંપણ (લક્ષ્મી ભાવસાર) પોતાનાં દાસ-દાસી સાથે પ્રભુદર્શન માટે ત્યાં આવી હતી. તેણે ઉદા મહેતાને પરદેશી આગંતુક સાધર્મી જાણી પૂછ્યું 'ભાઈ! તમે કોના મહેમાન છો?' ઉદયને જણાવ્યું કે 'બહેન! અમે પરદેશી છીએ તો તમે માની લો કે અમે તમારા જ મહેમાન છીએ.' લાછીએ ઉત્સાહથી કહ્યું, 'મારે ત્યાં સાધર્મિક ભાઈ મહેમાન હોય એવાં મારાં અહોભાગ્ય ક્યાંથી! તમે સૌ મારે ત્યાં આવો.' ઉદયન સકુટુંબ તેને ત્યાં ગયો અને તેણે આપેલા ઘરમાં તે રહેવા લાગ્યો.

ઉદયને ત્યાં વેપાર ખેડ્યો અને ધન મળવા લાગ્યું. તેણે કાચા મકાનને પાકું ઈંટોનું બનાવવાનો ઈરાદો કર્યો. ત્યારે પાયો ખોદતાં તેને અઢળક ધન મળ્યું. તેણે તરત જ લાછીને બોલાવી બે હાથ જોડી કહ્યું, 'આ ધન તારા મકાનમાંથી નીકળ્યું છે માટે એ તારું ધન છે તે તું લઈ જા.'

લાછીએ ઉત્તર વાળ્યો કે 'ભાઈ! એ તો તારા નસીબનું છે માટે એ ધન તારું છે તે તું રાખ.'

બસ, ત્યારથી ઉદયન શ્રીમાળીના ભાગ્યનો સિતારો ચમકવા લાગ્યો. તે ધીરે ધીરે આગળ વધ્યો ને કર્ણાવતીનો નગરશેઠ બન્યો. સં. ૧૧૭૬ પછી તે રાજા સિદ્ધરાજનો મંત્રી બન્યો. રાખેંગારને માર્યા પછી તે 'જાલિમ' ઉપાધિથી પ્રસિદ્ધિ પામ્યો. પ્રબંધકારો ઉદયનને સાધુ તરીકે સંબોધે છે.

(—પુરાતન પ્રબંધસંગ્રહ, પૃ. ૩૨, ૪; પ્રબંધકોશ, પૃ૦)

ઉપરાંત તે ખંભાતનો દંડનાયક બન્યો.[1] તેણે રાજમાતા મિનલદેવીની આજ્ઞાથી સોલાકનો માણિક્યવેરો માફ કર્યો. તેણે સં. ૧૧૫ માં ખંભાતમાં આ. હેમચંદ્રસૂરિને દીક્ષા અપાવી હતી.

નુરુદ્દીન મહમ્મદ ઔફીએ લખ્યું છે કે 'ઉદયનના અમલ વખતે ખંભાતમાં બ્રાહ્મણો તથા અગ્નિપૂજકોએ સુન્ની મુસલમાનો પર કેર વર્તાવ્યો હતો, ૮ મુસલમાનોને મારી નાખવામાં આવ્યા હતા.

૧ દંડનાયકનો પરિચય, જુઓ (પ્રા ૩૫, પૃ ...)

મંદિર લાકડાનું હતું. તેણે ત્યાં પ્રભુનાં દર્શન-પૂજન કર્યાં અને ચૈત્યવંદન કર્યું. તે સમયે તેણે જોયું કે એક ઉંદર દીવેટમાંથી એક સળગતી વાટ લઈને દોડાદોડ કરી રહ્યો હતો. તે દરમ્યાં પ્રવેશ કરે તે પહેલાં દેરાસરના રખેવાળોએ તેની પાસેથી વાટ છોડાવી લીધી. આ ઘટના જોઈને મહામાત્યે વિચાર્યું કે જો ઉંદર કોઈક વાર બળતી વાટને દરમાં લઈ જશે તો આગ લાગી જશે અને મંદિરનો નાશ થશે, તેથી અહીં જીર્ણોદ્ધાર કરી પથ્થરનું નવું દેરાસર બનાવવું જોઈએ. મહામાત્યે ત્યારે ત્યાં જ મનથી પ્રતિજ્ઞા કરી કે, હું આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવીશ.

મહામાત્ય યાત્રા કરીને લાગું પ્રયાણ આરંભી સેના સાથે નીકળી ગયો. તેણે યુદ્ધ કરી સુવરને જીતી લીધો. પણ યુદ્ધમાં શરીરે ઘણા ઘા પડવાથી અને વૃદ્ધાવસ્થાના કારણે તે અશક્ત બની ગયો. તે સેના સાથે વઢવાણની છાવણીમાં આવી પહોંચ્યો. તેને લાગ્યું કે હવે મારું આયુષ્ય તૂટી રહ્યું છે. તેણે સાથેના કીર્તિપાલ તથા સામંતોને એકઠા કરીને જણાવ્યું કે હવે હું જીવી શકું એમ લાગતું નથી, એટલે મેં જે પ્રતિજ્ઞા કરી છે તે પૂરી નહીં થાય તો હું દેવઋણમાંથી મુક્ત નહીં થાઉં એ કામ મારા પુત્રોએ કરવાનું છે. તમે મારા પુત્રો બાહડ અને આંબડ વગેરેને સંદેશો પહોંચાડજો કે તેઓ શત્રુંજય તીર્થનો મોટે પાયે જીર્ણોદ્ધાર કરાવે. ભરૂચના શકુનિકાવિહારનો પણ જીર્ણોદ્ધાર કરાવે અને શત્રુંજય તીર્થ ઉપર ચડવાને માટે પાજ બંધાવે. બીજી મારી એ ઇચ્છા છે કે અત્યારે કોઈ મુનિરાજ આવી મને મૃત્યુની અંતિમ આરાધના કરાવે.

કીર્તિપાલ વગેરેએ જવાબ વાળ્યો કે મહામાત્ય! આપ ચિંતા ન કરશો, અમે તમારો સંદેશો તમારા પુત્રોને પહોંચાડીશું, અને તેઓ તમારી ઇચ્છાઓને જરૂર પાર પાડશે. એટલું જ નહીં, અમે પણ એ કાર્યમાં અમારો પૂરેપૂરો સહયોગ આપીશું.

મહામાત્યની ઇચ્છા મુજબ અહીં તાત્કાલિક સાધુને બોલાવાય એમ હતું નહીં, તેથી સામંતોએ એક જવાન [illegible] [illegible] સાધુનો

વેશ પહેરાવી બનાવટી સાધુ બનાવી મોટી ધામધૂમથી શિખામણ આપી મહામાત્યની સામે હાજર કર્યો. મહામાત્ય ઉદયને તેને નમસ્કાર કરી સ્વયં દસ પ્રકારની મરણાંતિકની આરાધના કરી અને વસતે ચઢેરે સં૦ ૧૨૦૭-૧૨૦૮ મા વઢવાણમા સ્વર્ગવાસ કર્યો.

આ તરફ તે યુવાનને પણ વિચાર આવ્યો કે મારા જેવો નાનો માનવી જૈન સાધુનો વેશ પહેરવા માત્રથી મહામાત્યને પૂજ્ય બન્યો તો હવે જો સાચો સાધુ બનું તો મને ઘણો જ લાભ થશે. મારા આત્માનું કલ્યાણ થશે. આમ વિચાર કરી તે સાચો જૈન સાધુ બન્યો. ભાવ સાધુ થયો અને શુદ્ધ સાધુજીવન પાળી તેણે અંતે ગિરનાર તીર્થમા જઈને અનશન કર્યું.

મહામાત્ય ઉદયને ત્રણ જિનમંદિરો બનાવ્યા હતા-(૧) મંત્રીએ સં ૧૧૪૯ લગભગમા કર્ણાવતી (આશાવલ)મા બહોતેર દેરીઓવાળો ઉદયનવિહાર બનાવ્યો, જેના ચૈત્યવાસીઓને સામે ભૂત ભવિષ્ય અને વર્તમાન ચોવીશીની જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. (પ્રબંધચિંતામણિ) તેના ખંડિયેરો આજે નરસંઘા-નરોડામાં તપો ધનવાસમા વિદ્યમાન છે.

ખરતરગચ્છના આ૦ જિનપતિ (સં૦ ૧૨૩૪ થી ૧૨૭૭)એ આશાવલના ઉદયનવિહારના જિનબિંબોને અપૂજનીય ઠરાવવા સવાલ ઊભો કર્યો હતો. આથી વાદિ દેવસૂરિના પ્રશિષ્ય આ૦ પ્રદ્યુમ્નસૂરિએ સં૦ ૧૧૪૮ મા શાસ્ત્રાર્થ કરી વાદસ્થલ નામે ગ્રંથ રચ્યો. આ૦ જિનપતિએ ખરતરગચ્છીય માન્યતાના આધારે તેની સામે પ્રબોધ્યવાદસ્થલ ગ્રંથ રચ્યો.

આશાવલમા સંસ્કૃત વિદ્યાપીઠ પણ બન્યું હતું, જેમા સં૦ ૧૨૨૧ મા પં૦ વર્ધમાનગણિ વગેરે અધ્યાપકો હતા.

(-જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૨૨૫)

(૨) મહામાત્ય ઉદયને ધોળકામાં ઉદાવસહી નામે મંદિર બનાવ્યું હતું, તેમાં સં૦ ૧૧૭૫મા આ૦ વાદિદેવસૂરિના હાથે ભ૦ શ્રીમુનિસુવ્રતસ્વામીની ભવ્ય પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. તે પછી તે

મંદિર લાકડાનું હતું તેથી ત્યાં પ્રભુનાં દર્શન-પૂજન કર્યાં અને ચૈત્યવંદન કર્યું તે સમયે તેણે જોયું કે એક ઉંદર દીવેટમાંથી એક સળગતી વાટ લઈને દોડાદોડ કરી રહ્યો હતો. તે દરમાં પ્રવેશ કરે તે પહેલાં દેરાસરના રખેવાળોએ તેની પાસેથી વાટ છોડાવી લીધી. આ ઘટના જોઈને મહામાત્યે વિચાર્યું કે જો ઉંદર કોઈક વાર બળતી વાટને દરમાં લઈ જશે તો આગ લાગી જશે અને મંદિરનો નાશ થશે; તેથી અહીં જીર્ણોદ્ધાર કરી પથ્થરનું નવું દેરાસર બનાવવું જોઈએ. મહામાત્યે ત્યારે ત્યાં જ મનમાં પ્રતિજ્ઞા કરી કે હું આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવીશ.

મહામાત્ય યાત્રા કરીને લાંબુ પ્રયાણ આરંભી સેના સાથે મળી ગયો. તેણે યુદ્ધ કરી સુવરને જીતી લીધો. પણ યુદ્ધમાં શરીરે ઘણા ઘા પડવાથી અને વૃદ્ધાવસ્થાના કારણે તે અશક્ત બની ગયો. તે સેના સાથે વઢવાણની છાવણીમાં આવી પહોંચ્યો. તેને લાગ્યું કે હવે મારું આયુષ્ય તૂટી રહ્યું છે. તેણે રાજભ્રાતા કીર્તિપાલ તથા સામંતોને એકઠા કરીને જણાવ્યું કે હવે હું જીવતો રહું એમ લાગતું નથી, એટલે મેં જે પ્રતિજ્ઞા કરી છે તે પૂરી નહીં થાય તો હું દેવઋણમાંથી મુક્ત નહીં થાઉં. એ કામ મારા પુત્રોએ કરવાનું છે. તમે મારા પુત્રો બાહડ અને આમ્બડ વગેરેને સંદેશો પહોંચાડજો કે તેઓ શત્રુંજય તીર્થનો મોટે પાયે જીર્ણોદ્ધાર કરાવે. ભરૂચના શકુનિકાવિહારનો પણ જીર્ણોદ્ધાર કરાવે અને શત્રુંજય તીર્થ ઉપર ચડવાને માટે પાજ બંધાવે. બીજી મારી એ ઇચ્છા છે કે અત્યારે કોઈ મુનિરાજ આવી મને મૃત્યુની અંતિમ આરાધના કરાવે.

કીર્તિપાલ વગેરેએ જવાબ વાળ્યો કે મહામાત્ય! આપ ચિંતા ન કરશો, અમે તમારો સંદેશો તમારા પુત્રોને પહોંચાડીશું અને તેઓ તમારી ઇચ્છાઓને જરૂર પાર પાડશે. એટલું જ નહીં, અમે પણ એ કાર્યમાં અમારો પૂરેપૂરો સહયોગ આપીશું.

મહામાત્યની ઇચ્છા મુજબ અહીં તાત્કાલિક સાધુને બોલાવાય એમ હતું નહીં, તેથી સામંતોએ એક યુવાન બહુરૂપીને જૈન સાધુનો

વેશ પહેરાવી બનાવટી સાધુ બનાવી ચોડી પછી શિખામણ આપી મહામાત્યની સામે હાજર કર્યો. મહામાત્ય ઉદાયને તેને નમસ્કાર કરી સ્વયં દશ પ્રકારની મસ્તુસણખી આરાધના કરી અને હસતે ચહેરે સં૦ ૧૨૦૭–૧૨ ૮ મા વઢવાણમાં સ્વર્ગવાસ કર્યો.

આ તરફ તે યુવાનને પણ વિચાર આવ્યો કે મારા જેવો નાનો માનવી જૈન સાધુનો વેશ પહેરવા માત્રથી મહામાત્યને પૂજ્ય બન્યો તો હવે એ સાચો સાધુ બનું તો મને પણ જ લાભ થશે. મારા આત્માનું કલ્યાણ થશે. આમ વિચાર કરી તે સાચો જૈન સાધુ બન્યો. ભાવ સાધુ થયો અને શુદ્ધ સાધુજીવન પામી તેણે અંતે ગિરનાર તીર્થમાં જઈને અનશન કર્યું.

મહામાત્ય ઉદયને ત્રણ જિનમંદિરો બનાવ્યાં હતાં—(૧) મંત્રીએ સં ૧૧૪૯ લગભગમાં કર્ણાવતી (આશાવલ)માં બહોંતેર દેરીઓવાળો ઉદયનવિહાર બનાવ્યો, જેના ચૈત્યવાસીઓને હાથે ભૂત ભવિષ્ય અને વર્તમાન ચોવીશીની જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. (પ્રબંધચિંતામણિ) તેના ખંડિયેરો આજે નરોડા—નરોડાના તપો ધનવાસમાં વિદ્યમાન છે.

ખરતરગચ્છના આ૦ જિનપતિ (સં ૧૨૨૩ થી ૧૨૭૮)એ આશાવલના ઉદયનવિહારના જિનબિંબોને અપૂજનીય ઠરાવવા સવાલ ઊભો કર્યો હતો. આથી વાદિ દેવસૂરિના પ્રશિષ્ય આ૦ પ્રદ્યુમ્ન સૂરિએ સં ૧૧૪૮ માં શાસ્ત્રાર્થ કરી વાદસ્થલ નામે ગ્રંથ રચ્યો. આ૦ જિનપતિએ ખરતરગચ્છીય માન્યતાના આધારે તેની સામે પ્રબોધ્યવાદસ્થલ ગ્રંથ રચ્યો.

આશાવલમાં સંસ્કૃત વિદ્યાપીઠ પણ બન્યું હતું, જેમાં સં ૧૨૨૧ માં પં૦ વર્ધમાન વગેરે અધ્યાપકો હતા.

(—જૈનસત્યપ્રકાશ : ક્રમાંક : ૨૨૫)

(૨) મહામાત્ય ઉદયને ધોળકામાં ઉદાવસહી નામે મંદિર બનાવ્યું હતું, તેમાં સં૦ ૧૧૭૫ માં આ૦ વાદિદેવસૂરિના હાથે ભ૦ શ્રીનેમિસ્વામીની ભવ્ય પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. તે પછી તે

ગુજરાતનો મંત્રી બન્યો હતો.

(-પ્રભાવકચરિત, પ્ર ૨૧ શ્લો ૪૮ થી ૫૨)

કલિકાલસર્વજ્ઞ આ હેમચંદ્રસૂરિના ઉપદેશથી મંત્રી આંબડે ઉદાવસહીના ૨૪ દેરીઓ બંધાવી ઉદયનવિહાર નામ આપ્યું. પીળકાના શેઠ ધવલના પુત્ર તથા મંત્રી આંબડના મિત્ર શેઠ વૈરિસિંહે આચાર્યશ્રીની આજ્ઞાથી તેની ઉપર ૨૧ સ્વર્ણકળશ ચડાવ્યા હતા. પ્રબંધશતકર્તા આ રામચંદ્રે તેની પ્રશસ્તિ શ્લો ૧ ૪ની બનાવી છે પીળકાના સ્થંભેડ મંદિરની પાછલી દિવાલમાં એક શિલાલેખ છે તેમા આ લેખના શ્લો ૭ થી ૧ ૪ સુધીના શ્લોકો છે.

(—જૈનસત્યપ્રકાશ ક્રમાંક : ૨૨૨)

(૩) મહામાત્ય ઉદયને ખંભાતના પણ સુંદર જૈન મંદિર બંધાવ્યું હતું તેમા તે પ્રતિદિન દર્શનપૂજન કરતો હતો. થારાપદ્રગચ્છના આ વિજયસિંહે સં ૧૩૧૫ મા ખંભાતના ઉદયનવિહારમાં વીર્થંકરોના ચોવીશવટાની પ્રતિષ્ઠા કરી હતી.

મંત્રી ઉદયનને બે પત્નીઓ હતી. પહેલી પત્ની ધયા(સુહાદેવી)એ બાહડ અને ચાહડ એ બે પુત્રોને જન્મ આપ્યો હતો અને તે પછી મરણ પામી હતી. મંત્રી બાહડે ૭૦ વર્ષના પિતાને બીજુ લગ્ન કરવા વિનંતિ કરી પણ પિતાએ ઇન્કાર કર્યો. એટલે બાહડે સ્વજનો દ્વારા દબાવ લાવી તેમને ફરીથી પરણવાને કબૂલ કરાવ્યું અને પોતે જ વાયડની આઊ નામની મોટી ઉંમરની વણિક કન્યાને શોધી લાવી તેમની સાથે પરણાવી. મહ॰ આઊ ભૂવનેશ્વર કુમાર પાસે શત્રુંજયનો છ'રી પાળતો સંઘ કાઢ્યો હતો તેમાં તે યાત્રાર્થે ગઈ હતી.

મંત્રી ઉદયનને કુલ ચાર પુત્રો હતા. તેની વંશાવલી નીચે મુજબ છે—

(૧) દંડનાયક આંબડ—તે મહામાત્ય ઉદયનનો મોટો પુત્ર હતો. મહામાત્ય ઉદયનના સ્થાને તે મહામાત્ય અને દંડનાયક બન્યો. તે કવિ હતો, યોગ્ય પરાક્રમી હતો. તે ઉદાર અને મોટો દાની હતો.

તેમના નામનું તત્કાલીન ભાષાનું એક સૂક્ત મળે છે—

रे रक्खइ रज्जु सीम, पइसि रज्ज मयगल मारइ,
न पीइ अणगल नीर, हेमि रायइ सहारइ,
अवर न नमइ कोइ, सभर रयणभर वरइ,
परनारी परहरेइ पर रायइ सम्भी रूप
ए कुमारपाल कोसईं चडिआ कोडइ सउफणइ सीम।
न जिणधम्म न ममसहि, तंह विचारिसु तिम॥

(પં૦ કુલસાગરગણિનો 'ઉપદેશસાર સટીક' ઉપ૦ ૩૨ વિ૦ ૧૬૬૨ પ્રક૦ ૩૫, પૃ૦ ૧૬)

મંત્રી આંબડને દૃઢ સંકલ્પ હતો કે દેવ તરીકે વીતરાગને, ગુરુ તરીકે આ૦ હેમચંદ્રસૂરિને અને સ્વામી તરીકે ગૂર્જરેશ્વર કુમારપાલને જ નમવું.

સં૦ ૧૨૧૩માં શત્રુંજયના મોટા જીર્ણોદ્ધાર પ્રસંગે તેણે શત્રુંજયની પશ્ચિમ દિશાની પાજ બંધાવી હતી, જે આજે ઘેટીની પાગ તરીકે પ્રસિદ્ધ છે.

મહામાત્ય આંબડ રાજા કુમારપાલની આજ્ઞાથી કોંકણના શિલાહાર કુલનો રાજા મલ્લિકાર્જુન, જેને રાજપિતામહનું બિરુદ હતું, તેને જીતવા માટે સૈન્ય લઈ કાવેરી નદીને પાર કરીને સામે કિનારે પહોંચ્યો, પણ તેની સેના વ્યવસ્થિત થઈ પડાવ નાખે તે પહેલાં જ મલ્લિકાર્જુને તેની ઉપર ઓચિંતો હલ્લો કરી, તેની સેનાને છિન્નભિન્ન કરી મૂકી. આથી મંત્રી આંબડ હાર પામીને પાટણ પાછો આવ્યો.

રાજાએ સં૦ ૧૨૧૭માં ફરીથી મલ્લિકાર્જુનને જીતવા માટે મહામાત્ય આંબડને મોકલ્યો. તેની સાથે પરમાર ધારાવર્ષદેવ વગેરે માંડલિકો તથા સામંતોને પણ મોકલ્યા. તેણે કાવેરી ઉપર પુલ બાંધીને સેનાને પાર ઉતારી, વ્યવસ્થિત રીતે ગોઠવી મલ્લિકાર્જુનની સામે યુદ્ધ કર્યું. પોતે જાતે જ સાહસ કરીને મલ્લિકાર્જુનના હાથી ઉપર ચડી જઈ મલ્લિકાર્જુનને નીચે પાડ્યો અને તે તેનું મસ્તક

किं कृतेन न यत्र त्वं यत्र त्वं तत्र कः कलिः ।
कलौ चेद् भवतो जन्म कलिरस्तु कृतेन किम् ॥

—હે આંબડ! જ્યાં તું નથી ત્યાં કૃતયુગ હોય તો શું? જ્યાં તું છે ત્યાં કલિયુગ હોય તોયે શું? તારો જન્મ થવાથી કલિયુગ પણ શ્રેષ્ઠ છે. કૃતયુગનું શું કામ છે?

આ જીર્ણોદ્ધારના બે કરોડની રકમ ખરચાઈ હતી. (હસ્ત૦ પ્રત મણિ તામણિ)

તે પછી મંત્રી આંબડે સં૦ ૧૨૨૫ પછી પાટણના કુમારવિહારમાં ભ૦ શ્રીઋષભદેવની ચાંદીની પ્રતિમા ભરાવી સ્થાપન કરી હતી. તેમજ ધોળકામાં પોતાના પિતાની ઉદાવસહીમાં ૨૪ દેરીઓ વધારી "ઉદાવનવિહાર"ને મોટો બનાવ્યો હતો.

રાજા કુમારપાલ પછી અજયપાલ સં૦ ૧૨૩૦ માં ગુજરાતનો રાજા બન્યો. તે દુષ્ટ રાજા હતો. તેણે સામંતોની ભંભેરણીથી રાજપિતામહ મંત્રી આંબડને હુકમ કર્યો કે તું જેમ કુમારપાલને નમતો હતો તેમ વાર મને પણ નમન કરવું જોઈશે, નહિતર યુદ્ધ માટે તૈયાર થઈ જા. મંત્રી આંબડે રાજાને દુષ્ટ સ્વભાવનો સમજીને રાયાભિયોગથી પણ લાભ ન જોયો ત્યારે મૌન સેવ્યું. રાજાએ તેને મારવા માટે તેના ઘેર માણસો મોકલ્યા. મંત્રીએ પણ પોતાને ઘેર જઈ તીર્થંકરની પૂજા કરી અનશન સ્વીકાર્યું અને પોતાના માણસોને સાથે લઈ લડવા માટે સામે આવ્યો. એ રાજાના માણસોને વિંઝેલ્તો વિંઝેલ્તો ઘટીઘર સુધી પહોંચ્યો અને ત્યાં જ મરણ પામ્યો.

(જૂઓ પ્ર૦ ૩૫, પૃ૦ ૧૩૪)

યાચક માણસોએ મંત્રીનું મરણ સાંભળી એટલું જ કહ્યું કે હવે ધન જોઈએ તો ભાટ બનજો, વ્યભિચારી બનજો વેશ્યાના ઉસ્તાદ બનજો, દગાખોર બનજો પણ કોઈ રીતે પંડિત ન બનજો, કારણ કે ઉદયનનો પુત્ર મંત્રી આંબડ સ્વર્ગમાં ચાલ્યો ગયો છે.

(૨) મહામાત્ય વાહડ—

તે મહામાત્ય ઉદયનનો બીજો પુત્ર હતો. રાજા સિદ્ધરાજનો

મંત્રી અને કુમારપાલનો મહામાત્ય તેમજ રાજ્યક બન્યો હતો.

(—પુરાતન પ્રબંધસંગ્રહ, પૃ૦ ૩૯ થી ૪૨, પ્રબંધકોશ, પૃ ૪૮ કુમારપાલચરિત, સ ૯ શ્લો ૩૬૪)

કોટેલાના શિલાલેખમાં તેને ગંભીર શ્રીબાહડ તરીકે સંબોધ્યો છે તથા સિદ્ધરાજના પ્રતિપન્નપુત્ર રજપૂત ચાહડનું સ્થાન પૂર્ણ હતું તે મુત્સદ્દી અને ગંભીર હતા. કોટેલા શિલાલેખનું વિશેષણ તેને માટે ઉપયુક્ત જ હતું.

રાજા સિદ્ધરાજે સં ૧૧૮૫ માં સંતાન કામનાથી પગપાળા તીર્થયાત્રા કરી ત્યારે મહામાત્ય આલિગ અને મંત્રી બાહડ તેની સાથે હતા. ગૂર્જરેશ્વર કુમારપાલે સોમનાથના શિવાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો તેનો સમસ્ત પ્રબંધ મંત્રી વાહડને આધીન હતો.

મહામાત્ય વાહડે પાટણમાં સુંદર જિનાલય બંધાવ્યું હતું તેનું લાખના આસામી શેઠ છાડે તે દેરીમાં એક ગોખલો બનાવી તેમાં આ હેમચંદ્રસૂરિ પ્રતિષ્ઠિત ભ અજિતનાથની પ્રતિમા પધરાવી હતી. મંત્રીએ આ દેરાસર રાજા કુમારપાલને આપ્યું અને રાજવીએ મંત્રી વાહડ ની દેખરેખ નીચે તેનો વિસ્તાર કરી કુમારવિહાર બંધાવ્યો.

મંત્રી વાહડે પિતાની આજ્ઞા અનુસાર રાજા કુમારપાલની આજ્ઞા લઈ સરકારી ખજાનાના દ્રવ્યની મદદથી સં ૧૨ મા શત્રુંજય તીર્થના મૂળ દેરાસરનો મોટો જીર્ણોદ્ધાર શરૂ કર્યો. મહામાત્ય વાહડે શત્રુંજય પર્વતની તળેટીમાં બાહડપુર વસાવ્યું. સં ૧૨૧૧ મા દેરાસર તૈયાર થઈ ગયું, પણ ભમતીમાં પહાડી તોફાની હવાનું દબાણ આવવાથી તે દેરાસર એકદમ પડી પડ્યું અને તૂટી ગયું.

મંત્રી વાહડ ને પ્રથમ દેરાસર તૈયાર થઈ જવાની ખબર મળી ત્યારે તેણે ખબર આપનારને ખુશાલીમાં ૧૬ જીભનું ઇનામ આપ્યું અને બીજે દિવસે દેરાસર પડી પડ્યાની ખબર લાવનારને ચાંદીની ૩૨ જીભનું ઇનામ આપ્યું. કેમકે મંત્રી બુદ્ધિપ્રધાન હતો. તેણે બીજા ઇનામ વિશે ખુલાસો કર્યો કે મારી હયાતીમાં દેરાસર પડી ગયાની ખબર પડી તેથી ફરીવાર પણ તેને બનાવી શકીશ, પણ મારા મરણ

બાદ તે નાશ પામ્યું હોત તો તે ક્યારે બને એ શંકાની વાત રહેત.'

મંત્રીએ પોતાનો શ્રીકરણમુદ્રાનો અધિકાર થોડા એક દિવસો માટે મંત્રી કપર્દીને સોંપ્યો અને પોતે ચાર હજાર ઘોડેસવાર સૈન્ય સાથે પાલીતાણા જઈને વસ્યો. તેણે ત્યાં બાહડપુર વસાવ્યું. તેણે સલાટો પાસેથી જાણી લીધું કે દેરાસરની ભમતીમાં પહાડી હવાનું દબાણ વધવાથી દેરાસર ધસી પડ્યું છે. કદાચ ભમતી ન બનાવવામાં આવે તો દેરાસર બચી જાય પણ તેવું દેરાસર બનાવનારનો વંશવેલો નાશ પામે. મંત્રીએ દીર્ઘદૃષ્ટિ વાપરી ભમતીવાળું દેરાસર તૈયાર કરાવ્યું અને પછી ગભારાની દિવાલ તેમજ ભમતીની દિવાલ વચ્ચેનો ગાળો ચૂના પથ્થરથી ભરીને પુરાવી દીધો. આથી એ દિવાલ લગભગ પાંચ ગજ પહોળી બની ગઈ. આ રીતે મજબૂત દેરાસર તૈયાર થયું. તેણે ભ૦ ઋષભદેવની આરસની ભવ્ય પ્રતિમા ભરાવી કળશ અને ધ્વજા તૈયાર કરાવ્યા.

સં૦ ૧૨૧૩માં શત્રુંજયતીર્થમાં કલિકાલસર્વજ્ઞ આ૦ હેમચંદ્રસૂરિના વરદ હસ્તે ભ૦ ઋષભદેવ વગેરે જિનપ્રતિમાઓની બહુ ધામધૂમથી તેણે પ્રતિષ્ઠા કરાવી.

આ પ્રતિષ્ઠા મહોત્સવમાં ટીમાણાનો એક નિર્ધન જૈન નામે ભીમો ફાટ્યાતૂટ્યા કપડાં પહેરીને આવ્યો. તેને મહામાત્યને જોવાની ઇચ્છા હતી પણ સંકોચના કારણે તે તેમની પાસે જઈ શકતો નહોતો. મંત્રીએ આ હકીકત જાણી ત્યારે તેને સ્નેહભાવથી બોલાવ્યો અને પોતાની ગાદી ઉપર બેસાડીને કહ્યું, તું મારો ધર્મબંધુ છે. મારા યોગ્ય જે કંઈ કામ હોય તે જણાવ. આ રીતે મંત્રીએ પોતાના સાધર્મિક પ્રેમનો મીઠો પરિચય કરાવ્યો.

તીર્થના ઉદ્ધાર માટે ટીપ ચાલતી હતી તેમાં તે ભીમાએ સાત દ્રમ્મની પૂરી મૂડી આપી દીધી ત્યારે મહામાત્યે આવી નિઃસ્પૃહતા અને ભક્તિ માટે તેના પ્રત્યે લાગણીભર્યો આનંદ વ્યક્ત કર્યો અને ભીમાનું નામ ઉદ્ધારની ટીપની વહીમાં સૌ પ્રથમ લખાવ્યું.

તીર્થમાળાની બોલી બોલાતી હતી ત્યારે રાજા કુમારપાલ, મહા

મહામાત્ય વાહડને મહ૦ પદ્મસિંહ નામે પુત્ર હતો. તેને પ્રથિમી દેવીથી મહણસિંહ, મંત્રી સામંતસિંહ અને દંડનાયક સલખણસિંહ એમ ત્રણ પુત્રો થયા. રાજા વીસલદેવે (સં૦ ૧૩૦૨ થી સં૦ ૧૩૧૮) સલખણસિંહને સૌરાષ્ટ્રની વ્યાપારમુદ્રા (શ્રીકરણમુદ્રા લાગે છે) પહેરાવી અને પછીથી તેને દંડનાયક નીમ્યો હતો. મંત્રી સલખણે સં. ૧૩૦૫ ના વૈશાખ સુદિ ૩ ને શનિવારે પોતાના પિતાના કલ્યાણ માટે શ્રી પાર્શ્વનાથની પ્રતિમા ભરાવી તેની વજ્રસ્વામી આ૦ વાદિદેવસૂરિ-સંતાનીય (૪૩) આ. પ્રદ્યુમ્નસૂરિના પટ્ટધર (૪૪) આ૦ માનદેવસૂરિ, તેમના પટ્ટધર (૪૫) આ૦ જયાનંદસૂરિના હાથે ગિરનાર તીર્થમાં પ્રતિષ્ઠા કરાવી હતી. આ પ્રતિમા આજે વસ્તુપાલના દેરાસરમાં વિદ્યમાન છે તે પછી ત્રણ-ચાર વર્ષમાં જ તે મરણ પામ્યો. (જૂઓ, પ્રક૦ ૪૧ પૃષ્ઠ૦ ૮ મી, પૃ૦ ૫૫૫)

મંત્રી સામંતસિંહે દંડનાયક સલખણસિંહના કલ્યાણ માટે કૃષ્ણની સલક્ષણ નારાયણ પ્રતિમા બનાવી સ્થાપન કરી હતી અને ગિરનારના શિખર ઉપર શ્રી નેમિનાથના પ્રાસાદ પાસે શ્રી પાર્શ્વનાથનો જિનપ્રાસાદ બંધાવ્યો હતો. રાજા વીસલદેવ તથા રાજા અર્જુનદેવના શાસન (સં ૧૩૧૮ થી સં ૧૩૩૧)માં સામંતસિંહ સોરઠનો દંડનાયક હતો. તેણે માતા પ્રથિમાદેવીના શ્રેય માટે સમુદ્ર કિનારે દ્વારકા પાસે આવેલા રેવતીકુંડનો જીર્ણોદ્ધાર કરાવ્યો. નવા પગથિયાં બંધાવ્યાં અને તેમાં ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય સપ્ત માતૃકા, શિવ, કૃષ્ણ, રેવતી તથા બલદેવની પ્રતિમાઓ બનાવી બેસાડી. કુવો, હવાડો બનાવ્યા. લેનું અમી જેવું પાણી ગાયો પીતી હતી. આ દેરીની સં૦ ૧૩૨ ના જેઠ સુદિ ૪ ને બુધવારે પ્રતિષ્ઠા કરાવી હતી. આ મંદિરની પ્રશસ્તિ મંત્રી સામંતસિંહના કુટુંબના માનીતા અને મોઢાકના પુત્ર કવિ હરિહરે લખી છે[1]

(-ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા૦ ૩ લેખાંક ૨૧૩ ૨૧૬; પૃ ૨ ૬ ૨ ૭)

---

૧ સં ૧૩૩૩ ના જેઠ સુદિ ૫ ને રવિવારે સારંગદેવના રાજ્યમાં

સત્રાગાર નું નિર્માણ કર્યું તેણે તથા મંત્રી સામંતસિંહે મંત્રી વસ્તુપાલની જેમ વિષ્ણુ મંદિર વગેરે બંધાવ્યા હતા. તેથી કોઈ કોઈ વિદ્વાનો તેને માહેશ્વર માને છે. બનવાજોગ છે કે તેણે રાજા અજયપાલના દબાણથી આવું નિમ્ન વલણ અખત્યાર કર્યું હોય. પીંડવાડાના સ્વુભેડજીના મંદિરમાં ઉદયનવિહારનો લેખ છે એ પણ એક સૂચક ઘટના છે. (–પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, પ્રબંધસંગ્રહ, પ્રબંધકોશ, ઉપદેશસારસટીક કુમારપાલપ્રબંધ, પ્ર૦ ૪૧ જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૨૨ ૨૨૫)

(૪) મંત્રી સજ્જન—

सद्वाभिफ्यादिपदप्रतिष्ठासमन्वितैर्मन्त्रिमनैर्विधातः ।
दानादिपुण्योदयजन्मभूमि श्रीमालवंशो विदितो जगत्याम् ॥

(–જૈનપુસ્તકપ્રશસ્તિસં૦ પ્ર ૬૧)

જાંબ વનરાજ ચાવડાના મંત્રી તરીકે પ્રસિદ્ધ હતો. તે જાંબના વંશમાં શ્રીમાલી શેઠ રાણિગ થયો. તેને ત્રણ પુત્રો હતા. (૧) સજ્જન, (૨) આંબાક અને (૩) ધવલ.

મંત્રી સજ્જન એક વાર ઉદિરાથી ખંભાત જતો હતો. વચ્ચે સકરપુરમાં એક ભાવસારને ત્યાં ઊતર્યો. ભાવસારના ઘરમાં કથરોટમાં સોનામહોરો ભરેલી હતી, પણ તે તેને કોલસા સમજતો હતો. સજ્જને પૂછ્યું કે ભાઈ! સોનામહોરો આમાં કેમ રાખી છે? ભાવસારે સજ્જનને ભાગ્યશાળી માની તે બધી સોનામહોરો તેને આપી દીધી પરંતુ સજ્જનને પ્રતિજ્ઞા હતી કે બીજાની વસ્તુ લેવી નહીં. તેથી સજ્જને તે સોનામહોર રાજા સિદ્ધરાજને આપી દીધી. રાજા સજ્જનને શુદ્ધ નૈતિક ભાવનાવાળો અને શુદ્ધ શ્રાવક જાણીને ખુશ થયો. તેને રાજ્યમાં ઊંચા હોદ્દા આપવાનો પણ નિશ્ચય કર્યો. રાજા સિદ્ધરાજે સં૦ ૧૧૭ મા ત ખેંગારને હરાવ્યો અને તેના મરણ બાદ મહામાત્ય વાગ્ભટના કહેવાથી સજ્જનને સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો.

તેણે સૌરાષ્ટ્રને ઉન્નત બનાવ્યો. ગિરનારના પહાડ ઉપર મં૦

નેમિનાથનું દેરાસર લાકડાનું બનેલું હતું, તે જૂનું હાલતમાં હતું. મંત્રી સજ્જને રાજગચ્છના આ૦ મહેશ્વરસૂરિ, જેઓ ત્યાં એકાંતરે ઉપવાસનું તપ કરતા હતા તેમના ઉપદેશથી એ દેરાસરનો પાયામાંથી જીર્ણોદ્ધાર કરાવ્યો અને એ કાર્યમાં સૌરાષ્ટ્રની ઉપજમાંથી ૭૨ લાખ જેટલું દ્રવ્ય ખરચીને ભવ્ય જિનપ્રાસાદ બનાવ્યો. રાજા જ્યારે એ ઉપજની રકમ માગે ત્યારે વણથલીના સંઘ પાસેથી એ રકમ મળે એવો પ્રબંધ પણ કર્યો. એ પ્રાસાદ શિલ્પશાસ્ત્રોક્ત પૃથ્વીજયપ્રાસાદ બન્યો હતો. એ પ્રાસાદના ફળ વિશે જણાવ્યું છે કે—

एवंविध विधत्ते यः प्रासादं पृथिवीजयम् ।
पृथ्वी विजयत कृत्स्नां निर्वैतारि स पार्थिव ॥"

(—ભોજકૃત સમરાંગણસૂત્રધાર, અ. ૫૭)

રાજા સિદ્ધરાજ સં૦ ૧૧૮૫માં ગિરનારમાં યાત્રા નિમિત્તે આવ્યો, ત્યારે આ પૃથ્વીજય પ્રાસાદ જોઈને ઘણો જ પ્રસન્ન થયો. તેણે સૌરાષ્ટ્રની ઉપજની રકમ માગી ત્યારે મંત્રી સજ્જને યથાસ્થિત વાત જણાવીને ખુલાસો કર્યો કે મહારાજ! મેં આ પ્રાસાદમાં ઉપજની રકમ ખરચી નાખી છે છતાં આપ આજ્ઞા કરો તો વણથલીના શ્રીસંઘ પાસેથી એટલી રકમ લાવી આપું. રાજા તો આ પ્રાસાદ જોઈને ખુશ થયો હતો એટલે તેણે કહ્યું, મંત્રીવર! તમે આ જિનપ્રાસાદ રાજ્યના ખજાનામાંથી બનાવ્યો એ ઉચિત જ થયું છે કેમકે પૃથ્વીજય પ્રાસાદનો લાભ પૃથ્વીપતિને જ મળવો જોઈએ. હું આ લાભને કેમ જવા દઉં? આ રકમ રાજ્યના ચોપડામાં જિનમંદિર માટે ઉધારી દો, વણથલીથી લાવવાની જરૂર નથી.

તીર્થરક્ષા—

રાજા સિદ્ધરાજે ભ૦ નેમિનાથની પૂજા કરી અને કાયમી પૂજા માટે ૧૨ ગામ ભેટ કર્યાં. તીર્થની પવિત્રતા જળવાઈ રહે તે માટે યોગ્ય નિયમો ઘડી આપ્યા —આ તીર્થમાં કોઈએ (૧) આસન વગેરે ઉપર બેસવું નહીં, (૨) શય્યા ઉપર નિદ્રા લેવી નહીં, (૩)

રસોઈ કરવી નહીં (૪) ભોજન કરવું નહીં, (૫) દહીં વલોવવું નહીં, (૬) સીસન કરવો નહીં, (૭) સુવાવડ કરવી નહીં વગેરે આ નિયમો આજ સુધી જળવાય છે.

વણથલીના શેઠ ભીમ સાથરિયા વગેરે શ્રીસંઘે ભ૦ નેમિનાથના પ્રાસાદના ઉદ્ધાર માટે ૭૨ લાખ રૂપિયાની ટીપ કરી રાખી હતી, પણ એ લાભ રાજા સિદ્ધરાજે લીધો તેથી સંઘે ૭૨ લાખ ખરચીને વણથલીમાં જૈન દેરાસર બંધાવ્યું. શેઠ ભીમે ભ૦ નેમિનાથને ઝવેરાતનો હાર પહેરાવ્યો.

મંત્રી સજ્જન પાકો જૈન હતો. તે પ્રતિદિન જિનપૂજા અને પ્રતિક્રમણ કરતો હતો. તેણે વૃદ્ધવેળાએ પણ પ્રતિક્રમણ છોડ્યું નહોતું.

મંત્રી સાતૂ તથા મંત્રી સજ્જને રાજગચ્છના તપસ્વી આ૦ ભદ્રેશ્વરસૂરિના ઉપદેશથી વડઉદમાં મોટી રથયાત્રા કઢાવી હતી.
(—સિદ્ધરાજ સચરિત)

રાજા કુમારપાલે સં૦ ૧૨ ૮ માં નાગવા જીત્યો અને ત્યાંના દંડનાયક તરીકે મંત્રી સજ્જનને નીમ્યો.[1] મંત્રીએ પણ સમિધેશ્વરના મંદિરમાં દીવા માટે એક ઘાણાનું દાન આપ્યું હતું. રાજા કુમારપાલે પાટણમાં સં૦ ૧૨૧૬–૧૭ માં ત્રિભુવનપાલવિહારની પ્રતિષ્ઠા કરી. તે ઉત્સવમાં મંત્રી સજ્જન ત્યાં હાજર હતો.
(—ઉપદેશસાર, ઉપ૦ ૪૮)

સજ્જન સોરઠનો દંડનાયક હતો. તે અરસામાં ભિન્નમાલ તેમજ પાલણપુરના શ્રીમાલી જૈનોનાં ઘણાં કુટુંબો સોરઠમાં આવીને વસ્યાં હતાં.

મંત્રી સજ્જન બાલ મૂળરાજના સમયે (સં૦ ૧૨૩૨ થી સં૦ ૧૨૩૪) ગુજરાતનો મહામાત્ય હતો. રાજાને તેની વ્યૂહરચના

---

૧ [illegible] । (જૂઓ પ્ર૦ ૩૫, પૃ૦ ૭૭) —હાથી, ઘોડા, રથ, પગપાળા સેના એ ચતુરંગી સેના તથા કચેરીઓ એનું શાસન કરનાર હોય તે દંડનાયક કહેવાય છે.

મુજબ બાદશાહ મહમ્મુદ શાહબુદ્દીન સામે યુદ્ધ કરવાથી જયલાભ થયો હતો. (જૂઓ, પ્રક૦ ૩૫, પૃ. ૧૩૭)

મંત્રી સજ્જન પછી રાજા કુમારપાલે કવિ સિદ્ધપાલની ભલામણથી તેમના બીજા ભાઈ આંબાકને સૌરાષ્ટ્રનો દંડનાયક બનાવ્યો. જૂનાગઢથી ગિરનાર પર ચડવાને જો કે પાજ બની હતી પણ તે રસ્તો કઠિન હતો એટલે મંત્રી આંબડે સં૦ ૧૨૨૨-૨૩ માં ૬૩ લાખ દ્રવ્ય ખરચીને સાકરી ગામ તરફની સાંકળીપાજ બંધાવી.

મંત્રી આંબાકે અંચલગચ્છના આ૦ જયસિંહસૂરિના ઉપદેશથી સોમનાથ પાટણમાં ભ૦ ચંદ્રપ્રભુસ્વામીના જિનપ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો. (-પ્રક૦ ૪૪ પૃ૦ ૫૧૯)

ત્રીજા ભાઈ ધવલે ગિરનાર તીર્થમાં પરબ બેસાડી.

એકંદરે ત્રણે શ્રીમાલી ભાઈઓએ ગિરનાર તીર્થને વિવિધ રીતે શોભાવ્યું છે. મંત્રી આંબડ પછી સૌરાષ્ટ્રનો દંડનાયક જગદેવ શ્રીમાલી બન્યો.

મંત્રી સજ્જનને પરશુરામ નામે પુત્ર હતો.

(-પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, પુરાતનપ્રબંધસંગ્રહ, પ્રબંધકોશ, કુમારપાલચરિત્ર, ગિરનારકલ્પ, વસ્તુપાલચરિત, ઉપદેશતરંગિણી, ઉપદેશસાર, ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા૦ ૩ લેખાંક ૧૫૨, ૧૫૩)

(૨) શેઠ સજ્જન—તે પાટણનો પોરવાડ હતો. તેણે સં૦ ૧૧૫૫ના પૂર્ણતલ્લગચ્છના આ૦ દેવચંદ્રસૂરિના ઉપદેશથી શંખેશ્વર તીર્થનો ઉદ્ધાર કરાવ્યો—

पञ्चाशन्मादौ किल पञ्चपुत्रे एकादशे वर्षशते व्यतीते ।
निवेशित सज्जनश्रेष्ठिना त्वं वन्दे सदा धन्धुपुरावतंसम् ॥

(-શંખેશ્વરતીર્થસ્તોત્ર, પ્ર૦ ૧ પૃ૦ ૫૫)

આ શેઠ સજ્જનને કૃષ્ણ નામે પુત્ર હતો. શ્રીચંદ્રમુનિએ ગુરુ રાજ (સં૦ ૧૨૩૨ થી ૧૨૩૪)ના રાજકાળમાં શેઠ કૃષ્ણના પરિવાર

માટે અપભ્રંશ ભાષાનો કથાકોશ સંધિ પદમાં રચ્યો છે.
(—જૂઓ, પ્રક૦ ૩૫, પૃ૦ ૪૮)

(૩) શેઠ સજ્જન—આ સજ્જન શેઠ સાચોરના સિદ્ધનાગ પોરવાડનો પૌત્ર હતો. (—પ્રક૦ ૩૮ પૃ૦ ૩૮૭)

**કવિ શ્રીપાલનો કવિવંશ—**

सन्मर्यादो गभीरो घनरसनिचित साधुपाठीनपीठ
नित्यं लक्ष्म्या निवास कुलभरनिलय सत्त्वसुस्थानभूमे ।
कुल्यापारो गरीमान् प्रचुरतररसस्फोटिपात्रोपचाभी
वंश प्राग्वाटपुंसां क्षितितलविदितो वर्त्तते सिन्धुकल्प ॥

(૧) લક્ષ્મણ—તે પાટણનો પોરવાડ હતો. તેણે ગૂર્જરવને કવિવંશ આપ્યો છે. प्रज्ञाप्रकर्ष प्राग्वाट એ કહેવતને ચરિતાર્થ કરી બતાવી છે. તેને (૧) શ્રીપાલ અને (૨) શોભિત એમ બે પુત્રો હતા. શોભિતની પત્નીનું નામ શાન્તા હતું તેણે આશુક નામના પુત્રને જન્મ આપ્યો, જે ગૂજરાતના મહામાત્યની પદવીને વર્યો હતો.

(૨) કવિ શ્રીપાલ—તે પ્રજ્ઞાચક્ષુ (અંધ) હતો, પણ ઉદ્ભટ કવિ અને વિદ્વાન હતો. રાજા સિદ્ધરાજ તેને પોતાનો બાલમિત્ર અને બંધુ માનતો હતો. કપરો પ્રસંગ આવી પડતાં તે કવિ શ્રીપાલને પૂછતો હતો અને કવિશ્રી પણ રાજાના મનોગતભાવને બંધબેસતું કાવ્ય વિના વિલંબે રજૂ કરતો હતો. આથી રાજાએ તેને 'બાલસખા' અને 'કવિચક્રવર્તી'ના બિરુદો આપ્યાં હતાં અને પોતાની પંડિતસભાનો મોવડી બનાવ્યો હતો. વસ્તુતઃ કવિ શ્રીપાલ ષડ્ભાષા કવિચક્રવર્તી હતો.[1]

---

૧ (અ) एकाहनिष्पन्नमहाप्रबन्धः श्रीसिद्धराजप्रतिपन्नबन्धुः ।
श्रीपालनामा कविचक्रवर्ती प्रशस्तिमेतामकरोत् प्रशस्ताम् ॥
(—રાજા કુમારપાલે સં૦ ૧૨૦૮ના આસો સુદિ ૨ ગુરુવારે બંધાવેલા વડનગરના કિલ્લાની પ્રશસ્તિ)

(આ) श्रीसिद्धाधिपतिः कवीन्द्र इति च भ्रातेति च व्याहरत् ।
(—આ૦ સોમપ્રભસૂરિએ સં૦ ૧૨૪૧માં રચેલો કુમારપાલપડિબોહો)

કવિચક્રવર્તીના બિરુદ વિશે એવી હકીકત જાણવા મળે છે કે એક વાર સિદ્ધરાજે પોતાની પંડિતસભાના સમસ્ત વિદ્વાનોને એક માનસિક મહાપ્રબંધ રચવાને જણાવ્યું ત્યારે કોઈ વિદ્વાને તે માટે હામ ન ભીડી ત્યારે કવિ શ્રીપાલે એક જ દિવસમાં વૈરોચનપરાજય મહાપ્રબંધ રચ્યો અને રાજાએ પણ આ અદ્ભુતકળાથી પ્રસન્ન થઈને જ તેને કવિચક્રવર્તીનું બિરુદ આપ્યું હતું.

આવી રીતે સિદ્ધરાજે બીજી વાર એક સમસ્યા પૂરવાથી કવિ શ્રીપાલને પોતાનો સુવર્ણનો હાર પણ આપી દીધો હતો.

(—ઉપદેશતરંગિણી)

સં૦ ૧૧૮૧માં પાટણની રાજસભામાં દિગંબરાચાર્ય કુમુદચંદ્ર અને આ૦ વાદિદેવસૂરિ વચ્ચે શાસ્ત્રાર્થ થયો, તેમાં કવિશ્રીએ મુખ્ય ભાગ ભજવ્યો હતો. તે આ૦ વાદિદેવસૂરિનો ઉપાસક હતો, ધર્મપ્રેમી હતો. તે જૈન મુનિવરોને પોતાના બંધાવેલા ઉપાશ્રયમાં ઉતારો આપતો હતો. વડગચ્છના આ૦ શ્રીવિજયસિંહસૂરિના પટ્ટધર આ૦ હેમચંદ્રે તેના ઉપાશ્રયમાં રહીને નાભેયનેમિદ્વિસંધાનકાવ્ય રચ્યું હતું અને તેનું સંશોધન કવિ શ્રીપાલે જ કર્યું હતું. આ૦ સોમપ્રભસૂરિએ પણ સં૦ ૧૨૪૧માં એ કવિના જ ઉપાશ્રયમાં રહીને કુમારપાલપડિબોહો નામના ગ્રંથની રચના કરી હતી.

ભાગવતાચાર્ય દેવબોધિ સિદ્ધ સારસ્વત વિદ્વાન હતો પણ તે વ્યવહારમાર્ગથી વિરુદ્ધ વર્તન ચલાવતો હતો. તે અને કવિ શ્રીપાલ વચ્ચે સદાચારને લેઈને ઝઘડો પડ્યો હતો. પણ કલિકાલસર્વજ્ઞ આ૦ હેમચંદ્રસૂરિએ સં૦ ૧૧૯૮માં તે બંને વચ્ચેનો ઝઘડો દૂર કરાવી, મૈત્રી કરાવી દીધી હતી. તેમણે રાજા સિદ્ધરાજ પાસેથી દેવબોધિને એક લાખ દ્રવ્ય અપાવ્યું અને તેને વારાણસીમુખ બનાવ્યો.

(જુઓ, પ્રક૦ ૪૧, પૃ૦ ૬૮૬)

કવિ શ્રીપાલે રચેલા ગ્રંથો આ પ્રકારે જાણવા મળે છે—

---

(૧) एकाहनिष्पन्न … सुधीरिमं शोधितवान् प्रबन्धम् ॥
(—आ० हेमचन्द्रसूरिकृत नाभेयनेमिद्विसंधानकाव्य)

દેવ, ૪૪ મેરુ ૪૫ કૈલાસ, ૪૬ હિમાલય, ૪૭ માનસરોવર, ૪૮ ભૂભાર ૪૯ સમુદ્ર ૫૦ પરશુરામ, ૫૧ રામ, ૫૨ બલભદ્ર ૫૩ હનુમાન, ૫૪ પવિ પાર્થિવ ૫૫ યુધિષ્ઠિર, ૫૬ ભીમ, ૫૭ અર્જુન, ૫૮ કર્ણ ૫૯ રસ, ૬૦ રસસિદ્ધ, ૬૧ રસોત્સવ, ૬૨ અપૂર્વ યોગી, ૬૩ પાશુપતાચાર્ય ૬૪ બ્રાહ્મણ, ૬૫ કવિ, ૬૬ અમાત્ય, ૬૭ નૌકાધ્યક્ષ વિજ્ઞપ્તિકા, ૬૮ દૂતવાક્ય, ૬૯ વર્મરક, ૭૦ વીરપુરુષ, ૭૧ નૃપરાજ ૭૨ નૃપતુરંગ, ૭૩ વૃષભ, ૭૪ હાથી, ૭૫ જલાશય, ૭૬ રેકો, ૭૭ આરામ, ૭૮ સિંહ, ૭૯ સદ્વૃક્ષ, ૮૦ સાર્થવાહ, ૮૧ સાંયાત્રિક ૮૨ સત્પુરુષ, ૮૩ વેશ્યાપતિ, ૮૪ વસ્તુસમય, ૮૫ સિદ્ધરાજયુદ્ધ, ૮૬ પ્રતિપક્ષ, ૮૭ ચરણયુગ, ૮૮ ચોર, ૮૯ ભટ, ૯૦ દુર્જન, ૯૧ શબર ૯૨ રસાતલગામી, ૯૩ કુટુમ્બાધિપ, ૯૪ મહાનરક, ૯૫ દીપ, ૯૬ વસુધિ ૯૭ કનકપૂજા, ૯૮ બલિહોત્ર, ૯૯ દ્વિજ ૧૦૦ સારસ્વત મંત્ર.

કવિ શ્રીપાલે આ શતાર્થીના આદિ મંગલમાં સિદ્ધરાજ અને અંતિમ મંગલમાં સારસ્વત મંત્રને ગોઠવી આસ્તિકતા વ્યક્ત કરી છે અને અંતિમ પ્રશસ્તિમાં પોતાને કવિરાજ કવિચક્રવર્તી તથા એક દિવસમાં પ્રબંધના રચયિતા તરીકેનો પરિચય કરાવ્યો છે.

(—જૈન સત્યપ્રકાશ ક્રમાંક : ૧૩૧)

આ રીતે કવિ શ્રીપાલ સિદ્ધરાજ જયસિંહની સભાનો અનેક વિદ્વાન હતો એવો ઉલ્લેખ મળે છે કે સં૦ ૧૨૨૬ માં મહારાજા કુમારપાલે શત્રુંજયનો સંઘ કાઢ્યો તેમાં આ કવિ સાથે હતો. આ ઉપરથી તે દીર્ઘાયુષી હતો એમ જણાય છે. તેનો કવિત્વકાળ સં ૧૧૫ થી ૧૨૧૦ સુધીનો મનાય.

(૩) કવિ સિદ્ધપાલ—તે કવિ શ્રીપાલનો પુત્ર હતો. તે પણ મહાકવિ હતો. રાજા કુમારપાલનો પ્રીતિપાત્ર અને વિશ્વાસુ મિત્ર હતો. તે ક્યારેક ક્યારેક રાજાને શાંતરસ તથા વૈરાગ્યરસની વાતો સંભળાવતો હતો એમ કુમારપાલપ્રતિબોધ માં એવું એક વ્યાખ્યાન મળે છે. સુમતિનાથચરિત્ર માં ઉલ્લેખ છે કે, રાજા તેને કવિંમ હવીનો

મસ્તકમણિ માનતો હતો. રાજાએ તેની જ સલાહમસલતથી મંત્રી આંબડ શ્રીમાલીને સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો હતો. તે સં૦ ૧૨૨૬ માં રાજા કુમારપાલે કાઢેલા શત્રુંજય સંઘમાં પણ સાથે હતો.

એક વાર રાજા કુમારપાલે સાધર્મિકની ભક્તિમાં દ્રવ્ય આપ્યું. કવિ સિદ્ધપાલ તે પ્રસંગે બોલ્યો—

क्षिप्त्वा वारिनिधिस्तले मणिगणं रत्नोत्करं रोहणो
रेण्वावृत्य सुवर्णमात्मनि दृढं बध्वा सुवर्णाचलः ।
क्ष्मामध्ये च धनं निधाय धनदो बिभ्यत् परेभ्यः स्थितः
किं स्यात् ते कृपणैः समोऽयमखिलार्थिभ्यः स्वमर्थं ददन् ॥

—સમુદ્ર મણિઓને પોતાના તળિયે છુપાવે છે. રોહણાચલ રત્નોને ધૂળ સાથે સેળભેળ કરીને રાખે છે. કુબેર ધનને જમીનમાં દાટી રાખે છે. હે રાજન્! તું તો દાનવીર છે. તો તને એ કંજુસોની ઉપમા કેમ અપાય?

पूर्वं वीरजिनेश्वरे भगवति प्रख्याति धर्मं स्वयं
प्रज्ञावत्यभयेऽपि मन्त्रिणि न यां कर्तुं क्षमः श्रेणिकः ।
अक्लेशेन कुमारपालनृपतिस्तां जीवरक्षां व्यधात्
यस्यासाद्य वचः सुधांशुपरमं श्रीहेमचन्द्रो गुरुः ॥

—ભગવાન મહાવીર જેવા ગુરુદેવ હતા, અભયકુમાર જેવો મંત્રી હતો છતાં રાજા શ્રેણિક જે જીવરક્ષા ન કરી શક્યો તે જીવરક્ષા આ૦ શ્રીહેમચંદ્રસૂરિ જેવા જેના પરમગુરુ છે એવા કુમારપાલ રાજાએ આચાર્યશ્રીની વાણી સાંભળીને તે સરળતાથી પ્રચાર કરી.

આ બીજું કાવ્ય-પદ્ય ૫૦ શ્રીપાલની ઉક્તિ મનાય છે.

રાજાએ આ કાવ્યોના બદલામાં લાખ લાખ દ્રમ્મ આપ્યા.

(-પ્રબંધકોશ, પ્રબંધ ૧૦ મો)

તે કવિ સિદ્ધપાલ પોતાના ઘર-ઉપાશ્રયમાં જૈન મુનિવરોને પધરાવતો હતો. આ૦ સોમપ્રભસૂરિએ સં૦ ૧૨૪૧ માં સિદ્ધપાલ કવિ

ની વ્યવસ્થાના ઉપક્રમમાં રહીને જ કુમારપાલપ્રતિબોધ ની રચના કરી હતી.

આ કવિરાજ સિદ્ધરાજ, કુમારપાલ, અજયપાલ અને બાલ મૂળરાજની સભાનો માન્ય વિદ્વાન હતો એટલે તેનો સમય સં. ૧૧૮૦ થી સં. ૧૨૪૫ સુધીનો જણાય છે.

(૪) કવિ વિજયપાલ—તે કવિ સિદ્ધપાલનો પુત્ર હતો. તેણે સંસ્કૃતમાં દ્રૌપદીસ્વયંવરનાટક અંક ૨ રચ્યું છે. રાજા ભીમદેવ (બીજા)ના રાજ્યકાળમાં તેની આજ્ઞાથી વસંતોત્સવમાં ત્રિપુરુષદેવની સામે ભજવાયું હતું, જે સાંભળીને પાટણની જનતા ખૂબ ખુશ થઈ હતી.

(—પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, ઉપદેશતરંગિણી, કુમારપાલ પ્રતિબોધ, સુમતિનાથચરિત્ર, પ્રશસ્તિઓ અને અર્બુદ પ્રાચીન જૈનલેખસંદોહ, લેખાંક ૨૭)

મંત્રી આશુક પોરવાડ—

આબૂ ઉપર વિમલવસહીની હસ્તિશાલા પાસેના સભામંડપના એક સ્તંભની પાછળ એક નાનો પથ્થર ઊભો છે. તેમાં એક તરફ શોભિત તેની પત્ની શાંતા અને પુત્ર આશુકની મૂર્તિ કોતરેલી છે. બીજી તરફ શોભિતની ઘોડેસવાર મૂર્તિ કોતરેલી છે તેની નીચે આ પ્રકારે લેખ કોતરેલો છે—

प्राग्वाटान्वयवंशमौक्तिकमणिः श्रीमन्महत्पादतम
श्रीभीमक्ष्मापालमन्त्रिपुरुषश्रीप्राग्वाटजम् ।
श्रीनाभेयजिनांह्रिपद्ममधुपः त्यागाद्भुतैः शोभितः
श्रीमान् शोभित एष पुण्यनिलयो स्वर्लोकमासादितवान् ॥
चित्रोत्कीर्णमनुष्य सममप्रकृत श्रीशोभितः स्तम्भको—
त्कीर्णो शान्तिकया सम यदि तथा ह्यस्यैव वामेतर ।
पुत्रेणाशुकसंज्ञकेन च घृतप्रपुण्यरूपश्रिया
सार्धं नन्दतु यावदस्ति वसुधा पाथोधिमुद्राङ्किता ॥

સ્પષ્ટ છે કે મંત્રીના એક આસ્મક પોરવાડને બે પુત્રો હતા.

(૧) કવીન્દ્ર શ્રીપાલ, (૨) શોભિત. શેઠ શોભિત અહીં પુણ્ય બાંધી ને મરણ પામ્યો. આ સ્તંભ તેની યાદગીરીમાં ઊભો કરવામાં આવ્યો છે આ સ્તંભના શ્રીમાન્ શોભિત, શ્રીમતી શાંતિ અને તેનો રૂપાળો પુત્ર આશુક છે

આશુક સિદ્ધરાજનો મહામાત્ય બન્યો. તેની વિનતિથી આ મુનિચંદ્રસૂરિએ સં૦ ૧૧૭૪ મા તેમના શિષ્ય વાદિદેવસૂરિને આચાર્યપદ આપ્યું હતું રાજા સિદ્ધરાજે સં૦ ૧૧૮૧ માં દિગંબરાચાર્ય કુમુદચંદ્રને વાદમા જીતવા માટે આ૦ વાદિદેવસૂરિને વિજય પત્ર લખી આપ્યુ અને મોટી રકમનું ભેટણુ કર્યું પરંતુ જૈનોના સિદ્ધાંત મુજબ તે આચાર્યશ્રીએ ધન લીધુ નહીં ત્યારે રાજાએ મંત્રી આશુકને એ રકમથી જિનાલય બંધાવવાની આજ્ઞા કરી હતી. મંત્રીએ એ રકમમા પોતાના તરફથી બીજી વધુ રકમ ઉમેરી ભ ઋષભદેવનુ દેરાસર તૈયાર કરાવ્યુ અને રાજાએ સં૦ ૧૧૮૭ ના વૈશાખ સુદિ ૧૨ ના દિવસે આ૦ વાદિદેવસૂરિ વગેરે ચાર ગચ્છના આચાર્યો પાસે તેની પ્રતિષ્ઠા કરાવી.

રાજા સિદ્ધરાજે સં૦ ૧૧૯૫ મા પુત્રકામનાથી પગપાળા સોમનાથની યાત્રા કરી ત્યારે તેણે ગિરનારમાં દંડનાયક સજ્જનને તૈયાર કરાવેલા ભ૦ નેમિનાથના પૃથ્વીજયપ્રાસાદનો ખર્ચ રાજ્યના ખજાનામાંથી આપ્યો પૂજા માટે ૧૨ ગામોનુ શાસન આપ્યુ અને શત્રુંજય તીર્થમા પ્રભુની યાત્રા કરી પૂજા માટે ૧૨ ગામો આપ્યા હતા. આ કામ મહામાત્ય આશુકની સલાહથી કર્યાં હતા.

વનરાજ ચાવડાને પણ આશુક નામે મોટ મંત્રી હતો.

(પ્રક૦ ૨૧ પૃ૦ ૪૯૮)

(—પ્રભાવકચરિત્ર પ્રક ૨૧ ૨૨; ધર્માભ્યુદય સંઘપતિચરિત્ર, વસંતવિલાસ, અર્બુદ પ્રાચીન લેખસંદોહ, લેખાંક ૨૭)

સં૦ ૧૧૭૯ માં પાટણમાં રાજા જયસિંહદેવના રાજ્યમા મહામાત્ય આશુકના સમયે પ્રાતીજના પ્રદ્યુમ્ન જૈન તથા સોઢીઓએ અજિકા મરુદેવીગણિની તથા શિષ્યા વાલમતી ગણિનીને ભણવા

માટે યશદેવ પાસે તાડપત્ર ઉપર 'ઉત્તરજ્ઝયણ' લખાવ્યું તે પ્રતિ પાટણમાં છે. (—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્ર૦ ૨૫)

सम्यग्गांभीर्यो गभीरो घनरसनिचितः साधुपाठीन्पृष्ठ
नित्यं रम्या निवासः कुसुमनिकर सद्गुणानामुपैः ।
मुन्यापागे गरीयान् प्रचुरतरलसत्कोटिपात्रोपशोभी
वंशः प्राग्वाटपुंसां क्षितितलविदितः वर्त्तते साधुरूप ॥

સં૦ ૧૧૯૧ ના ભાદરવા સુદિ ૮ ને સોમવારે ધવલક્કમાં ઠ૦ આ૦ ૫૦ વાસુકિ ગણિની દેવશ્રી માટે પુષ્પવતીકથા લખી. (—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્ર૦ ૩૮)

મંત્રી આલિગદેવ—

મહામાત્ય આલિગ પણ ઇતિહાસના પાને ચમકે છે. સં૦ ૧૧૫૨ માં રાજા સિદ્ધરાજે સિદ્ધપુર વસાવી ત્યાં સં૦ ૧૧૮૪ માં સિદ્ધવિહાર તથા રુદ્રમાલ બંધાવ્યા. મંત્રી આલિગે તે જ સમયે સિદ્ધપુરમાં ચતુર્મુખવિહાર કરાવ્યો, આ ચતુર્મુખવિહારના પાસે શા૦ ધનાશાહ પોરવાડે સં૦ ૧૪૯૧ ના ફા૦ વ૦ ૫ ના રોજ રાણકપુરમાં ભ૦ ઋષભદેવસ્વામીનો ત્રૈલોક્યદીપક પ્રાસાદ નામનો ચતુર્મુખ જિનપ્રાસાદ બનાવ્યો.

મંત્રી આલિગદેવે ખંભાતમાં ઉપાશ્રય બનાવ્યો હતો. તેમાં આ૦ સોમતિલકસૂરિ સં૦ ૧૩૭૩ માં સ્વર્ગે ગયા.

સિદ્ધરાજે સં૦ ૧૧૯૨–૯૩ માં માળવા પર ચડાઈ કરી ત્યારે પાટણની રક્ષાનો ભાર મંત્રી આલિગને સોંપ્યો હતો.

રાજા કુમારપાલે એક વાર પૂછ્યું કે મંત્રીવર! એ બતાવો કે હું સિદ્ધરાજથી ઊતરતો છું કે તેમના સરખો છું કે તેમનાથી ચડિયાતો છું? હું વચન આપું છું કે આના ઉત્તરમાં તમે જે કહેશો તે સાંભળીને હું જરાયે ગુસ્સે નહીં થઉં માટે જે વાસ્તવિક હોય તે જ બતાવજો.

મંત્રી આલિગે જવાબ આપ્યો, રાજન્! રાજા સિદ્ધરાજમાં ૯૬

ગુણો હતા અને ૨ દોષો હતા, જ્યારે તમારામાં ૨ ગુણો છે અને ૯૬ દોષો છે. રાજા કુમારપાલે આ ઉત્તર સાંભળીને પોતાને અધમ પુરુષ માની પોતાની આંખ ફોડી નાખવા માટે છરી હાથમાં લીધી, એ જ વખતે મંત્રીએ તરત જ તેમને રોકીને જણાવ્યું, મારો જવાબ પૂરો સાંભળ્યા પહેલાં તમે ઉતાવળ કરી રહ્યા છો, સાંભળો—સિદ્ધરાજમાં અસુભટતા અને પરસ્ત્રીલંપટતા એ બે મોટા દોષો હતા જે તેમના ૯૬ ગુણોને ઢાંકી દેતા હતા, જ્યારે તમારામાં શૂરવીરતા અને પરસ્ત્રીસહોદરતા એ બે મુખ્ય ગુણો તમારા લોભ વગેરે ૯૬ દોષોને ઢાંકી દે છે.

આ જવાબ સાંભળીને રાજા શાંત થયો—સ્વસ્થ બન્યો.

મંત્રી આલિગ સત્યવાદી, મુત્સદ્દી અને અનુભવી જૈન હતો.

અભિનવ સિદ્ધરાજના સમયમાં પણ મંત્રી આલિગ હતો, જેનું એક રાજવિજ્ઞપ્તિપત્ર પણ મળે છે.

(—લેખપદ્ધતિ, ગા૦ ઓ૦ સી૦ નં ૧૯; પ્રબંધચિંતામણિ, ઉપદેશસાર, ઉપ૦ ૪૮)



**વાઘૂજનનો મંત્રીવંશ—**

૧. શેઠ વાઘૂ—તે ડીસાકુલનો હતા. મહાકુલ નાગેન્દ્રગચ્છનું ઉપાસક હતું. વાઘૂએ સંગમખેટક (સંખેડા)માં ભ૦ મહાવીરસ્વામીનું દેરાસર કરાવ્યું અને તેની પૂજા માટે ૧૦૦ હળ જમીન ભેટ આપી, જેમાં ચાર વાડીઓ હતી.

સં. ૧૨૨૬ના બીજા શ્રાવણ સુદિ ૩ ને સોમવારે પાલ્હણપુર ગામમાં મારકના બ્રહ્મોદ્ધારગચ્છના મોઢ પાસદેવે બ્રહ્મોદ્ધારગચ્છના આ૦ ગુણભદ્રસૂરિ માટે નંદીસૂત્રની 'દુર્ગપદવ્યાખ્યા' લખી તેમજ સં૦ ૧૨૨૭ માં કાન્યકુબ્જના પાલ્હણપુર ગામના તાડપત્ર ઉપર આ૦ શીલાંકસૂરિનું 'મહાપુરિસચરિય' લખાયું. એ સમયે વાઘજાન ગૂર્જરેશ્વર કુમારપાલનો મહામાત્ય હતો. (—જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્ર૦ ૯૦)

૨. કપર્દી—તેણે વટસરમાં ભ૦ આદિનાથનું ચૈત્ય બંધાવ્યું.

૩. આશ્રદેવ—તેની પત્નીનું નામ રેશુકા હતું.

૪. દેવપ્રસાદ—તેની પત્નીનું નામ પદ્મિની હતું. તેને (૧) આંબડ, (૨) જગદેવ, (૩) આહ્લાદન અને (૪) પ્રહ્લાદન એમ ચાર પુત્રો હતા. આ ચારે ભાઈઓ રાજ્યના જુદા જુદા ખાતાના મંત્રીઓ હતા.

૫. આહ્લાદન—મંત્રી આંબડ સં. ૧૨૬૬ માં રાજા ભીમદેવનો મહામાત્ય હતો અને આહ્લાદન દંડનાયક હતો. આંબડ સં. ૧૨૬૬ માં મરણ પામ્યો એટલે મંત્રી આહ્લાદન મહામાત્ય બન્યો. મંત્રી આહ્લાદન પાટણમાં રહેતો હતો. તેણે સાચોરમાં વીરચૈત્યમાં જૈ. ઋષભદેવની તથા પાટણના આદિનાથ ચૈત્યમાં જૈ. પાર્શ્વનાથ, જૈ. ચંદ્રપ્રભ, જૈ. સીમંધરસ્વામી, જૈ. યુગમંધરસ્વામી, દેવી સરસ્વતી અને અંબાદેવીની મૂર્તિઓ પધરાવી. વટેસર તથા સમે-શ્રમા જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો, નવી પ્રતિમાઓ ભરાવી, ફરી પ્રતિષ્ઠા કરાવી. આ. વર્ધમાનસૂરિના ઉપદેશથી જૈ. વાસુપૂજ્યના દેરાસરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. નાગેન્દ્રગચ્છના ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર કરાવ્યો. વિવિધ ગ્રંથો લખાવ્યા. આ. વર્ધમાનસૂરિ પાસે સં. ૧૨૯૯ માં વિનંતિ કરીને 'વાસુપૂજ્યચરિત્ર' સર્ગ : ૪ ની રચના કરાવી અને પોતે પણ પાર્શ્વનાથસ્તવન, શ્લોક : ૧૦ રચ્યું, જેમાં તેમણે જણાવ્યું છે કે 'आह्लादनमन्त्रिसमभ्यर्थित ।'

(—જૈનસ્તોત્રસંદોહ, ભા. ૨, સ્તોત્ર : ૫૨)

(—વાસુપૂજ્યચરિત્રપ્રશસ્તિ, મહાપુરિસચરિયપુષ્પિકા, મંત્રાધિરાજચિંતામણિ સ્તોત્ર, નં. : ૫૨, પ્ર. ૩૫, પૃ. ૫)

મંત્રી નાહડ—

વનવાસીગચ્છના (૧૭) આ. વૃદ્ધદેવસૂરિ, વડગચ્છના (૩૭) આ. દેવસૂરિ કે (૪૧) આ. વાદિદેવસૂરિના ઉપદેશથી કોરટાનો મંત્રી નાહડ વગેરે જૈન બન્યા હતા એમ મનાય છે.

(—પ્ર. ૧૭, પૃ. ૩૪૭, પ્ર. ૪૧, પૃ. ૫૭૩)

આ. વાદિદેવસૂરિએ કોરટામાં મંત્રી નાહડ, મંત્રી સાલિગ વગેરે

૫ કુટુંબોને જૈન બનાવ્યાં. આચાર્યશ્રીએ ચક્રિકાદેવીને પ્રતિબોધ આપી નાહડને જીવહિંસામાંથી મુક્ત કરાવ્યો. મંત્રી નાહડે નાહડવસહી બનાવી અને તેમાં સં ૧૨૫૭ મા પ્રતિષ્ઠા કરાવી.

(—ઉપદેશતરંગિણી ઉપદેશસાર)

મંત્રી આલિગને પ્રતિજ્ઞા હતી કે જિનપૂજા કર્યા સિવાય અનાજ ખાવું નહીં

**સેનાપતિ યશોવીર, રાજા કટુકરાજ—**

તે નાડોલના રાજા અશ્વરાજ (સં૦ ૧૧૬૭ થી ૧૨ ) યોદ્ધાવૃનો સેનાપતિ હતો. સાંડેરકગચ્છનો જૈન હતો. તેને બાહડ નામે પુત્ર હતો અને યશકર નામે પૌત્ર હતો. યશકર રાજા અશ્વરાજનો કૃપાપાત્ર અને યુવરાજ કટુકનો મિત્ર હતો. મંત્રી યશોવીરે સં૦ ૧૧૭૨ ના માહ વદિ ૧૪ના દિને સેવાડીના ભ૦ મહાવીરસ્વામીના દેરાસરમા એક ગોખ બનાવી, તેમા ભ૦ શાંતિનાથની પ્રતિષ્ઠા કરાવી. યુવરાજ કટુકરાજે સં૦ ૧૧૭૨ ના શિવરાત્રિના દિવસે યશકની પ્રેરણાથી તેની પૂજા માટે દર સાલ ૮ દ્રમ્મનો ખર્ચ બાંધી આપ્યો. તે કટુક રાજા (સં ૧૨૦૮મા) નાડોલનો રાજા થયો.

(—પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા૦ ૨, લેખાંક ૩૨૩ ૩૨૪ જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૭૩ પ્ર૦ ૩૪ પૃ ૫૯૩ સેવાડી પ્ર૦ ૩૫, પૃ ૧૬૯)

**શેઠ નેમિનાગનો વંશ—**

अस्तीह सरसनन्दिवासिपिण्यमुक्तग्राम्यतमूमिपीठ: ।
श्रीमानमेकभिगणाम्यय सन्मोहवंश गरतीसमुद्र ॥२॥

(—જૈ૦ પુ૦ પ્ર સ પ્ર ૬૬)

૧ નેમિનાગ—તેનુ બીજુ નામ નેમિકુમાર પણ મળે છે તે આ શ્રીહેમચંદ્રસૂરિના નામે હતો. મોઢ જૈન હતો. તેને અભય અને વાહડ નામે બે પુત્રો હતા. વાહડ કવિ અને વિદ્વાન હતો. તેણે નેમિનિર્વાણકાવ્ય અને ' કાવ્યાનુશાસન ' રચ્યા છે અને પોતાના

રાજના રાજ્યમાં વાગ્ભટાલંકાર (પરિ૦ ૫, શ્લો૦ ૨૬૦) સ્વોપજ્ઞ... પાટણમાં ઉદયવસહિકા નામે જિનાલય બંધાવ્યું અને તેમાં વાદિદેવ સૂરિસંતાનીય આ૦ જિનભદ્રસૂરિના હાથે ભ૦ મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા કરાવી. (પ્રક૦ ૩૮, પૃ૦ ૬૯૨)

૩. શેઠ નેમિનાગ શેઠનો બીજો પુત્ર તેણે નેમિનિર્વાણમહાકાવ્યં રચ્યું હતું. (પ્રક ૪૧ પૃ૦ ૬૭૭)

૪ મંત્રી મકલપ્પને મહાદેવી નામે પત્ની હતી. તેમને રાહડ અને નેમિકુમાર નામે બે પુત્રો હતા. રાહડ કુમારે રાહડપુર વસાવ્યું અને ભ૦ ઋષભદેવનો જિનપ્રાસાદ બનાવ્યો.

શેઠ નેમિકુમાર, જે રાહડકુમારનો નાનો લક્ષ્મણ જેવો ભાઈ હતો, તે મેવાડના કરહેડા તીર્થના ભગવાન નેમિનાથનો ભક્ત હતો. તેણે મેવાડમાં ભ૦ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવી મોટો યાત્રા-ઉત્સવ ઉજવ્યો હતો તથા રાહડપુરમાં ભ૦ નેમિનાથનું મોટું જિનાલય બનાવ્યું. આત્મમહેનતથી ધન મેળવી નલોટકમાં ભ૦ ઋષભદેવના જિનપ્રાસાદમાં દક્ષિણ દિશા તરફ ૨૨ દેરીઓ બનાવી. તે નેમિકુમારને વાગ્ભટ નામે પુત્ર થયો. તે મોટો વિદ્વાન હતો. વિવિધ શાસ્ત્રોનો જ્ઞાતા હતો. સર્વકલામાં નિપુણ હતો. મહાકવિ હતો. તેણે સ્વોપજ્ઞ વૃત્તિવાળું કાવ્યાનુશાસન, ઋષભદેવચરિત્રમહાકાવ્ય, નેમિનિર્વાણકાવ્ય (સર્ગ ૧૫ શ્લો૦ ૯૮૮) જિનચતુર્વિંશતિ, છંદ, અલંકાર, નાટક મહાપ્રબંધ વગેરે ગ્રંથો રચ્યા છે.

તે શ્વેતાંબર, દિગંબર અને અજૈન શાસ્ત્રનો અભ્યાસી હતો. તેના ગ્રંથોમાં આ ત્રણે સાહિત્યની છાપ છે. તેના સાહિત્યમાં કવિ ધનપાલના ઘણા સૂક્તો મળે છે. સંભવ છે કે આ વિદ્વાન દિગંબર જૈન હોય અથવા તેનો દિગંબર ધર્મથી વિશેષ પરિચય હોય. તેની સાહિત્ય-પ્રસાદી કાવ્યાનુશાસન માં આ પ્રકારે જોવા મળે છે—

सर्वार्धमागधीं सर्वभाषासु परिणामिनीम् ।
सर्वेषां सर्वतोवाचं सार्वज्ञीं प्रणिदध्महे ॥ (—કાવ્યાનુશાસન—મંગલ)

सकलसिद्धिविधायकपादप परमपरमुक्तिप्रवरप्रदम् ।
श्रीवर्धमानमायो समदत्त मतिरतो वन्दे ॥

(—કાવ્યાનુશાસન, ટીકા—૭ હેનેપુરમ)

અને શેઠાણી લાછિણીનો પૌત્ર વાહડ નામે થયો.

૧૦ વાહડ—મંત્રી આબૂ સોનગરા શ્રીમાલીના વંશજ સં૦ ભાગુનો પુત્ર, તેના વંશમાં કવિવર મંડન અને કવિ ધનદ થયા જે આ૦ જિનભદ્રના શ્રાવકો હતા. (પ્ર૦ ૪૫)

શેઠ છિદ્ક (છાડા) વંશાવલી—

તે પાટણનો વીશા પોરવાડ જ્ઞાતિનો જૈન હતો. મોટો વેપારી હતો. ૯૯ લાખ સોનૈયાનો માલિક હતો. તેણે મંત્રી વાહડના દેરાસરના એક ગોખમાં કo સં૦ આ હેમચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી ભ૦ અજિતનાથની ચમત્કારી પ્રતિમા સ્થાપન કરી હતી. રાજા કુમારપાલને આ પ્રતિમાની માનતા રાખવાથી અજમેરમાં વિજય મળ્યો હતો. શેઠ છાડા સં૦ ૧૨૧૬–૧૭ના ત્રિભુવનપાલવિહારના પ્રતિષ્ઠા મહોત્સવના સામેલ હતો. તેના વંશની વંશાવલી આ પ્રકારે મળે છે—

શેઠ છાડાને હાંસાદેવી નામે પુત્રી હતી.

(૧) શેઠ છાડા, (૨) કાળો, પત્ની કુંઅર, (૩) સારો, પત્ની લલતૂ (૪) દેવો.

(૧) શેઠ છાડા, (૨) કાળો, (૩) નાગજ, પત્ની સોનલદે (૪) ખીમસિંહ, પત્ની ધનાઈ (૫) દેતો, પત્ની કનકાઈ (૬) સોનપાલ, અમીપાલ, પૂરી, ભસ્તુ, બાઈ પૂરીએ દીક્ષા લીધી, તેનું નામ સાધ્વીશ્રી સાધુલબ્ધિ પાડવામાં આવ્યું હતું.

(૫) ખીમસિંહ, બીજો પુત્ર ગોતો, પત્ની લાલી.

(૬) પૂનપાલ. પૂનાનો નાનો ભાઈ ઈશ્વર, પત્ની દાવિણી, બેન મરઘાઈ (૬) હેમરાજ, ધરણ.

(૪) ખીમસિંહ, નાનો ભાઈ સહસા પત્ની વાચુ (૫) સમધર પત્ની વાધુ.

શેઠ છાડાના વંશમાં સોળમી સદીમાં સં૦ ખીમો, સં૦ સહસા એમ બે ભાઈઓ થયા, તેઓ તપાગચ્છના આ૦ લક્ષ્મીસાગરસૂરિ (સં૦ ૧૫૦૮, સં૦ ૧૫૧૭) અને આ૦ સોમજયસૂરિના શ્રાવકો હતા. તેઓએ આ૦ જયચંદ્રસૂરિ પાસે પોતાની પૌત્રી પુરી, જે દીક્ષિત

થઈ હતી તે સાધ્વી સાધુઋદ્ધિને પ્રવર્તિનીપદ અપાવ્યું હતું અને સંઘપૂજા કરી હતી.

સં. ૧૫૨૭ના પોષ વદિ ૫ના રોજ પાવાગઢ ઉપર પ્રાય: જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી. સં. ૧૫૩૩ના શત્રુંજય તથા ગિરનાર તીર્થના છ'રી પાળતા યાત્રાસંઘો કાઢ્યા, તથા દાનશાળાઓ સ્થાપન કરી અને સાધર્મિકોની ભક્તિ કરી ઉદ્ધાર કર્યો. સમ્યનુસ્થાન મોદક બનાવી તેમાં રૂપાનાણું ગોઠવી લહાણી કરી. ગચ્છની પરિધાપનિકા, પ્રતિષ્ઠા, ગુરુપદસ્થાપના, પ્રવેશોત્સવ, તીર્થોદ્ધાર, અને ઘણાં ધર્મ-પ્રભાવના કાર્યો કર્યાં. આ૦ લક્ષ્મીસાગરસૂરિ અને આ૦ સોમજયના ઉપદેશથી સં. ૧૫૩૮માં સર્વ જૈન સિદ્ધાંતો લખાવ્યા, જેનું આ૦ સોમજયે સંશોધન કર્યું અને અપ્રમત્ત પં૦ જયમંદિરગણિએ તેની વ્યવસ્થા કરી. (—જૈનસત્યપ્રકાશ, ક્ર૦ ૧૩૦ ૧૩૧)

(—મહાદાનચરિત્ર-હેમચંદ્રસૂરિચરિત્ર, ઉપદેશસાર સટીક પં૦ લા૦ ભ૦ ગાંધીકૃત તેજપાલનો વિજય નું પ્રાસ્તાવિક)

*

**શેઠ ધવલ, શેઠ વૈરસિંહ—**

તે ધોળકાનો વતની શ્રીમાલી જૈન હતો. તેણે ધોળકામાં જ મુનિસુવ્રતસ્વામીનું દેરાસર બંધાવ્યું. તેની વિનતિથી મલધારગચ્છના આ૦ ચંદ્રસૂરિએ 'મુનિસુવ્રતચરિત્ર' રચ્યું. સંભવ છે કે તેની પત્ની ધનિમતીએ સં. ૧૨૫૫માં મુનિ સુમતિસિંહને વિહારમંજરી વહોરાવી હોય.

તેમને વૈરસિંહ નામે પુત્ર હતો, જે મંત્રી વાહડનો મિત્ર હતો. તેણે ખંભાતમાં જ પાર્શ્વનાથનું ચૈત્ય બંધાવ્યું અને સંભવ છે કે આ૦ હેમચંદ્રસૂરિની આજ્ઞા મેળવી તેણે આશાવલ કે ધોળકાના ઉદયનવિહાર ઉપર ૩૧ સ્વર્ણકળશો ચડાવ્યા હોય.

(—મુનિસુવ્રતચરિત્ર, ધોળકાના ઉદયનવિહારની પ્રશસ્તિ, શ્લો૦ ૯૨, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૨૨૨, પ્ર૦ ૯, પૃ૦ ૧૫૪)

(૫) ભીમાશાહ—

(૧) વઢવાણનો નગરશેઠ ભીમ સાથરિયો—તેણે સૌરાષ્ટ્રના દંડનાયક સજ્જનની પ્રેરણાથી ગિરનારતીર્થના ઉદ્ધાર માટે ૭૨ લાખ દ્રમ્મની ટીપ કરી રાખી હતી પણ રાજા સિદ્ધરાજે તેનો ખર્ચ આપ્યો એટલે ભીમે એ રકમમાંથી વઢવાણમાં દેરાસર બંધાવ્યાં. શેઠ ભીમે સં૦ ૧૧૮૫માં ગિરનારમાં ભ૦ નેમિનાથને હાર ચડાવ્યો, અને ગિરનાર પર ભીમકુંડ બંધાવ્યો.

(૨) ભીમાશાહ ખંભાતનો વેપારી હતો. તેણે ખંભાતમાં જગ્યા ન મળવાથી શહેરની બહાર હાથીદાંતની પોષાળ બંધાવી, વસ્તી વધવાથી તે પોષાળ આજે નગરની અંદર ગણાય છે.

(—ઉપદેશતરંગિણી)

(૩) ભીમાશાહ—તે ખંભાતનો વતની હતો. તેણે સં૦ ૧૩૨૭માં આ૦ દેવેન્દ્રસૂરિનું સ્વર્ગગમન થયું જાણી શોકથી ૧૨ વર્ષ સુધી અનાજનો ત્યાગ કર્યો. તેણે આખા ભારતમાં ૭૦૦ સ્થાનોમાં ચતુર્થ વ્રતધારી પુરુષો અને સ્ત્રીઓને એક રેશમી સાડી તથા પાંચ હીરગલ સાડી એમ છ વસ્ત્રની લહાણી કરી હતી. માંડવગઢના મંત્રી પેથડશાહે તથા તેની પત્ની પદ્મિનીએ પોતાને આ લહાણી મળતાં બત્રીશ વર્ષની ઉંમરે સજોડે બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું હતું.

(તપાગચ્છપટ્ટાવલી, પ્રક૦ ૪૫)

(૪) કુંભલમેરુ દુર્ગના શેઠ ભીમાશાહ—તે કુંભલમેરુદુર્ગનો રહીશ હતો. જ્ઞાતિએ પોરવાલ જૈન હતો. તેણે આબૂતીર્થમાં પિત્તલહર નામનો મોટો જૈન પ્રાસાદ બનાવ્યો. (પ્રક૦ ૩૭ પૃ ૨૮૮)

(૫) ભીમ કુંડલિયો—

મહામાત્ય વાગ્ભટે સં ૧૨૧૩માં શત્રુંજય તીર્થમાં મૂળ મંદિરનો ઉદ્ધાર કરાવ્યો. તેનો પ્રતિષ્ઠા ઉત્સવ ચાલુ હતો તે સમયે ટીમાણાનો ગરીબ શ્રાવક ભીમ નામે જૈન આવ્યો. તે કુંડલાનો ઘીનો વેપારી હતો. તેણે પોતાના નામથી ૬ દ્રમ્મનું ઘી લાવી તેની સભામાં ફેરી કરી એક રૂપિયો ને સાત દ્રમ્મની કમાણી કરી. તેમાંથી તેણે એક રૂપિયાનાં ફૂલ ખરીદી પ્રભુની પૂજા કરી. આવો ઉદ્ધાર

કરાવનાર મંત્રી વાહડ કેવા છે એ જાણવા-જોવાની ઇચ્છા કરીને મંત્રીના તંબૂ પાસે આવ્યો પણ તેમાં જતા તેને સંકોચ થતો હતો. મંત્રીએ તેનો ભાવ પારખીને તને બોલાવી પોતાની પાસે અર્ધ આસન ઉપર બેસાડી બધો વૃત્તાંત જાણી લીધો. મંત્રીએ તને જણાવ્યું કે તું મારો સાધર્મિક ભાઈ છે તેથી મારા યોગ્ય કંઈ કામ હોય તો જણાવ?

એ જ સમયે તીર્થોદ્ધારના વહીવટદારો તીર્થોદ્ધારની રકમ પૂરી કરવા માટે ટીપ કરી રહ્યા હતા. ભીમે પોતાના બચેલા જે સાત દ્રમ્મ હતા તે સઘળી મૂડી ટીપમાં આપી દીધી. મંત્રીએ તેની આવી નિઃસ્પૃહતા જોઈ ત્યાગભાવનાથી પ્રસન્ન થઈ તેનું નામ ટીપની વહીમાં મોખરે લખાવ્યું અને બીજા શેઠિયાઓને જણાવ્યું કે ત્યાગ તે આનું નામ. આને કાલે ખાવાને માટે સાધન નથી છતાં ધર્મકાર્યમાં આવો ત્યાગ કરે છે

મંત્રીએ ૫ દ્રમ્મ અને ૩ રેશમી વસ્ત્રો મંગાવીને તેને ભેટ ધર્યાં. ભીમે હસીને જવાબ આપ્યો, મંત્રીવર! આ નાશવંત ધનના લોભમાં હું મારું પુણ્ય વેચી ન શકું. તમે પૂર્વભવમાં પુણ્ય કર્યું છે તે આજે આ સ્થિતિમાં છો ને મારા જેવાને આ રીતે બદલો આપવો એ તો ધર્મમાં છેતરામણી કર્યા જેવું કહેવાય. મંત્રીએ તેનો આવો વિવેક જોઈ સાંભળી તેને ખૂબ ધન્યવાદ આપ્યો. છેવટે તેને પાનનું બીડું આપી તેનું અતિ સન્માન કર્યું

તે સાંજે ઘેર આવ્યો ત્યારે તેની કર્કશા પત્ની આજે જાણે ડાહી ડમરી બની ગયેલી જોવાઈ કેમકે તેને ગમાણમાંથી ગાય બાંધવાનો ખીલો ઠીક કરવા જતા ચાર હજાર સોનામહોરો મળી આવી હતી અને તે વાતની હર્ષભેર ખબર આપવા તે ઉત્સાહિત થયેલી હતી. શેઠ ભીમાને નિશ્ચય થયો કે આ પ્રભુપૂજાનું જ ફળ છે

તેમણે બીજે દિવસે સવારમાં આવીને મંત્રી વાહડને આ રકમ આપી અને જણાવ્યું કે આ રકમનો તીર્થમાં વ્યય કરો. મંત્રીએ આ રકમ લેવાનો સાફ ઇન્કાર કર્યો. ભીમે વિનીતભાવે કહ્યું:

મંત્રીજી! મારી પાસે એક બળદ છે તે બસ છે આ ધન રાખીને તો ફોકટનો કલેશ જ વહોરવાનો છે આમ કહ્યા છતાં મંત્રીએ તે રકમ સ્વીકારી નહીં. આ રકઝકમાં તેનો દિવસ પૂરો થયો.

રાત્રે કપર્દી યક્ષે આવીને ભીમને સમજાવ્યો કે હું તારી પુષ્પપૂજાથી પ્રસન્ન થયો છું તેથી મેં તને આ ધન આપ્યું છે એ ધનનો તારે માટે અને દાન દેવામાં ઉપયોગ કર હવે એ ધન તારે ત્યાં પૂરવાનું નથી.

બીજે ત્રીજે દિવસે સવારે ભ૦ ઋષભદેવની સ્વર્ણ રત્ન તથા પુષ્પો વડે દાદાની પૂજા કરી અને કપર્દી યક્ષની પણ પૂજા કરી. પોતાને ઘેર જ્યારે આવ્યો ત્યારે તેનો ભંડાર છલોછલ ભરેલો હતો. આવી ત્યાગભાવનાથી તે સુખી થયો. ભીમે શત્રુંજય ઉપર ભીમ કુંડ બંધાવ્યો. (–પ્રભાવક ચરિત્ર, છેલ્લો પ્રબંધ)

**જગડશાહ સોરઠિયો—**

મહુવામાં હંસાશાહ સોરઠિયો નામે પોરવાડ જૈન હતો. તે વહાણવટાનો વેપારી હતો. તેને ધારૂ નામે પત્ની અને જગડ નામે પુત્ર હતો. તેની પાસે સવા—સવા કરોડની કિંમતનાં પાંચ માણેક હતાં અને બીજું પણ ઘણું ધન હતું તેણે મરણ સમયે પોતાના પુત્રને જણાવ્યું કે આ પાંચ માણેક છે તે પૈકી એક શત્રુંજયના મૂળનાયક ભ૦ ઋષભદેવને, બીજું માણેક ગિરનારના મૂળનાયક ભ૦ નેમિનાથને અને ત્રીજું માણેક પ્રભાસ પાટણના મૂળનાયક ભ૦ ચંદ્રપ્રભુને ચડાવજે અને બે માણેક તારા માટે રાખજે

હંસાશાહે આવી વ્યવસ્થા બતાવી ભ૦ ઋષભદેવનું શરણ સ્વીકારી, અનશન કરીને, સૌ જીવોને ખમાવી સ્વર્ગસ્થ થયો. જગડશાહે પિતાની મરણોત્તર ક્રિયા પતાવી.

જગડશાહ તરત જ તેની માતા ધારૂને લઈને શત્રુંજય આવ્યો એ સમયે રાજા કુમારપાલનો છ'રી પાળતો યાત્રાસંઘ ત્યાં આવ્યો હતો. તીર્થમાળાની બોલી બોલાતી હતી ત્યારે આ જગડશાહ સવા ક્રોડનો ચડાવો બોલ્યો. રાજા અને અમાત્ય તો આ જગડશાહનો

વશ થઈને આવી મોટી રકમ વસૂલ થશે કે કેમ તેની શંકામાં પડી ગયા. પણ શેઠે વસ્ત્ર જ પોતાની પાસેનું સવા કરોડનું માણેક બતાવ્યું ત્યારે સૌએ હર્ષનાદથી તેને આદેશ આપ્યો. જગડૂશાહે પોતાની માતાને તીર્થમાળા પહેરાવી અને મંત્રી બાહડે ભગવાન માટે એક રત્નજડિત કંઠો બનાવી તેમાં તે માણેકને ગોઠવ્યું.

જગડૂશાહે બીજા બે માણેક ગિરનાર અને પ્રભાસપાટણમાં જઈને આપ્યાં. (—પ્રબંધકોશ, હેમચંદ્રસૂરિપ્રબંધ)

આજે પણ શત્રુંજય ઉપર સાહગીરીની ધ્વજા ચડાવવાનો હક સોરઠિયા જૈનોનો મનાય છે.

ભદ્રાવતીનો પ્રસિદ્ધ દાનવીર જગડૂશાહ શ્રીમાળી આ જગડૂશાહથી જુદો અને પછી સં૦ ૧૩૧૫માં થયો હતો.

(—જૂઓ પ્રક૦ ૩૮ પૃ૦ ૩૭૭)

સતરમી સદીમાં શેઠ વર્ધમાન શાહ લાલનનો પુત્ર જગડૂશાહ થયો હતો તે પણ મોટો દાની હતો. તે ત્રીજો જગડૂશાહ હતો. (પ્ર૦ ૪૧)

*

**શેઠ કુબેરદત્ત—**

પાટણમાં કુબેરદત્ત નામે એક દરિયાઈ વેપારી હતો. તેની પાસે તેના પરિગ્રહની નોંધ મુજબ—૧ હાથી, ૫ ઘોડા, ૮ ગોકુળ, ૧ રત્ન—હીરા વગેરે ઝવેરાત, ૫ હળ, ૫ ગાડી, ૫૦ વહાણ, ૫ ઘર, ૫ હાટ, ૨૦ ધાન્યના કોઠારો, ૧ કરોડ સોનામહોરો, ૬ કરોડ ચાંદી વગેરે ધન હતું.

તેના ઘરમાં રત્નજડિત જિનચૈત્ય ઘરદેરાસર હતું, તેમાં એક વળિયે રત્નો જડેલાં હતાં. જિનપ્રતિમા પણ ચંદ્રકાંત મણિની હતી.

શેઠ કુબેરદત્તને માતા હતી, પત્ની હતી પણ કોઈ સંતાન નહોતું. એક રાતે તે અચાનક મરણ પામ્યો. એ સમયે અપુત્રિયાનું ધન રાજાને મળે એવો કાયદો હતો. તેથી રાજા કુમારપાળ બીજા વેપારીઓના કહેવાથી તેનું ધન લેવા માટે તેના ઘરે આવ્યો. રાજા શેઠના પરિગ્રહની નોંધ વાંચી ખૂબ ખુશ થયો.

પરંતુ શેઠની માતા અને પત્ની એક તો શેઠના મરણથી કલ્પાંત કરતાં જ હતા તેમા તેઓનું બધું ધન પણ રાજા લેવા આવ્યો છે એ જાણીને અત્યંત રુદન કરવા લાગી. રાજા આવી કરુણ સ્થિતિ જોઈને ગળગળો થઈ ગયો. તેણે ત્યાં જ મક્કમ વિચાર કરીને કહ્યું 'આવું ધન લેવું એ તો સ્ત્રીજાતિનું ભયંકર અપમાન છે માટે આ ધન ન જોઈએ.

બસ, તે જ દિવસથી તેણે રુદતીધનનો જે પટ્ટો હતો તે પાણીમા નાખ્યો અને એ ધન મરનારની પત્ની પાસે રહે એવો કાયદો જાહેર કર્યો.

સ્ત્રીના સમાન હકનો ભારતવર્ષનો આ પહેલો કાયદો હતો, જે આજ સુધી ચાલુ છે

પ્રભુએ રાજા કુમારપાલનું આવું પ્રજાવાત્સલ્ય જોઈને તેને રાજપિતામહ કહીને બિરદાવ્યો.

(–મોહરાજપરાજય નાટક અંક ૩ શ્લો૦ ૩૯–૪૨; કુમારપાલચરિત્ર ઉપદેશસાર–ગ્રંથિકંપ ૭, પ્રક૦ ૩૫, પૃ ૧૧૯)

*

**મંત્રી પૃથ્વીપાલ—**

મંત્રી પૃથ્વીપાલ તે નિનયવંશના મંત્રી આનંદનો પુત્ર હતો, પોરવાડ હતો. રાજા સિદ્ધરાજ તથા કુમારપાલનો મંત્રી હતો (સં ૧૨૦૪). (પ્રક૦ ૩૫, પૃ૦ ૧૮૭ પ્રક ૩૭ પૃ ૨૮૨)

**શેઠ યશોધન—**

તે પોરવાડ હતો. તેના કલ્યાણ માટે તેના પુત્રો આંબો વગેરેએ સં૦ ૧૨૧૨મા વિમલવસહીના ગોખમા જ ઋષભદેવની પ્રતિષ્ઠા કરાવી

**મહત્તમ દુર્લભરાજ (૨) જગદેવ—**

આ પોરવાડજ્ઞાતીય પિતા–પુત્રે સં૦ ૧૨૧૬ની આસપાસ 'સામુ

દ્વિકવિશક અને સ્વપ્નચિંતામણિ (શ્લો૦ ૩૧) નામે ગ્રંથો રચ્યા છે.
(પ્રક૦ ૩૮, પૃ૦ ૩૬૬)

(૧) મંત્રી જગદેવ—

મંત્રી સજ્જન અને મંત્રી આંબાક પછી મંત્રી જગદેવ શ્રીમાલી સં૦ ૧૨૦૮ લગભગમાં કપર્દિવતીનો સૂબો હતો. પછીથી તે સોરઠનો દંડનાયક બન્યો. તે જાણે રાજા કુમારપાલનું જ બીજું તેજ હોય તેવો પ્રતિભાશાળી હતો. તેને અભયદેવ નામે પુત્ર હતો. અને વસંતપાલ નામે પૌત્ર હતો. વસંતપાલ પણ રાજકુમાર જેવો દેખાવડો હતો. તેણે દાદા જગદેવની આજ્ઞાથી સં૦ ૧૨૫૬ ચૈત્ર સુદિ ૧૩ને શુક્રવારે ગિરનાર તીર્થ ઉપર નંદીશ્વરનો પટ્ટ કરાવ્યો અને તેની (રાજગચ્છના) આ૦ ચંદ્રસૂરિના શિષ્ય આ૦ જિનેશ્વરના શિષ્ય આ૦ દેવેન્દ્ર પાસે પ્રતિષ્ઠા કરાવી.

(—ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા૦ ૩ પૃ૦ ૧૯૨ રાજવિજ્ઞપ્તિપ્ર, લેખ પ્રશસ્તિ પ્રક૦ ૩૫, પૃ૦ ૨૭)

મંત્રી યશોધવલ બાલકવિ જગદેવ—

તે વાયડીનો શ્રીમાલી જૈન હતો. રાજા સિદ્ધરાજના સમયે તે ખજાનાનો મંત્રી હતો. રાજા કુમારપાલના સમયે મહામાત્ય પદ ઉપર હતો.

આ૦ વાદિદેવસૂરિના આ૦ જિનભદ્રે સં૦ ૧૨૧૮માં પાટણમાં તેના મહામાત્યપણામાં કલ્પચૂર્ણિની તાડપ્રતિ લખાવી. સં૦ ૧૨૨૨ના પોષ સુદિ ૧૫ને ગુરુવારે ઉદયપુર (ગ્વાલિયર)ના શિલાલેખમાં પણ તેને મહામાત્ય બતાવ્યો છે.

બાલકવિ જગદેવ—તેને જગદેવ નામે પુત્ર હતો, તે કવિ હતો. ક૦ સ૦ આ૦ હેમચંદ્રસૂરિએ તેની કવિતાથી પ્રસન્ન થઈ તેને 'બાલકવિ'નું બિરુદ આપ્યું હતું. તે ધર્મઘોષગચ્છની શ્રમણોપાસક સમિતિનો વડો હતો. આ૦ મુનિરત્નસૂરિનો ભક્ત હતો. તેણે ઉજ્જૈનમાં રાજા નરવર્મની સભામાં શિવવાદીને હરાવ્યો હતો. આ

મુનિરત્નના ઉપદેશથી પાટણના રાજજ્યોતિષી કુમારદેવનો પુત્ર મંત્રી નિન્નય, તથા મંત્રી ચૂલન ભટ્ટ જૈન બન્યા હતા. તે બન્ને જગદેવના મિત્રો હતા. એ ત્રણે જૈનધર્મની ઉન્નતિમાં ઘણો રસ લેતા હતા. કવિ જગદેવની વિનતિથી આ૦ મુનિરત્ને સં૦ ૧૨૫૨માં પાટણમાં અમમચરિત્ર રચ્યું હતું. બાલકવિ જગદેવ તથા કવિ કુમાર વગેરે વિદ્વાનોએ તેનું સંશોધન કર્યું હતું.

કવિ કુમાર, પૂર્ણપાલ, મદનપાલ, મધુ, મહાનંદ વગેરે કવિ જગદેવના સમકાલીન વિદ્વાનો હતા. (પ્રક૦ ૩૫, પૃ૦ ૪૭)

શ્રીકાલીદેવી—

તે પાટણના શેઠ સત્મકિની પુત્રી હતી. તે બચપણથી ક સં૦ આ હેમચંદ્રસૂરિને વંદન કર્યા સિવાય ભોજન લેતી નહોતી. પિતાએ તેનો વિવાહ ખંભાતમાં કર્યો. ત્યાં પણ તે ભ૦ મુનિસુવ્રતસ્વામીની તથા આચાર્યશ્રીની ચરણપાદુકાની પૂજા કરીને જ જમતી હતી. તેણે આ નિયમનું જીવનપર્યંત પાલન કર્યું હતું.

(—આ૦ ગુણાકરની ભક્તામરસ્તોત્ર વિવૃતિ કાવ્ય ૧૪ સં૦ ૧૪૨૬)

સાંપલદે—

પાટણના શેઠ આભડ વસાની એ પુત્રી હતી. બાલવિધવા થવાથી તે તેના પિતાને ત્યાં જ રહેતી હતી. તે પરખુ, ચતુર, વિવેકી, ધર્માત્મા અને સામાના મનની પારખુ તેમજ વિદુષી હતી.

(જુઓ, પ્રક૦ ૪૧ પૃ૦ ૬૯૩)

શેઠ હેમચંદ્ર—

તેણે સીસોદિયા રાણા જૈત્રસિંહ ( સં ૧૨૭૦ થી ૧૩૦૯ ) ના રાજ્યમાં મહામાત્ય જગતસિંહના સમયે આહડમાં સમસ્ત જૈન સિદ્ધાંતો લખાવ્યા.

કવિ યશશ્ચંદ્ર—

શાકંભરીમાં ધર્કટવંશીય શ્રીમાલી ધનદેવ નામે હતો. તે ચૌહાણ રાજાનો મહામાત્ય હતો. તેને પદ્મચંદ્ર નામે પુત્ર અને યશશ્ચંદ્ર

નામે પૌત્ર હતો. તે રાજાનો આશ્રિત કવિ હતો. તેઓ ધર્મઘોષ ગચ્છના શ્રાવકો હતા.

કવિ યશશ્ચંદ્રે બે મહાકાવ્યો તથા ચાર નાટકોની રચના કરી હતી. નાટકોમાં 'મુદ્રિતકુમુદચંદ્રનાટક અને રાજિમતીપ્રબોધ એ બે નાટકો મળીતાં છે.

પાટણની રાજસભામાં સં. ૧૧૮૧માં આ. વાદિદેવસૂરિએ દિગંબરાચાર્ય કુમુદચંદ્ર સાથે શાસ્ત્રાર્થ કરી વિજય મેળવ્યો એ ઘટનાને ગૂંથતું ઐતિહાસિક નાટક 'મુદ્રિતકુમુદચંદ્ર' (સર્ગ : ૫) નામે રચ્યું છે. તેની રચના પ્રૌઢ પાંડિત્યનું દર્શન કરાવે છે.—

**હાંસીદેવી—**

તે પાટણના શેઠ છાડા વીરા પોરવાડની વિધવા પુત્રી હતી. તે એકવાર રાજા સિદ્ધરાજના રાજવિહારમાં જિનદર્શન કરતી હતી ત્યારે સામાન્ય હાલતો પાસિલ નામનો જૈન તે દેરાસરનું પૂજ બારીકાઈથી નિરીક્ષણ કરતો હતો અને મંદિરની લંબાઈ-પહોળાઈ વગેરેનું માપ પણ લેતો હતો; એ જોઈ હાંસીએ મશ્કરીમાં પૂછ્યું કે ભાઈ! શું કોઈ દેરાસર બંધાવવું છે તે માપ લઈ રહ્યા છો? પાસિલે હાજરજવાબી ઉત્તર આપ્યો કે બેન! તારા મોંમાં સાકર. તું એ મંદિરના પ્રતિષ્ઠામહોત્સવમાં જરૂર આવજે, જરૂર આવીશને! હાંસીએ હા પાડી, પાસિલે આરાસણમાં ભ. નેમિનાથનું દેરાસર ૪૫ હજાર ખરચીને બંધાવ્યું અને હાંસીએ તેમાં ૯ લાખ ખરચીને મંડપ બંધાવ્યો. આ. વાદિદેવસૂરિએ સં. ૧૧૯૩ના વૈ. સુદિ ૧ ના રોજ તેની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરી, તેમાં હાંસીદેવી આવી અને પાસિલનાં મનોરથ પૂરી થઈ (પ્રક. ૪૧ : પૃ. ૫૭૨ ૬૮૧)

**નીતલ રાણી—**

તે પાટડીના રાણા સુરાક ઝાલાના બંધુ શાંતિદેવના પુત્ર વિજયપાલ ઝાલાની પત્ની હતી. તે જૈનધર્મ પાળતી હતી. તેણે પૂર્ણિમાગચ્છના આ. અભયઘોષના શિષ્ય પં. વિદ્યાકુમારના ઉપદેશથી પાટડીમાં ભ. પાર્શ્વનાથનું દેરાસર બંધાવ્યું, પોતાના નામની

અને જૈન ગ્રંથોની પ્રતિઓ લખાવી.　　(પ્રક૦ ૪૦, પૃ૦ ૫૦)

(–પાટણના જ્ઞાનભંડારની યોગશાસ્ત્ર'ની પુષ્પિકા)

શેઠ કપર્દિ (૧)—

તે પાટણનો વેપારી હતા. તેણે જ મહાવીરસ્વામીનું દેરાસર બંધાવ્યું. તેમાં સુવર્ણ અને પિત્તલમિશ્રિત અને લાખ લાખ દ્રવ્યની કીમતના નીલમણિની ચક્ષુવાળી ભ૦ મહાવીરની પ્રતિમા ભરાવી. તેની ઉપકેશગચ્છના આ૦ સિદ્ધસૂરિના હાથે સં૦ ૧૦૭૨ માં પ્રતિષ્ઠા કરાવી.　　(–ઉપકેશગચ્છની પટ્ટાવલી, પ્ર૦ ૧ પૃ૦ ૨૭)

શેઠ કપર્દિ શાહ (૨)—

શેઠ હાસા શાહના પુત્રનું નામ કપર્દિ હતું. તેને ત્યાં ૫૦૦ પોઠીઓ હતી. તે પ્રત્યેક લગભગ એક જ સમયે વછેરાઓને જન્મ આપ્યો. તેથી તેનું નામ ફૂટી વ્યવહારી પણ શબ્દ સિદ્ધરાજે આ કપર્દિને દંડનાયક નીમ્યો હતો અને ઇનામમાં તેને બાર ગામ આપ્યાં હતાં. તેણે સં૦ ૧૧૮૫ માં પાટણમાં દેરાસર બંધાવ્યું અને આ૦ જયસિંહ પાસે તેની પ્રતિષ્ઠા કરાવી.

આ વંશના સોમા શાહની પુત્રી સોમાદેવીએ આ૦ આર્યરક્ષિતસૂરિ (સં૦ ૧૧૫૮) પાસે દીક્ષા લઈ મહત્તરાપદ મેળવ્યું હતું.

આ વંશના શેઠ નાના વાસુએ પોતાના ૨૧ મિત્રો સાથે આ૦ ધર્મઘોષસૂરિ (સં૦ ૧૨૧૮) પાસે દીક્ષા લીધી હતી.

(–અચલગચ્છીય મોટી ગુજરાતી પટ્ટાવલી,
પૃ૦ ૧૮ પ્રક૦ ૬ પૃ૦ ૫૧૫)

મંત્રી કપર્દિ (૩)—

મંત્રી કપર્દિ મૂળે નિર્ધન હતો. તેણે ગુરુ આજ્ઞાથી 'ભક્તામર સ્તોત્ર'નો પાઠ શરૂ કર્યો. અગિયારમા શ્લોકનો જાપ ચાલુ રાખ્યો. આથી તે ધીરે ધીરે આગળ વધ્યો. તેને કામદુઘા ગાય મળી હતી અને મંત્રીપદ પણ મળ્યું. તે ક સં૦ આ થીવિક્રમચંદ્રસૂરિનો ભક્ત હતો.

તે નાનપણથી કાવ્યકલાનો શોખીન હતો. રચના કરતો હતો. તેના પ્રાસંગિક સૂક્તો અને સમસ્યાપૂર્તિઓ પ્રબંધોમાં મળે છે.

લીધું છે હવે વિધાતાને અમારી જરૂરત હોય તો અમે ત્યાં પણ જવાને તૈયાર છીએ.

તે વિદ્વાન, શીઘ્રકવિ, રાજનીતિજ્ઞ ઉદાર અને ગુરુભક્ત હતો.

(–પ્રભાવકચરિત્ર, પ્રબંધચિંતામણિ, પ્રબંધકોશ
૧૦ મો પ્રબંધ, ભક્તામરસ્તોત્ર વિવૃતિ)

**કપર્દિશાહ (૮)—**

તે રાજા કુમારપાલના મહામાત્ય વાગ્ભટનો પુત્ર હતો. તેણે ૧૮ સરમાં ભ૦ આદિનાથનું મંદિર બંધાવ્યું હતું (પ્ર૦ ૪૧ પૃ૦ ૬૭૫)

**શેઠ આભડ વસાહ (સં. ૧૧૭ થી ૧૨૫૭)—**

પાટણના કોટિધ્વજ શેઠ નાગ **શ્રીમાલીની** પત્ની સુંદરીને **આભડ** નામે પુત્ર હતો. તે ૮ વર્ષનો થયો તે દરમિયાન તેનાં માબાપ મરણ પામ્યાં અને ધન પણ નાશ પામ્યું. તે એક કંસારાને ત્યાં ધૂપેલ વસતો હતો અને રોજ વિંશોપક કમાતો હતો. તે જવ ખાતો હતો. બીજી રીતે તે બુદ્ધિશાળી અને ચતુર હતો. તેણે રત્નપરીક્ષાનો અભ્યાસ કર્યો અને ઝવેરીઓને ત્યાં અનુભવ મેળવીને રત્નોનો પારખુ બની ગયો.

તેણે એક વાર ક૦ સ૦ આ૦ **શ્રીહેમચંદ્રસૂરિ** પાસે જઈને ૭ સોનામહોરના પરિગ્રહ પરિમાણનું વ્રત લેવા આચાર્યશ્રીને વિનંતિ કરી. આચાર્યશ્રીએ તેના હાથની રેખાઓ જોઈ તેને ખૂબ સમજાવીને આખરે ત્રણ લાખ સોનામહોરના પરિમાણનો નિયમ કરાવ્યો.

તે માબાપની હયાતીમાં જ નાની ઉંમરે લાછલદેને પરણ્યો હતો. તેને ચૌદ વર્ષની ઉંમરે પુત્ર થયો. સ્ત્રી નાની ઉંમરની હોવાથી પુત્રને દૂધ ઓછું મળતું તેથી તેણે બકરી ખરીદી લાવવાનો વિચાર કર્યો. તે ગામ બહાર ભરવાડ પાસે બકરીઓના ટોળા આગળ ગયો. તેમાં એક બકરીના ગળે લીલો પથ્થર બાંધ્યો હતો. મણિના પારખુ આભડે તે પથ્થર જોઈને બકરી ખરીદી લીધી. એ પથ્થર નીલ મણિ હતો. તેના પાસા પડાવી રાજા સિદ્ધરાજને તે મણિ વેચી

લીધો. રાજાએ તે મણિ પોતાના મુકુટના જડવા માટે લાખ સોનૈયા આપીને ખરીદી લીધો.

આભડે આ દ્રવ્યથી વેપાર ખેડવા માંડ્યો. તેણે એક દિવસે વહાણમાં આવેલી મજીઠની ગુણો ખરીદી લીધી. તેમાં કેટલીક ગુણોમાં વહાણવટીઓએ ચાંચિયાની બીકથી સોનાની લગડીઓ સંતાડી રાખી હતી તે શેઠ આભડને તેના નસીબે પ્રાપ્ત થઈ. આ રીતે આભડ થોડા સમયમાં જ કરોડપતિ બની ગયો. તેને તો માત્ર ત્રણ લાખનો નિયમ હતો, એટલે તેણે ખુલ્લે હાથે ધન વાપરવા માંડ્યું.

તેણે ૨૪ વર્તમાન ચોવીશીનાં દેરાસર બંધાવ્યાં. ઘણાં દેરાસરોના જીર્ણોદ્ધારો કરાવ્યા. ૮૪ પૌષધશાળાઓ બંધાવી, સાત ક્ષેત્રોમાં ૯ લાખ સોનામહોરો વાપરી. દેવભક્તિ, ગુરુભક્તિ અને સાધર્મિકભક્તિના લાભો લીધા. સં. ૧૨૨૮માં પાટણમાં તેના ઉપાશ્રયમાં રાજગચ્છના આ. ચંદ્રસૂરિએ નિરયાવલિયાસુત્ત ની ટીકા રચી.

તે પૂર્ણતલ્લગચ્છનો શ્રાવક હતો. ક. સ. આ. શ્રી હેમચંદ્રસૂરિનો ભક્ત હતો. રાજા કુમારપાલનો પ્રીતિપાત્ર હતો. રાજાએ નિરાધાર શ્રાવકોને સહાય કરવાની પ્રતિજ્ઞા લીધી હતી એ મુજબ તેને એ ખાતાનો ઉપરી બનાવ્યો હતો અને આજ્ઞા કરી કે તારે નિરાધાર કુટુંબદીઠ ૧ સોનામહોર આપવી. આ રીતે સાલભરમાં જે રકમ અપાય તે રાજ્યના ખજાનામાંથી લઈ લેવી. આભડે પહેલી સાલ જૈનોને કરોડ સોનૈયાની મદદ કરી અને રાજાને જણાવ્યું કે વેપારી પણ રાજાનો જ ખજાનો છે માટે આ દાનનો લાભ મને લેવા દો. રાજાએ જવાબ આપ્યો કે શું તારે મને લોભી બનવાની આદત પાડવી છે? રાજાએ તરત જ ખજાનામાંથી કરોડ સોનૈયા મંગાવીને શેઠ આભડને અર્પણ કર્યા.

એક રાતે આ. હેમચંદ્રસૂરિ પાસે રાજા કુમારપાલ, શેઠ આભડ, મંત્રી કપર્દી વગેરે બેઠા હતા. ભવિષ્યમાં ગુર્જરતનો રાજા કોણ બને એ વિષે ચર્ચા ચાલી. આચાર્યશ્રી તો સ્પષ્ટ રીતે માનતા હતા કે અજયપાલ રાજા તરીકે લાયક નથી. તે ધર્મસ્થાનોનો નાશ કરશે–

અને આવા વિશાળ રાજ્યને સાચવી નહીં શકે. રાજા બનાવવાને લાયક તો રાજપૌત્ર પ્રતાપમલ્લ જ છે. રાજા કુમારપાલ પણ પ્રતાપમલ્લને જ રાજા બનાવવાને ઇચ્છતો હતો. પરંતુ શેઠ આભડે જણાવ્યું કે બધીય વાત સાચી છે પણ જેવો તેવોય પોતાનો જ સારો એટલે અજયપાલને જ રાજા બનાવવો જોઈએ.

સં૦ ૧૨૨૯માં આચાર્યશ્રી સ્વર્ગે ગયા. રાજા કુમારપાલ પણ મરણ પામ્યો અને અજયપાલ ગુજરાતનો રાજા બન્યો. તે કુનૃપતિ હતો. તેણે ગાદીએ આવતા જ કુમારપાલે બનાવેલાં પાટણના તથા આસપાસનાં જૈન દેરાસરો તોડી નખાવ્યાં. આ૦ રામચંદ્ર મંત્રી કપર્દિ, મંત્રી વાહડ વગેરેને મારી નખાવ્યા.

શેઠ આભડે આવું ધાર્યું નહોતું પણ તે રાજાની આવી ઉગ્રતા જોઈને મૌનપણે બેસી રહ્યો.

હવે અજયપાલે કુસ્ના તારંગા તીર્થ વગેરે સ્થળના જૈન દેરાસરો તોડવાનો વિચાર કર્યો. શેઠ આભડે રાજાના કોપમાંથી આવા મંદિરો બચાવવા યુક્તિથી કામ લીધું. રાજાના પ્રીતિપાત્ર **શીલણ ભાંડને** ખૂબ દ્રવ્ય આપીને બાકીના દેરાસરો બચી જાય એ માટે તૈયાર કર્યો.

શીલણે એક યુક્તિ રચી. તેણે એક સાંઠીનો પ્રાસાદ બનાવ્યો તેને ધોળાવ્યો, ચીતરાવ્યો. પછી રાજા અજયપાલને પોતાના ઘેર પધરાવી તેમના હાથમાં તેના પાંચ પુત્રો તથા આ પ્રાસાદ ભળાવ્યા અને બે હાથ જોડી વિનંતિ કરી કે 'મહારાજ! મારે પુત્રો છે તેમના માટે બધી વ્યવસ્થા છે. હું હવે વૃદ્ધ થયો છું. આથી હું તીર્થયાત્રાએ જવાની ઇચ્છા રાખું છું તો મને આજ્ઞા આપો કે હું મારા જીવનનું કલ્યાણ કરું.'

તે રાજાની આજ્ઞા લઈ સૌની પાસેથી વિદાય માગીને એક દિશા તરફ ચાલવા લાગ્યો. શીલણ થોડું આગળ ગયો કે તરત જ તેના પાંચે પુત્રોએ દંડ મારીને આ પ્રાસાદને તોડી નાખી જમીનદોસ્ત બનાવ્યો. શીલણ આ ખખડાટના અવાજો સાંભળી પાછો આવ્યો અને પુત્રોને ઉદ્દેશીને તિરસ્કારથી બોલવા લાગ્યો કે અભાગિયાઓ!

આ કુરૂપ છે છતાં સારો છે કેમકે તેણે પોતાના પિતાના મરણ પછી તેના ધર્મસ્થાનો પાડી નાખ્યાં જ્યારે તમે કુપુત્રો તો તેનાથીયે વધુ અધમ છો, કારણ કે તમે તો હું જો ઠીક મરું એટલીય રાહ જોઈ નહીં.

રાજા આ સાંભળીને શરમાઈ ગયો. તેણે દેરાસરો તોડવાનું કામ સદંતર બંધ રાખ્યું એથી બાકીના દેરાસરો બચી ગયા. જૈનોએ આ સમયે જૈન ગ્રંથોને બચાવવા જેસલમેર જેવા સુરક્ષિત પ્રદેશમાં મોકલી આપ્યા. (પ્રક ૩૫, પૃ ૧૩૫)

રાજા અજયપાલ તેના નીચ સ્વભાવના કારણે ત્રીજે વર્ષે પોતાના અંગરક્ષક વૈજલના હાથે માર્યો ગયો અને તેની પછી બાલ મૂળરાજ અને ભોળો ભીમદેવ (વ૦ ૧૨૩૫ થી ૧૨૯૮) ગુજરાતનો રાજા બન્યો.

એક વાર શેઠે એક નાલાયક મહેતાને કાઢી મૂક્યો તેણે રાજા ભીમદેવના કાન ભંભેર્યા. રાજાએ શેઠને ભૂલમાં ફસાવી પૈસા કઢાવવાની યુક્તિ શોધી કાઢી. તેણે એક દાસી સાથે શેઠને ઘેર માંસનો થાળ મોકલ્યો. શેઠ જિનપૂજામાં બેઠા હતા. આથી તેની પુત્રી ચાંપલદેએ દાસીનો સત્કાર કર્યો અને દાસીએ ચાંપલદેને થાળ અર્પણ કરીને કહ્યું 'ઉત્સવ આવે છે તેથી રાજાએ તમારા ઔલત માટે આ પ્રસાદ મોકલાવ્યો છે' શેઠપુત્રીએ થાળને માનપૂર્વક લીધો અને ઉપરનો રૂમાલ ઉપાડીને જ્યારે તેણે જોયું કે વસ્તુ તે સમજી ગઈ કે નાલાયક મહેતાની આ કરતૂત લાગે છે. તેણે આગમચેતી વાપરીને પ્રસાદને બીજા થાળમાં લઈ લીધો અને થાળને મોતીએ વધાવી પાછો આપ્યો. રાજા માટે સવા લાખનો હાર મોકલ્યો અને દાસીને કડાં પહેરાવી ખુશ કરી પાછી રવાના કરી. દાસી તો ખુશી થઈ ચાલી ગઈ.

ચાંપલદેએ ભોજન કર્યાં બાદ પોતાના પિતાજીને આ વૃત્તાંત જણાવ્યો અને સાથોસાથ જણાવ્યું કે 'પિતાજી! તમારા મહેતાની ભંભેરણીથી રાજા તમને લૂટવા ઇચ્છે છે. હવે તે આપણું બધું

ધન લઈ લેશે તો પહેલેથી આપણે ઉપાય કરવો જોઈએ. તમે એક કામ કરો કે, રાજાને આપણી દોલતની નોંધ બતાવીને કહો કે, 'હે નાથ! તમારી મરજી હોય તો આ દોલત લઈ લ્યો. શેઠે એ પ્રમાણે કર્યું. રાજા તો આ નોંધ જોઈને સાશ્ચર્ય લજ્જિત બની ગયો. બીજી રીતે તેને આવા મન સરખુ માનવી માટે આનંદ પણ થયો.

રાજાએ તેના ભંડારીને કહ્યુ રે મૂર્ખ! વિધાતા જેને ધન આપે છે તેને તેના રક્ષણની બુદ્ધિ પણ આપે છે તો તારે શેઠની ઈર્ષા કરવી ન જોઈએ. ઠીક જે થયુ તે થયુ પણ હવે શેઠના પગમા પડીને માફી માગી લે.

મહેતાએ શેઠની માફી માગી અને રાજાએ તેમની એક કોડી પણ લીધી નહીં.

શેઠના અનેક સુકૃતો ચાલુ હતા. તેમના તરફથી દાનશાળા ચાલુ હતી. તે ગુરુઓને એક ઘડા જેટલા ઘીનું રોજ દાન કરતો હતો. સાધર્મિક વાત્સલ્ય, સંઘપૂજા, જીર્ણોદ્ધાર, નવપદ ર, અને પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવતો હતો.

શેઠે સં. ૧૨૫૭ના પાટણની પ્રત્યેક પોષાળમા રહેલા આચાર્યોની ભક્તિ ઘણુ ધન ખરચીને કરી હતી.

આ રીતે તે શેઠ નીરોગી સુખી અને લાંબુ આયુષ્ય ભોગવી સમાધિપૂર્વક મરણ પામ્યા. તેણે કુલ ૧ ૮ ૦ ૦ ૦ દ્રવ્યનુ દાન કર્યુ હતુ.

શેઠને આસપાલ વગેરે પાંચ પુત્રો હતા. શેઠે તેઓના માટે ઘરના ચારે ખૂણામા ચાર ચરુ દાટ્યા હતા પણ તે બધા નિર્ભાગી હતા તેથી તે ચરુઓ તેઓને મળ્યા નહીં.

શેઠના બે પુત્રોનો પરિવાર તો રાજા અજયપાલના દબાવથી અજૈન બની ગયો.

આપલદે પણ ધર્મસાધન કરી સ્વર્ગે ગઈ (જુઓ પૃ૦ ૬૮૯)

શેઠ આભડે પાંચ સોલંકી રાજાઓનો રાજકાળ જોયા હતો એટલે

જિનપ્રતિમાઓની અંજનશલાકા કરાવી.

વળી આ બંને ભાઈઓએ જામનગરમાં આ૦ કલ્યાણસાગરની અધ્યક્ષતામાં સં. ૧૬૭૬ના વૈશાખ સુદિ ૩ ને બુધવારે તથા સં. ૧૬૭૮ના વૈશાખ સુદિ ૫ ને શુક્રવારે ભ૦ શાંતિનાથના ૭૨ દેરીઓવાળા દેરાસરમાં અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરાવી, જેમાં સાત લાખ કોરી વાપરી.

આજે જામનગરમાં વર્ધમાનશાહનું દેરાસર અત્યંત પ્રસિદ્ધ છે. તેનું કેટલુંક કામ સલાટોની બેદરકારીથી બાકી રહી ગયું છે.

આ ભાઈઓએ છીકારી ગામ તથા મોરપરના પણ જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી.

એક વાર જામનરેશે શેઠ વર્ધમાનને ૯   કોરીની ચિઠ્ઠી લખી મોકલી અને તે જ ચિઠ્ઠીમાં દુષ્ટ બુદ્ધિવાળા કુમાર હડમત કુહાલાણીએ બે મીંડાં વધારી દીધાં હતાં. બંને શેઠ ચિઠ્ઠી વાંચી મુંઝાયા. દેવીએ આવીને તેઓને નિરાંતવાળી આપી તેથી શેઠે તરત જ ૯ કોરી રાજાના ખજાનામાં મોકલી દીધી. શેઠ વર્ધમાન તથા પદમશી આમાં કોઈ દુષ્ટ માનવીનો હાથ છે અને કોઈક ષડ્યંત્ર રચાયું છે એમ સમજીને તરત જ જામનગર છોડી ચાલ્યા ગયા અને ભદ્રેશ્વર જઈને વસ્યા.

તેઓએ પાવાગઢમાં મહાકાલીદેવીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ભદ્રેશ્વરમાં અસ્થિરત્નની ભ૦ નેમિનાથની, આબુની ભ૦ વાસુપૂજ્યની, નીલમની ભ૦ પાર્શ્વનાથની, અને નીલમની ભ૦ મલ્લિનાથની પ્રતિમાઓ ભરાવી. નવપદ અને જ્ઞાનપંચમીનાં ઉજમણાં કર્યાં. ભદ્રેશ્વર વગેરે તીર્થોના જીર્ણોદ્ધાર કરાવ્યા. કલ્યાણકભૂમિઓમાં દાન આપ્યું. સાધર્મિકોના ઉદ્ધારમાં આઠ લાખ કોરી વાપરી. સં. ૧૬૮૫માં ભદ્રેશ્વરમાં અમરસાગરજીને આચાર્યપદ અપાવ્યું. ચારણોને હલપદ ઉ૮ વગેરેનું દાન આપ્યું.

શેઠ વર્ધમાન સં. ૧૬૮૮ના કાર્તિક સુદિ ૧૫ની સવારે પૌષધની સ્થિતિમાં આરાધના કરીને સ્વર્ગે ગયા. શેઠ પદમશીએ

તેમના અગ્નિસંસ્કારની ભૂમિમાં વાવ બંધાવી. તે વાવની પાસે સં૦ શાંતિનાથની દેરી કરાવી. થોડા દિવસ પછી ચિત્રાવેલી પણ ચાલી ગઈ. સં૦ ૧૬૮૯મા ભદ્રેશ્વરમાં મરકી, મહાવાત અને જળપ્રલય વગેરે કુદરતી કોપ ઊતર્યા ને ભદ્રેશ્વર તારાજ થયું, ઉજ્જડ થયું. આથી શેઠ પદમશી પોતાના પરિવાર સાથે માંડવી બંદરમાં જઈને વસ્યો, અને શેઠ વર્ધમાનના પુત્રો પોતાના પરિવાર સાથે ભૂજ જઈને વસ્યા. શેઠ પદમશી સં ૧૬૯૪ના પોષ સુદિ ૧ ના રોજ માંડવી બંદરના મરણ પામ્યો.

(૧૬) જગડૂશાહ—તે શેઠ વર્ધમાનનો મોટો પુત્ર હતો. મહા દાનેશ્વરી હતો. તે સં૦ ૧૬૯૧મા ભૂજનગરમાં જઈને વસ્યો.

(—આ૦ અમરસાગરનુ સં ૧૬૯૧ ના શ્રાવણ સુદિ ૭ના રોજ ભૂજમા બનેલું 'વર્ધમાન પદ્મસિંહચરિત્ર, વહીવંચા સુંદરરૂપનો મારવાડી વર્ધમાન પ્રબંધ ચારણ મેરુનાં ૭ કવિતા શત્રુંજય તથા જામનગરના શિલાલેખો, અંચલગચ્છની ગુજરાતી મોટી પટ્ટાવલી પૃ૦ ૧૬૭થી ૧૭૩ ૨૬૬ થી ૨૯૨ ૩૧૧ થી ૩૪૨)

લાલનવંશનો શા વેલજી નગરપારકરમા રહેતો હતા તેને વરજાંગ અને જેસોજી નામે પુત્રો હતા. જેસોજીને લક્ષ્મી પ્રસન્ન હતી. તેણે ભારતનાં મોટા નગરોમા અને ગામોમા સાકર અને સિક્કાની લહાણી કરી. આ૦ મેરુતુંગસૂરિ (સં ૧૪૩૨ થી ૧૪૭૧) ના ઉપદેશથી ઉમરકોટમા જ પાર્શ્વનાથનો ૭૨ શિખરવાળો જિન પ્રાસાદ કરાવ્યો. શત્રુંજય તીર્થનો મોટો યાત્રાસંઘ કાઢ્યો. તેને જગદ્દાતાર'નુ બિરુદ મળ્યુ હતું (—અંચલગચ્છની મોટી પટ્ટાવલી પૃ૦ ૧૭૨, ૧૭૩ ૨૨૫, જેસોજીપ્રબંધ)

વિક્રમની ઓગણીશમી શતાબ્દીમા જામનગરના ફતેહચંદ કપૂરચંદ લાલન એક વિદ્વાન અને વિચારક થયા. તેણે ભારત બહાર અમેરિકા વગેરે દેશોમાં જઈને વ્યાખ્યાનો દ્વારા સૌને જૈનધર્મનો પરિચય કરાવ્યો. તે દર સાલ વર્ષભરમાં ૧૮ સામાયિક કરતા હતા.

એ જ અરસામાં જામનગરમાં **શ્રી હંસરાજ શામજી લાલન** થયા. તે કર્મગ્રંથના અનેક અભ્યાસી હતા. તેમણે સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકાઓને દ્રવ્યાનુયોગનો અભ્યાસ કરાવ્યો. આ ગ્રંથના લેખકોએ પણ સં. ૧૯૭૭ના ચતુર્માસમાં પાલીતાણામાં પાટણવાળી ધર્મશાળાના કર્મગ્રંથનો અભ્યાસ તેમની પાસે કર્યો હતો.

તેમના પુત્ર હીરાલાલ તથા પૌત્રો **મનસુખલાલ** વગેરે પણ વિદ્વાનો, સાહિત્યપ્રેમી અને ધર્મપ્રેમી છે.

## પ્રકરણ બેતાલીશમુ

*

### આ૦ વિજયસિંહસૂરિ (સ૦ ૧૨૩૫)

આ અજિતદેવસૂરિની પાટે આ વિજયસિંહસૂરિ થયા. તેઓ અત્યંત રૂપાળા અને સુકોમળ હતા. નિષ્પાપી હતા. તેમના એકમાં જ કામદેવના પાંચે બાણોની મોહિનીકળા આવી વસી હતી, પણ નૈષ્ઠિક અખંડ બ્રહ્મચારી હતા તેથી તેઓ એક હોવા છતા તેમને જગત વશ હતું (—દ્વિસંધાન કાવ્ય)

તેઓ સમર્થ વાદી હતા. તેમણે સં ૧૨૦૬મા પ્રતિષ્ઠા કરાવી હતી તેનો લેખ આરાસણ તીર્થમા વિદ્યમાન છે. તેઓ સં૦ ૧૨૩૫ સુધી વિદ્યમાન હતા.

તેમની પાટે (૧) આ૦ હેમચંદ્રસૂરિ (૨) શતાર્થી આ સોમપ્રભસૂરિ અને (૩) આ મણિરત્નસૂરિ એમ ત્રણ આચાર્યો થયા. આ હેમચંદ્રે પોતાના સંતાનદુઃખને દૂર કરવા નાભેય નેમિદ્વિસંધાનકાવ્ય રચ્યું છે કવિ ચક્રવર્તી શ્રીપાલ પોરવાડે તેનું સંશોધન કર્યું હતું[1] તેમા આચાર્યશ્રીએ આ મુનિચંદ્રસૂરિ તથા આ માનદેવસૂરિથી પોતાની પ્રશસ્તિ આપી છે (—જૂઓ પ્રક૦ ૪૧,)

(—પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા ૨, લેખાંક ૨૮૯, નાભેયનેમિદ્વિસંધાન મહાકાવ્ય, તપાગચ્છપટ્ટાવલી)

**આ૦ વિજયસિંહસૂરિવરો—**

આ૦ વિજયસિંહ નામના ઘણા આચાર્યો થયા છે—

૧ આર્ય ખપુટાચાર્યના વંશમાં (મ) જેમણે ભરૂચના શકુનિકા

---

૧ एकाहनिष्पन्नमहाप्रबन्धः श्रीसिद्धराजप्रतिपन्नबन्धुः ।
श्रीपालनामा कविचक्रवर्ती सुधीरिमं शोधितवान् प्रबन्धम् ॥
(—નાભેય નેમિદ્વિસંધાન મહાકાવ્ય)

વિશેષ માટે જૂઓ પ્રકરણ ૪૧ પૃ ૬૬૭

એ જ અરસામાં જામનગરમાં શ્રી **હંસરાજ શામજી શાહ** થયા. તે કર્મગ્રંથના અજોડ અભ્યાસી હતા. તેમણે સાધુ-સાધ્વી-શ્રાવક અને શ્રાવિકાઓને દ્રવ્યાનુયોગનો અભ્યાસ કરાવ્યો. આ ગ્રંથના લેખકોએ પણ સં૦ ૧૯૭૩ના ચતુર્માસમાં પાલીતાણામાં પાટણવાળી ધર્મશાળામાં કર્મગ્રંથનો અભ્યાસ તેમની પાસે કર્યો હતો.

તેમના પુત્ર હીરાલાલ તથા પૌત્રો **મનસુખલાલ** વગેરે પણ વિદ્વાનો, સાહિત્યપ્રેમી અને ધર્મપ્રેમી છે.

વગ્રાની પ્રતિષ્ઠા કરી.

૭ ૧ ગચ્છના (ગ) બેતાલીસના પટ્ટધર (પ્ર૦ ૪૨)
(ગ) વાદિદેવસૂરિના પ્રપટ્ટધર આ વિજયચંદ્ર

૮ હર્ષપુરીયગચ્છના (ગ) છેલ્લા આચાર્ય જેમના પટ્ટધર મલ ધારી આ૦ અભયદેવસૂરિ થયા.
(પ્ર૦ ૩૪ પૃ૦ ૫૯૭, પ્ર૦ ૩૮, પૃ૦ ૩૨૩)

૯ પિપ્પલકગચ્છના આ શાંતિસિંહસૂરિના શિષ્ય સં૦ ૧૧૮૩.
(પ્ર૦ ૩૭, પૃ૦ ૨૭૧)

૧ પૂર્નિમાગચ્છના આ૦ ચંદ્રપ્રભસૂરિના શિષ્ય (પ્ર૦ ૪૦)

૧૧ રુદ્રપલ્લીય ૪૧ના આચાર્ય સં ૧૨૦૪ (પ્ર૦ ૪૦ પૃ ૪૩૫)

૧૨ નાગેન્દ્રગચ્છના (ગ) આ૦ ધનેશ્વરના પટ્ટધર સં ૧૨૧૫
(પ્ર૦ ૩૫, પૃ૦ ૫)
તેમણે કવિવર આનંદની વિવેકમંજરીનું સંશોધન કર્યું હતું
(પ્ર૦ ૩૫, પૃ૦ ૫, પિટર્સન રિપોર્ટ ૩, પૃ૦ ૧૦૩)

૧૩ ૨ ગચ્છ(તપગચ્છ સંભવે છે)ના આચાર્ય, જેમણે સં૦ ૧૪૫૨ના બ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી, જે પાટણના નવિ યાતી પા ના દેરાસરમાં છે

૧૪ તપાગચ્છના આ વિજયદેવસૂરિના મુખ્ય પટ્ટધર સ્વ૦ સં૦ ૧૭૦૮ નવીનપુર—અમદાવાદ (જુઓ પ્ર૦ ૫૮)

નોંધ—આ વિજયસિંહસૂરિ ઘણા થયા છે તેમ આ૦ જયસિંહસૂરિ પણ ઘણા થયા છે જ્યારે આ૦ જિનસિંહસૂરિ બે થયાના ઉલ્લેખો મળે છે

[૧] ધર્મઘોષગચ્છના આ મુનિરત્નના પટ્ટધર.
(જુઓ પ્ર૦ ૩૫, પૃ૦ ૪૭)

[૨] ખરતરગચ્છના આચાર્ય (પ્ર૦ ૪૦ પૃ૦ ૪૮૮ )

## શાખાગચ્છો

માનદેવગચ્છ (વડગચ્છ)—

ચંદ્રકુળના વનવાસીગચ્છના વિહારુક આ માનદેવસૂરિની

अस्मिन् मालवदेशे पातसाह ग्यासदीनविजयराज्ये । साकरीया ग्राम । श्रीमद्बृहद्गच्छे । श्रीमानदेवसूरि–श्रीमानतुंगसूरि । श्रीपद्मदेवसूरि–श्रीउदय प्रभसूरि । श्रीप्रमाणन्दसूरि–श्रीधर्मचन्द्रसूरि । श्रीविनयचन्द्रसूरि । श्रीविजय प्रभसूरि–श्रीनरचन्द्रसूरि । तत्पट्टालंकारश्रीवीरचंद्रसूरिशिष्य आचार्यश्रीधनप्रभ सूरिभिर्लिखितो ॥ स्वपरोपकाराय ॥

માનદેવગચ્છ વડગચ્છની સૂરિપરંપરા આ રીતે બને છે—

૧૯ આ૦ માનદેવ — ૨૦ આ૦ માનતુંગ

૨૧ આ૦ બુદ્ધિસાગર — ૨૨ આ૦ પ્રદ્યુમ્નસૂરિ

૨૩ આ૦ દેવચંદ્રસૂરિ — ૨૪ આ૦ માનદેવસૂરિ, આ૦ પૂર્ણચંદ્રસૂરિ

૨૫ આ૦ માનતુંગસૂરિ — ૨૬ આ૦ પદ્મદેવસૂરિ

(સં૦ ૧૨૯૨ના કાર્તક સુદિ ૮ ને રવિવાર ધનિષ્ઠાનક્ષત્ર પુ૦ પ્ર સં૦ પ્ર નં૦ ૨૯ પ્રક૦ ૩૫, ૬ ૧૨)

૨૪ આ૦ માનદેવસૂરિ સં૦ ૯૯૪

૨૫ આ૦ માનતુંગસૂરિ

૨૬ આ૦ પદ્મદેવસૂરિ, આ૦ ઉદયપ્રભસૂરિ

૨૭ આ૦ પ્રભાનંદસૂરિ, આ૦ ધર્મચંદ્રસૂરિ

૨૮ આ૦ વિનયચંદ્રસૂરિ

વડગચ્છના આ૦ માનતુંગસૂરિના શિષ્ય આ૦ ધર્મચંદ્રસૂરિના પટ્ટધર આ૦ વિનયચંદ્રના ઉપદેશથી સં૦ ૧૧૪૩ના કાર્તક વદિ ૧૪ને શુક્રવારે ચિત્તોડના રાણા વનવીર મોહિલના રાજ્યકાળમાં નાગદા ગામમાં ઉજ્જયંતાવતાર તીર્થનો જીર્ણોદ્ધાર થયો હતો.

(જુઓ પ્રક૦ ૩૪ પૃ૦ ૬ ૫, પ્રક૦ ૩૮ પૃ૦ ૩ ૭)

૨૯ આ૦ વિજયપ્રભસૂરિ, આ૦ નરેન્દ્રસૂરિ

૩૦ આ૦ વીરચંદ્રસૂરિ

૩૧ આ૦ ધનપ્રભસૂરિ—તે આ૦ વીરચંદ્રસૂરિના શિષ્ય હતા. તેમણે સં૦ ૧૫૩૮ના આસો વદિ ૧૨ ને સોમવારે શુભ નક્ષત્રમાં

સમયેમે માલવકદેશે પાતસાહ ગ્યાસદીનિવિજયરાજ્યે । સાકરીયા ગ્રામે । શ્રીમદવૃહદ્ગચ્છે । શ્રીમાનદેવસૂરિ–શ્રીમાનતુંગસૂરિ । શ્રીપદ્મદેવસૂરિ–શ્રીઉદય પ્રભસૂરિ । શ્રીપ્રભાણંદસૂરિ–શ્રીધર્મચંદ્રસૂરિ । શ્રીવિનયચંદ્રસૂરિ । શ્રીવિક્રમ-પ્રભસૂરિ–શ્રીનરેન્દ્રસૂરિ । તત્પટ્ટાલંકારશ્રીવીરચંદ્રસૂરિશિષ્ય આચાર્યશ્રીધનપ્રભ સૂરિભિર્લિખિતો ॥ સ્વપરોપકારાય ॥

માનદેવગચ્છ વડગચ્છની સૂરિપરંપરા આ રીતે બને છે—

| | |
|---|---|
| ૧૯ આ૦ માનદેવ | ૨૦ આ૦ માનતુંગ |
| ૨૧ આ૦ બુદ્ધિસાગર | ૨૨ આ પ્રદ્યુમ્નસૂરિ |
| ૨૩ આ દેવચંદ્રસૂરિ | ૨૪ આ૦ માનદેવસૂરિ, આ પૂર્ણચંદ્રસૂરિ |
| ૨૫ આ૦ માનતુંગસૂરિ | ૨૬ આ પદ્મદેવસૂરિ |

(સં૦ ૧૨૯૨ના ફાગણ સુદ ૮ ને રવિવાર ધનિષ્ઠાનક્ષત્ર
પુ૦ પ્ર૦ સં પ્ર નં૦ ૨૫. પ્ર૦ ૩૫, પૃ ૧૨)

૨૪ આ૦ માનદેવસૂરિ સં૦ ૯૯૪
૨૫ આ માનતુંગસૂરિ
૨૬ આ૦ પદ્મદેવસૂરિ, આ ઉદયપ્રભસૂરિ
૨૭ આ પ્રભાણંદસૂરિ, આ૦ ધર્મચંદ્રસૂરિ
૨૮ આ૦ વિનયચંદ્રસૂરિ

વડગચ્છના આ માનતુંગસૂરિના ગચ્છના આ૦ ધર્મચંદ્રસૂરિના પટ્ટધર આ૦ વિનયચંદ્રના ઉપદેશથી સં ૧૧૪૩ના ફાગણ વદિ ૧૪ને શુક્રવારે ચિત્તોડના રાણા વનવીર ચૌહાણના રાજ્યકાળમાં નાડોલાઈમાં ઉજ્જયંતાવતાર તીર્થનો જીર્ણોદ્ધાર થયો હતો.

(જૂઓ પ્ર૦ ૩૪ પૃ૦ ૬ ૫૬ પ્ર૦ ૩૮ ૬૦ ૩ ૭)

૨૯ આ૦ વિજયપ્રભસૂરિ, આ નરેન્દ્રસૂરિ
૩૦ આ૦ વીરચંદ્રસૂરિ
૩૧ આ૦ ધનપ્રભસૂરિ—તે આ વીરચંદ્રસૂરિના શિષ્ય હતા. તેમણે સં ૧૫૩૮ના આસો વદિ ૧૨ ને સોમવારે શુભ નક્ષત્રમાં

શુભ લગ્નમાં માલવાના સાકરિયા ગામમાં સુલતાન આલમશાહના રાજ્યમાં પોતાના અને બીજાઓના ઉપકાર માટે શ્રીશાન્તિનાથ ચરિત્ર લખ્યું (શ્રીસાહિત્ય પ્રકાશન શ્રી પ્રશસ્તિસંગ્રહ, ભા ૨ પ્ર નં ૧૭૪)

## શાખાગચ્છો

વિક્રમની બારમી તેરમી શતાબ્દીમાં ઘણા શાખાગચ્છો નીકળ્યા છે કેટલાક આ પ્રમાણે છે—

કકુદાચાર્યગચ્છ—ઉપકેશગચ્છમાં આ૦ કક્કસૂરિ (સં ૧૧૫૨ થી ૧૨૧૨માં) થયા. તેમણે ક્રિયોદ્ધાર કર્યો અને તેમનો મુનિગણ કકુદાચાર્યગચ્છ તરીકે પ્રસિદ્ધિ પામ્યો. (પ્રક૦ ૧ પૃ ૨૮)

ખરતપાગચ્છ (સં ૧૩ ૮) ઉપકેશગચ્છમાંથી સં ૧૩ ૮માં આ શાખા નીકળી.

त्रिगुप्तमात्र्ये सत्समासे महीपालस्थिते प्रभौ ।
खरतपेति विरुद खरासाम्येन्द्रवर्मे च ॥

(ઉપકેશગચ્છ ગુર્વાવલી, જૈનતત્ત્વપ્રકાશ, ફકરા ૧૧૯)

उपकेशगच्छे सिद्धाचार्यसंताने श्रीखरतपापक्षे भ श्रीश्रीककसूरिशिष्य मुनि मुनिहर्ष मुनि कनकप्रभ ॥

(અર્બુદાચલ પ્રાચીન જૈન લેખસંદોહ, લેખાંક : ૧૭)

ઉપકેશગચ્છની દ્વિવંદનીકશાખામાંથી તપારત્ન શાખા નીકળી છે. (જૂઓ પ્રક ૧, પૃ ૩૬ ૩૭)

સંભવ છે કે એ દ્વિવંદનીક શાખામાંથી તપાગચ્છની નિશ્રામાં ક્રિયોદ્ધાર કરી 'ખરતર તપાગચ્છ' નીકળ્યો હોય આ બાબતમાં વધુ સંશોધનની જરૂર છે.

ધર્મઘોષગચ્છ—વડગચ્છના રાજગચ્છના યુગપ્રધાન આ ધર્મઘોષસૂરિથી સં ૧૧૮૯થી 'ધર્મઘોષગચ્છ' નીકળ્યો.

(જૂઓ પ્રક ૩૫, પૃ૦ ૩૯)

થેરાપુરીયગચ્છ—રાજગચ્છના આ૦ હેમપ્રભસૂરિ પોતાને થેરા પુરીયગચ્છના બતાવે છે (પ્રક૦ ૩૫, પૃ૦ ૩૮)

૧ આ૦ પ્રમાનંદ (પ્રભાનંદ) તેઓ થેરાપુરીયગચ્છના સમર્થ આચાર્ય હતા. ગુણવાન્ હતા અને આઢ્ય ચારિત્રવાળા હતા.

૨ આ વિજયચંદ્ર—તેઓ બહુ જ્ઞાની હતા.

૩ આ ભાવદેવસૂરિ—તેઓ મોટા જ્ઞાની હતા અને સમર્થ પંડિત હતા.

૪ આ જયપ્રભસૂરિ—તેઓ ઘણા ગુણવાન્ હતા. કુંડપદ પુરના ભ૦ પાર્શ્વનાથના દેરાસરના ગોઠીવંશના શેઠ ચારુમલ પોરવાલની પરંપરામાં અનુક્રમે ૧ શેઠ ચારુમલ પત્ની બાસદેવી ૨. સહદેવ (પત્ની નાગલદેવી), ૩. આમાક (પત્ની રત્ના)ને પુત્રો ગુણુલ, પુનાક તથા હરદેવ થયા. તે પુત્રોએ માતાના કલ્યાણ માટે આ જયપ્રભને એક કલ્પસૂત્રની પ્રતિ વહોરાવી.

(શ્રીપુસ્તકપ્રશસ્તિસંગ્રહ, ભા૦ ૨,પ્ર૦ ૯૫, પ્રક૦ ૩૫, પૃ૦ ૨૩)

તપાગચ્છના (૬૨) મ વિજયપ્રભસૂરિ થેરા ગોત્રના વીશા ઓસવાલ જૈન હતા.

ઉચ્છિતવાલગચ્છ—આ ગચ્છનું નામ ઓસ્તવાલ પણ મળે છે. વિશેષ પરિચય મળતો નથી. નાગપુરીય લોંકાગચ્છની સં ૧૯૮૯ની પટ્ટાવલીથી માનવું જોઈએ કે આ ગચ્છ સંઘ ગચ્છના ધર્મઘોષગચ્છનો પેટાગચ્છ હતો. (જૂઓ, વિ વિ પટ્ટા સ૦ પૃ૦ ૮૦)

સૌધિતવાલગચ્છ—આ ગચ્છ ગુજરાતી તીર્થના થયો હતો પણ એ અંગે બીજી કોઈ વિગત મળતી નથી.

(જૂઓ, આ૦ જિનપ્રભસૂરિનો વિવિધતીર્થકલ્પ)

દેવાચાર્યગચ્છ—આ વડગચ્છની શાખા હતી.

(૧) આ૦ દેવસૂરિ (રૂપશ્રી)ની શ્રમણ પરંપરા.

(પ્રક૦ ૩૭ પૃ૦ ૨૫૪)

(૨) આ વાદિદેવસૂરિની શ્રમણ પરંપરા.

(પ્રક ૪૧ પૃ ૫૮૯ ૫૯૦)

દેવાનંદિતગચ્છ—(જુઓ પ્રક ૩૫, પૃ૦ ૬૯ પ્ર ૪૧ પૃ ૫૬ )

નાગોરી તપાગચ્છ—વ ગચ્છના આ વાદિદેવસૂરિની પર પરાના આ જયશેખરે તપસ્વી —૧૦ ૭/ગચ્છ ઇસૂરિની નિશ્રામાં ક્રિયોદ્ધાર કર્યો. તેમનાથી સં ૧૩૦૧મા નાગોરમાં નાગોરીતપા ગચ્છ નીકળ્યો. (પ્રક૦ ૪૧ પ્રઘ ૧૪મી, પૃ૦ ૫૬૧)

જાલોરાગચ્છ—આ વ ગચ્છના દેવાચાર્યગચ્છની શાખા હતી. (જુઓ પ્રક ૩૧ પ્રઘ ૧૩મી, પૃ ૫૬૦)

આરાસણગચ્છ—આ વ ગચ્છની શાખા હતી. (પ્રક ૪૧ પ્રઘ૦ ૧૫મી, પૃ ૫૬૮)

ભિન્નમાલગચ્છ—આ વ ગચ્છની શાખા હતી. તેમા અનુક્રમે આ વીર, આ અમરપ્રભના પટ્ટધર આ૦ કનકપ્રભના ઉપદેશથી વોરા ગોપાલ શ્રીમાલીએ માઢવગચ્છની દક્ષિણ વગેરીવાળા વાસપુર ગામમાં સં ૧૫૫૧ના વૈશાખ સુદિ ૬ ને શુક્રવારે પુનર્વસુ નક્ષત્રમા ભ સુપાર્શ્વનાથનો જિનપ્રાસાદ બનાવ્યો. (જુઓ પ્રક ૪૧ પ્રઘ ૧૬ પૃ ૫૬૯ જૈનસત્યપ્રકાશ ક્રમાંક ૨૫)

ઉએસવાલગચ્છ—આ વડગચ્છની શાખા હતી. વડગચ્છના આ દેવેન્દ્રના પટ્ટધર, આ જિનચંદ્રના પટ્ટધર આ૦ રાયચંદ્રસૂરિએ સ ૧૪૧૧ સ ૧૪૧૫મા ઉએસવાલ તીર્થ ના ન ૯૮મી દેરીનો જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠા કરી. (આબૂ પ્રાચીન લેખસંગ્રહ, ઉએસવાલનો લેખ, લે ન૦ ૧૧૯—૧૨ પ્રક ૪૧ પૃ ૫૬૯)

સ ૧૬૫૨ વૈશાખ સુદ ૫ ભ દેવાનંદ આ સોમસુંદર થયા હતા.

રામસેનગચ્છ—વડગચ્છની શાખા હતી. (જુઓ પ્રક ૪૧ પૃ ૫૬૯)

તેમાં રામસેનીયાવાટક આ૦ મલયચંદ્રસૂરિ થયા હતા.

---

આ મલયચંદ્રસૂરિ પણ થયા છે તે આ પ્રમાણે—

૧ રાજગચ્છના આ ... ઇન્દુ (જુઓ પ્રક ૩૫, પૃ ૩૭)

૨ મેઘજ્યોતિની આ મલયચંદ્રસૂરિ પટ્ટધર (જુઓ પ્ર ૪૧ પૃ ૧૮૭)

૩ ... ગચ્છમાં ... મલયચંદ્ર (પ્ર ૪૪ પૃ )

પિપ્પલકગચ્છ—ચાપપદીયગચ્છના વાદિવેતાલ આ૦ શાંતિસૂરિની પરંપરાના (૮મા) આ૦ શાંતિભદ્રસૂરિએ સ૦ ૧૨૨૨મા શેઠ સિદ્ધરાજના ભ૦ મહાવીરસ્વામીના જિનાલયમા એકસાથે ૮ શિષ્યોને આચાર્યપદ આપ્યું ત્યારે ચાપપદ્રગચ્છ પિપ્પલકગચ્છ એવા નામથી જાહેર થયો. એટલે તે ગચ્છની ગાદી થરાદને બદલે પિપ્પલક નગરમાં સ્થપાઈ ત્યારે પિપ્પલક જૈન તીર્થ હતુ

(વિશેષ પરિચય માટે જૂઓ પ્રક૦ ૩૭ પૃ૦ ૨૭ )

મહાહડગચ્છ—થારાપદ્રગચ્છના સંવિગ્નવિહારી આ૦ ચંદ્રપ્રભસૂરિ મહારના હતા. તેમનાથી સ૦ ૧૧૯૪મા આ ગચ્છ નીકળ્યો.

(જૂઓ પ્રક૦ ૩૭ પૃ૦ ૨૬૫)

શ્રીમાલીગચ્છ—આ જિનદત્તસૂરિથી સ૦ ૧૨ ૪મા ખરતરગચ્છ નીકળ્યો. તેમાથી સ૦ ૧૩૩૧ મા પાટણપુરથી ઓસવાલગચ્છ અને શ્રીમાલીગચ્છ એમ બે શાખાઓ જૂદી પડી હતી.

(જૂઓ પ્રક૦ ૪૦ પૃ ૪૬૧ ૪૬૪)

વૃદ્ધતપા—વ ગચ્છના આ૦ જગચ્ચંદ્રસૂરિએ મોટું તપ કર્યું તેમનાથી સ૦ ૧૨૮૫ના આઠડના વડગચ્છનુ નામ તપાગચ્છ પડ્યુ એ તપાગચ્છના આચાર્યોની નિશ્રામા જુદા જુદા ગચ્છના આચાર્યોએ ક્રિયોદ્ધાર કર્યો. તેઓથી નાગોરીતપા ખરાતપા, કૃષ્ણર્ષિતપા વગેરે ગચ્છો બન્યા. આ૦ જગચ્ચંદ્રસૂરિના શિષ્યોથી સ૦ ૧૩૧૯મા ખંભાતમા (૧) લઘુ પોશાળ અને (૨) વૃદ્ધ પોશાળ એમ બે શાખાઓ થાતી. (જૂઓ પ્રક૦ ૪૪-૪૫)

આ ઉપરાંત બીજી પણ સોમશાખા કનકશાખા, કુતુબપુરા વગેરે શાખાઓ નીકળી છે. (પ્રક ૪૪ થી ૫૮)

૧૩ ગચ્છોનું એકરૂપ—તપાગચ્છ પ્રાચીન ગચ્છોની સામાચારીને સર્વ રીતે વફાદાર રહ્યો છે. આથી એક સામાચારીવાળા પ્રાચીન અને સમકાલીન ૧૩ ગચ્છોની ગાદી તપાગચ્છના (૯ ) ભટ્ટારક આ૦ વિજયદેવસૂરિગચ્છને આપી છે અને તે તે ગચ્છના ગચ્છો તપાગચ્છના દાખલ થયા છે. તેનાં નામ કોટિકગચ્છ ચંદ્રગચ્છ

**પિપ્પલકગચ્છ**—થારાપદ્રીયગચ્છના વાદિવેતાલ આ૦ શાંતિસૂરિની પરંપરાના (૮મા) આ૦ શાંતિભદ્રસૂરિએ સં૦ ૧૨૨૨માં શેઠ સિદ્ધરાજના બં૦ મહાવીરસ્વામીના જિનાલયમાં એકસાથે ૮ શિષ્યોને આચાર્યપદ આપ્યું ત્યારે થારાપદ્રગચ્છ પિપ્પલકગચ્છ એવા નામથી જાહેર થયો. એટલે તે ગચ્છની ગાદી થરાદને બદલે પિપ્પલક નગરમાં સ્થપાઈ ત્યારે પિપ્પલક જૈન તીર્થ હતું

(વિશેષ પરિચય માટે જુઓ પ્ર૦ ૩૭ પૃ૦ ૨૭ )

**મહાહડાગચ્છ**—થારાપદ્રગચ્છના સંવિગ્નવિહારી આ૦ યશોદેવસૂરિ મહાહડના હતા. તેમનાથી સં૦ ૧૧૯૪માં આ ગચ્છ નીકળ્યો.

(જુઓ પ્ર૦ ૩૭ પૃ૦ ૨૬૫)

**શ્રીમાલીગચ્છ**—આ૦ જિનદત્તસૂરિથી સં૦ ૧૨૦૪માં ખરતરગચ્છ નીકળ્યો. તેમાંથી સં૦ ૧૩૩૧માં પાલનપુરથી ઓસવાલગચ્છ અને શ્રીમાલીગચ્છ એમ બે શાખાઓ જુદી પડી હતી.

(જુઓ પ્ર૦ ૪૦ પૃ૦ ૪૬૧ ૪૬૪)

**વૃદ્ધતપા**—વડગચ્છના આ૦ જગચ્ચંદ્રસૂરિએ મોટું તપ કર્યું તેમનાથી સં૦ ૧૨૮૫માં આહડના વડગચ્છનું નામ તપાગચ્છ પડ્યું એ તપાગચ્છના આચાર્યોની નિશ્રામાં જુદા જુદા ગચ્છના આચાર્યોએ ક્રિયોદ્ધાર કર્યો. તેઓથી નાગોરીતપા ખરતપા, કૃષ્ણર્ષિતપા વગેરે ગચ્છો બન્યા. આ૦ જગચ્ચંદ્રસૂરિના શિષ્યોથી સં૦ ૧૩૧૯માં ખંભાતમાં (૧) લઘુ પોષાળ અને (૨) વૃદ્ધ પોષાળ એમ બે શાખાઓ ચાલી.

( જુઓ પ્ર૦ ૪૪-૪૫)

આ ઉપરાંત બીજી પણ સોમશાખા, કમલકલશા, કુતુબપુરા વગેરે શાખાઓ નીકળી છે

(પ્ર૦ ૪૪ થી ૫૮)

**૧૩ ગચ્છોનું એકમ**—તપાગચ્છ પ્રાચીન ગચ્છોની સામાચારીને સત્ય રીતે વફાદાર રહ્યો છે આથી એક સામાચારીવાળા પ્રાચીન અને સમકાલીન ૧૩ ગચ્છોની ગાદી તપગચ્છના (૬) ભટ્ટારક આ૦ વિજયદેવસૂરિને સોંપાઈ છે અને તે તે ગચ્છના જૈનો તપગચ્છના શાખરૂપ થયા છે. તેનાં નામ કોટિકગચ્છ ચંદ્રગચ્છ

ચિત્રાવાલગચ્છ વડગચ્છ ઉપકેશગચ્છ કોરંટગચ્છ, નાણકગચ્છ, મલધારગચ્છ કમલકલશ, કતકપુરા, કમળપુરા, વડોદરીયા તપાગચ્છ છે. (જુઓ તપગચ્છ શ્રમણવંશવૃક્ષ પૃ૦ ૩૯ નં ૮૧ પૃ૦ ૧૬૭)

મોઢગચ્છ—આ બપ્પભટ્ટસૂરિથી ચાલી મોઢેરામાં હતી. તેમની પરંપરા મોઢગચ્છ નામે હતી. (જુઓ પ્ર૦ ૩૨, પૃ ૫૨૨) સદર ગચ્છના આ૦ પ્રદ્યુમ્ને સં ૧૩૨૫માં મોઢગચ્છના આ૦ હરિપ્રભસૂરિની વિનંતિથી કાલિકાચાર્ય કથા બનાવી. (જુઓ પ્ર૦ ૩૫, પૃ ૨૩)

નાગરગચ્છ—જૈન મહાજનની ૮૪ જ્ઞાતિઓ છે. તેમાં નાગર પણ એક જ્ઞાતિ છે. તે જ્ઞાતિવાળા વડનગર વીસનગર ચિત્રાણા અને સિદ્ધપુરના પ્રદેશમાં વસતા હતા. તેઓ વૃદ્ધ તપાગચ્છ અને અંચલ ગચ્છના જૈન હતા પણ ગુજરાતમાં વલ્લભ સંપ્રદાય આવ્યો ત્યારે તેણે શરૂઆતમાં મોટા નાગરોને વૈષ્ણવ બનાવ્યા. ધીમે ધીમે વૈષ્ણવો વધ્યા. તેઓએ એકતા કરી, જૈનો પર કન્યાની લેવ દેવડ અટકે દબાણ મૂક્યું એ કે જૈનો એકદમ ઘટી ગયા. નાગર જૈનોએ અમદાવાદની તમામ જ્ઞાતિ વચ્ચે આજીજી કરી કે અમે જૈન છીએ, અમને જ્ઞાતિમાં મેળવીને બચાવી લો. તપાગચ્છાધિરાજ પૂ. મૂલચંદજી ગણિવર, સાગરગચ્છના શ્રીપૂજ્ય શ્રી શાંતિસાગર, શેઠ પ્રેમાભાઈ વગેરે તેઓને મેળવી લેવા સંમત હતા પણ અમદાવાદના જ્ઞાતિના ઠેકેદારો ધર્મપ્રેમી હોવા છતાં તેઓએ જ્ઞાતિગમને વધુ વજન આપ્યું એનું પરિણામ એ આવ્યું કે નાગરોએ વિક્રમના વીસમા સદીના મધ્યકાળમાં જૈનધર્મ છોડ્યો અને સૌ વૈષ્ણવ બની ગયા. નાગરો નાગરગચ્છના જૈનાચાર્યોના શ્રાવકો હતા. શિલાલેખમાં નાગરગચ્છનો ઉલ્લેખ મળે છે—નાગરગચ્છના આ૦ પ્રદ્યુમ્નસૂરિ(સં ૧૩૬૦થી ૧૩૬૪)એ સં ૧૩ના વૈશાખ સુદિ ૩ ને બુધવારે પ્રાગ્વાટગચ્છના શ્રાવકોએ ભરાવેલી ભ૦ શાંતિનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. સં૦ ૧૩૨૨ના વૈશાખ વદિ ૭ ને બુધવારે ભ૦ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી વગેરે.

નાગરગચ્છનું બીજું નામ 'ભગનગરગચ્છ' હતું. ચિત્રાણા એ મધ્યકાળમાં નાગરગચ્છનું જૈન તીર્થ હતું.

૧—નાગરવંશ—ગુજરાતનું કાવી તીર્થ પણ નાગર જૈનોએ સ્થાપન કરેલું છે. તેની વંશાવલી આ પ્રકારે મળે છે—

"गूर्जरमण्डलमण्डनममयं वडनगरमस्ति तत्रासीत् ।
नागरज्ञातिगशाखायां भद्रसियाणाख्यगोत्रे ॥"

(૧) ગાંધી દેપાલ શાહ—તે વડનગરના રહેતો હતો. તે નાગરજ્ઞાતિ, દશા શાખા અને ભદ્રસિયાણા ગોત્રનો વ્યાપારી હતો અને ધર્મપ્રેમી હતો.

(૨) અલુઓ.

(૩) લાડકચંદ—તેને પન્ની નામે પત્ની હતી અને બાહુક (બાહુઓ) તથા ગંગાધર એમ બે પુત્રો હતા.

(૪) બાહુક—તે નાગર વ્યાપારીઓ સાથે વડનગરથી નીકળી ખંભાતમાં આવીને વસ્યો. તે જગદ્ગુરુ આ૦ શ્રીહીરવિજયસૂરિના ઉપદેશથી દૃઢ જૈન બન્યો અને પરિવાર તેમજ ધનથી સંપન્ન થયો. તેને પોપટી અને હીરા નામે બે પત્નીઓ હતી અને ત્રણ પુત્રો હતા. પોપટીથી કુંવરજી અને હીરાથી ધર્મદાસ તથા વીરદાસ નામે પુત્રો હતા. બાહુકે કાવીમાં જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવતાં પૂર્વ તથા પશ્ચિમમાં ૯ ફૂટ અને ઉત્તરદક્ષિણમાં ૧૧ ફૂટ પરિમાણ ભૂમિમાં બાવન જિનાલયવાળો ભ૦ ઋષભદેવનો સર્વજિતપ્રાસાદ કરાવ્યો. આ૦ વિજયસેનસૂરિએ જગદ્ગુરુની આજ્ઞાથી સં૦ ૧૬૪૯ ના મા૦ શુ૦ ૩ ના રોજ ખંભાતથી લાહોર તરફ વિહાર કર્યો અને શેઠ બાહુકે પોતાના ત્રણ પુત્રોને સાથે રાખી આચાર્યશ્રીના વાસક્ષેપથી તેમના શિષ્યોના હાથે સં૦ ૧૬૪૯ ના માહ સુદિ ૧૩ ને સોમવારે સર્વજિતપ્રાસાદની પ્રતિષ્ઠા કરાવી અને તેમાં પહેલા અંજનશલાકા કરેલા પ્રાચીન ભ૦ ઋષભદેવ તથા ભ૦ મહાવીરસ્વામીના બિંબોની પ્રતિષ્ઠા કરાવી.

આ સર્વજિતપ્રાસાદ ભવ્ય હતો. વિશાળ હતો પણ તેનો દરવાજો નાનો હતો. મુસલમાની ધાડાઓથી બચાવવાને માટે દર-

વાજે નાનો બનાવવાની પ્રવૃત્તિ હતી. સંભવ છે કે શેઠ બાકુ સં. ૧૬૫૫ લગભગમાં મરણ પામ્યો હોય, કેમકે તેમના ત્રણે પુત્રોએ સં. ૧૬૫૬ ના વૈશાખ સુદિ ૭ ને બુધવારે તે જ મંદિરમાં આ વિજયસેનસૂરિના હાથે ભ. ઋષભદેવની ચરણપાદુકાની પ્રતિષ્ઠા કરાવી હતી. (પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભા. ૨, લેખાંક : ૪૫૫)

(૫) ગાંધી કુંઅરજી—તેને તેજલદે નામે પત્ની હતી અને કાનજી નામે પુત્ર હતો. શેઠ કુંવરજીએ આવી તીર્થમાં બીજું વિશાળ મંદિર બંધાવ્યું છે. કવિરાજ કવિબહાદુર દીપવિજયજીએ એ મંદિરનો ઇતિહાસ આપતાં જણાવ્યું છે કે તેજલદેના શરીરનો બાંધો ઊંચો હતો. સર્વજિત્પ્રાસાદના પ્રવેશ કરતાં તેનું મસ્તક દરવાજાના ઉત્તરંગ સાથે અથડાયું ત્યારે તે તેની સાસુને કહેવા લાગી : સાસુજી ! દેરાસર તો ભવ્ય બંધાવ્યું પણ દરવાજો નાનો બનાવ્યો. ત્યારે લીલાદેએ મેણું માર્યું કે એવી વાત છે તો તું એવું દેરાસર બંધાવજે. તેજલદેએ આ વાતની ગાંઠ વાળી કે હું મોટા દરવાજાવાળું દેરાસર બંધાવીશ.

આ વાત સાચી હો કે કલ્પિત હો પણ એ ચોક્કસ વાત છે કે પિતાપુત્રે પોતાની જાતમહેનતની કમાણીથી આવીમાં સામે સામે બે દેરાસર બંધાવ્યાં. ત્યાંના શિલાલેખથી સ્પષ્ટ થાય છે કે શેઠ કુંઅરજી નાપીએ સં. ૧૬૫૪ ના શ્રાવણ વદિ ૯ ને શનિવારે બાવન દેરીઓવાળો રત્નતિલક નામે પ્રાસાદ બંધાવી પ્રતિષ્ઠા કરાવી.[1]

આ વિજયસેનસૂરિએ સં. ૧૬૫૫ ના માગશર સુદિ ૫ ને ગુરુવારે અમદાવાદના શાહ દરપરામ, શેઠ લહુઆ દાસ ભ. શાંતિનાથની પ્રતિમાનો અંજનશલાકા મહોત્સવ કરાવ્યો, તેમાં શેઠ કુંવરજીની ભ. ધર્મનાથની પ્રતિમાની અંજનશલાકા કરાવી અને મુનિ વિદ્યા

1. અમદાવાદના સંઘપતિ સહજપાલનો પુત્ર સં. કુંઅરજી થયો હતો, તે આ ગાંધી કુંઅરજી હોઈ શકે.

સં. કુંઅરજીએ સં. ૧૬૨૮ માં કાર્તિક શુક્લ ની મોટો પ્ર બનાવી હતી. (જૂઓ પ્ર. ૫૫, શ્રી ધર્મસાગરગણિ પરિચય)

વિજય તેમજ મુનિ મેઘવિજયને પન્યાસપદવી આપી. શેઠ કુંવરજીએ ભ ધર્મનાથની પ્રતિમાનો રત્નતિલક પ્રાસાદમાં પ્રવેશ કરાવ્યો. આ વિજયસેનસૂરિ ખંભાત પધાર્યા ત્યારે ત્યાં શેઠ શ્રીમલ્લે અઠ્ઠાઈમહોત્સવ કર્યો, તેમાં આ૦ વિજયસેનસૂરિએ સં૦ ૧૬૫૬ ના વૈશાખ સુદિ ૪ ને સોમવારે ૫૦ વિદ્યાવિજયને આચાર્ય બનાવી શ્રીવિજયદેવસૂરિ નામ આપ્યું ને પોતાની પાટે સ્થાપન કર્યા. તેમજ ઠક્કુર કીકાએ અઠ્ઠાઈમહોત્સવ કર્યો. તેમાં આ૦ વિજયસેનસૂરિએ ઠ કીકાની ભ નેમિનાથની પંચતીર્થી મોઢ કાનબાઈની ભ૦ પાર્શ્વનાથની પંચતીર્થી અને શેઠ કુંઅરજી ગાંધી વગેરે ત્રણ ભાઈઓએ બનાવેલી ભ૦ ઋષભદેવની ચરણપાદુકાની અંજનશલાકા કરાવી હતી. તેમજ ગાંધી કુંઅરજીએ પોતાની પત્ની તેજલદે તથા પોતાના પુત્ર કાનજીના નામથી ભ ધર્મનાથનું પરિકર ભ૦ શાંતિનાથ અને ભ૦ નાભવનાથની પ્રતિમાની અંજનશલાકા કરાવી હતી.

આ બંને જિનપ્રાસાદોમાં શિલાલેખો તથા પ્રતિમાજી ઉપરના લેખો વિદ્યમાન છે સૌમાં પ્રતિષ્ઠાપક તરીકે આ૦ વિજયસેનસૂરિનું નામ છે. વિશેષતા એ છે કે આચાર્યશ્રીના વાસક્ષેપથી તેમના શિષ્યોએ પ્રતિષ્ઠા કરી અને તેમા તે આચાર્યને નમસ્કાર પણ કર્યો અને પ્રતિષ્ઠાપક તરીકે તે જ આચાર્યને બતાવ્યા. પ્રતિષ્ઠાનો આવો નિયમ હોય છે

( ) ગાંધી કાનજી—ભ ધર્મનાથના પરિકરમાં તેનું નામ મળે છે એટલે કે ગુજરાતના કાવી બંદર પાસે એક માઈલ દૂર કાવી ગામ છે જેનું પ્રાચીન નામ કાવતી હતું ત્યાં આજે ભ નાભદેવ અને ભ૦ ધર્મનાથના બે જગતનૂરી વિશાળ મંદિરો ઊભાં છે ? નાગર જૈનોની કીર્તિ ગાઈ રહ્યા છે

૨—નાગરવંશ—

(૧) બાહુડ—તે ધર્મપ્રેમી હતો.

(૨) આનંદ—તેણે પીલ્લવહિકા (પીલવાઈ) નામમાં જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તેને અનુપમા નામે પત્ની હતી અને ૧.

આ. સોમપ્રભસૂરિ ન્યાયના પારગામી, સર્વ શાસ્ત્રોના જાણકાર, તીવ્ર કવિ અને સમર્થ ઉપદેશક હતા. તેઓ આ૦ વિજયસિંહસૂરિના બીજા પટ્ટધર હતા અને શતાર્થી સોમપ્રભસૂરિ તરીકે પ્રસિદ્ધ હતા.

તેમણે સં૦ ૧૨૮૩ માં ભીલડિયા તીર્થમાં ભ૦ પાર્શ્વનાથની યાત્રા કરી, વ ાવલી (વઢવાણ)માં ચોમાસું કર્યું હતું સં૦ ૧૨૮૪ માં સંઘ સાથે શત્રુંજય તીર્થની યાત્રા કરી અંકેવાલિયા ગામમાં ચતુર્માસ ગાળ્યું અને સં ૧૨૮૪ માં એ ચતુર્માસમાં જ અંકેવાલિયા માં તેઓ સ્વર્ગસ્થ થયા.

આચાર્યશ્રીએ સં ૧૨૩૮ના માહ સુદિ ૪ ને શનિવારે માતૃકા ચતુર્વિંશતિપટ્ટની પ્રતિષ્ઠા કરી, જે પટ આજે શંખેશ્વર તીર્થમાં પૂજાય છે.

આ સોમપ્રભસૂરિ સમર્થ ગ્રંથકાર હતા. તેમણે નીચે મુજબ ગ્રંથોની રચના કરેલી છે—

(૧) સુમતિનાહચરિય–(ગ્રં૦ ૯૫૦૦) સં૦ ૧૨૦૮ થી સં૦ ૧૨૪૦ પાટણમાં મહામાત્ય સિદ્ધપાલની પોષાળમાં રચના કરી.

(૨) સિંદૂરપ્રકર—જેમાં અહિંસા વગેરે વીસ વિષયો ઉપર સરલ, સુબોધ અને હૃદયંગમ ૧ સુભાષિત જેવા પદ્યો છે આ ગ્રંથનું બીજું નામ સૂક્તમુક્તાવલી અને સોમશતક પણ મળે છે શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી સૌ જૈનો, એટલું જ નહિં અજૈનો પણ આ પ્રકરણને માને છે એને ભાવથી વાંચે છે આ પ્રકરણના વીસ વિષયોમાંના ઇષ્ટ ઇષ્ટ વિષયોની આરાધનાના હિસાબે દિગંબર જૈનોના બીસપંથી અને તેરાપંથી ભેદો પડ્યા છે આચાર્યશ્રીએ આ પ્રકરણના ઘણા શ્લોકો પોતાના કુમારપાલપડિબોહો માં ઉતાર્યા છે.

આ સિંદૂરપ્રકર ઉપર ખરતરગચ્છીય આ જિનહિતસૂરિના શિષ્ય આ ચારિત્રવર્ધને સં ૧૫ ૫ ના વૈશાખ સુદિ ૮ ને ગુરુવારે ગ્રં ૪૮ ૦ પ્રમાણ ટીકા રચી છે નાગોરીતપાગચ્છના ભ૦ (ન૦ ૫૭) હર્ષકીર્તિસૂરિએ સં ૧૬૬૦ લગભગમાં તેના ઉપર એક ટીકા

૪૩ આ૦ મણિરત્નસૂરિ—

આ૦ વિજયસિંહસૂરિએ પોતાની પાટે ૧ આ૦ હેમપ્રભ, ૨ આ૦ સોમપ્રભ, ૩ આ૦ મણિરત્ન—એમ ત્રણ આચાર્યોને સ્થાપન કર્યા હતા. આ૦ મણિરત્ન સૌથી નાના હતા. તેઓ અત્યંત વિનયી અને સંઘના સૌને પ્રિય હતા. તેમના જીવનની ખાસ નોંધ મળતી નથી. સંભવત: તેઓ સં૦ ૧૨૭૪ માં સ્વર્ગે ગયા. આ૦ જગચ્ચંદ્રસૂરિ તેમના શિષ્ય હતા અને તેમની પાટે આચાર્ય થયા. આ૦ જગચ્ચંદ્રસૂરિથી સં૦ ૧૨૮૫ માં આઘાટપુરમાં તપાગચ્છ નીકળ્યો અને તેમના બે શિષ્યોથી સં૦ ૧૩૧૯ માં ખંભાતમાં ૧ તપા વૃદ્ધ પોષાળ અને ૨ તપા લઘુપોષાળ એમ બે શાખાઓ નીકળી.

(જૂઓ, પ્રક૦ ૪૪, ૪૫ વગેરે)

આ સમયમાં ઘણા ધર્મપ્રભાવકો થયા. તે આ પ્રમાણે—

યુગ૦ આ૦ વિનયમિત્ર—તેમનો યુગપ્રધાનકાળ સં૦ ૧૧૮૮ થી સં૦ ૧૨૭૪ હતો. સંભવ છે કે આ૦ મણિરત્નસૂરિ યુગપ્રધાન હોય.

આ૦ વિજયસેન, આ૦ ઉદયપ્રભ, આ૦ મલ્લિષેણ—આ ત્રણે નાગેન્દ્રગચ્છના આચાર્યો હતા. મંત્રી વસ્તુપાલ તેજપાલના વંશના ધર્મગુરુ હતા. સં૦ ૧૨૮૭ (—પ્રક૦ ૩૫, પૃ૦ ૬ ૭)

આ૦ મલ્લવાદી—તેઓ નાગેન્દ્રગચ્છના ખંભાતના ચૈત્યવાસી આચાર્ય હતા. તેમના ઉપદેશથી સં૦ ૧૨૮૨ લગભગમાં મંત્રી વસ્તુપાલે પોતાની વાડીની પાલખી ભેટ આપી હતી. એ વાડીમાંથી ભરુચના શકુનિકાવિહારના સ્નાત્રપ્રતિમા બનાવી હતી.

(વિશેષ માટે જૂઓ પ્રક૦ ૨૩, પૃ૦ ૩૮૦)

આ૦ વર્ધમાન—તેઓ નાગેન્દ્રગચ્છના આચાર્ય હતા. સં૦ ૧૨૯૯ (જૂઓ પ્રક૦ ૩૫, પૃ૦ ૫)

આ૦ જિનદત્ત, આ૦ અમરચંદ્ર—તેઓ વાયડગચ્છના આચાર્ય હતા. સં૦ ૧ ૬ માં આ૦ જીવદેવસૂરિ થયા. તેમની પાટે વાયડગચ્છના દર ત્રીજા આચાર્યનું નામ જિનદત્ત રાખવામાં આવતું હતું (પ્રક૦ ૩૪, પૃ૦ ૫૪૬) આ૦ જિનદત્તે સં૦ ૧૨૬૫ માં જાલોર

ના મહામાત્ય દેવપાલના પુત્ર ધનપાલ માટે 'વિવેકવિલાસ' ગ્રંથ રચ્યો. સંસ્કૃતમાં અજિતશાંતિસ્તવન (શ્લો ૧૫) રચ્યું અને ઘણા નવા વંશોને જૈન બનાવી, વાયડગચ્છમાં દાખલ કર્યા. તેઓ સં ૧૨૮૭માં મંત્રી વસ્તુપાલે કાઢેલા શત્રુંજય તીર્થના યાત્રાસંઘમાં સાથે હતા. એ સમયે તેમણે જ મંત્રીને ઉપદેશ આપ્યો હતો કે સંઘમાં રહેલ પાસત્થા વગેરેને પણ આહાર વગેરેનું દાન આપવું ત વ્યવહારશુદ્ધિ છે. પાસત્થાઓ છે તો જ નિર્ગ્રન્થો 'નિર્ગ્રંથ' તરીકે ઓળખાય છે વગેરે.

(સુકૃતસંકીર્તન, પ્રબંધકોશ પ્રક ૩૪ પૃ ૫૪૬ થી ૫૫૬)

વાયડગચ્છના શ્રાવક વાહડે એક પથ્થરનું ત્રિગડું બનાવ્યું હતું, જે આજે સોમજી તીર્થ પાસે સૂરજ ગામના શ્રી શીતલનાથના દેરાસરમાં વિદ્યમાન છે. તેની ઉપર સુંદર અક્ષરોમાં સં ૧૨૮૭નો લેખ છે. (જુઓ પ્રક ૪૧ પૃ ૧૮)

આ૦ અમરચંદ્ર—તેમની પાટે આ અમરચંદ્રસૂરિ થયા હતા. આ જિનદત્તના ભક્ત અને કવિરાજ અરિસિંહના તેઓ પ્રીતિપાત્ર વિદ્યાર્થી હતા. કવિરાજે તેમને સિદ્ધસારસ્વત મંત્ર આપ્યો. તેની તેમણે વાયડગચ્છના કોઠારી પદ્મ શેઠના ઘરમાં ૨૧ આયંબિલ કરીને વિધિપૂર્વક સાધના કરી હતી. તેથી સરસ્વતીએ પ્રસન્ન થઈ તેને પોતાના કમંડલનું પાણી પાયું અને સિદ્ધ કવિ તથા રાજપૂજિત થવાનો આશીર્વાદ આપ્યો.

આ અમરચંદ્રે બાલભારત (સર્ગ ૧૧ શ્લો ૬)મા પ્રભાતના વર્ણનનો એક શ્લોક રચ્યો છે કે— વલોણું કરતી સ્ત્રીની

---

૧. કવિની આચાર્ય આ આશયની સેવના થઈ છે કે—

પાપો પાપો કુત્તાપી, પાપો કે પગુ છ !
શ્રી પાપો ન હેત, બીજા સાસ બેસાડે કોણ ?

તમે આને મારો પોષ, મારો ચિત્તો કહો છો એમ ચિત્તો ચિત્તો કહો છો તે ચિત્તવૃત્ત પણ પ્રમાણ છે, કેમ પૂજા-ચિત્તા ન હોય તો ભીજાઓ આટા કઈ રીતે કહેવાય!

વેણીરૂપ તરવારને કામદેવ નિર્દય રીતે ફેરવે છે.[1] આથી વિદ્વાનોએ તેમને 'વેણીકૃપાણ અમર' એવું બિરુદ આપ્યું.[2] તેમની કવિત્વ શક્તિનો પ્રભાવ ઠેઠ મહારાષ્ટ્ર સુધી ફેલાયો હતો. ધોળકાના રાજા વીસલદેવે (સં૦ ૧૩૦૦ થી ૧૩૧૮) મંત્રી ઠ૦ વૈજલને મોકલી આચાર્યને પોતાની રાજસભામાં પધરાવ્યા હતા.

અહીં કવિ સોમેશ્વર, વલ્લભીનો કવિ સોમાદિત્ય, કૃષ્ણનગરનો કવિ કમલાદિત્ય, વીસલનગરનો કવિ નાનાક વગેરેએ આ૦ અમરચંદ્રને ૧૦૮ સમસ્યાઓ પૂછી તે બધી સમસ્યાઓની પૂર્તિ તેમણે શીઘ્રતાથી કરીને સૌને આશ્ચર્યચકિત કર્યા હતા.

તેમણે બાલભારત, કવિકલ્પલતા, તે (કવિકલ્પલતા)ની સ્વોપજ્ઞ વૃત્તિ નામે કવિશિક્ષાવૃત્તિ, કાવ્યકલ્પલતાપરિમલ, અલંકારપ્રબોધ, સ્યાદિસમુચ્ચય, ઉલ્લાસ ૪ શ્લોક ૫૪ છંદોરત્નાવલી મંજરી વૃત્તિ, કલાકલાપ, સૂક્તાવલી, પદ્માનંદકાવ્ય (ચોવીશ તીર્થંકરોના ટૂંકા ચરિત્રોની રચના, જે કોઠારી પદ્મની વિનતિથી રચ્યું છે) વગેરે ગ્રંથો રચ્યા છે.

મહો૦ યશોવિજયગણિએ આ કાવ્યકલ્પલતા ની વૃત્તિ ગ્રં૦ ૩૨૫ રચી હોવાની માન્યતા છે પણ સંભવતઃ એ વૃત્તિ ક૦ સ૦ આ૦ હેમચંદ્રસૂરિએ રચેલા કાવ્યાનુશાસનની રચેલી સ્વોપજ્ઞ વૃત્તિ અલંકારચૂડામણિવૃત્તિ ઉપરની વૃત્તિ હશે.

આ અમરચંદ્રે કવિરાજ અરિસિંહને પોતાના કલાગુરુ તરીકે રાજા વિસલદેવની સામે રજૂ કર્યા હતા. રાજાએ પણ કવિરાજ અરિસિંહની અદ્ભુત કવિતા સાંભળી તેને મોટો ગ્રાસ બાંધી આપ્યો હતો.

(જુઓ પ્ર૦ ૪૫)

આ૦ અમરચંદ્રે છેલ્લો ગ્રંથ કોઠારી પદ્મના કહેવાથી પદ્માનંદ

---

૧ दधिमथनविलोल[illegible]वेणिदम्भादयमदयमनङ्गो [illegible] । भवपरिभव[illegible] [illegible] दिवसादौ [illegible] ॥

(—बालभारत प्रभातवर्णन)

૨. તેમને [illegible] જેવાં બિરુદોની જેમ [illegible] 'વેણીકૃપાણોઽમરઃ' એવું બિરુદ આપવામાં આવ્યું હતું.

ધર્માભ્યુદયમહાકાવ્ય નામે ગ્રંથ છે તેમાં સર્ગ ૧૪ માના શ્લોક ૭૫ થી ૮૨ માં ત્રિવર્ગ (ક થી ખ અક્ષરો) રચિત અને શ્લોક ૧૫ થી ૧૬ માં પંચવર્ગ (ક થી મ અક્ષરો) પરિહારસ્વામી રચના કરી છે.

આચાર્યશ્રીએ अस्मिन्नसार संसार એ શ્લોકના ઉત્તરાર્ધથી મહામાત્ય વસ્તુપાલને ભક્ત બનાવ્યો હતો.

આ આચાર્યની મૂર્તિ પાટણમાં ટાંગડિયાવાડાના મંદિરમાં વિરાજમાન છે જેની પ્રતિષ્ઠા સં. ૧૩૪૯ના ચૈત્ર વદિ ૬ ને શનિવારે પં. મહેન્દ્રશિષ્ય મદનચંદ્રે કરી હતી.

(—જૈનલેખસંગ્રહ, ભા. ૨, લેખાંક ૫૨૩)

આ૦ સિદ્ધસૂરિ આ૦ કક્કસૂરિ, આ૦ દેવગુપ્તસૂરિ—તેઓ ઉપકેશગચ્છના આચાર્યો હતા.

આ સિદ્ધસૂરિએ સં. ૧૨૫૫ માં સિદ્ધાચલના આદીના પ્રાચીન પટ્ટનો ઉદ્ધાર કર્યો. સં. ૧૨૭૪ માં આ જિનભદ્રગણી ક્ષમાશ્રમણ કૃત ક્ષેત્રસમાસની વૃત્તિ રચી છે. તેમના ગુરુભાઈ પં. વીરદેવે ઓશિયા તીર્થને શાહબુદ્દીન ઘોરીના હુમલાથી બચાવ્યું હતું.

આ કક્કસૂરિએ સં. ૧૨૭૪માં પાલનપુરમાં પલ્લવિયા પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી. (જુઓ પ્ર૦ ૩૬ પૃ૦ ૨૪૬)

માનવસ્થા—

આ દેવગુપ્તે પોતાના શિષ્યોને મહાવિદ્વાન બનાવી પ્રભાવક બનાવ્યા હતા. તેમના શિષ્ય પં૦ હરિશ્ચંદ્રે કચ્છના રાવને ઉપદેશ આપી કચ્છના "કન્યાને દૂધપીતી" કરવાની હિંસક પ્રથાને સર્વથા બંધ કરાવી હતી. (—વિશેષ માટે જુઓ પ્ર૦ ૬ પૃ૦ ૩ ૩૧)

ઉપા૦ પદ્મપ્રભ (સં૦ ૧૨૭૭)—

તેઓ ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહના પિતરાઈ ભત્રીજા હતા. તેમણે ઉપકેશગચ્છના ઉપા૦ જયાનંદની પરંપરામાં દીક્ષા લીધી હતી. ગુર્જરેશ્વર કુમારપાલના રાજકાળમાં સિંધમાં સામપેટી નામમાં ઉપદેશ આપીને જૈન દેરાસર બનાવ્યું હતું. તેમણે ત્રિપુરા (સરસ્વતી) દેવીને પ્રસન્ન કરી વચનસિદ્ધિ મેળવી હતી. રાજા ભીમદેવ બીજો

(સં ૧૨૩૫ થી ૧૨૯૯) તથા તેની પટરાણી લીલાવતી ઉપાધ્યાયજીને ગુરુ તરીકે માનતા હતા. તેમણે સં૦ ૧૨૩૯ માં અજમેરના રાજા વીસલદેવની સભામાં આ૦ જિનપતિસૂરિ (સં૦ ૧૨૨૩ થી ૧૨૭૭)ને સુરુકાવ્યાષ્ટક અને વાદમાં જીતી લઈ જય મેળવ્યો હતો.

(પ્રક૦ ૧ પૃ૦ ૨૮ પ્રક૦ ૯૦ પૃ ૪૫૮)

આ૦ જિનપતિસૂરિ—તેઓ ખરતરગચ્છના આચાર્ય હતા. સં ૧૨૨૩ થી ૧૨૭૮ (પ્રક૦ ૯ પૃ ૪૫૬ ૪૫૮)

આ૦ મહેન્દ્રસિંહસૂરિ—તેઓ અંચલગચ્છના આચાર્ય હતા. સં૦ ૧૨૬૩ થી ૧૩ ૯ (પ્રક ૪૦ પૃ૦ ૫૨૧)

આ૦ વિનયચંદ્રસૂરિ—

(૧) વડગચ્છના આ૦ સર્વદેવની પાટે આ૦ યશોદેવ, આ૦ રવિપ્રભ વગેરે થયા. તેમની પાટે આ૦ રત્નસિંહ થયા, જેમને સૈદ્ધાંતિક આ૦ મુનિચંદ્રસૂરિએ આચાર્યપદ આપ્યું હતું. તેમની પાટે આ૦ વિનયચંદ્રસૂરિ થયા. તેઓ મહાવિદ્વાન હતા. તેમણે સંભવતઃ ચોવીશ તીર્થંકરોના ચરિત્રો અને વીશ પ્રબંધો રચ્યા છે.

(૨) આ૦ વિનયચંદ્રે જિનચરિત્રો પૈકીના શ્રીપાર્શ્વનાથચરિત્ર ની રચના સં૦ ૧૨૯૫, શ્રીમલ્લિનાથચરિત્ર ની રચના સં ૧૨૮૬ ને તે પછી શ્રીમુનિસુવ્રતચરિત્ર સર્ગ ૮ રચેલાં મળે છે. સં ૧૨૯૬ લગભગમાં આ૦ બપ્પભટ્ટિસૂરિની કવિશિક્ષા ના આધારે નવો કવિશિક્ષા ગ્રંથ રચ્યો છે. તેમાં ભારતના ૮૪ દેશોની માહિતી આપી છે. તેમણે કાસદ્રહગચ્છના આ૦ ઉદયસિંહે સં ૧૨૮૬ માં રચેલી ધર્મવિધિવૃત્તિ નું સંશોધન કર્યું હતું.

(પ્રક ૩૫ પૃ ૧૨૭ મો૦ દ૦ દેસાઈનો જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પારા ૫૬૪ ટિ પારા૦ ૬૫)

(૩) આ૦ વિનયચંદ્રે સં૦ ૧૩૨૫ માં કલ્પદુર્ગપદનિરુક્ત, સં ૧૩૪૫ માં 'દીપાલિકાકલ્પ' તેમજ 'નેમિનાથચતુષ્પદિકા' (કડી ૪૦) 'આનંદસંધિ, ઉપદેશમાલા, કથાનકછપ્પય' વગેરે રચ્યાં છે.

(જુઓ પ્ર૦ ૩૮, પૃ ૩ ૮)

આ૦ વિજયસિંહ—તેઓ ભાવાચાર્યગચ્છના ચૈત્યવાસી આચાર્ય હતા. સં૦ ૧૨૩૭.

આ૦ વિજયસિંહ—તેઓ ખપુટાચાર્યગચ્છ (હુંબ ગચ્છ)ના ચૈત્યવાસી આચાર્ય હતા. સં૦ ૧૨૪૬

આ૦ માણિક્યચંદ્ર—તેઓ રાજગચ્છના વિદ્વાન આચાર્ય હતા. તેઓ ટીકાકાર હતા. સં૦ ૧૨૪૬–૧૨૭૬    (પ્રક૦ ૩૫, પૃ૦ ૩૭)

✦

## માણિક્ય નામના સૂરિવરો—

આ નામના અનેક આચાર્યો થયા હતા—

(૧) રાજગચ્છના આ૦ સાગરચંદ્રસૂરિના ગુરુભ્રાતા તેમજ પટ્ટધર જેમણે સં૦ ૧૨૬૬ માં કાવ્યપ્રકાશ-સંકેતટીકા વગેરે રચ્યાં છે    (પ્રક૦ ૩૫, પૃ૦ ૩૭)

(૨) કચ્છૂલીગચ્છના આ૦ શ્રીપ્રભના પટ્ટધર નામે માણિક્યપ્રભસૂરિ થયા.    (પ્રક૦ ૪૦ પૃ૦ ૫૫ )

(૩) જેમણે સં૦ ૧૩૨૮ માં શકુનસારોદ્ધાર નામે ગ્રંથ રચ્યો છે તે આ૦ માણિક્યસૂરિ

(૪) વડગચ્છના આ૦ વાદિદેવસૂરિની પરંપરામાં ઘણા આચાર્ય માણિક્યસૂરિ થયા. તેમના બીજા નામ આ૦ માનદેવ તથા આ૦ માણભદ્ર પણ મળે છે

(જૂઓ પ્રક૦ ૪૧ પૃ૦ ૫૭૬ ૫૮૪ ૫૮૫, ૫૮૭, ૫૮૮ ૫૮૯)

(૫) અંચલગચ્છની ૫૧ મી પાટે થયેલા આ૦ મેરુતુંગસૂરિના શિષ્ય આ૦ માણિક્યસુંદરસૂરિ નામે થયા, જેમણે 'ગુણવર્માચરિત્ર, શ્રીધરચરિત્ર સ્વોપજ્ઞ ટીકા સાથે, 'ધર્મદત્તકથા, અજાપુત્રચરિત્ર, શુકરાજકથા,

---

પૂર્ણિમાગચ્છના આ૦ અભયદેવસૂરિએ સં૦ ૧૪૧૩ માં ખંભાતના સુલતાન મહમ્મદ ખિલજીના મહામાત્ય અને સંઘપતિ સોમના કહેવાથી (આગ્રહ) ધનરાજ ચોરડીયાની વિનતિથી ધનરાજ પ્રબોધમાળા રચી હતી.
(જૂઓ પ્ર૦ ૪૫ પૂર્ણિમાગચ્છ માટે જૂઓ પ્ર૦ ૩૨ પૃ૦ ૫૧૮ થી ૫૨૧)

ચતુઃપર્વકથા, પૃથ્વીચંદ્રચરિત્ર, અપરનામ વાગ્વિલાસ સં. ૧૪૭૮ દીપિકાઓ વગેરે ગ્રંથો રચ્યા છે (પ્રક. ૪ પૃ. ૫૩)

(૬) વૃદ્ધ તપાગચ્છના આ. જયતિલકસૂરિના શિષ્ય આ. રત્નસિંહ, તેમના શિષ્ય માણિક્યસુંદર ગણિ નામે હતા, જેમણે સં. ૧૫ ૧ ના મલધારગચ્છના આ. હેમચંદ્રસૂરિની ભવભાવના ગ્રંથનો ટબો રચ્યો છે.

(૭) ખરતરગચ્છના ૫૫મા આચાર્ય જિનમાણિક્યસૂરિ સં. ૧૬૧૨ અષાઢ સુદિ ૫ ના રોજ કાળધર્મ પામ્યા હતા.

(જુઓ પ્રક. ૬ પૃ. ૪૮)

(૮) વૃદ્ધતપાગચ્છના આ. જયતિલકસૂરિના શિષ્ય આ. માણિક્યસૂરિ જેમણે સં. ૧૫૮૧ માં રત્નચૂડ રાસ રચ્યો છે.

(જુઓ પ્રક. ૪૪)

(૯) તપાગચ્છીય પં. રત્નચંદ્રગણીના શિષ્ય પં. માણિક્યચંદ્ર જેમણે કલ્યાણમંદિરસ્તોત્ર ની દીપિકાવૃત્તિ રચેલી છે

(જુઓ પ્રક. ૫૩)

(૧૦) આ. હેમવિમલસૂરિના પરિવારમાં મહો. જિનમાણિક્ય ગણિ હતા. (પ્રક. ૩૬ પૃ. ૨૩૯)

(૧૧) મડાહડ ગચ્છના શ્રીપૂજ ભટ્ટા. માણિક્યરત્ન, સં. ૧૬૨

(પ્રક. ૩૫, પૃ૦ ૨૭૦)

(૧૨) પૂ. મોહનલાલજી મહારાજની પરંપરાના આ. જિનમાણિક્યસૂરિ, જેઓ તપાગચ્છની સામાચારી આચરતા હતા. સં. ૧૯૯૦ માં અમદાવાદમાં અખિલ ભારતવર્ષીય મોટું મુનિસમ્મેલન મળ્યું તેમાં ખરતરગચ્છના પ્રતિનિધિ તરીકે તેઓ વિરાજમાન થયા હતા. તેઓ જૂના અને નવા વિચારોના સમન્વયને માનનારા હતા. તેમણે સમ્મેલનમાં પણ સમસ્યાઓનાં ગંભીર વિચારણાઓ આપી છે. તેઓ શાસનપ્રેમી હતા.

તેમણે ભારતમાં ઘણો વિહાર કર્યો હતો. તેમણે કલ્પસૂત્ર, પ્રથમ કર્મગ્રંથ, વ્યવહારસૂત્રભાષ્ય વગેરેનાં હિંદી ભાષાંતરો કરેલાં છે.

(૧૩) સુપ્રસિદ્ધ આગમવેદી આ૦ સાગરાનંદસૂરિના પટ્ટધર આ૦ માણિક્યસાગરસૂરિ તેઓ પરમ શાંત અને વિદ્વાન છે તેઓ આગમના ઊંડા અભ્યાસી પણ છે તેઓ પણ સં૦ ૧૯૯૯ ના અમદાવાદના મુનિસમ્મેલનમાં ગુરુદેવ સાથે વિદ્યમાન હતા. આ૦ સાગરાનંદસૂરિએ સં ૧૯૧૨ ના વૈશાખ સુદિ ૪ ને શનિવારે પાલીતાણામાં (૧) આ૦ માણેકસાગરસૂરિ, (૨) આ૦ વિજયતિલકસૂરિ (૩) આ૦ વિજયકુમુદસૂરિ, (૪) આ૦ વિજયપ્રભસૂરિ એમ ચાર આચાર્ય બનાવ્યા હતા.

(૧૪) વિજયમાણિક્યસિંહસૂરિ—તે જૈન યતિસંસ્થાના પણ પ્રેમી હતા. તેઓ વિદ્વાન હતા, આગમના અભ્યાસી હતા. સં૦ ૧૯૯૦ માં અમદાવાદમાં અખિલ ભારતવર્ષીય જૈન મુનિસમ્મેલન મળ્યું, તેમાં તે નવા વિચાર ધરાવનારાઓના મુખ્ય પક્ષકાર હતા. તેમની તર્કના પ્રશ્નો અને આગમવેદી આ૦ સાગરાનંદસૂરિના સમાધાનોના સંઘર્ષમાં સૌ મુનિવરોને ઘણું જાણવાનું મળ્યું હતું તે શાસ્ત્રાર્થ ચર્ચા ઊભી કરી શકતા હતા. તેમણે ગુજરાતીમાં વિવિધ સ્તવનો બનાવી છે જે ઘણી લોકપ્રિય બનેલી છે.

આ૦ હરિભદ્ર, આ૦ બાલચંદ્ર આ૦ પ્રદ્યુમ્નસૂરિ—એ બધા સંડેરગચ્છના આચાર્યો હતા. સં૦ ૧૨૯૭.

(—પ્ર૦ ૩૫, પૃ૦ ૧૭, ૩૨)

આ૦ બાલચંદ્રે વસંતવિલાસકાવ્ય રચ્યું છે.

આ૦ પદ્મપ્રભસૂરિ, આ૦ સિંહતિલકસૂરિ—તેઓ રાજગચ્છના આચાર્ય હતા. સં૦ ૧૨૯૪ સં૦ ૧૩૨૬

(—પ્ર૦ ૩૫, પૃ૦ ૨૮, ૩૦)

આ૦ વર્ધમાન—વડગચ્છની ૪થી સુવિહિત શાખાના નં૦ ૪૨ મા આચાર્ય હતા. સં ૧૩૧૮ માં તેમના દિલમાં શંખેશ્વર તીર્થ પ્રત્યે અત્યંત ભક્તિ હતી. મંત્રી વસ્તુપાલ તેજપાલ પ્રત્યે ગુણાનુરાગ હતો. આયંબિલ તપ પ્રતિ ભારે આસ્થા હતી.

(પ્ર૦ ૩૬ પૃ૦ ૨૨૫)

આ૦ મલયપ્રભ, આ૦ સમંતભદ્ર—તેઓ વડગચ્છના આચાર્ય

૧૩૧૮)ના રાજ્યમાં મહામાત્ય નાગડના રાજ્યમાં પાલનપુરમાં સાધ્વી લલિતસુંદરી ગણિની માટે શેઠ વીરજી ઓશવાલના પુત્ર શ્રીકુમારની ધર્મપ્રેમી પત્ની પદ્માએ પાસે પંચમીકથા 'નું પુસ્તક લખાવ્યું.

(—જૈનપુસ્તકપ્રશસ્તિસંગ્રહ, પ્રશ૦ ૧૨, પ્રશ૦ ૧૩)

(૩) સાધ્વી પદ્મલક્ષ્મીજી—તેમની સ૦ ૧૨૫૮ની એક પ્રતિમા મળી આવે છે જે માતર તીર્થના દેરાસરમાં વિરાજમાન છે

(—જૈનયુગ, નવું વર્ષ બીજું અંક ૧)

(સાધ્વી પદ્મલક્ષ્મી માટે જૂઓ પ્ર ૪૧ પટ્ટા૦ ૧૦ આ૦ ન૦ ૪૫, આ૦ વજ્રસેનસૂરિ. પૃ ૫૮૭)

## રાજાઓ

**રાજા વિજ્જલરાય** (સ૦ ૧૨૩૯)—

વિજ્જલ એ કલચૂરીવંશનો હતો. ચૌલુક્ય વંશના રાજા નૂર્મડી તૈલપ (સ૦ ૧૨૦૬ થી સ૦ ૧૨૨૧) ત્રીજા તૈલપનો સેનાપતિ હતો. તે વંશપરંપરાથી જૈન હતો. તેણે ચૌલુક્યરાજા તૈલપ પાસેથી કર્ણાટકની સત્તા છીનવી લીધી અને તે કર્ણાટકનો રાજા બન્યો. તેની રાજધાની કલ્યાણીમાં હતી. એ સમયે વીરશૈવધર્મના અનુયાયી લોકોએ પ્રપંચ શરૂ કર્યો અને રાજ્ય નબળું પડ્યું તે સ્થિતિનો લાભ દેવગિરિના યાદવોને તથા દ્વારસમુદ્રના હોયશળોને મળ્યો.

જર્નલ રોયલ એશિયાટિક સોસાયટી અંક ૪ પૃ૦ ૧૯ની ફુટનોટમાં સાફ લખ્યું છે કે વિજ્જલ જૈનધર્મનો મહાન્ પક્ષકાર હતો, છતાં તે પરધર્મસહિષ્ણુ હતો. તેણે લિંગાયતો ઉપર એટલી સુધી કૃપા બતાવી કે લિંગાયતો તેના વિરોધી બની ગયા અને તેનો અંત લાવવામાં સફળ થયા.

દક્ષિણમાં જૈનોના વિરોધમાં વીરશૈવધર્મની સ્થાપના થઈ તેમાં ૧ રેવન, ૨. મારુલ, ૩. એકારામ (એકાંતદ રામૈયા) અને ૪ પં૦ આરાધ્ય મુખ્ય હતા અને તે પછી ૫ વસવ અને ૫ ચન્નવસવે એ સંપ્રદાયનો પુનરુદ્ધાર કરી લિંગાયતમત સ્થાપન કર્યો.

૫ વસવ શિવભક્ત હતો. રાજા વિજ્જલનો મંત્રી હતો. જાતે બ્રાહ્મણ હતો. તેણે રાજાને પોતાની જાળમાં ફસાવવા માટે રાજા સાથે પોતાની બેન રૂપસુંદરી પદ્માવતીને પરણાવી. રાજા તેને મોહાધીન બન્યો અને મંત્રી વસવે એ રાણી દ્વારા દરેક જાતની સત્તા પોતાના હાથમાં લઈને રાજાને મારી નાખ્યો અને લિંગાયત મતનો પ્રચાર શરૂ કર્યો. તે પછી તેનો પુત્ર ગાદીએ આવ્યો. આ રીતે રાજા વિજ્જલ તથા તેના પુત્રે સં. ૧૨૨૧ થી ૧૨૩૯ સુધી રાજ્ય કર્યું. તે પછી ચોથો સોમેશ્વર કર્ણાટકનો રાજા બન્યો.

(જુઓ પ્રક. ૩૫, પૃ. ૧૫૨)

આ સમયે ગુજરાતમાં રાજા કુમારપાલ પરમ જૈન હતો, તેના આજ્ઞાવર્તી ૧૮ દેશોમાં જૈનધર્મનો પ્રભાવ હતો.

એક ઉલ્લેખ એવો મળે છે કે આ૦ ધર્મશેખરે કર્ણાટકની રાજસભામાં 'નમોત્થુણં-સ્તવ'નો પ્રભાવ બતાવ્યો હતો. આ ઘટના રાજા ચાકર, રાજા બુદ્ધરાજ કે રાજા વિજ્જલના સમયે કલ્યાણીમાં બની હશે. (જુઓ, પ્રક. ૨૮, પૃ. ૪૫૪, ૪૫૫, જૈનસત્યપ્રકાશ, ક્રમાંક ૭૧ થી ૭૫)

**માંગુજી ઝાલો, સજ્જો દુર્જનશલ્ય—**

સિંધના કીર્તિગઢનો રાજા કેસરદેવ ઝાલો સં. ૧૧૪૫ માં હમીર સુમરા સાથેના યુદ્ધમાં મરાયો. તેનો પુત્ર હરપાલદેવ અનેક બાહુબળી હતો. તેણે ગુજરાતમાં આવી રાજા કર્ણદેવની નોકરી સ્વીકારી. સં. ૧૧૮ હળવદમાં પાટડી વસાવ્યું.

તેને સોઢજી માંગુજી અને શેખરાજી એમ ત્રણ પુત્રો હતા. રાજા સિદ્ધરાજે ઝીંઝુવાડાનો કિલ્લો બંધાવ્યો. એટલે એ ભાઈઓ ઝીંઝુવાડા જઈને વસ્યા. ત્રણે ભાઈઓ નિર્ધન હતા. માંગુજી બાહુબળી હતો, તે રાજા સિદ્ધરાજની સેનામાં દાખલ થયો. એક વાર દુકાળ પડતાં ઝીંઝુવાડાનો શેઠ ગોઢીદાસ અને સોઢજી ઝાલો માલવા ગયા. ત્યાંથી પાછા વળતાં રસ્તામાં સિંહ નામના કોળીએ

ઓચિંતો ઘા કરી શેઠને મારી નાખ્યો અને ઝાલાએ તે કોળીને મારી નાખ્યો. શેઠ મરીને વ્યંતર થયો.

એ શેઠના ઘરમાં જ પાર્શ્વનાથની પ્રતિમા હતી. વ્યંતર શેઠ તેનો અધિષ્ઠાયક બન્યો. એ પ્રતિમા સેરીસા પાર્શ્વનાથના નામથી પ્રસિદ્ધિ પામી હતી. અધિષ્ઠાયક દેવે સોલાજીને સહાય કરી સુખી કર્યો. સોલાજીએ સેરીસા પાર્શ્વનાથને પોતાના ઘેર લાવીને પધરાવ્યા. તેમની પૂજાથી તે અત્યંત સુખી થયો. (પ્રક૦ ૪૨, પૃ૦ ૭૩૮) તે ઝીંઝુવાડાનો રાજા બન્યો અને ગૂર્જરાતનો મહામંડલેશ્વર થયો. તેના ભાઈ નાગુજીએ પણ આ પ્રતિમા તથા અધિષ્ઠાયકના પ્રતાપે ફૂલા કુંવરીનું ભૂત ભગાડ્યું હતું. મંડલેશ્વર સોલાજીને દુર્જનશલ્ય નામે પુત્ર થયો. તે રાજા ભીમદેવ (સં૦ ૧૨૯૮) ત્રિભુવનદેવ(સં૦ ૧૩૦૦) તથા વિસલદેવ(સં૦ ૧૩૧૮)નો મહામંડલેશ્વર હતો. તે ચતુર્દશી શાખાના આ૦ દેવેન્દ્રસૂરિ (સં૦ ૧૨૯૬ ૧૩૨૧) તથા મહાન જ્યોતિષી આ૦ હેમપ્રભ(સં૦ ૧૩૦૫)ને પોતાના ગુરુ તરીકે માનતો હતો. (જૂઓ પ્રક૦ ૪૦ ચતુર્દશીશાખા પૃ૦ ૫૪૭)

તેના શરીરના ધીરે ધીરે કોઢરોગ ફૂટી નીકળ્યો. તેણે તે રોગ શાંત કરવાને ઘણા ઉપચાર કર્યા પણ તે બધા નિષ્ફળ ગયા. તેણે તે માટે ઝીંઝુવાડાના સૂર્યનારાયણની આરાધના કરી. એટલે સૂર્યદેવે એક રાતે સ્વપ્નમાં જણાવ્યું કે તારો રોગ દુઃસાધ્ય છે. તે અહીં મટવાનો નથી, શંખેશ્વર તીર્થમાં જા, ત્યાં જ પાર્શ્વનાથની સેવાથી તારો રોગ શમી જશે.

આ૦ હેમપ્રભસૂરિએ પણ તેને શંખેશ્વરજી જવાને વધુ ઉત્સાહિત કર્યો. આથી તે પરિવાર સાથે શંખેશ્વર તીર્થમાં આવી વસ્યો અને પ્રભુની પૂજાસેવા ભક્તિ કરવા લાગ્યો. પૂર્ણિમાગચ્છના આ૦ પરમદેવ (સં૦ ૧૩૦૨), જેઓ મહાન તપસ્વી હતા તે શંખેશ્વરજીમાં પધાર્યા. તેમણે શંખેશ્વર પાર્શ્વનાથનું આરાધન કર્યું રાજાને પૂજાનો આમ્નાય આપ્યો. એથી રાજાનો કોઢરોગ શમી ગયો. રાજાએ પણ આચાર્યશ્રીના ઉપદેશથી શંખેશ્વર પાર્શ્વનાથના દેરાસરનો મોટો

વસતા હતા. તે બધા ધનાઢ્ય હતા અને ત્યાં ધમધોકાર વેપાર કરતા હતા.

કલિકાલસર્વજ્ઞ આ૦ હેમચન્દ્રસૂરિ અને ગૂર્જરેશ્વર કુમારપાલના સમયનું એ ફળ હતું

(-જુઓ ઉક્ત ફારસી ઇતિહાસ, વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો, પૃ. ૧૧ ૧૧૧ પ્રક૦ ૩૫, પૃ૦ ૧૩૭ ૧૩૮; પ્રક૦ ૪૪ શાહબુદ્દીન ઘોરી)

—અંતિમ મંગલ—

अर्हन्तोऽर्हत्पदाप्तास्त्रिलोकमहिता सिद्धाश्च सिद्धात्मन
आचार्या. समस्तगुणैकसदनं वागीश्वरा वाचका ।
सर्वे साम्परतादिरत्नमहिता मार्गेऽनघे साधवः
पूज्या प. परमेष्ठिनोऽनवरतं कुर्वन्तु मे मङ्गलम् ॥

ભાગ બીજો
સંપૂર્ણ

જીર્ણોદ્ધાર કરાવ્યો અને દેવવિમાન જેવો જિનપ્રાસાદ બંધાવ્યો.
(પ્ર૦ ૪ પૃ૦ ૪૯૮)

રાણાને રૂપલાદેવી અને શ્રીદેવી નામે બે રાણીઓ હતી. રૂપલાદેવી પાટડીના રાજા વિજયપાલની રાણી નીતલદેવીની પુત્રી હતી. (પ્ર૦ ૪૧ પૃ૦ ૫ ) રાણી શ્રીદેવીને ઉદયસિંહ નામે પરાક્રમી પુત્ર હતો. તેના વંશમાં સૌરાષ્ટ્રના વાકાનેરના ઝાલા રાજાઓ થયા.

(—કવિ નથુરામ સુંદરજી ઓઝાનો 'ઝાલાવંશવારિધિ' જૈન સત્યપ્રકાશ, ક્ર૦ ૧૪૫, પૃ૦ ૧૮ ત્રૈલોક્યપ્રકાશની ગ્રંથપ્રશસ્તિ, પ્રબંધચિંતામણિ, આ૦ મુનિચંદ્ર વગેરેનાં શંખેશ્વર પાર્શ્વનાથનાં સ્તોત્રો, જગડૂચરિત્ર, સર્ગ ૬ હીરસૌભાગ્યકાવ્ય સટીક ૫૦ વીરવિજયજીનું મોટી પાર્શ્વનાથ ચરિત્ર, મુનિ જયંતવિજયજીનું શંખેશ્વર મહાતીર્થ પૃ૦ ૪૭ થી ૫૧)

**રાજા કેલ્હણદેવ, રાજમાતા આનલદેવી—**

નાડોલના રાજા આલ્હણદેવ(સં૦ ૧૨૦૯ થી સં૦ ૧૨૧૮)ને આનલદેવી નામે રાણી હતી અને કેલ્હણદેવ નામે યુવરાજ હતો, જે સં૦ ૧૨૨૧માં રાજા થયો હતો. તે રાજગચ્છના આ૦ સાગરચંદ્રના ઉપદેશથી જૈન બન્યો હતો.

કેલ્હણ જૈનધર્મ પ્રત્યે બહુ આદર ધરાવતો હતો. તેણે પિતાના રાજ્યમાં સં૦ ૧૨૦૯માં દરેક આઠમ, અગિયારસ ચૌદસના દિવસોમાં અમારિ પ્રવર્તાવી હતી. માંસબલિ આપનારને તે સખત દંડ કરતો હતો.

તેની માતા આનલદેવીએ સં૦ ૧૨૨૧માં સાંડેરક નગરના ભ૦ મહાવીરસ્વામીના દેરાસરમાં મહાવીરજન્મોત્સવ નિમિત્તે રાજકીય મહેસૂલમાંથી ખર્ચ બાંધી આપ્યું હતું તેમજ તેના પિતરિયા, રાષ્ટ્રકૂટ પાતુ અને રાજા કેલ્હણે પણ ૮૬ ખર્ચ બાંધી આપ્યું હતું. રાણી જાલ્હણદેવી, રાજકુમાર મોહલદેવ અને રાજકુમારી ચુઆરદેવીએ પણ જુદાં જુદાં ગામના જૈન મંદિરોના નિભાવ માટે મદદ

## કવિઓ

### ક્ષત્રિય મહાકવિ આસડ—

ભિન્નમાલકુલના ક્ષત્રિય કટુકરાજને આનલદેવી નામે પત્ની હતી. તેને આસડ અને બલડ નામે બે પુત્રો હતા. આસડ વિદ્વાન હતો, કવિ હતો. તેણે કેટલાક ગ્રંથોની રચના કરેલી છે. તેણે "મેઘદૂતકાવ્ય"ની ટીકા રચી, જેમાં એવું સ્નેહસિંચન કર્યું કે રાજસભાએ "કવિસભાશૃંગાર"નું બિરુદ આપ્યું. તેને રાજડ નામે પુત્ર હતો. તેને પણ "બાલસરસ્વતી"નું બિરુદ મળ્યું હતું. પરંતુ રાજડ તરુણવયમાં જ મરણ પામવાથી આસડને ભારે આઘાત થયો. એ પ્રસંગે ચંદ્રગચ્છના (૧૧)મા આ૦ ભદ્રેશ્વરસૂરિના પટ્ટધર કવિ કાલગૌતમ બિરુદધારી, (૧૨)મા આ૦ અભયદેવસૂરિએ તેને પ્રતિબોધ કર્યો અને આશ્વાસન આપ્યું. કવિશ્રી આચાર્યશ્રીના ઉપદેશથી જૈનદર્શનના પ્રેમી થયા અને ગ્રંથરચના કરી. તેમણે ઉપદેશકંદલીપ્રકરણ, વિવેકમંજરી તથા નવપદ સ્તુતિઓ રચી છે. નાગેન્દ્રગચ્છના આ૦ વિજયસિંહસૂરિ તથા વડગચ્છના આ૦ પદ્મસૂરિએ તે ગ્રંથનું સંશોધન કર્યું હતું.

(પ્રક૦ ૩૬, પૃ૦ ૩૨; પ્રક૦ ૪૧, પૃ૦ ૫૮)

ઉક્ત (૧૨)મા આ૦ અભયદેવસૂરિ, તેમના શિષ્ય (૧૩) આ૦ હરિભદ્રસૂરિ, તેમના શિષ્ય (૧૪) સિદ્ધસારસ્વત આ૦ બાલચંદ્રસૂરિએ સં૦ ૧૨૪૭–૪૮માં ઉપદેશકંદલી અને વિવેકમંજરીની ટીકાઓ રચી, જેનું રાજગચ્છના આ૦ પ્રદ્યુમ્નસૂરિએ સંશોધન કર્યું હતું.

(પ્રક૦ ૩૫, પૃ૦ ૧૭, ૨૪, ૩૨)

કવિ આસડ એ વિક્રમની તેરમી સદીના મધ્યકાળનો ક્ષત્રિય જૈન વિદ્વાન હતો.

### ગિઝનીમાં જૈનો—

ગિઝનીનો બાદશાહ મહમ્મુદ શાહબુદ્દીન ઘોરી (સં૦ ૧૨૩૪, સને ૧૧૭૮માં) ગૂજરાત ઉપર ચડી આવ્યો હતો, તે હારીને ગાડરિઆ ઘાટમાંથી પાછો ગિઝની ચાલ્યો ગયો. તે સમયે ત્યાં જૈન વેપારીઓ

રહેતા હતા. તે બધા ધનાઢ્ય હતા અને ત્યાં ધમધોકાર વેપાર કરતા હતા.

કલિકાલસર્વજ્ઞ આ૦ હેમચંદ્રસૂરિ અને ગૂર્જરેશ્વર કુમારપાલના પ્રભાવનું એ ફળ હતું.

(—જુઓ ઉર્દૂ ફારસી ઇતિહાસ વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો, પૃ. ૧૧ ૧૧૧ પ્રક. ૩૫, પૃ૦ ૧૩૭ ૧૩૮; પ્રક. ૪૪ શાહબુદ્દીન ઘોરી)

## અંતિમ મંગલ

अर्हन्तोऽर्हपदाभिषेकमहिता सिद्धाश्च सिद्धात्मनः
आचार्याः समतागुणैकसदनं वागीश्वरा वाचकाः ।
सर्वे साम्यरतास्त्रिरत्नमहिता काऽनघाः साधवः
पूज्याश्च परमेष्ठिनोऽनवरतं तन्वन्तु वो मङ्गलम् ॥

ભાગ બીજો
સંપૂર્ણ

*

# આટલું વધારજો

નીચે લખેલા પ્રકરણોના પૃષ્ઠોમાં તે તે આચાર્યો વગેરેના પરિચયમાં નીચે મુજબ સુધારો-વધારો સમજવો—

**૧ પ્રક૦ ૩૫, પૃ૦ ૩૩૮ આ૦ રાજશેખરસૂરિ—**

મલધારગચ્છના આ૦ રાજશેખરસૂરિના શિષ્ય પં૦ સુધાકલશ ગણિએ સં૦ ૧૩૮ (ઈ૦ સ૦ ૧૩૨૪)માં સંગીતોપનિષદ્, સં૦ ૧૪ ૬ (ઈ૦ સ૦ ૧૩૫૦)માં 'સંગીતોપનિષદ્સાર' અ૦ ૬ તથા 'એકાક્ષરનામમાલા' ની રચના કરી હતી.

**૨. પ્રક૦ ૩૬ પૃ૦ ૨૩૯ ભીલડિયા તીર્થ—**

સં૦ ૧૩૩૪ માં ચાતુર્માસમાં બે કાર્તિક માસ હતા. ચોમાસામાં છેલ્લા ચોથા મહિનાની વૃદ્ધિ હતી. સં૦ ૧૩૩૪ માં કાર્તિક બે હતા. પોષ મહિનાનો ક્ષય હતો અને ચૈત્ર કે ફાગણ મહિના બે હતા. આ સમયે ભીલડિયા આબાદ હતું. ખરતરગચ્છના આ૦ જિનપ્રબોધસૂરિએ સં૦ ૧૩૩૪ માં અહીં જિનપ્રાસાદમાં **શ્રીગૌતમસ્વામીની** પ્રતિમા પધરાવી હતી. ત્યારબાદ સં૦ ૧૩૫૩ માં પણ બે કાર્તિક હતા. પોષનો ક્ષય હતો અને બે ચૈત્ર કે ફાગણ હતા. સં૦ ૧૩૫૨ માં અહીં ૧૨ જૈનાચાર્યો ચોમાસું રહ્યા હતા. ચોમાસું બીજી કાર્તિક પૂર્ણિમાએ પૂરું થાય, પરંતુ તપાગચ્છના (નં૦ ૪૭) આ૦ **સોમપ્રભસૂરિએ** (સં૦ ૧૩૩૨ થી ૧૩૭૩) આકાશદર્શનથી જાણ્યું કે નજીકના દિવસોમાં ભીલડિયાનો વિનાશ થવાનો છે, આથી તેમણે અપવાદને આશ્રયી પહેલી કાર્તિક પૂર્ણિમાએ ચોમાસું પૂરું કર્યું અને તરત જ ત્યાંથી વિહાર કર્યો. બીજા સાધુ-સાધ્વીઓ પણ ત્યાંથી નીકળી ગયાં અને જૈનો ભીલડિયાથી ઉચાળો ભરી ગયા. તેઓએ એક સ્થાને જઈને નિવાસ કર્યો. એ સ્થળે રાધનપુર શહેર વસ્યું. પછી તો ભીલ

મહો. સમયસુંદરગણિવર—તેમનો સં. ૧૬૧૦ કે ૧૬૨૦ માં સાચોરમાં શા રૂપસી પોરવાડની પત્ની લીલાદેવીથી જન્મ, સં. ૧૬૨૮માં દીક્ષા, સં. ૧૬૪ ના મહા સુદિ ૫ના જેસલમેરમાં ગણિપદ, સં. ૧૬૪૯ના ફાગણ સુદિ ૨ ના લાહોરમાં ઉપાધ્યાયપદ, સં. ૧૬૭૨ ના મહોપાધ્યાયપદ અને સં. ૧૭૦૩ ચૈત્ર સુદિ ૧૩ના રોજ અમદાવાદમાં સ્વર્ગગમન થયાં છે.

તેમણે સં. ૧૬૮૭ના સત્યાશી દુકાળમાં જનતાની વિચિત્રતા નિહાળી સંવેગભાવ વધારી સં. ૧૬૯૧માં ક્રિયોદ્ધાર કરી સંવેગિ પણું સ્વીકાર્યું હતું. તેમને ૪૨ શિષ્ય-પ્રશિષ્યોનો પરિવાર હતો.

તેમણે સં. ૧૬૪૯ શ્રાવણ સુદિ ૧૩ની સાંજે કાશ્મીરમાં સમ્રાટ્ અકબરની સભામાં राजानो ददते सौख्यम् એ એક જ વાક્યના ૮ લાખથી વધુ અર્થો જોડતો અષ્ટલક્ષી અર્થ 'રત્નાવલી બનાવ્યો હતો.

તેમણે સંસ્કૃતમાં સારસ્વત ટીકા, લિંગાનુશાસન અવચૂરિ, અષ્ટલક્ષી અર્થ રત્નાવલી, રઘુવંશ ટીકા, માઘના ત્રીજા સર્ગની ટીકા, કલ્પસૂત્રની ટીકા, દશવૈકાલિક સૂત્રની ટીકા, વિશેષ શતક, વિચાર શતક, ગાથાસહસ્રી, કથાકોશ, ચરિત્રગ્રંથો, ભક્તામર સ્તોત્ર, પાદપૂર્તિ, ભક્તામરસ્તોત્ર ટીકા, કલ્યાણમંદિરસ્તોત્ર ટીકા, જયતિહુઅણ સ્તોત્ર-ટીકા વગેરે.

તથા ગુજરાતી ભાષામાં રાસા, ભાસ, ગીત જોડી, સ્તવન સજ્ઝાય વગેરે બનાવ્યાં છે.

વિચિત્રતા એ છે કે—કેટલીએક સજ્ઝાયો એવી મળે છે કે જેના કર્તા તરીકે મહો. સમયસુંદરગણિવર અને બીજા વિદ્વાન્ કવિ મુનિવરોના નામ મળે છે. (સમયસુંદરકૃતિકુસુમાંજલી)

વિ. સં. ૧૬૮૭ માં ગુજરાતમાં અને મારવાડમાં ભયંકર દુકાળ પડ્યો હતો. મહોપાધ્યાયજીએ આ અંગે હિંદીમાં સવૈયા તથા કવિત બનાવ્યા હતા તેમજ તેમણે શ્રીવિશેષશતકની પ્રશસ્તિમાં આ દુકાળનું સંસ્કૃતમાં સ્વરૂપ વર્ણવ્યું છે. તે આ પ્રમાણે—



श्रीविशेषशतकप्रशस्ति—

मुनि-वसु-षोडशवर्ष (१६८७) गुजरदेशे च महति दुष्काले।
मृतकैरस्थिग्रामे जाते श्रीपत्तने नगरे ॥१॥
भिक्षुकभयात् कपाटे जटित व्यवहारिभिर्भृशं भूमि ।
पुरुषैर्मानं मुक्ते सीदति सति साधुवर्गेऽपि ॥२॥
जाते च पञ्चरजतैर्धान्यमणे सकलवस्तुनि महर्घ्ये ।
परदेशगते लोके मुक्त्वा पितृमातृबन्धुजनान् ॥३॥
हाहाकारे जाते मारिकृतानेकलोकसंहारे।
केनाप्यदृष्टपूर्वं निशि काष्ठिकलुप्तिते नगरे ॥४॥
तस्मिन् समये अस्माभिः केनापि हेतुना च तिष्ठामि ।
श्रीसमयसुन्दरोपाध्यायैर्लिखिता च प्रतिरेषा ॥

(શ્રીપ્રશસ્તિસંગ્રહ ભા૦ ૨ પ્ર૦ ન૦ ૬૬૭)

વિ સં૦ ૧૬૮૭ ના દુકાળમાં દિવાન જયમલજી મુહણોત તથા નેણસી મુહણોત વગેરે જૈનોએ મેદપુરસ્થળમાં અને ગુજરાતમાં પ્રજાને મોટી મદદ કરી હતી. (જૂઓ પ્ર૦ ૩૬ પૃ૦ ૨૩૨, પ્ર૦ ૬૦,)

૮. પ્ર૦ ૪૦ પૃ૦ ૪૯૯ આ૦ ચન્દ્રપ્રભસૂરિ—

તેમણે આ ચન્દ્રપ્રભની દર્શનવિશુદ્ધિ પર ટીકા બનાવવાની શરૂઆત કરી હતી પણ તે ટીકા અધૂરી રહી છે. (જૈનસત્યપ્રકાશ, વ ૭ ) ૧૫૫) વળી, તેમણે વર્ધમાન વિદ્યાસ્તવ ગા૦ : ૧૨ સાર્ધશતકની પ્રાકૃત વૃત્તિ, શતકબૃહદ્ભાષ્ય ગ્ર ૧૪૧૩ પૌષધ વિધિ પ્રકરણ ગા૦ : ૯૨, સિદ્ધાન્તસાધોદ્ધાર, ગા ૧૧૩ પદાર્થ સ્થાપનાસંગ્રહ, ગા૦ ૧૧૯ ઉપધાનપૌષધપ્રકરણ, સૂક્ષ્માર્થસપ્તતિ ગા૦ : ૭૫, ચરણકરણસપ્તતિ ગા૦ ૫૫, સભાપંચક ગા૦ : ૪૩, સૂક્ષ્માર્થવિચાર વગેરે ગ્રંથો બનાવ્યા હતા.

૯ પ્ર૦ ૪૦ પૃ૦ ૫૩૧ આ૦ ભાવપ્રભસૂરિ—

અંચલગચ્છના (૫૫) આ૦ ભાવપ્રભસૂરિ પૂર્ણિમાગચ્છની મુખ્ય ગાદી પાટણના ઢંઢેરવાડામાં હતી તેના ઉલ્લેખો આ પ્રમાણે મળે છે—

ડિયામાં આગ લગાવી દીધી, અને પોતાના નગ્ન સ્વરૂપે તાંડવ માંડ્યું અને તેમાં ભીલડિયા તારાજ થઈ ગયું. ત્યાં રહેતા જૈનાચાર્યો તેમજ જનતા સર્વ કોઈ આગમાં ભરખાઈ ગયા, જાનમાલની ભારે ખુવારી થઈ ત્યારબાદ બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાને પણ સં ૧૩૫૫–૫૬ માં ભીલડિયા ભાંગ્યું હતું

(જુઓ પ્રક૰ ૪૩ પૃ૦ ૭૪૬ પૂરવણી પૃષ્ઠ ૭૭૧ પ્રક૰ ૪૭)

૩. પ્રક ૩૮ પૃ ૩૫૯ મહં૦ અનુપમાદેવી—

તેનું કહેવું ભાગ્ય હતું કે, અવસર વીત્યા પછી આપણ કે બીજાઓ મારફત અપાય, તેનું ફળ મળે કે ન મળે, પણ અવસરે અને વિવેકથી પોતાના હાથે અપાય તેનું ફળ મળે જ છે.

૪ પ્ર ૩૮ પૃ ૩૮૯ પાહિણિ—

તે પૈકીના સોમસમે દીક્ષા લીધી અને પાહિણીના પુત્ર અમૃત સાથે પણ દીક્ષા લીધી હતી. તે નાગપુરગચ્છના બહુ અમૃતચંદ્રસૂરિ થયા હતા. (જુઓ પ્ર ૩૮, પૃ૦ ૩૩૨)

૫ પ્રક ૩૮ પૃ૰ ૪૧૫ દીવબેટ—

અચલગચ્છના આ ધર્મમૂર્તિસૂરિ (સં૦ ૧૬ ૨ થી ૧૬૭ )ના ઉપદેશથી દીવબંદરના શેઠ નાનચંદ સાધુશાખીએ સં૦ શીતલ નાથની પોખરાજની પ્રતિમા ભરાવી તેની પ્રતિષ્ઠા કરાવી હતી.

આ વિજયસેનસૂરિ અને તેમના શિષ્ય મહો૦ નંદિવિજય ગણિવરે દીવના ફીરંગી સત્તાના અધિકારીઓ ગુરુ કાઝી કપ્તાન, મંત્રી કલાલ અને પાદરી વગેરેની વિનતિથી વહાણદ્વારા દીવ જઈ તેઓને ઉપદેશ આપ્યો હતો.

(જુઓ વિજયપ્રશસ્તિ મહાકાવ્યની ટીકા સર્ગ–૨૦મો શ્લોક ૪૬ ૪૭ થી ૫૨ સર્ગ ૨૧મો શ્લોક ૧૧થી૨૦)

૬ પ્ર ૩૯ પૃ ૪૧૭ આ૦ નેમિચંદ્રસૂરિ—

પ્રવચનસારોદ્ધાર—આમાં જૈન આગમોમાંથી ઉપયોગી પ્રાકૃત ગાથાનો સંગ્રહ કર્યો છે. આ નેમિચંદ્રસૂરિ તેની પ્રશસ્તિમાં જણાવે છે કે—

આ૦ જિનચંદ્રસૂરિના શિષ્ય આ૦ આમ્રદેવસૂરિના ત્રણ શિષ્યો (૧) આ૦ વિજયસેનસૂરિ, (૨) આ૦ નેમિચંદ્રસૂરિ, (૩) આ૦ યશોદેવસૂરિ થયા. (જૂઓ પ્ર૦ ૩૫, પૃ૦ ૭૧ પરપરા બીજી પ્ર૦ ૩૬ પૃ૦ ૨૦૭)

આ૦ નેમિચંદ્રસૂરિએ શિષ્યોની વિનતિથી 'આગમરત્નાકર'નાથી રત્નો જેવો પ્રવચનસારોદ્ધાર (નં૦ ૧૫૯૯) બનાવ્યો.

આ૦ નેમિચંદ્રસૂરિએ પ્રવચનસારોદ્ધારના ૨૭૬ ના દ્વારમાં ઉવસગ્ગા કુલક બનાવીને જોડ્યુ છે (જૂઓ ગાથા ૧૨૪૮)

જૈનાચાર્યોએ પ્રવચનસારોદ્ધાર ની ઉપર વિવિધ વિવરણો બનાવ્યાં છે તે આ પ્રમાણે—

પ્રવચનસારોદ્ધાર તથા રાજગચ્છના આ સિદ્ધસેનસૂરિએ ગુરુની આજ્ઞા થવાથી સં૦ ૧૧૪૮ અથવા સં૦ ૧૧૭૮ ના ચૈત્ર સુદિ ૮ ને રવિવારે પુષ્ય નક્ષત્રમાં બનાવેલ તેની સુબોધવૃત્તિ તત્ત્વજ્ઞાન વિકાશિની નામે પ્રકાશિત થઈ છે

૭. પ્ર૦ ૪ પૃ ૪૮૨, આ૦ જિનચંદ્રસૂરિ—

ધર્મગુરુ શેખ અબુલફજલે હાજરી આપી હતી. મહો૦ શ્રી વલ્લભગણિ લખે છે કે—

तत्र श्रीमदकब्बराभिधनृप श्रीपातसाहिर्मुदा-
वादीत् यस्य युगप्रधान इति सन्नाम्ना यथार्थेन वै ॥४॥
श्रीमन्त्रीश्वरकर्मचन्द्रविदितोप्यत्कोटिटङ्कव्यय
श्रीनन्दुत्सवपूर्वकं गुणभरा यस्मै ददौ तं पदम् ॥
श्रीमज्जन्मपुर यथाक्रमविभीपातसाहमहा-
मयाच्छ्रीजिनचन्द्रसूरिसुगुरु स स्फीततमो मत ॥५॥
(अभिधानचिन्तामणि नाममाला–टीका)

ખરતરગચ્છના (આ૦ નં ૬૬) જિનચંદ્રસૂરિના મુખ્ય શિષ્ય (૫૭) મહોપાધ્યાય સકલચંદ્રગણિના શિષ્ય (૫૮) મહો૦ સમયસુંદર ગણિવર થયા. તે પણ આચાર્યશ્રીની સાથે લાહોર પધાર્યા હતા.

મહો૦ સમયસુંદર ગણિવર—તેમનો સં૦ ૧૬૧૦ કે ૧૬૨૦માં સાચોરના શા રૂપસી પોરવાલની પત્ની લીલાદેવીથી જન્મ, સં ૧૬૨૮માં દીક્ષા, સં ૧૬૪ ના મહા સુદિ ૫ના જેસલમેરમાં ગણિપદ, સં૦ ૧૬૪૯ના ફાગણ સુદિ ૨ ના લાહોરમાં ઉપાધ્યાયપદ, સં૦ ૧૬૭૨ના મહોપાધ્યાયપદ, અને સં૦ ૧૭૦૩ ચૈત્ર સુદિ ૧૩ના રોજ અમદાવાદમાં સ્વર્ગગમન થયા છે

તેમણે સં ૧૬૮૭ના સત્યાશીઆ દુકાળમાં જનતાની વિચિત્રતા નિહાળી સંવેગભાવ વધારી સં૦ ૧૬૯૧ના ક્રિયોદ્ધાર કરી સંવેગિ પણ સ્વીકાર્યું હતું તેમને ૪૨ શિષ્ય-પ્રશિષ્યોનો પરિવાર હતો.

તેમણે સં ૧૬૪૯ શ્રાવણ સુદિ ૧૩ની સાંજે કાશ્મીરમાં સમ્રાટ્ અકબરની સભામાં राजानो ददते सौख्यम् એ એક જ વાક્યના ૮ લાખથી વધુ અર્થો જોડી અષ્ટલક્ષી અર્થ 'રત્નાવલી' બનાવ્યો હતો.

તેમણે સંસ્કૃતમાં સારસ્વત ટીકા, લિંગાનુશાસન અવચૂરિ, અષ્ટલક્ષી અર્થ રત્નાવલી, રઘુવંશ-ટીકા, માઘના ત્રીજા સર્ગની ટીકા, કલ્પસૂત્રની ટીકા, દશવૈકાલિક સૂત્રની ટીકા, વિશેષશતક વિચારશતક ગાથાસહસ્રી, કથાકોશ, ચરિત્રગ્રંથો, ભક્તામર સ્તોત્ર, પાદપૂર્તિ, ભક્તામરસ્તોત્ર ટીકા, કલ્યાણમંદિરસ્તોત્ર-ટીકા, જયતિહુઅણ સ્તોત્ર-ટીકા વગેરે.

તથા ગુજરાતી ભાષામાં રાસ, ભાસ, ગીત ચોપાઈ, સ્તવન સજ્ઝાય વગેરે બનાવ્યાં છે

વિચિત્રતા એ છે કે—કેટલીએક સજ્ઝાયો એવી મળે છે કે જેના કર્તા તરીકે મહો. સમયસુંદરગણિવર અને બીજા વિદ્વાન્ કવિ મુનિજયચંદ નામ મળે છે. (સમયસુંદરકૃતિકુસુમાંજલી)

વિ સં ૧૬૮૭માં ગુજરાતમાં અને મારવાડમાં ભયંકર દુકાળ પડ્યો હતો. મહોપાધ્યાયજીએ આ અંગે હિંદીમાં સવૈયા તથા કવિત બનાવ્યા હતાં તેમજ તેમણે શ્રીવિશેષશતકની પ્રશસ્તિમાં આ દુકાળનું સંસ્કૃતમાં સ્વરૂપ વર્ણવ્યું છે તે આ પ્રમાણે—

શ્રીવિશેષશતકપ્રશસ્તિ—

मुनि-वसु-षोडशवर्षे (१६८७) गुर्जरदेशे च महति दुष्काले ।
मृतकैरस्थिग्रामे जाते श्रीपत्तने नगरे ॥१॥
भिक्षुकभयात् कपाटे जटिते व्यवहारिभिर्भृशं बहुभिः ।
पुरुषैर्माने मुक्ते सीदति सति साधुवर्गेऽपि ॥२॥
जाते च पञ्चरसतैर्धान्यमणे सकलवस्तुनि महर्घे ।
परदेशगते लोके मुक्त्वा पितृमातृबन्धुजनान् ॥३॥
हाहाकारे जाते मारिकृतानेकलोकसंहारे ।
कत्यप्यस्पृष्टे निशि कातिकदुःस्थिते नगरे ॥४॥
तस्मिन् समये ह्यस्माभिः कृतापि वृत्तिरेषा च तिष्ठद्भिः ।
श्रीसमयसुन्दरोपाध्यायैर्विहिता च प्रतिरेषा ॥

(શ્રીપ્રશસ્તિસંગ્રહ ભા૦ ૨, પ્ર૦ નં૦ ૬૯૭)

વિ૦ સં૦ ૧૬૮૭ના દુકાળમાં દિવાન જયમલજી મુહણોત તથા નેણસી મુહણોત વગેરે જૈનોએ જોધપુરરાજ્ય અને ગુજરાતમાં પ્રજાને મોટી મદદ કરી હતી. (જૂઓ પ્રક૦ ૩૬ પૃ૦ ૨૩૨, ટી૦ ૬૦)

૮. પ્રક૦ ૬૦ પૃ૦ ૬૬૬ આ૦ ચન્દ્રકીર્તિસૂરિ—

તેમણે આ૦ ચંદ્રપ્રભની દર્શનવિશુદ્ધિ પર ટીકા બનાવવાની શરૂઆત કરી હતી પણ તે ટીકા અધૂરી રહી છે (જૈનસત્યપ્રકાશ, વ૦ ૭ પૃ૦ ૧૫૫) વળી, તેમણે વર્ધમાનવિદ્યાકલ્પ શ્લો૦ ૧૨, સાર્ધશતકની પ્રાકૃત વૃત્તિ શતાશ્વક્ષ્યભાષ્ય નં૦ ૧૯૧૩ પૌષધવિધિ પ્રકરણ ગા૦ ૬૨ સિદ્ધાંતવિચારોદ્ધાર, ગા૦ ૧૧૩ પર્યાય સ્થાપનાસંબન્ધ, ગા૦ ૧૧૬ ઉપધાનપૌષધપ્રકરણ, સૂરનાથસ્તુતિ ગા૦ ૭૫, પરમાક્ષરસ્તુતિ ગા૦ ૫૫, સમાચારી ગા૦ ૭૭, સૂરનાથટિપ્પન વગેરે ગ્રંથો બનાવ્યા હતા.

૯. પ્રક૦ ૬૦ પૃ૦ ૫૩૧ ભ૦ ભાવપ્રભસૂરિ—

અચલગચ્છના (૫૫) આ૦ ભાવપ્રભસૂરિ પૂર્ણિમાગચ્છની મુખ્ય ગાદી પાટણના ઢંઢેરવાડામાં હતી તેના ઉપદેશથી આ પ્રમાણે મત છે—

આને એક કાંઠા શેત્રુંજી નદીથી પાણી લાવતાં હતા. શેઠ મોતિશાહ સ૦ ૧૮૯૨ ના ભાદરવા સુદિ ૧ ને દિવસે સ્વર્ગે ગયા.

શેઠના પુત્ર શેઠ ખીમચંદ અને શેઠના મિત્રો અમરચંદ દમણી કૂલચંદ તથા કસળચંદે મંદિરનું કામ આગળ વધાર્યું અને મંદિર પૂર્ણ કર્યું.

શેઠાણી દિવાળીબાઈ તથા શેઠના પુત્ર ખીમચંદે શ્રી શત્રુંજય નો સંઘ કાઢ્યો. સંઘ સ૦ ૧૮૯૩ ના પોષ વદિ ૧ ના દિવસે પાલી તાણા પહોંચ્યો. ત્યાં અમદાવાદથી શેઠ વખતચંદ વગેરે સવા લાખ યાત્રિકો આવ્યા હતા.

શેઠ ખીમચંદે સંઘ પાલીતાણા ગયો ત્યારથી અઢાર દિવસ સુધી નોકારશી કરી હતી. ઝાંપે ચોખા મૂક્યા હતા. નવકારશીમા આખા ગામના લોકો અને બધા યાત્રિકોને જમવાનું હતું આ નોકારશીમાં એક નોકારશીનો ખર્ચ લગભગ રૂપિયા ૪૦ ૦૦૦ લાગતો હતો. આ ઉત્સવમાં ખૂબ શાન્તિ રહી હતી અને પ્રતિષ્ઠા થઈ હતી.

આ વખતે એક મારવાડી ડોશીએ નોકારશી કરવાની રજા માગી ત્યારે તેને પૈસા કયા છે એમ પૂછવાથી એક ગોદડીમાંથી સોનામહોરો કાઢી બતાવી હતી અને એક નોકારશીનો આદેશ લીધો હતો.

ત્યારબાદ શેઠ મોતિશાહના પત્ની શેઠાણી દિવાળીબાઈ મુંબઈમાં સ્વર્ગે ગયાં.

૧૧ પ્ર૦ ૪ પૃ૦ ૫૪૩ આ દેવરત્નસૂરિ—

(૩) આ દેવરત્નસૂરિ તે આગમિકગચ્છના આ૦ જયાનંદસૂરિ ના દીક્ષાશિષ્ય અને વિદ્યાશિષ્ય હતા તે તેમની પાટે આવ્યા હતા. તે વિદ્વાન્ હતા. નિરુક્તશાસ્ત્રના મોટા અભ્યાસી હતા. તેમણે નમો લોએ સવ્વસાહૂણં ના મુખ્ય શબ્દ ઉપર પ્રાકૃત ગાથા. ૪૮ નું વિવરણ કરી ઘણા અર્થો કર્યા હતા તેમજ 'ગજસિંહકુમારરાસ' બનાવ્યો હતો.

આ આચાર્ય અને આ વિવેકરત્નસૂરિ સુધીના ૪

ગચ્છનાયકોની મના હોવા છતા સં૦ ૧૩૫૩ ના પહેલા કાર્તિક મહિનાના સુદિ ૧૪ ને દિવસે ચોમાસી પ્રતિક્રમણ કરી પહેલા કાર્તિક સુદિ ૧૫ ને દિવસે ભીલડિયાથી વિહાર કર્યો. બીજા ગચ્છનાયકો ભીલડિયામા ૮ રહ્યા, જેઓ બીજા કાર્તિક સુદિ ૧૫ ને દિવસે વિહાર કરવાના હતા. (જુઓ પ્ર૦ ૩૯ પૃ ૨૩૯ પૂરવણી પૃ૦ ૭૭૦)

ત્યારબાદ ભીલડિયામા એકાએક ઉત્પાત નમ્યો. ભીલડિયાનો વિનાશ થયો. બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીની મુસલમાન સેનાએ આવી સં૦ ૧૩૫૫–૫૬ મા ભીલડિયા ભાગ્યુ અને પછી પાટણ પર ચઢી જઈ રાજા કર્ણદેવ વાઘેલાને નસાડ્યો.

આચાર્યશ્રીએ ત્યારબાદ ઘણા શુભ કાર્યો કર્યા હતા. તેઓએ સં ૧૩૭૩ મા સ્વર્ગગમન કર્યુ (જુઓ પ્ર૦ ૪૭)

૧૬ પ્ર૦ ૪૩ પૃ ૭૫૬ (ટિપ્પણી) આ૦ જયસિંહસૂરિ—

તેમણે વ્યાકરણ બનાવ્યુ. તેમના પટ્ટધર આ૦ પ્રસન્નચંદ્રના બીજા પટ્ટધર આ નયનચંદ્રસૂરિએ કુમારપાલચરિત ની પહેલી પ્રતિ લખી હતી તથા હમ્મીરમહાકાવ્ય સર્ગ ૧૪ અને રંભા મંજરી નાટિકા ની રચના કરી હતી.

૧૭. પ્ર૦ ૪૩ પૃ ૭૫૮ આ૦ માણિક્યસાગરસૂરિ—

આ૦ સાગરચંદ્રસૂરિએ સં૦ ૧૪૪૨ ના વૈશાખ સુદિ ૪ ને શનિવારે પાલીતાણામા આ૦ માણિક્યસાગરસૂરિ વગેરે ચાર આચાર્ય બનાવ્યા હતા. આ૦ માણિક્યસાગરજીએ (૧) આ૦ હેમસાગરસૂરિ (૨) આ રત્નસાગરસૂરિ બનાવ્યા છે

૧૮ પ્ર૦ ૪૩ પૃ૦ ૭૬૦ સાધ્વી જિનસુંદરીગણિની—

આ૦ ઉદયચંદ્રસૂરિના નામથી ખ્યાતિ પામ્યા અને ગોઠ પાસવીર ના બીજા પુત્ર હરિચંદે દીક્ષા લઈને આ૦ જયદેવસૂરિ નામથી પ્રસિદ્ધિ મેળવી.

## ૨ પૂરવણી

### સમજૂતી

૧ આ ગ્રંથના વિવિધ વ્યાખ્યાનોમાં જે જે ગ્રંથોનો આધાર લીધો છે તે તે ગ્રંથોના નામ ગોળ ( ) અને ચોખંડા [ ] બ્રેકેટમાં આપ્યાં છે વાચકોને વિશેષ જાણવા ઇચ્છા થાય તો તે તે આધારો વાંચી લેવા.

૨. આ ગ્રંથમાં પ્ર૦ અને પૃ૦ આપ્યા છે તે આ ઇતિહાસના ભાગ ૧ થી ૪ના પ્રકરણ અને પાનાં સમજવાં.

૩ આ ગ્રંથમાં મુદ્રણદોષથી કાનો, માત્રા, હ્રસ્વ, દીર્ઘ, અનુસ્વાર, વિસર્ગ અક્ષર કે આંક છૂટી ગયા હોય ત્યાં વાચકોએ સુધારી ને વાંચવું

